REGISTERED No. B ૬૬.

[ પુસ્તક ૬૩ મું ]. [ અંક ૧ લો.

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

જાન્યુઆરિ, સન ૧૯૨૪.



અનુક્રમણિકા


| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| અગ્રલેખ ... ... ... ... ... ... ... ... | ૧ |
| કવિતા .. ... ... ... ... ... ... ... ... | ૭ |
| ગુરુપદનું ગૌરવ ... ... ... ... ... ... ... | ૯ |
| માલદ્વીપ ટાપુનો પ્રાચીન ઇતિહાસ ... ... ... ... | ૧૩ |
| ભૂગોળ... .. ... ... ... ... ... ... ... | ૧૭ |
| કાળીપરજ લોકોની માતૃભાષાનો સંવાદ ... ... ... | ૨૦ |
| દેહોત્સર્ગ ... ... .. ... ... ... ... ... | ૨૨ |
| સરકારી જાહેરખબર... ... ... ... ... ... | ૨૮ |


કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક ( જાન્યુઆરિ, ૧૯૨૪ થી )

કૃષ્ણલાલ મુરજરામ વકીલ, M. Ed. (Leeds), I. E. S.,

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ



શ્રી અમરસિંહજી પ્રિન્ટિંગ પ્રેસમાં પઠાણ નુરખાન અમીરખાને છાપ્યું.

ઠે. મીરઝાપુર રોડ અમદાવાદ.

ક

## સૂચના.

૧. આ માસિકમાં–છપાતા અન્ય લેખકોના લેખ સાથે અમારે મળતો પણ હોવુ જોઈએ એમ વાચકોએ માનવુ નહિ

૨. પત્ર સબંધી લખાણ–એડિટર તરફ મોકલવુ છાપવા મોકલવા નું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવુ છાપવા યોગ્ય લાગશે તો છપાશે, નહિ પસદ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછા મોકલવામા આવશે

૩. લેખકને ઉત્તેજન–વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી દર પાને પાને યોગ્યતાના પ્રમાણે રૂ ૧) સુધી આપવામા આવશે ચર્ચાપત્ર માટે કંઈ આપવામા નહિ આવે

૪. લવાજમ–વરસ એકનો રૂ ૧-૮-૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી વિદ્યાર્થીઓ માટે ૦-૧૨-૦, છૂટક અકના રૂ ૦-૨-૬, પોસ્ટેજ ૦-૦-૬ જુદુ

૫. મનિઓર્ડર–કૂપન પર ગામ કે શહેરનુ ઠેકાણુ સ્પષ્ટ લખવુ તેમજ ત્યા એકથી વધાર નિશાળો હોય તો નિશાળનો નબર તથા શાળા પત્ર ઓફિસ તરફથી અપાએલા સરનામાના લેબલ ઉપરનો નબર લખવો

## જાહેરખબરના ભાવ.

| મુદ્દત. | પેજ. | | |
|---|---|---|---|
| | આખુ | અર્ધુ | પા |
| આખુ વર્ષ | રૂ ૬૫ | રૂ ૩૪ | રૂ ૨૦ |
| ૭ માસ | રૂ ૩૫ | રૂ ૧૮ | રૂ ૧૨ |
| ત્રણ માસ | રૂ ૨૦ | રૂ ૧૦ | રૂ ૭ |

છુટક છપાવવાનો દર.

દર ત્રણ લીટીએ રૂ ૧-૨-૦ રાખ્યા છે

આ પત્ર સાથે કોઇ પણ હેંડબીલ વહેચવામાં આવશે નહિ.

૬. શાળાપત્રમા–આપેલી ખાનગી જાહેરખબરોમા જણાવેલી ચોપડીઓ ખાતાએ મજુર કરેલીજ હોય એમ હમેશ હોતુ નથી માટે દરેકને મજુર કરેલી તરીકે ગણવી નહિ

૭. શાળાપત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામા આવે છે માટે વરસની વચમા જે ગ્રાહક બધ થવા માગતા હશે તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે તેટલાની છૂટક અક લેખે કિમત લેવામાં આવશે

તત્રી.

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૬૩ મું. જાન્યુઆરી સને ૧૯૨૪. અંક ૧ લો.

## અગ્રલેખ.

### ગત વર્ષનું અવલોકન.

વસ્તુ માત્રને ઇતિહાસ છે. ઇતિહાસ એ ભૂત, ભવિષ્ય, અને વર્તમાન સમયનું લૌકિક જીવન છે; જીવનમાં હેતુ છે. કુદરતના આ શુભ અને શાશ્વત નિયમાનુસાર 'શાળાપત્ર' નો આ અંક પોતાના ઐતિહાસિક કાળના નૂતન વર્ષની મણિમાળાના પ્રથમ મણકા તરીકે સુજ્ઞ અને વિવેકી વાચકોની પોષક દ્રષ્ટિપથે પડે છે. મનુષ્યજીવનના મુકાબલે એનું વયપ્રમાણ જોતાં એને 'વયોવૃદ્ધ' કહી શકાય, પણ મનુષ્યના માનસિક ઉત્કર્ષની અગાધતા જોતાં એને હમેશાં 'બાળ' જ ગણવું વધારે ઉચિત લાગે છે. એ પત્રની નિઃસીમ આયુષ્ય ઇચ્છી ગતવર્ષની સમાલોચના કરતા અનૌચિત્ય ઉપસ્થિત નહિ થાય એમ અમો ધારીએ છીએ.

શાળાપત્રનું ૬૨ મું વર્ષ પુરૂ થયું છે, અને ૬૩ મા વર્ષના આદિમણકા તરીકે તેને રજુ કરતાં અમોને આનંદજ થાય. આ માસિકમા વર્તમાન સમાચારને સ્થળ તો નજ હોઇ શકે એ સ્વાભાવિક છે. પ્રાથમિક શિક્ષકો અને વિદ્યાર્થીવર્ગને ઉપયોગી એવા વિષયોજ આ પત્રમાં ચર્ચાય છે, અને તેથી જનસમાજના ભૌતિક જીવનના સ્થૂલ આનંદને પોષણ આપી શકાય નહિ. પણ શિક્ષક અને શિષ્યવર્ગ સ્વકર્મનિષ્ઠ રહી જનતાનું કલ્યાણ કેમ સાધી શકે તે બતાવવાના હેતુથીજ તેમાં તેવા વિષયોને સ્થાન આપવામાં આવે છે. સ્પષ્ટ રીતે કહીએ તો મનુષ્યના બહુવિધ

તાઓને અમો સ્થાન આપીએ છીએ અને તેથી ટ્રેનિંગ કોલેજના વિદ્યાર્થીઓની કૃતિઓને પણ આનંદથી સ્વીકારીએ છીએ.

નીતિ વિનાનું જીવન નિરામય નીવડી ન શકે એ જાણીને અમો નીતિપાઠ, વાર્તા, શિક્ષણ, વગેરે લેખો વિદ્યાર્થીઓને નીતિમાર્ગે વાળે તેવા હોય તેનો સ્વીકાર કરીએ છીએ.

ગ્રંથકર્તાઓ તેમજ પ્રકાશકો તરફથી અમોને સૂચના મળ્યા પ્રમાણે તેમના તરફથી આવેલાં પુસ્તકોની યથાવકાશ અને યથાશક્તિ સમાલોચના તેમજ નોંધ ઘણીજ આનંદથી કરીએ છીએ; અને તેઓનો ઉપકાર પણ માનીએ છીએ.

પ્રખ્યાત સાહિત્યકારો અને કેળવણીકારો તેમજ સમાજસુધારકોનાં ખેદજનક અવસાનની નોંધ લેતા અમોને સહેજે દુઃખ પ્રસંગ આવે ખરો પણ નોંધ રૂપી શ્રદ્ધાંજલી અર્પીનેજ અમો સંતુષ્ટ રહ્યા છીએ.

કેળવણીને લગતી માહિતીઓ આ માસિકમાં ન અપાય તો તેટલી ન્યૂનતાજ જણાય, અને તેટલા માટે સામાન્ય વિષયો, જેવા કેઃ—ઇલાકાની કેળવણીના રિપોર્ટનો સાર, વર્નાક્યુલર ફાઇનલની પરીક્ષામાં માલમ પડતા દોષો, ઈ. સ. ૧૯૨૩ ની સાલનો પ્રાથમિક કેળવણીનો કાયદો, વગેરે ઉપયોગી બાબતો અમોએ આ પત્રમા વાચકની જાણ માટે આપી છે.

વિશેષમા ' બાળદૂત' ની, નૂતન ઉત્તમ યોજનાનો પરિચય આ માસિકમા કરાવ્યો છે અને તેથી શિક્ષક અને શિષ્યવર્ગ સેવાભાવની ઉચ્ચતા તેમજ ઉચ્ચ ચારિત્રની આવશ્યકતા સહેજે સમજશે એવી આશા રાખીએ છીએ.'

વળી અમોએ આ પત્રમા પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજના સંગીત શિક્ષકની મદદથી વાચનમાળાની કવિતાઓના છંદના જ્ઞાન ઉપરાંત રાગો પણ નક્કી કરેલા છે તે આપેલા છે, અને છંદો અને રાગોનું સ્વર બંધારણ ( નોટેશન ) પણ આપેલું છે. આથી શિક્ષક તેમજ શિષ્યવર્ગને તે ઉપયોગી થઇ પડશે એટલુંજ નહિ પણ છંદો તથા રાગો એક સરખી રીતે ગાઇ શકાશે અને ગાવામા સ્વરભંગ કે વિષમ સ્વરગાન થવાનો સંભવ નહિ રહે એમ અમો ધારીએ છીએ.

**લેખકોને તથા પત્રવ્યવહાર કરનારાઓને બે બોલ.**

આસપાસના પ્રદેશમાથી વહી આવતાં ઝરણાં વડે જેમ સર્વાંગે વિસ્તરતી તેમ લેખકોના લેખનપ્રવાહ વડે આ પત્રની સમૃદ્ધિ અને

સૌંદર્ય ટકી રહ્યા છે. જો કે અમારે ખેદપૂર્વક જણાવવું પડે છે કે સમર્થ લેખકો કે અન્ય વિદ્યાવિનોદીઓની કૃપાકટાક્ષમાં તો આ પત્ર આવવું પામ્યું નથી, તોપણ એવા મહાપુરુષો જનતાના કલ્યાણ અર્થે પોતાના જ્ઞાનના પ્રસાદ સરળ ભાષામાં આપે એમ અમે અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છીએ. વિના સ્વાર્થ કરતા પરાર્થે વિશેષ ગમે છે એમ કહેવાની જરૂર ન હોય, છતાં વારંવાર અમોને શિક્ષકવર્ગ, વિદ્યાર્થીવર્ગ, તેમજ અન્ય સ્નેહી જેઓ કેળવણીમાં અને જનસમાજના હિતમાં રસ લે છે તેઓ તરફથી આ પત્રને લેખો દ્વારા જે ઉત્તેજન મળ્યે જાય છે તેને માટે અમો તેના ઋણી છીએ. ગુજરાતમાં તો વિદ્વાન લેખકોની ખોટ નથી છતાં આ પત્ર તેમની પ્રસાદી ઝીલવાને અસમર્થ ન હોય એમ ધારીએ તો પણ જો તેઓ ધારે તો જ્ઞાનની કોમળ ધારા વડે આ પત્રને વિશેષ પ્રફુલ્લિત કરી શકે ખરા. આ પત્રનો ફેલાવો લોકોપકારક છે તેથીજ વિદ્વાન વર્ગ આ પત્રદ્વારા પણ કેળવણીના અને જનહિતના કામમાં પોતાનો હિસ્સો આપે એમ અમે ઇચ્છીએ છીએ. પ્રાથમિક કેળવણીનો પાયો એવા સુદૃઢ અને અસરકારી જ્ઞાન વડે વધારે પાકો ચણાય અને તેના ઉપર પ્રૌઢજ્ઞાનત્વની સુંદર ઇમારત ચણાય એથી વિશેષ લાભ આ પત્ર કયો આપી શકે? અમો તો સર્વથા ઇચ્છીએ છીએ કે સાક્ષર વર્ગ પણ પ્રાથમિક શિક્ષણની સુધારણામાં અને વૃદ્ધિમાં પોતાના લેખોવડે આ પત્રદ્વારા ભાગ લે

અનુભવી શિક્ષકો અને ગામડાઓની શાળાના વિવિધ અનુભવો ધરાવતા ડેપ્યુટી સાહેબો અને આ. ડેપ્યુટીઓ પણ લેખોદ્વારા શિક્ષણમાં સુધારો વધારો કરી શકે, અને તેટલા માટે તેમના તરફના લેખોની આશા રાખીએ. શહેરના શિક્ષક કરતાં ગામડાના શિક્ષકોને કુદરતના નિરીક્ષણનો, અને તેની શાંત ચમત્કૃતિઓનો વિશેષ પરિચય હોય એ સ્વાભાવિક છે, અને તેથી કુદરત, ખગોળ, પ્રાણી વર્ગ વગેરે બાબતમાં અમૂલ્ય જન સેવા તેઓ કરી શકે

સામાન્ય રીતે આ પત્રમાં શિક્ષણ શાસ્ત્રીની દ્રષ્ટિએ ઉપયોગી થાય એવી દ્રષ્ટિથીજ લેખો લખાય એવો અમારો આગ્રહ છે. ગત વર્ષમાં ગણિત, ખગોળ, ઇતિહાસ, ભૂગોળ વિજ્ઞાન, કુદરત, વગેરે વિષયો પરત્વે લેખો મળ્યા છે ખરા, પણ અમો તો તેથી સંતોષ પામીએ નહિ. લેખો વધારે ઉંચા પ્રકારના, અનુભવથી લખાએલા અને તેથી શિક્ષણમાં ઉપયોગી એવા લેખો આ પત્રમાં વધારે પ્રમાણમાં જોવા ઇચ્છીએ છીએ.

માતપિતાની જે ઇચ્છાઓ, અંતર ઉંડી વિશાળ,
અનુકરણ શક્તિએ કરીને, બાળક સમજી જાય રે, ઓ બાળ.
બાલ્યવસ્થામા જે જોયુ તે, સ્મરણ કરે મન માય,
તે અગ્માના સંબધીનો જો, ઉત્તમ આદર્શ હોય રે, ઓ બાળ.
તેના હૃદયમા કલ્પવૃત્તિનું, પ્રાબલ્ય ગોથા ખાય,
તેથી કરીને નિર્જીવ વસ્તુ, સજીવ માની લેવાય રે; ઓ બાળ.
ઉમ્મર થતા વિચારશક્તિ, આવે હૃદય મોઝાર,
તેનો ઉદ્ભવ થતા પહેલા ઇચ્છાને સ્વાધીન થાય રે; ઓ બાળ.
તર્ક, વિવેકની મદદ વડે, નવા અનુમાન થાય,
તેનું સમાધાન કરવા માટે, અનેક પ્રશ્ન પૂછાય રે, ઓ બાળ.
બાળપણાના શિક્ષકે તેનો, સ્વભાવ અનુસરાય,
તેને ગમતું આવે તેથી, અજ્ઞાન દૂર કરાય રે, ઓ બાળ.
અવગુણો ટાળી સદ્ગુણો આપી, ઇર્ષાનુ મૂળ કઢાય,
સ્પર્ધાની લાગણી ઉત્તેજીને, સ્વ-પરનો ભેદ કઢાય રે, ઓ બાળ.
આવી રીતે બાળવૃત્તિમા, શક્તિનો વિકાસ થાય,
આગળ જાતા તે વૃત્તિએ, ઉચ્ચ મનુષ્ય લેખાય રે, ઓ બાળ.
મે. મ. ફી. ટ્રે. કો. ના લેડિ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ મારફતે.)

---

## બાળ પ્રાર્થના.

(ઇલાકાના સ્કાઉટ કમિશનરે મંજુર કરેલુ સ્કાઉટ ગીત)

પ્રાતઃકાળે ઉદય અરપે, હિંદને ભાગ્ય ભાનુ,
તેરે લાવે, શિશુહૃદયમા, તેજ મીઠું અનેરૂ,
આશા આપે, નવ યુગ તણી, દિવ્ય સૃષ્ટિ તણીને
કેવા દીસે, નવ પ્રગતિમા, બાલના મંડળો એ,
કેવા આ સૌ, નિજ કૃતિ કરે, બાળકો મંડળોના,
શોભાવીને હૃદયકુસુમે, શ્વેત સદ્ગુણ રંગ,
જેથી વ્યાપે, નિજ કુલતણી, કીર્તિ થાયે ઉમંગ
ને માયેના,મૃદુલ હૃદયે, હર્ષ માતા પિતાના.
માગુછું ના, ધન વિભવનુ, ગાડી ના ઘોડલાની;
ના ના માગુ, ગજ ગૃહ વિષે મોટરે દોડતી ના

માગું છું, કે શિશુજન કદી રે ન ભૂખ્યા ન સુએ,
ઉઠે તાજા, દિવસ કરવા, લોકસેવા સવારે.
સાયંકાલે, સરસ ગગને, રંગ બેરંગ પૂર્યા,
પંખી ઉડયા, નિજ નિલયને, ગાન મીઠું કરંતા.
જો જો આ થી, મધુર પ્રસરે બાલસેવા સુવાસ,
બાકી ના કે હૃદય કરતો નાથ તું જ્યાં નિવાસ.

## ગુરૂપદનું ગૌરવ.

(લેખક:—માસ્તર નાથાભાઈ મુ. બ્રહ્મભટ્ટ, આસિ. માસ્તર, ખંભાત.)

### શિક્ષકનું સ્થાન, તેના ધર્મો, અને તેનું વર્તન.

मातृ देवो भव, पितृ देवो भव, आचार्य देवो भव. (ઉપનિષદ)

ઉપરનો અર્થ એવો છે કે માતા, પિતા, અને આચાર્યને દેવ જેવા ગણો. ગુરુની પદ્વી માબાપના જેવીજ છે. ભવિષ્યની પ્રજા સારી કે નઠારી નીવડે તેનો આધાર બહુધા તેના પર હોવાથી તેનું સ્થાન ઘણું ઉંચું છે. ઇંગ્લાંડના એક જાણીતા ગુરુ મિ૦ આર. બોર્કિન એક પ્રસંગે કહે છે, કે "હે શિક્ષકો, તમારો ધંધો ઉત્તમ છે, તમારૂં સ્થાન ક્યાં છે, એ વિષે તમોએ કદી ઉંડો વિચાર કર્યો હોય એમ લાગતું નથી. ગમે તે હેતુથી તમે એ ધંધો માથે લીધો હોય, તોપણ એ સર્વોત્તમ છે એ કદી ભુલશો મા." પ્રાચીન ગ્રીક વિદ્વાન પ્લેટો કહે છે, કે "શિક્ષણશાસ્ત્ર અને તેને લગતા વિષયો કરતાં વધારે ઉંચો, વધારે ઉમદા, અને વધારે પવિત્ર વિષય મનુષ્ય ધારી શકશે નહિ." મનુષ્યમાં મનુષ્યત્વ વિદ્યાબળથી પ્રાપ્ત થાય છે. એ વિદ્યાબળ આપવામાં શિક્ષણશાસ્ત્ર ઘણી મદદ કરે છે માટે તેને પ્લેટોએ ઉત્તમ ને પવિત્ર માન્યું છે. જ્યારે આમ છે ત્યારે શિક્ષકનો ધંધો પણ ઉત્તમ ને પવિત્ર છે એમાં શો સંદેહ? સારાંશ એ કે શિક્ષકનો ધંધો બીજા કોઇ પણ ધંધાથી ઉતરતો નથી એટલુંજ નહિ, પણ સર્વથા ઉત્તમ છે; અને એજ કારણથી તેનું સ્થાન પણ ઘણું ઉંચું છે,

શિક્ષકના સ્થાન સંબંધી જો સંપૂર્ણ હકીકત આપવા માગીએ તો તત્સંબંધેજ એક મોટો નિબંધ લખી શકાય; પણ આ વિષયના વિવેચનમાં સારભૂત જરૂરી બાબતનુંજ વર્ણન જોઇ હવે આપણે આપણા મુદ્દા તરફ વળીએ.

શિક્ષકનો ધર્મ એ સેવાધર્મ છે, અને સેવાધર્મ એ મહાન યોગીઓને પણ અગમ્ય છે, તેમજ તે ઘણો ગહન છે.

સેવા, (સં.) સેવ્ ધાતુ ઉપરથી ઉપસ્થિત થએલો શબ્દ છે. તેનો રૂઢ અર્થ પૂજા થાય છે, પરંતુ યૌગિક અર્થ સેવના કરવી, એ પ્રમાણે થાય. આથી સેવાના મુખ્ય બે ભાગ થઈ શકે. સ્વાર્થ સાથે પરમાર્થ વૃત્તિથી એવો ધંધો કરવો કે જેમા આપણું તેમજ અન્યનું હિત સચવાય આ એક પ્રકારની સેવા. અને સ્વાર્થ રહિત પરમાર્થવૃત્તિના કાર્યો કરવા તે બીજા પ્રકારની સેવા

આથી સમજાય છે, કે શિક્ષણ એ એક સેવાજ છે, કારણ કે તેમા સ્વાર્થ સાથે પરમાર્થ રહેલો છે, હવે તેમા પરમાર્થ કેટલે અંશે રહેલો છે. તે સંબધી આપણે વિચાર કરીએ.

સારા શિક્ષણથી પ્રજામા યોગ્ય કેળવણી મળવાથી મનુષ્યત્વ આવે છે. પરિણામે એ પ્રજાવડે દેશ તથા રાજ્યની આબાદી વધે છે, ઉપરાંત દેશોદયનું પ્રથમ પગથીઉં જ્ઞાનબળ, એ સારા શિક્ષણના પ્રભાવથી પ્રજામા પૂર જોસમા વહે છે, ને એજ બળથી બીજુ પગથીઉં દ્રવ્યબળ પણ સધાય છે. પરિણામે આમ પ્રત્યક્ષ તો નહિ પણ પરોક્ષ અત્યુત્તમ દેશસેવા પણ એક સારા શિક્ષકથી થાય છે. આજ કારણથી શિક્ષકનો ધર્મ એ સેવા ધર્મ ગણવામા આવ્યો છે

અગાઉ આપણા દેશના ઋષિમુનિઓ સેવાનુ સપૂર્ણ રહસ્ય સમજતા હોવાથી તેઓ કોઈ પણ જાતના સ્વાર્થ વિના હજારો સુપાત્ર શિષ્યોને યોગ્ય વિદ્યા આપી કુલપતિ કહેવાતા. હિંદના પ્રાચીન ગૌરવ માટે આપણે જે અભિમાન ધરાવીએ છીએ તે આજ સેવાના પ્રતાપને આભારી છે. હાલ ઇગ્લાંડ, જાપાન, અમેરિકા, વગેરે પશ્ચિમના દેશો પણ આજ બળથી (વિદ્યાબળથી) પોતાના ગૌરવને વધારી શક્યા છે એ સુવિદિત છે. પરંતુ આપણા દુર્ભાગ્યે કાળબળે કરીને આપણા દેશમા જમાના સાથે જનસ્વભાવ પણ બદલાયો ને તેથી શિક્ષણ સંબધી ઉંચી ભાવના નષ્ટ થઇ છે અને તે જગ્યા સ્વાર્થવૃત્તિએ લીધી છે

એતો ખરૂ છે કે જે ધધામા સૌથી ઉંચા કામની અપેક્ષા રાખવી ને તે ધધો કરનારને સૌથી નીચો પગાર આપવો એ પણ આ જમાનાની એક વિચિત્રતાતો છેજ; પરંતુ ઉપરની બાબત જો સમજવામા આવે તો રોદણા રડવાના કારણ ઘણા ઓછા થશે. પરિણામે પ્રજાની ને પ્રજાવડે રાજાની

આબાદી થયે શિક્ષકોની પણ આબાદી થશે. આ કારણોથી વર્તમાન કાળના શિક્ષકો જો સંતોષ રાખી સાધુવૃત્તિવાળા થઈ પોતાનો ધર્મ બરાબર અદા કરશે તો શિક્ષણ એ સેવાજ છે એ સૂત્ર જનસમાજની નજરમા તરી આવ્યા વિના રહેશે નહિ. જોકે પૈસા વડેજ કિંમત આંકવાના આ વર્તમાન કાળમા તેવુ બનવું અશક્ય છે એમ સમજી રાજા પ્રજા બને શિક્ષકોની ઉન્નતિ તરફ ઘટતુ લક્ષ આપશે તો શિક્ષણનું ખરૂ સ્વરૂપ પ્રકાશમા આવ્યા વિના રહેશે નહિ.

એક ઉત્તમ શિક્ષક પોતાના ઉત્તમ શિક્ષણ ને ઉત્તમ ચારિત્રબળથી ધારે તો નામદાર સરકારને દશ પોલીસનો ખર્ચ બચાવી શકશે. એનુ ઉત્તમ દૃષ્ટાંત જોવુ હોય તો પ્રાચીન કાળમા મેગેસ્થિનસે હિંદ માટે લખેલી નોંધ જુઓ. તે લખે છે કે તેના કાળમાં હિંદનો દરેક શહેરી સદ્‌વર્તન રાખતો ને કોઈને પોતાને બારણે તાળું વાસવાની જરૂર રહેતી નહિ. જ્યારે આમ છે, ત્યારે હાલના શિક્ષકો પોતાનો ધર્મ બરાબર સમજી તે પ્રમાણે વર્તન કરે તો તેઓ ધર્મોપદેશકો કરતા શું ઓછુ કાર્ય કરી શકે ? આમ દેશના અભ્યુદયમા ધર્મોપદેશકો અને સૈન્ય સુધારકો કરતા શિક્ષકો વધારે સારો લાભ લઈ ઉત્તમ દેશસેવા કરી શકે છે એ વાત નિઃસંશય છે.

ઉપર બતાવ્યુ તેમ શિક્ષકને પોતાનો સેવાધર્મ બરાબર સાચવવાને માટે કેવા ગુણોની જરૂર છે, એ સંબંધી આપણે હવે વિચાર કરીએ.

પરમકૃપાળુ પરમાત્માની આ અદ્‌ભુત સૃષ્ટિમા એવા અસંખ્ય મનુષ્યો ભરેલા છે કે જેઓ પોતાની યોગ્ય ફરજો સમજતા નથી અને તેથી પોતાના થોડાક કુટુંબીજનો ને દશ મિત્રો ને બાદ કરતા તેઓનો સર્વ સાધારણ જનસમાજની સાથે કાંઈ પણ સંબંધ હોતો નથી.

જે પુરુષ પોતાની ફરજો બરાબર સમજી તે ફરજો યથાર્થ અદા કરવા માટે તેના ધર્મને અનુસરતું ચારિત્ર રાખે તેજ ખરેખરો સપૂત છે, માટે હવે આપણે આપણી ફરજોને અંગે કેવા પ્રકારના વર્તનની-ચારિત્રની-જરૂર છે તે જોઈએ. અને એ અંગે જે ગુણો જરૂરના છે તે લઈએ.

૧. કર્તવ્યપરાયણતા—જે કાર્ય વિચાર કરીને કે વિચાર કર્યા વગર માથે લીધુ તો તે ઉદ્યોગથી અને ખંતથી પૂરું કરવુંજ જોઈએ. આમ કરવાથી મન સદા સંતુષ્ટ રહે છે.

શિક્ષકનો ધર્મ એ સેવાધર્મ છે, અને સેવાધર્મ એ મહાન યોગી-ઓને પણ અગમ્ય છે; તેમજ તે ઘણો ગહન છે.

સેવા, (સં.) સેવ્ ધાતુ ઉપરથી ઉપસ્થિત થએલો શબ્દ છે. તેનો રૂઢ અર્થ પૂજા થાય છે, પરંતુ યૌગિક અર્થ સેવના કરવી, એ પ્રમાણે થાય. આથી સેવાના મુખ્ય બે ભાગ થઈ શકે. સ્વાર્થ સાથે પરમાર્થ વૃત્તિથી એવો ધંધો કરવો કે જેમા આપણું તેમજ અન્યનું હિત સચવાય આ એક પ્રકારની સેવા. અને સ્વાર્થ રહિત પરમાર્થવૃત્તિનાં કાર્યો કરવા તે બીજા પ્રકારની સેવા.

આથી સમજાય છે, કે શિક્ષણ એ એક સેવાજ છે, કારણ કે તેમા સ્વાર્થ સાથે પરમાર્થ રહેલો છે, હવે તેમા પરમાર્થ કેટલે અંશે રહેલો છે. તે સંબંધી આપણે વિચાર કરીએ.

સારા શિક્ષણથી પ્રજામા યોગ્ય કેળવણી મળવાથી મનુષ્યત્વ આવે છે. પરિણામે એ પ્રજાવડે દેશ તથા રાજ્યની આબાદી વધે છે, ઉપરાંત દેશોદયનું પ્રથમ પગથીઉં જ્ઞાનબળ, એ સારા શિક્ષણના પ્રભાવથી પ્રજામા પૂર જોસમા વધે છે, ને એજ બળથી બીજું પગથીઉં દ્રવ્યબળ પણ સધાય છે. પરિણામે આમ પ્રત્યક્ષ તો નહિ પણ પરોક્ષ અત્યુત્તમ દેશસેવા પણ એક સારા શિક્ષકથી થાય છે. આજ કારણથી શિક્ષકનો ધર્મ એ સેવા ધર્મ ગણવામા આવ્યો છે.

અગાઉ આપણા દેશના ઋષિમુનિઓ સેવાનું સંપૂર્ણ રહસ્ય સમજતા હોવાથી તેઓ કોઈ પણ જાતના સ્વાર્થ વિના હજારો સુપાત્ર શિષ્યોને યોગ્ય વિદ્યા આપી કુલપતિ કહેવાતા. હિંદના પ્રાચીન ગૌરવ માટે આપણે જે અભિમાન ધરાવીએ છીએ તે આજ સેવાના પ્રતાપને આભારી છે. હાલ ઇંગ્લાંડ, જાપાન, અમેરિકા, વગેરે પશ્ચિમના દેશો પણ આજ બળથી (વિદ્યાબળથી) પોતાના ગૌરવને વધારી શક્યા છે એ સુવિદિત છે. પરંતુ આપણા દુર્ભાગ્યે કાળબળે કરીને આપણા દેશમાં જમાનાના સાથે જનસ્વભાવ પણ બદલાયો ને તેથી શિક્ષણ સંબંધી ઉંચી ભાવના નષ્ટ થઇ છે અને તે જગ્યા સ્વાર્થવૃત્તિએ લીધી છે.

એતો ખરૂ છે કે જે ધંધામા સૌથી ઉંચા કામની અપેક્ષા રાખવી ને તે ધંધો કરનારને સૌથી નીચો પગાર આપવો એ પણ આ જમાનાની એક વિચિત્રતાતો છેજ; પરંતુ ઉપરની બાબત જો સમજવામા આવે તો રોદણા રડવાના કારણ ઘણા ઓછા થશે. પરિણામે પ્રજાની ને પ્રજાવડે રાજાની

આબાદી થયે શિક્ષકોની પણ આબાદી થશે. આ કારણોથી વર્તમાન કાળના શિક્ષકો જો સંતોષ રાખી સાધુવૃત્તિવાળા થઈ પોતાનો ધર્મ બરાબર અદા કરશે તો શિક્ષણ એ સેવાજ છે એ સૂત્ર જનસમાજની નજરમાં તરી આવ્યા વિના રહેશે નહિ. જોકે પૈસા વડેજ કિંમત આંકવાના આ વર્તમાન કાળમાં તેવું બનવું અશક્ય છે એમ સમજી રાજા પ્રજા બંને શિક્ષકોની ઉન્નતિ તરફ ઘટતું લક્ષ આપશે તો શિક્ષણનું ખરૂં સ્વરૂપ પ્રકાશમાં આવ્યા વિના રહેશે નહિ.

એક ઉત્તમ શિક્ષક પોતાના ઉત્તમ શિક્ષણ ને ઉત્તમ ચારિત્રબળથી ધારે તો નામદાર સરકારને દશ પોલીસનો ખર્ચ બચાવી શકશે. એનું ઉત્તમ દ્રષ્ટાંત જોવું હોય તો પ્રાચીન કાળમાં મેગેસ્થિનસે હિંદ માટે લખેલી નોંધ જુઓ. તે લખે છે કે તેના કાળમાં હિંદનો દરેક શહેરી સદ્વર્તન રાખતો ને કોઇને પોતાને બારણે તાળું વાસવાની જરૂર રહેતી નહિ. જ્યારે આમ છે, ત્યારે હાલના શિક્ષકો પોતાનો ધર્મ બરાબર સમજી તે પ્રમાણે વર્તન કરે તો તેઓ ધર્મોપદેશકો કરતાં શું ઓછું કાર્ય કરી શકે ? આમ દેશના અભ્યુદયમાં ધર્મોપદેશકો અને અન્ય સુધારકો કરતાં શિક્ષકો વધારે સારો લાભ લઇ ઉત્તમ દેશસેવા કરી શકે છે એ વાત નિઃસંશય છે.

ઉપર બતાવ્યું તેમ શિક્ષકને પોતાનો સેવાધર્મ બરાબર સાચવવાને માટે કેવા ગુણોની જરૂર છે, એ સંબંધી આપણે હવે વિચાર કરીએ.

પરમકૃપાળુ પરમાત્માની આ અદ્ભુત સૃષ્ટિમાં એવા અસંખ્ય મનુષ્યો ભરેલા છે કે જેઓ પોતાની યોગ્ય ફરજો સમજતા નથી અને તેથી પોતાનાં થોડાંક કુટુંબીજનો ને ઇષ્ટ મિત્રો ને બાદ કરતાં તેઓનો સર્વ સાધારણ જનસમાજની સાથે કાંઇ પણ સંબંધ હોતો નથી.

જે પુરુષ પોતાની ફરજો બરાબર સમજી તે ફરજો યથાર્થ અદા કરવા માટે તેના ધર્મને અનુસરતું ચારિત્ર રાખે તેજ ખરેખરો સપૂત છે; માટે હવે આપણે આપણી ફરજોને અંગે કેવા પ્રકારના વર્તનની-ચારિત્રની-જરૂર છે તે જોઇએ. અને એ અંગે જે ગુણો જરૂરના છે તે લઇએ.

૧. **કર્તવ્યપરાયણતા**—જે કાર્ય વિચાર કરીને કે વિચાર કર્યા વગર માથે લીધું તો તે ઉદ્યોગથી અને ખંતથી પૂરૂં કરવુંજ જોઇએ. આમ કરવાથી મન સદા સંતુષ્ટ રહે છે.

૨. જ્ઞાનસંપત્તિ—શિખવવાના વિષયની અને શિખવાડવાની પદ્ધતિની જોઇએ. આ ઉપરાંત તેના વિચાર શુદ્ધ હોવા જોઇએ અને વ્યાકરણશુદ્ધિ તથા લેખનશુદ્ધિ, વગેરે બાબતમાં જમાના સાથે આગળ વધતા રહી તે સંપત્તિનો વધારો કરવો જોઇએ.

૩ શરીરસંપત્તિ—શરીર રૂપી સાધન સારૂં રાખવા સારી તંદુરસ્તીની જરૂર છે અને તે મેળવવા આરોગ્યશાસ્ત્રના નિયમો પાળવાની જરૂર છે.

૪. સ્વચ્છતા—બાળકોને સ્વચ્છતા શિખવવાની છે. શિક્ષકના વર્તનની છાપ શિષ્ય ઉપર પડતી હોવાથી ત્રીજા ચોથા ગુણની ખાસ જરૂર છે.

૫. ચપળતા ને ઉત્સાહ—મંદ ને સુસ્ત શિક્ષણ નિરસ છે.

૬. પ્રેમ અને દિલસોજી—માણસ માણસને પ્રેમ આપ્યા વિના પ્રેમ સંપાદન કરી શકાતો નથી. શિક્ષક દક્ષતા ને વિશ્વાસથી શિષ્યના મન ઉપર કાબુ મેળવે છે, પણ પ્રેમ અને દિલસોજીથી તેના હૃદયમાં વાસ કરે છે.

૭. આ ઉપરાંત બીજા ઘણા ગુણોની જરૂર છે. શિક્ષકનો સ્વભાવ આનંદી હોવો જોઈએ. તેનામાં ધૈર્ય હોવું જોઇએ. પોતાની શક્તિ ઉપર યોગ્ય વિશ્વાસ હોવો જોઇએ. સ્વભાવ શાંત, પ્રેમાળ ને ધર્મપ્રિય હોવો જોઈએ. પોતે સત્યવાદી ને પ્રામાણિક હોઈ પોતાને સોંપેલા કાર્ય સિવાય અન્ય કાર્યમાં શક્તિનો વ્યય ન કરનાર હોવો જોઇએ. થોડા ખર્ચવાળો હોવો જોઇએ, ને તે સંયમ ગુણના અંગે રાખવો જોઇએ. તેનું કૌટુમ્બિક જીવન શુદ્ધ, સરળ, સંપીલું, ને પ્રેમાળ હોવું જોઇએ. તેને બાળકોનો સહેવાસ રુચિકર લાગવો જોઇએ તેની ધગશ શિક્ષણનીજ ચળવળમાં ભાગ લઇ આગળ વધવાની હોવી જોઇએ. વ્યસની હોવો જોઇએ પણ એ વ્યસન તે વિદ્યા જેવા સદ્ગુણોનુંજ, દુર્વ્યસન નહિ છેવટે તે ઉદ્યોગી ને આળસ રહિત હોવો જોઇએ

ઉપર પ્રમાણેના જેનામાં સદ્ગુણો છે, તેજ શિક્ષક થવાને લાયક છે; ને હવે સંપૂર્ણ સદ્ગુણો દરેકનામાં હોવા એ તો અહો ભાગ્યજ ગણાય, પરંતુ થોડાઘણા તો દરેકમાં હોવા જોઇએ.

તા.ક. જે શિક્ષકો પોતાના સ્થાનથી અજ્ઞાત હોવાના કારણે પાછળ પડયા હશે તે આ લેખ વાંચી સમજી આગળ આવવા કાંઇક પણ પ્રયત્ન કરશે તો મારો આ લેખનો થએલો શ્રમ સફળ માનીશ.

# માલદ્વીપ ટાપુનો પ્રાચીન ઇતિહાસ.*

(લેખક—મંગળદાસ નાનાલાલ શાહ આસિ. માસ્તર ખંભાત.)

એવો પણ એક સમય હતો કે જ્યારે ભારતવાસીઓની નાડીમાં ઉદ્યોગ અને કર્તવ્યશક્તિનો પૂર્ણ સંચાર હતો જ્યારે આશા, સાહસ, ધૈર્ય તથા શૂરતા, ઇત્યાદિ ગુણોથી સંપન્ન ભારતવાસી ભારતની બહાર અહીંઆના વાણિજ્ય તથા ગરિમાને વધારી રહ્યા હતા એ સમયના પ્રસિદ્ધ ભારત ઉપનિવેશોમાં લંકા, જાવા, સુમાત્રા, માલદ્વીપ ઇત્યાદિ સ્થાનોના નામ લેવાય છે માલદ્વીપ નામના દ્વીપસમૂહના સંબંધમાં એક વિખ્યાત જર્મન શબ્દશાસ્ત્રવેત્તાનો મત છે જે એણે પોતાના પુસ્તકમાં લખ્યો છે, "એમાં કાંઇ સંદેહ નથી થઈ શકતો, કે કોઇ પ્રાચીન સમયમાં માલદ્વીપને સીલોનથી જઈને (અથવા એ પણ સંભવ છે કે સીલોન તથા માલદ્વીપ બંનેને એકજ સાથે) હિંદુસ્તાનના આર્યલોકોએ વસાવ્યો હોય" સિલોન તથા માલદ્વીપ બંને પ્રાચીન ભારતના ઉપનિવેશ છે એ વાત સિંહલી તથા માલદ્વીપ ભાષાને સંસ્કૃત સાથે સરખાવી જોવાથી સ્પષ્ટ માલમ પડશે એ કારણથી માલદ્વીપ સમૂહના ઇતિહાસની વિશેષ આવશ્યકતા છે

'માલદ્વીપ" નામના દ્વીપશ્રેણીનું વર્તમાન સ્થાનીય નામ "દીવેહીરજે" અર્થાત્ 'દ્વીપરાજ્ય' છે એ દ્વીપપુંજ ભારત સાગરમાં સીલોન (લંકા)ના દક્ષિણ—પશ્ચિમ કિનારાથી ૪૫૦ માઇલના અંતર પર સ્થિત છે એની લંબાઇ ઉત્તર દક્ષિણ ૫૦૦ માઇલની છે જન સંખ્યા લગભગ ૭૨ હજાર ની ઉપર છે અહીંઆના લોક પ્રાયઃ નાવ બનાવવામાં સિદ્ધહસ્ત હોય છે એઓ પોતાની નૌકાઓ એડન, રંગૂન, કલકત્તા અને સુમાત્રા સુધીની જળયાત્રા કરે છે. પરંતુ માલદ્વીપશ્રેણીનું વિશેષ વાણિજ્ય લંકા અને ભારતવર્ષની સાથે છે અહીંથી ગયા વર્ષે લંકાના પુરાતત્ત્વ વિભાગના ભૂતપૂર્વ કમીશનર બેલ સાહેબને માલદ્વીપ શ્રેણીની દશા જોવા માટે મોકલ્યા હતા એમણે માલદ્વીપના સંબંધમાં એક મોટો રિપોર્ટ લંકા સરકારને આપ્યો છે, જેથી માલદ્વીપની ભૂત તથા વર્તમાન દશાના વિષયમાં અનેક જરૂરી વાતો માલમ પડે છે એમનું કહેવું છે કે "અહીંના નિવાસી સાધારણ મનુષ્ય અને સુખી છે સમાજથી પૃથક્ દ્વીપમાં રહેવાના કારણથી એમનું વિશેષ ધ્યાન

* એક હિંદી ત્રિમાસિક પત્રથી અનુવાદ

નૈતિક ઉન્નતિ યા સુધારાની તરફ નથી. એ શ્રેણીમા 'માલદ્વીપ' કે જેની અનુસાર કુલ શ્રેણીનુ નામ રખાયુ છે, એ સર્વથી મોટો ટાપૂ નથી, પરંતુ સર્વથી વિખ્યાત છે અને એજ સરકારનો સદર મુકામ (દ્વીપની રાજધાની) છે. સરકારી પ્રબંધને માટે એ દ્વીપશ્રેણી ચૌદ જિલ્લામા વિભક્ત છે. પ્રત્યેક જિલ્લો એક સરદારના સ્વામિત્વમા સોપાયો છે. સરદાર સેંટ્રલ ગવર્નમેન્ટના એજન્ટની માફક છે, અહીંઆનુ સૈનિક બળ બધુ મળીને ૮૦૦ યા ૯૦૦ નું છે અહીંનુ રાજ્ય એક મુસલમાન સુલતાનના આધીન છે સુલતાન સ્વતંત્ર જેવા છે. આ શ્રેણી પર સીલોનનુ આધિપત્ય કેવળ આટલુજ છે,કે અહીંથી કંઇક નિયત વાર્ષિક કર સીલોન સરકારને "ત્યા મોકલાવાય છે." આ દ્વીપશ્રેણીનો ઇતિહાસ અતિ રુચીકર છે. એ દ્વીપનો ઉલ્લેખ પ્રાચીન લેખક ટોલેમીના લેખોમા મળે છે• રોમના શહેનશાહ "જુલિયન" ની પાસે એ દ્વીપવાસીઓના રાજદૂત ગયા હતા જે સીલોનની સમીપ હતા.

માલદ્વીપ સરકારની આજ્ઞાનુસાર અરબી ભાષામા લખેલો અહીંનો ઇતિહાસ ઇ.સ. ૧૨મી શતાબ્દી પછીથી મળે છે બેલ સાહેબે પોતાના રિપોર્ટમા ૮૨ શાસનોના નામ, એમની પદવી, શાસનકાળ ઇત્યાદિ સાથે આપ્યા છે પહેલા સુલતાનનું નામ "મુહમ્મદ-ઉલ-આદિલ' હતુ, જેના શાસનકાળમા દ્વીપવાસીઓને તબ્રીજ દેશના રહેવાવાળા "યુસુફ-શમસુદીન" દ્વારા (૧૧૫૩ થી ૧૧૫૪ ઇસમા) ઇસ્લામ ધર્મના અનુયાયી બનાવ્યા એ સમયમા દ્વીપવાસીઓએ પોતાના પ્રાચીન બૌધ ધર્મનો પરિત્યાગ કર્યો. એ પ્રથમ સુલતાનના સમયમા તારીખ નામનો ઇતિહાસ લખવાનો પ્રારંભ થયો હતો. એ ઇતિહાસ લેખ અતિ રુચીકર તથા શૃંખલાબદ્ધ છે એ લેખના અતિરિક્ત માલદ્વીપવાસીઓની ભાષા પણ એના પ્રાચીન ઇતિહાસની એક બહુમૂલ્ય ચીજ છે. માલદ્વીપ ભાષાનુ સીલોનની સીંહલી ભાષાની સાથે અદ્ભુત મળતાપણુ છે વિશેષ મળતાપણુ સિંહલીભાષાની એ અવસ્થાથી છે, જે સીલોનમા ૯મી શતાબ્દીના મધ્યમા પ્રચલિત હતી જ્યારથી એ દ્વીપવાસીઓએ મુસલમાન ધર્મને ગ્રહણ કર્યો, ત્યારથી એમની માતૃભાષામા બહુ રૂપાન્તર થઈ ગયુ છે સરકારી કાગળો અરબીમા લખાય છે પ્રાચીન સ્થાનીય લિપિનો પરિત્યાગ થઇ ગયો છે, અને આ સમયની લિપિ જમણી બાજુથી ડાબી તરફ લખાય છે. અરબી ભાષાના અનેકાનેક શબ્દોનો દ્વીપવાસીઓની બોલીચાલીમા પ્રયોગ કરાય છે.

ઇસ્લામ ધર્મના પ્રચાર પછીથી માલદ્વીપીઓનો સંબંધ સિંહલદ્વીપથી છૂટી ગયો અને જેમજેમ સમય વીતતો ગયો તેમતેમ બંનેની ભાષામા અંતર પડતું ગયું, ત્યાં સુધી કે બંને જોવામાં પણ બિલકુલ ભિન્ન થઈ ગયા છે. પરંતુ અત્યાર સુધી ઘણા એવા પ્રાચીન શબ્દ છે, જેનું માલદ્વીપ, સિંહલી તથા સંસ્કૃતમાં મળતાપણું છે. ઉદાહરણાર્થ કેટલાક શબ્દો નીચે આપ્યા છે:—

| માલદ્વીપ. | સિંહલ | સંસ્કૃત. |
|---|---|---|
| द्विप. | दिव | द्वीप-दीप |
| रज्जे | रज्जे | राज्य |
| अवकर | अकर | अक्षर |
| दुरमवन्थ | धर्मवन्त | धर्मवन्त |
| लंकमपुरी | लंकापुरी | लंकापुरी |
| ईदुरु | ईदुर | गुरु |
| दस्तुव | स्थूप | स्तूप |
| धुन्दगी | बुद्दगी | बुद्धगृह |
| दतरु | दतद | शत्रु |
| मा | मामहा | महा |
| मगु | माग | मार्ग |
| एकेकु | एकेकु | एक |
| अनेकेकु | अनीकेकु | अनेक |
| देवी | देव | देव |
| म | मम | मम |
| आम्बा<br>अम्मा | अम्बा<br>अम्मा | अम्बा |
| वटु | कटु | पर्क |

इत्यादि इत्यादि

આ શબ્દસૂચીને વધુ વધારવાની આવશ્યકતા નથી. એટલું કહેવું જરૂરનું છે, કે ૧૦૦ માં ૯૫ માલદ્વીપ શબ્દ સિંહલી ધાતુથી સિદ્ધ થઇ શકે છે. આમાં એવો સિદ્ધાંત નીકળે છે, કે માલદ્વીપ નિવાસી સીલોનથી આવીને અહીં વસ્યા હતા.

એ દ્વીપશ્રેણીમાં ઘણાજ એવા પદાર્થ પણ મળે છે, જેનાથી એ નિષ્કર્ષનું સમર્થન થાય છે. બેલ સાહેબે કેટલીએક પ્રાચીન વાતોનો પત્તો

ગયો. તેને હરપાળ નામનો કુંવર હતો. હરપાળે પાટણના રાજા કરણઘેલો કે જે તેનો નાનો થતો હતો, તેને ભારે દુઃખમા મદદ કરી તેથી કરણઘેલે ૧૮૦૦ અઢારસેં ગામ ઇનામમા આપ્યા. એપરથી તેણે પોતાની ગાદી પાટડીમા સ્થાપી. એ હરપાળને ત્રણ દીકરા હતા. તેમાનો એક છોકરાનો ગાંડા હાથીની હડફેટમા આવવાથી જીવ જાત, પણ તેટલામા તેની માએ ઝાલી લઇ જીવ બચાવ્યો. તે વખતથી તેઓ ઝાલા નામથી ઓળખાવા લાગ્યા.

ઝાલા રજપૂતો સિવાય મુળીમા પરમાર રાજાનું રાજ છે. અને બજાણામા મુસલમાની રાજ છે ત્યા સિંધથી ઉતરેલા જત લોક રાજ કરે છે. તે ઉપરથી લખતરની ઉત્તરના મુલકને જતવાડ કહે છે. જત લોકો પ્રથમ રજપૂત હતા, પણ પાછળથી તેઓ મુસલમાન થઇ ગયા જણાય છે. પાટડીમા કણબીનુ રાજ છે.

## ( ૩ ) ગોહીલવાડ.

આ પ્રાતમા ગોહિલ નામના રજપૂતો રાજ કરે છે. તેથી આખા પ્રાતને ગોહિલવાડ કહે છે.

ગોહિલ લોકોની દંતકથા એવી કહેવામા આવે છે કે ત્રીજો શાલિવાહન રાજા જેણે આજથી અઢારસે સત્તાવીશ વરસ ઉપર વિક્રમ રાજાને હરાવી તેનો શક બંધ પડાવ્યો હતો, તે શાલિવાહનની ઓલાદના ગોહિલ રજપૂતો છે. શાલિવાહનની સોળમી પેઢી પછી સુમારે તેરમી સદીમા રાઠોડ જાતના રાજાએ તેમને મારવાડમાથી હાકી કાઢવાથી તેઓ આ પ્રાતમા સેજક નામના પુરષના ઉપરીપણા નીચે આવ્યા.

સેજકે પોતાની બ્હેનને જુનાગઢના રાને પરણાવી હતી તેની મદદથી સેજકપર નામે ગામ પાલીયાદ પાસે વસાવ્યુ. અહી મુકામ કરી આસપાસનો મુલક હળવે હળવે દબાવી એક સારૂ રાજ સ્થાપ્યુ.

ભાવનગર, પાલીતાણા, વળા અને લાઠીના રાજા સેજકની ઓલાદના છે.

## (૧) સોરઠ.

પ્રથમના વખતમા આખો કાઠીઆવાડ સોરઠના નામથી ઓળખાતો પણ ગીરનારની આસપાસના મૂલકને સોરઠ કહે છે.

આ પ્રાતમા ઘણુખરૂ મુસલમાની રાજ્ય છે. પ્રથમ અહીં ચુડાસમા રજપૂતો રાજ્ય કરતા હતા. તેઓ પોતે યદવ કુળના છે એમ માનતા.

તેઓ સાતમા આઠમા સૈકામાં સિંધમાંથી અહીં આવ્યા જણાય છે. તે વખતે તેમનો મુખી (રાજા) ચૂડાચંદ્ર નામનો હતો તેપરથી તેઓ ચૂડા સમા રજપૂતો કહેવાયા. વીસ પેઢી સુધી તેઓનું રાજ્ય રહ્યું. તે વંશના છેલ્લા રાજા રા. માંડળિક મહમદ બેગડાની સાથે બહાદુરીથી લડાઈ કરી, પણ આખરે ૧૪૭૨ની સાલમાં તેને શરણ થવું પડ્યું. ત્યારથી સોરઠમાં મુસલામની રાજ્ય થયું.

સોરઠમાં પવિત્ર જગ્યાઓ ઘણી છે. તેમાં સર્વથી વધારે પવિત્ર ને પ્રખ્યાત સોરઠી સોમનાથનું દેવળ પ્રભાસપાટણમાં છે. આ દેવળનો મુસલમાનોએ નાશ કરવાથી ઈ. સ. ૧૭૮૩ માં મહારાજા હોલકરની વિધવા અહલ્યાબાઈએ જુના દેવળથી જરા દૂર એક નવું દેવળ બંધાવ્યું, જે હાલ ત્યાં છે. ગીરનારના ડુંગરપર હિંદુઓની ધર્મની જગ્યા છે.

આ પ્રાંતની જમીન રસાળ છે; તથા આખા કાઠીઆવાડમાં ઉંચામાં ઉંચો ગીરનારનો ડુંગર છે તે આશરે ૪૩૦૦ ફીટ ઉંચો છે.

### પ્રાંત કાઠીઆવાડ.

આ પ્રાંત કાઠીઆવાડની મધ્યમાં છે. તેનો કેટલોક ભાગ ગાયકવાડ સરકારને તાબે છે, અને તેનું મુખ્ય શહેર **અમરેલી** છે. કાઠીઆવાડમાં ખાચર, ખુમાણ, તેવાળા, એ ત્રણ જાત કાઠીની ગણાય છે. તેમાં ખારનો મુલક પંચાળ નામથી ઓળખાય છે, અને તે ઝાલાવાડ પ્રાંતમાં છે. ખુમાણ તો દક્ષિણ ભાગમાં આવેલો છે ને તે સોરઠ તથા ગોહીલવાડને તાબે છે. વાળાનો મુલક પશ્ચિમ ભાગમાં આવેલો છે ને એ ભાગ સોરઠને તાબે છે.

આ કાઠી ભાગદારોનું રાજ ઘણા ભાગમાં વહેંચાયેલું છે. ખાચર કાઠીનું મોટામાં મોટું રાજ્ય જસદણનું છે. ખુમાણ કાઠીના રાજ્યના પુષ્કળ ભાગ પડી જતાં કોઈ સુવાંગ તાલુકો તેમનાં તાબામાં નથી. વાળા કાઠીનું રાજ જેતપુર, બીલખાં, મેંદરડા અને બગસરામાં છે.

કાઠીલોકોમાં ભાઈઓમાં સરખે ભાગે ગરાસ વહેંચવાની રીત હોવાથી મોટા તાલુકાની ઘણા વિભાગ થઈ ગયા છે. કાઠી લોકો સુરજને માને છે. તથા આ પ્રાંતમાં કાઠી લોકોની વસ્તી વધારે હોવાથી તેનું નામ કાઠીઆવાડ પડ્યું છે. *

---

* ટીપ— કાઠીઆવાડના પ્રાંતની વસ્તી ગામ તથા ક્ષેત્રફળની હકીકત માટે ઓગસ્ટ સને ૧૯૨૩ ના ગુ. શા. પત્રમાં આવી જવાથી અત્રે તે હકીકત આપવામાં આવી નથી.

ગુજરાતી— સારૂ, ભાઈ, કેમ પાણી બાણી પીનું છે કે ?
ગુરજી, રયો-પાણી તેં નાથ પીવાણુ એહે કોટડાઢામા પી આવા. પણ
ગુજરાતી— પાણી તો નથી પીવાનુ અમે ખાડીઓમા પી આવ્યા. પણ
એ બધી ગરબડ કેવાણી હા ?
ગુજરાતી— આ બધી ગબડ શાની છે ?
મોનીઓ—હીંકાની આમારે તીંયે મોટા માહેબ આવો આ તીયે.
ગુજરાતી— એ કે અમારે ત્યા મોટા સાહેબ આવ્યા છે તેથી.
ગુરજી, રયો-પલી કોદરાહાવાલી વાત કરવાની આ કા ?
ગુજરાતી— પેલી કોદરાવાળી વાત કરવાની, છે કે ?
સોનીઓ—હોવે, તે તે પેલી કરવાણી આ.
ગુજરાતી— હા, તે તો પહેલી કરવાની છે.
ગુરજી, રયો—તીયા તે આમેં હોં, ઉનાધાણે બેહવાણા હામ.
ગુરજી— ત્યારે તો અમે પણ સાભળવા બેસવાના છીએ.

ઉપરનો સંવાદ અમોને ડે. વિ. ના મે એ ઇ. સાહેબ તરફથી મળ્યો છે સરકારી ગુજરાતી તેમજ લોકવ્યવહારમા વપરાતી રૂઢ ગુજરાતી ભાષા અને ગમરકારી, તેમજ સુધરેલી પ્રજાના ઘણાજ ઓછા સમાગમમા આવતી એવી અનાર્ય કે ભીનકેળવાએલી જાતોની સ્વભાષા વચ્ચે કેટલુ સામ્ય અથવા કેટી ભિન્નતા છે તે ઉપરના સંવાદથી માલમ પડશે. ગુજરાતી ભાષાના અભ્યાસીઓને આ લેખ ઉપયોગી થઇ પડશે એમ અમે ધારીએ છીએ. —— શાળાપત્ર ઓફિસ.

## દેહોત્સર્ગ.

### કૈલાસવાસી ગણેશ બચાજી સપ્રે.

( લેખક —સાકરલાલ અમૃતલાલ દવે ).

ઇ. સ. ૧૯૦૯ થી ૧૯૨૧ સુધીમા પ્રે. ગ. ટ્રેનિંગ કૉલેજમા શિક્ષણની તાલીમ લેવા આવી ગએલા લગભગ બે હજાર શિક્ષકોને આ લેખનું મથાળુ વાચી જરૂર ખેદયુક્ત આઘાત થશે. અને એમ થાય તે, કેવળ સ્વાભાવિક છે. કારણ કે સ્વ. સપ્રેની સાથે પરિચયમા આવેલા પ્રત્યેક જણને, એમના અવસાનની ખબર સાભળતાજ, ઉદાત્ત અને આદર્શ જીવનનાકેટકેટલા સંસ્મરણો આપોઆપ થઇ આવે છે!

આ લેખક છેક બાર વર્ષનો બાળક હતો ત્યારથીજ સર્વાંગશુભ્રવસ્ત્રધારી આ ધર્માત્માની દેદીપ્યમાન મુખકાન્તિએ એના કિશોર અન્ત કરણ

પર ઋજુતા અને પવિત્રતાની સચોટ છાપ પાડી હતી; અને મોટપણે તેમના નિકટ સમાગમથી એ છાપ, બીજા અનેક સદ્ગુણોના પ્રબળથી, વધારે દૃઢ થવા પામી.

કેળવણીની દૃષ્ટિએ વિચારતા સ્વ. સપ્રેનું ઉચ્ચ બ્રાહ્મણજીવન સૌથી વધારે ધ્યાન ખેંચે છે. વિદ્યા ભણવી અને ભણાવવી એ આ દેશના બ્રાહ્મણોનો પ્રાચીન ધર્મ તથા હક છે. એ સંબંધે એટલું તો દીવા જેવું સ્પષ્ટ છે, કે જે સર્વેનો વિદ્યા ભણવા ભણાવવાના બ્રાહ્મણકાર્યમાં રોકાય, તેમણે ( પોતે જન્મથી બ્રાહ્મણ ન હો તોપણ ) બ્રાહ્મણ જીવન તો અવશ્ય સ્વીકારવું જોઇએ. કહેવાની જરૂર નથી કે બ્રાહ્મણજીવન એટલે અહોરાત્ર વિદ્યાનો વ્યાસંગ, નમુનેદાર સાદાઇ, મોજશોખ અને વ્યસનથી વિમુખતા, નિષ્કામ સેવાવૃત્તિ અને નિરભિમાનપણું. આ બ્રાહ્મણજીવન કેળવણીના કામમાં પરોવાએલા આપણા સૌમાં આવે, તો આપણાં કેટલા દુઃખ, સાચાં તેમજ કાલ્પનિક, આપોઆપ ઉડી જાય ? સ્વ. સપ્રે પોતાના આવા ઉચ્ચ બ્રહ્મણજીવનનેજ પ્રતાપે સદા આનંદી, સેવાપરાયણ, કર્તવ્યનિષ્ઠ રહેતા હતા એ તો સૌ કોઈ જોઈ શકતું હતું, વાંચનારને વિસ્મય થશે, કે પોતાની લાંબી નોકરી દરમિયાન પોતાના અનેકવાર હક ડુબેલા છતાં મિત્રોના આગ્રહને પણ ના ગાંઠી સ્વ. સપ્રેએ ખાતાના ઉપરી અધિકારીઓને એક પણ વાર અરજી મોકલી નહોતી ! જે વખતે જે મળ્યું તેમાંજ સંતોષ માની સદા સાચો સેવકભાવ ધારી રહ્યા હતા.

કૉલેજના શિક્ષક તરીકે, કે છાત્રાલયના ગૃહપતિ તરીકે, વિદ્યાર્થીઓની તેમણે કરેલી સેવાની કદર તો તે વિદ્યાર્થીઓનાં હૃદયજ કરી શકે. કેટલી કર્તવ્યનિષ્ઠાથી પોતાનું શિક્ષણકાર્ય, અને કેટલી સેવાભાવનાથી માંદા વિદ્યાર્થીઓની માવજત પોતે કરતા હતા તેના સ્મરણો હજી અહીંના છાત્રાલયમાં તાજાંજ છે. આવા પ્રભુભક્તનો સ્થૂલ દેહ દોઢ વર્ષ સુધી કષ્ટાયો, અને દેહના દંડ દેહે ભોગવ્યા. પ્રાક્તન કર્મનો પરિપાક થયે એ સદા પ્રશાન્ત આત્મા, બાવન વર્ષનું માનવજીવન ભોગવી, સનાતન શાન્તિમાં વિલીન થયો, અને તા. ૨૧-૧૧-૨૩ ને બુધવારે મધ્યાહ્ને તેમનો જર્જરિત દેહ પંચત્વ પામ્યો. ભક્તવત્સલ પ્રભુ એમના આવા સાચા ભક્તને પોતાના સાન્નિધ્યમાં સદા શાન્તિમાં રાખો એવી શિષ્ટાચારની પ્રાર્થના કરતાં, મારૂં હૃદય તો કહે છે કે એ સ્વર્ગસ્થ ધર્માત્મા અહીં હતા ત્યારે જીવનમુક્તજ હતા. કવિએ સાચું કહ્યું છેઃ "મરવાં સોહલા રે સન્તો સુખે જગતથી જશે."

---

# સરકારી જાહેરખબર.

ઉ. વિ. ની. સને ૧૯૨૩ નાં લેવાએલી વર્નાકયુલર ફાઇનલ પરીક્ષામાં પાસ થયેલા ઉમેદવારોની યાદી નં. ૭૭૬૧. ( ઉ. વિ. ના મે. એ. ઇ. સાહેબના હુકમ નં. ૯૭૪૦, તા. ૧૪-૧૧-૨૩ ઉપરથી ).

| નં. | નામ. | માર્ક | નં. | નામ. | માર્ક. |
|---|---|---|---|---|---|
| | અમદાવાદ મધ્યસ્થળ. | | ૧૬ | પુરુષોત્તમ. લલ્લુ સ્વામી. | ૩૨૫ |
| ૧ | વિમળશાહ મૂળચંદ શાહ. | ૪૨૬ | ૧૭. | અંબાલાલ મોતીરામ પટેલ. | ૩૨૪ |
| ૨ | ભોગીલાલ ગીરધરલાલ મહેતા. | ૩૯૯ | ૧૮ | મગનલાલ રેવાભાઇ પટેલ. | ૩૨૩ |
| ૩ | શાંતિલાલ કાશીરામ ભટ્ટ. | ૩૭૫ | ૧૯ | નાગરલાલ અમૃતલાલ ઠક્કુર. | ૩૨૧ |
| ૪ | રહેમાનભાઈ કાદરભાઇ વ્હોરા. | ૩૬૯ | ૨૦ | પરભુદાસ મહીપતરામ પટેલ. | ૩૨૧ |
| ૫ | શંકરપ્રસાદ રવિશંકર સુખીઆ. | ૩૬૦ | ૨૧ | પુરષોત્તમ લીલાધર દવે. | ૩૨૦ |
| ૬ | સુલેમાન મોતીભાઇ મલેક. | ૩૫૫ | ૨૨ | નિકમભાઇ કુબેરદાસ ગઢવી. | ૩૧૬ |
| ૭ | ભલાભાઈ ડાહ્યાભાઇ પટેલ. | ૩૫૦ | ૨૩ | કાસમમહીઆં અમુમીઆં મીરઝા. | ૩૧૫ |
| ૮ | ચુનીલાલ છગનલાલ શાહ. | ૩૪૯ | ૨૪ | ચંદુલાલ ગોવર્ધનદાસ રાજપરીઆ. | ૩૧૪ |
| ૯ | ખેલશંકર જટાશંકર ભટ્ટ. | ૩૪૫ | ૨૫ | મોહનલાલ નાથાલાલ મહેતા. | ૩૧૪ |
| ૧૦ | હરજીવન જસરાજ શાહ. | ૩૩૬ | ૨૬ | ચુનીલાલ ચતુરરામ પંડયા. | ૩૧૩ |
| ૧૧ | જીવણજી ગણેશજી ઝાલા | ૩૩૪ | ૨૭ | ડાહ્યાલાલ ભક્તિરામ પંડયા. | ૩૧૨ |
| ૧૨ | મગનલાલ મોહનલાલ બારોટ | ૩૩૪ | ૨૮ | જેઠાલાલ મહીધરભાઇ પંડયા. | ૩૧૦ |
| ૧૩ | દામોદર રામપ્રસાદ અધ્યારૂ. | ૩૩૨ | ૨૯ | નરસીદાસ મૂળચંદ શાહ. | ૩૦૭ |
| ૧૪ | છોટાલાલ પુંજાલાલ સોની. | ૩૨૬ | ૩૦ | રામજી રામસીંગજી રબારી. | ૩૦૭ |
| ૧૫ | સુલેમાન જલાલભાઇ શેખ. | ૩૨૬ | ૩૧ | રૂપાંબા હરિસીંગ ચુડાસમા. | ૩૦૬ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૨ | બુધાભાઇ ઇશ્વરભાઈ પટેલ. | ૩૦૫ | ૪૯ | નાનજી દયારામ. મહેતા. | ૨૮૮ |
| ૩૩ | કાંતિલાલ મગનલાલ ગોર | ૩૦૫ | ૫૦ | કેશરાભાઇ મોતીભાઇ પટેલ. | ૨૮૭ |
| ૩૪ | મૂળશંકર બાલાશંકર ભટ. | ૩૦૩ | ૫૧ | મોતીભાઈ લલ્લુભાઇ પટેલ. | ૨૮૭ |
| ૩૫ | જેસંગ ભગાભાઇ પટેલ. | ૩૦૨ | ૫૨ | બાલાલાલ જેમલભાઇ શાહ | ૨૮૬ |
| ૩૬ | પુંજાલાલ ખેમચંદ શાહ. | ૩૦૨ | ૫૩ | બાલાજી અનજી સોલંકી | ૨૮૬ |
| ૩૭ | નટવરલાલ ઝુમખરામ જાની. | ૩૦૦ | ૫૪ | જેઠાભાઇ ભલાભાઈ પટેલ. | ૨૮૬ |
| ૩૮ | શંકરલાલ કોદરદાસ શાહ. | ૩૦૦ | ૫૫ | નારણભાઇ વાઘજીભાઇ. | ૨૮૬ |
| ૩૯ | અંબાલાલ ઇશ્વરભાઇ પટેલ. | ૨૯૯ | ૫૬ | કેશવદત્ત રવિંદત્ત ગઢવી. | ૨૮૫ |
| ૪૦ | ભાઇચંદ રણછોડ ભાવસાર. | ૨૯૯ | ૫૭ | નાનાલાલ રેવાશંકર ત્રિવેદી | ૨૮૫ |
| ૪૧ | લલ્લુશંકર કહાનજી પંડયા. | ૨૯૮ | ૫૮ | મણિલાલ ચુનીલાલ. ભાવસાર. | ૨૮૪ |
| ૪૨ | જગજીવન જીવરાજ વસાની. | ૨૯૫ | ૫૯ | બહેચરભાઇ ઝીણાભાઇ પટેલ. | ૨૮૨ |
| ૪૩ | મૂળજી હિંમતજી પટેલ. | ૨૯૩ | ૬૦ | ત્રિભોવન ઉમીઆશંકર પંચોળી | ૨૮૨ |
| ૪૪ | માનશંકર શિવશંકર મહેતા. | ૨૯૨ | ૬૧ | અમૃતલાલ વેણીરામ પંડયા. | ૨૮૦ |
| ૪૫ | બાલાશંકર પ્રાગજી મહેતા. | ૨૯૧ | ૬૨ | કેશવજી ધોધજી પટેલ. | ૨૮૦ |
| ૪૬ | બુલાખીદાસ રૂગનાથદાસ શાહ | ૨૯૧ | ૬૩ | અમામીઆં નાથુમીઆં પરમાર. | ૨૭૮ |
| ૪૭ | ઇશ્વરગર રણછોડગર ગોસાઇ. | ૨૯૧ | ૬૪ | રતીલાલ ઇશ્વરલાલ રાવળ. | ૨૭૮ |
| ૪૮ | ચીમનલાલ અંબાલાલ પુરોહિત. | ૨૮૮ | | | |

( અપૂર્ણ )

# સરકારી જાહેર ખબર.

તા. ૩૦-૯ સને ૧૯૨૩ના રોજ પુરા થતા ત્રિમાસમાં ઉત્તર વિભાગની શાળાઓ અને ટ્રેનિંગ સંસ્થાઓ માટે મે. ડિરેક્ટર ઓવ પબ્લિક ઇન્સ્ટ્રક્શન અને ઉ. વિ. ના મે. એ. ઇ. સાહેબે પાઠ્ય પુસ્તક તરીકે તથા ઇનામ અને લાયબ્રેરી માટે મંજુર કરેલાં પુસ્તકોની યાદી.

| અનુક્રમ નંબર | પુસ્તકનુ નામ. | ગ્રંથ કર્તાનુ નામ. | પ્રકાશકનું નામ અને ઠેકાણુ. | કોપીની કિંમત. | શા અર્થે મંજુર થએલુ | ટીકા. |
|---|---|---|---|---|---|---|
| | આરોગ્યશાસ્ત્ર. | મિ ગજાનન મ. દેશમુખ બી. એ ભાષાન્તર કર્તા. મિ કે ડી. દેસાઈ. બી. એ. | મિ વિદ્યાધર હરિ દામલે બુધવાર પેઠ, પુના. | ૦-૧૩-૦ | પાઠ્ય પુસ્તક<br>લાઇબ્રેરી માટે. | પ્રાથમિક શાળાના ઉપલા ધોરણો ટ્રેનિંગ સંસ્થાઓ માટે.<br>,, અનેહાઇસ્કૂલમાટે |
| | મેવાડ પતન. | બાબુ દ્વિજેન્દ્રલાલરોય ભાષાંતર કર્તા મિ. સી એમ. ત્રિપાઠી. | મિ. જીવણલાલ અમરશી મહેતા અમદાવાદ | ૧-૪-૦ | પાઠ્ય પુસ્તક. | બીનસરકારી માધ્યમિક શાળાઓ અને ટ્રે. સંસ્થાઓ માટે. |
| | હિંદુસ્તાનના સામાજિક જીવનમા સ્ત્રીનું સ્થાન | શ્રીમતી મહારાણી ચીમનાબાઇ સાહેબ અને મિ. એસ એમ. મિત્ર ભાષાંતર કર્તા મિસિસ વિદ્યા રમણભાઈ. એમ. નિલકંઠ બી. એ. અને | મિસિસ વિદ્યા રમણભાઇ એમ. નીલકંઠ. બી. એ અને મિસિસ શારદા મહેતા બી એ. અમદાવાદ. | ૨-૦-૦ | પાઠ્યપુસ્તક.<br>ઇનામ તરીકે. | સ્ત્રીઓના ટ્રેનિંગ સંસ્થાઓ અને કન્યાઓની હાઇસ્કૂલ માટે.<br>,, ,, |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪ | ભુગોળવિદ્યા, ભાગ પહેલો. | મિસિસ શારદા મહેતા. બી. એ. મિ. આત્મારામ દિવાનજી. બી. એ. | મિ. આત્મારામ દિવાનજી. બી. એ. ડે. એ. ઈ. ભરૂચ. | ૦—૩—૬ | લાઇબ્રેરી. પાઠ્યપુસ્તક | તમામ શાળાઓ માટે. મિડલ સ્કૂલ ધોરણ પહેલા માટે. |
| ૫ | માધ્યમિક અંકગણિત. | મેસર્સ. યુ. બી. ખુડખુડીઆ. એમ એમ રાણા, અને એમ. એમ. પંચોળી. | બચર મેઘજી એન્ડ સન્સ. રાજકોટ. | ૦—૧૨—૦ | ,, | ,, ધોરણ પહેલું બીજું અને ત્રીજું. |
| ૬ | હિંદનું સંક્ષિપ્ત રાજ્યબંધારણ. | મેસર્સ દામોદર ગોવિંદ માલ્સે, બી. એ અને અનંત બાલકૃષ્ણ તકલકર બી. એ. | ભારત મંડળ. વડોદરા. | ૦—૧૦—૦ | ઇનામ અને લાઇબ્રેરી | માધ્યમિક શાળાઓ અને ટ્રે. સંસ્થાઓ માટે. |
| ૭ | રત્નાવલી નાટિકા. | શ્રી હર્ષદેવ ભાષાંતર કર્તા રતિપતિરામ ઉ. પંડ્યા બી. એ. | મિ. જીવણલાલ અમરશી મહેતા. અમદાવાદ. | ૧—૪—૦ | ,, ,, | પુરુષોની ટ્રે. સંસ્થાઓ માટે. |
| ૮ | દેવકીનંદન સંહિતા. | મિ. અબાશંકર. | મિ. માધવદાસ લાલદાસ, બેંક સ્ટ્રીટ મુંબાઇ. | ૧—૮—૦ | લાઇબ્રેરી. | હાઇસ્કૂલ અને ટ્રે સંસ્થાઓ માટે. |
| ૯ | સંવાદગુચ્છ. દ્વિતીય પુષ્પ. | મિ. ગોવિંદ હ. પટેલ | મિ. બાલકૃષ્ણ કાળિદાસ ધોરા. પીપળી. સોરઠ—અંકલેવ. | ૧—૮ ૦ | લાઇબ્રેરી. | હાઇસ્કૂલ અને ટ્રેનિંગ સંસ્થાઓ. માટે. |

(સહી) કે. એચ. વકીલ.
ઉ. વિ. ના એ. ઇ.

(ઉ. વિ. ના મે. એ. ઇ. સાહેબના હુકમ નંબર ૯૮૭૨ તા. ૧૬-૧૧-૨૩ ના આધારે.)

# સરકારી જાહેરખબર.



## સ્કોલર્શિપોની હરિફાઈની પરીક્ષાઓ.

(ઉ. વિ. ના. મે એ ઇ. સાહેબના હુકમ નં. ૧૦૩૯૦, તા ૨૯ નવેમ્બર સન ૧૯૨૩ ના આધારે)

### ૧. કાઝી શાહબુદીન સ્કોલર્શિપ માટેની હરિફાઇની પરીક્ષા.

#### ઉત્તર વિભાગ.

આથી ખબર આપવામા આવે છે કે અમદાવાદ અને ખેડા જીલ્લાઓ ની શાળાઓના મુસલમાન વિદ્યાર્થીઓ માટેના કાઝી શાહબુદીન ફંડમાથી રૂ. પાચની એક, એવી બે, હાઈ અને એંગ્લિઅન સ્કોલર્શિપ (શિષ્યવૃત્તિ) માટેની હરિફાઈની પરીક્ષા, સોમવાર, તા. ૨૧મી જાન્યુઆરી સને ૧૯૨૪, અને તે પછીના દિવસોએ, અમદાવાદ અને નડિઆદ હાઇસ્કુલના મકાનોમા ૧૧-૩૦ વાગે, હમેશના ધારા પ્રમાણે લેવામા આવશે

પરીક્ષા માટેની અરજીઓ અને દાખલ ફી, તા ૧૫ મી ડિસેમ્બર, સને ૧૯૨૩ સુધીમા, અમદાવાદ અને નડિઆદ મધ્ય સ્થળના પ્રેસિડેન્ટ સાહેબો સ્વીકારશે

(સહી ) કે. એસ વકીલ.
ઉ વિ. ના એ ઇ.

### ૨. મિડલ અને સ્પેશિઅલ સ્કુલ્સની અમદાવાદ, કણબી ઇન્ફન્ટિશાઈડ સ્કોલર્શિપ માટેની હરિફાઈની પરીક્ષા.

અમદાવાદ જિલ્લાના લેઉવા અને કડવા કણબી જ્ઞાતિના વિદ્યાર્થીઓ માટેની અમદાવાદ કણબી ઇનફન્ટિસાઇડ (સ્કોલર્શિપના) ફંડમાથી, રૂ. ત્રણની એક, એવી ૭ સ્કોલર્શિપ માટેની હરિફાઇની પરીક્ષા, અમદાવાદ, આર. સી. હાઇસ્કૂલના મકાનમા, તા. ૨૩મી જાન્યુઆરી, સને ૧૯૨૪, બુધવારે અને તે પછીના દિવસોએ ૧૧ વાગે લેવામા આવશે. પરીક્ષા માટેના ધારા અને શરતો, તા. ૫મી મે, સને ૧૯૦૪ના મુબઇ ગવર્નમેન્ટ ગેઝેટ, ભાગ ૧ ના ૫૧૨થી ૫૧૪ પાના ઉપર છાપેલા ધારાના ડી. (કલમ) મા આવેલા છે

પરીક્ષા માટેની અરજીઓ અને ફી, અમદાવાદ મધ્ય સ્થળની પરીક્ષાની કમિટિના પ્રેસીડેન્ટ સાહેબ, તા. ૧૫મી, ડિસેમ્બર સને

૧૯૨૩ સુધીમા સ્વીકારશે. એ પછીની તારીખે અરજીઓ સ્વીકારાશે નહિ.

(સહી.) કે. એસ. વકીલ.

ઉ વિ. ના. એ ઇ.

**૩. હાઈ અને સ્પેશિઅલ સ્કુલમાં સરકારી સ્કોલરશિપ માટે હરિફાઇની પરીક્ષા.**

**ઉત્તર વિભાગ.**

૧ ઉ વિભાગના દરેક જિલ્લાની એક સરકારી સ્કૉલરશિપ માટેની હરિફાઈની પરીક્ષા, તા. ૨૧ મી જાન્યુઆરી સને ૧૯૨૪, સોમવારે અને તે પછીના દિવસોએ ૧૧ વાગે નીચેના સ્થળોએ લેવામા આવશે —

(૧) અમદાવાદ
(૨) નડિઆદ (ખેડા જિલ્લો)
(૩) ગોધરા (પંચમહાલ)
(૪) ભરુચ
(૫) સુરત

૨ સ્કૉલરશિપ માટે તમામ ઉમેદવારો હરિફાઇ કરી શકશે.

૩ દરેક મુખ્ય સ્થળે કમિટિ આ પરીક્ષા લેશે, અને તે કમિટિના પ્રેસિડેન્ટ તે તે મુખ્ય સ્થળની સરકારી હાઇસ્કૂલના હેડ માસ્તર સાહેબ રહેશે. પરીક્ષામા બેસવા માટેની પરવાનગીની અરજી નકી કરેલા છાપેલા ફૉર્મમા મોકલવી. આ અરજી ઉમેદવારોએ પોતપોતાના જિલ્લાની પરીક્ષાની કમિટિના પ્રેસિડેન્ટ સાહેબ ઉપર મોકલવી. પરીક્ષા માટેની અરજીઓ અને ફી તા. ૧૫ મી ડિસેમ્બર સને ૧૯૨૩ સુધીમા કમિટિ સ્વીકારશે. તે દિવસ પછીથી અરજીઓ સ્વીકારાશે નહિ. પરીક્ષાની અરજીનુ ફૉર્મ પ્રેસિડેન્ટ કે કમિટિ પાસેથી મળી શકશે.

૪ બીજી બધી બાબતો, જેવી કે ઉમેદવારોની ઉંમર, પરીક્ષાના વિષયો, સ્કૉલરશિપની રકમ અને મુક્ત ભણવાની ફી, વગેરે નિયમોમાથી મળશે. નિયમોની નકલો પરીક્ષાની કમિટિના પ્રેસિડેન્ટ સાહેબ પાસેથી અરજી કર્યેથી મફત મળશે. તેમજ તે નકલો ઉ. વિભાગની સરકારી કે ગ્રાન્ટ લેતી તમામ એંગ્લો વર્નાક્યુલર (અંગ્રેજી-ગુજરાતી) શાળાઓના નોટિસબોર્ડ ઉપર ચોડવામા આવી છે.

(સહી) કે. એસ. વકીલ.
ઉ વિ. ના એ. ઇ.

**૪. મિડલ સ્કુલ સ્કોલરશિપ માટે હરિફાઇની પરીક્ષા.**

**ઉત્તર વિભાગ**

૧ ઉ. વિભાગના દરેક જિલ્લાની બે (સરકારી) સ્કૉલરશિપ માટેની હિરફાઇની પરિક્ષા તા ૨૩ મી જાન્યુઆરી, સને ૧૯૨૪ બુધવારે અને તે

પછીના દિવસોએ, ૧૧ વાગે, ઉપરના સ્થળોએ લેવામા આવશે
૭ બીજી હકીકત ઉપર પ્રમાણે
નિયમોની નકલો ઉત્તર વિભાગની સરકારી કે ગ્રાન્ટ લેતી તમામ મુખ્ય ગુજરાતી શાળાઓના નોટિસબોર્ડ ઉપર ચોડવામા આવી છે

(સહી) કે. એસ વકીલ.
ઉ વિ ના એ ઇ

## મુંબઇ સરકાર.

### જનરલ ડિપાર્ટમેંટ.

સરક્યુલર ન ૫૫૨ તા ૧૪ મી જુન સને. ૧૯૨૩

મુ બઇ જતુ વિજ્ઞાનની પ્રયોગશાળા, કરાચી, પુના, અહમદનગર બેલગામ, અમદાવાદ, અને ધારવાડ વગેરે સ્થળોએ હડકાયા કુતરાના કરડની સારવારને માટે સગવડ કરવામ આવી છે જ્તા આ ઇલાકાના સરકારી અધિકારીઓએ કેટલાક શખ્સોને સને ૧૯૨૨ના ઓક્ટોબર, નવેમ્બર અને ડિસેમ્બર મહિનામા સારવાર માટે કસાઉલી મોકલ્યા હતા જે સરકારી અધિકારીઓને સારવાર માટે સરકારી કે અન્ય શખ્સોને મોકલવાની સત્તા આપવામા આવી છે તેઓનુ સને ૧૯૨૨ સપ્ટેમ્બર તા. ૧૨મીની પ્રેસનોટ નં ૫૫૨ તરફ ધ્યાન ખેચી જણાવવામા આવે છે કે એવા દર્દીઓને ઇલાકાના પાસેના સ્થળે તેમણે મોકલવા સરકારી ઓફિસના સત્તાધીશોએ જોવુ કે આ સૂચનાઓના યોગ્ય અમલ થાય છે

(મુંબઇ સરકારના હુકમથી ટાન્સફર્ડ ડિપાર્ટમેન્ટ).

(ઉ વિ ના મે એ ઈ સાહેબના હુકમ ન ૮૨૨૩, ત, ૨૭ નવેમ્બર, સને ૧૯૨૩ ના આધારે.

## સરકારી જાહેરખબર

(ઉ. વિભાગના-મે એ ઈ. સાહેબના હુકમ ન ૧૦૪૩૮, ૧૦૪ ૯, તા. ૨૮, નવેમ્બર ૧૯૨૩ના, આધારે)

મેસર્સ કરશનદાસ નારણદાસ એન્ડ સન્સ, સુરત.

તેમના તા ૧૦ મી સપ્ટેમ્બર ૧૯૨૩ ના પત્રના જવાબમા, મે ડિરેક્ટર ઓ પબ્લિક ઇન્સ્ટ્રક્શનના હુકમ ન એમ ૮૧ (બ) ડી, તા ૨૧ ૧૧-૨૩, ના આધારે તેમને જણાવવામા આવે છે કે પ્રતિ દીઠ ૦-૮-૦ લેખે, નિશાળો તેમની જાહેરમા 'બાળમિત્ર' વેચવાની પરવાનગી આપવામા આવી છે

# જાહેરખબર.

## પ્રો૦ ગોખલેકૃત ગુજ૦ અંકગણિત ભાગ ૩ જાનો ખુલાસો.

જેમાં તમામ હિસાબ રીતિ કૃતિ સાથે સરળતાથી ગણ્યા છે. કિં. ૧-૮-૦ પોસ્ટેજ જુદું-કમીશન ૬ થી ૧૧ સુધી ૧૨ાા; ૧૨ થી ૨૪ સુધી ૧૫; ૨૫થી ૩૫ સુધી ૨૦; અને ૩૬ થી ૫૦ સુધી ૨૫ ટકા આપીશું.

લખોઃ—મેસર્સ શિવાભાઇ અને મણિશંકરની કંપની
મ. નાર. વાયા—આણંદ.

---

## શાળોપયોગી હિંદુસ્તાનનો ઇતિહાસ.

(ચિત્રો અને નકશાઓ સાથે)

સરળ ભાષામાં અને અભ્યાસક્રમના નિયમ અનુસાર આ બુક તૈયાર કરેલી છે. દરેક પ્રકરણના અંતે સવાલો મુકવામા આવેલા છે. હાલના રાજ્યતંત્ર સુધીના સમયનું વર્ણન કરવામાં આવેલું છે. પાના ૩૫૫ કીંમત ૧-૪-૦

**ગુજરાત ઓરીએન્ટલ બુક ડીપો અમદાવાદ.**

---

## વિનંતિ પત્ર.

સરકારી અને રાષ્ટ્રીય શાળાઓમાં ચાલતી ઇંગ્લીશ અને ગુજરાતી ટેક્સ્ટ બુકો, કોરી બુકો, ડ્રોઇંગ બુકો, કાપીઓ ઇત્યાદિ શાળોપયોગી પુસ્તકો તથા નકશાઓ, વૉલ પિક્ચરો, શિક્ષણ સાહિત્યો, સ્ટેશનરી વગેરે શાળોપયોગી વસ્તુઓ કિફાયતે વળતી પોસ્ટે મેળવવા ઇચ્છતા હો તો અમને ઓર્ડર મોકલાવો.

અમે આશા રાખીએ છીએ કે માલ કિફાયત અને બહોળું કમીશન આપી થોડે નફે બહોળો વેપાર કરવાની અમારી ઇચ્છાને આપ યોગ્ય ઈન્સાફ આપશો.

લખોઃ—કે. મહેતા એન્ડ કો.,
બુકસેલર અને પબ્લીશર.
૧૯૩-૯૫ હોર્નબી રોડ, મુંબઇ.

# વાંચવા લાયક જ્ઞાન સાથે ગમત આપનારાં પુસ્તકો.



| | |
|---|---|
| રાસમાળા ભા ૧ લો ( સચિત્ર ) ત્રીજી આવૃત્તિ ... | ૫-૮-૦ |
| બાદશાહ માર્કસ ઓરેલિઅસ એન્ટોનાઇનસના વિચારો ... | ૨-૦-૦ |
| આર્ટ ઓફ વિવીંગ ... | ૦-૧૨-૦ |
| સેલ્ફ જાપાનીઝ ટીચર ... | ૨-૦-૦ |
| શીરડ સદ્‌બોધ માળા ભા ૧, ૨, ૩ ... | ૧-૪-૦ |
| " ( છુટક ભાગ દરેકના ) ... | ૦-૬-૦ |
| પૃથ્વી વલ્લભ ( સચિત્ર ) ... | ૧-૮-૦ |
| મારી કમલા ( ચરિત્ર) ... | ૧-૮-૦ |
| ગુજરાતનો નાથ ( સચિત્ર ) ... | ૪-૮-૦ |
| ડુબતું વહાણ. ( સચિત્ર ) ... | ૪-૦-૦ |
| ઝાંશીની રાણી ( સચિત્ર ) ... | |
| મુબાઈમાં ચાલતા તોલ માપની ચોપડી ... | ૪-૦-૦ |
| મૈત્રી મુક્તામાળા ... | ૧-૮-૦ |
| મહાદેવ ગોવિંદ રાનાડેનું જીવન ચરિત્ર ... | ૧-૧૨-૦ |
| પૃથુરાજ ચોહાણ અને ચંદ બરદાયી ( સચિત્ર ) ... | ૩-૦-૦ |
| મહોબત કે મુસીબત ( સચિત્ર ) ... | ૫-૦-૦ |
| પ્રમાદધનની પ્રભુતા ( સચિત્ર ) ... | ૪-૮-૦ |
| પ્રમુદ વીણા ... | ૧-૮-૦ |
| સંસાર-નાટક ... | ૧-૦-૦ |
| દીર્ઘાયુષી શી રીતે થવાય ... | ૨-૦-૦ |
| પ્રેમ કે આફત ... | ૧-૪-૦ |
| શાળોપયોગી નિબંધ સંગ્રહ, કર્તા ખુડખુડીયા અને રાણા. ( ઈનામ તા. લાયબ્રેરી માટે મંજુર કરેલ. ) ... | ૧-૦-૦ |
| દુખીને દીલાસો ભાગ ૧, ૨, અને ભાગ ૩ કર્તા સો. પા. દેસાઇ ( દરેકની ) ... | ૦-૧૨-૦ |
| પ્રેમઘેલી પન્ના. ( ઐતિહાસિક નવલકથા ) ... | ૩-૮-૦ |

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ નં. ૨.**

REGISTERED No. B. 43

પુસ્તક ૬૩ મું.] [અંક ૨ જો.

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

ફેબ્રુઆરિ, સને ૧૯૩૪.

અનુક્રમણિકા.


| વિષય. | પૃષ્ઠ |
|---|---|
| અગ્રલેખ ... ... ... ... ... ... ... ... | ૩૩ |
| પેરૂર્ડનુ લિવિંગ્ટન શિશ-વિભાગ (નર્સરી સ્કૂલ) ... ... | ૩૭ |
| કવિતો ... ... ... ... ... ... ... ... ... | ૪૩ |
| કવિતા ... ... ... ... ... ... ... ... ... | ૪૪ |
| પાણીનુ નદિઆળ ... ... ... ... ... ... ... | ૪૬ |
| અપૂર્ણાંક અને શિક્ષણપદ્ધતિ ... ... ... ... ... | ૪૮ |
| સૂર્યમુખી ફૂલ ... ... ... ... ... ... ... ... | ૫૦ |
| પ્રાણીવર્ગને-બાક ... ... ... ... ... ... ... | ૫૩ |
| નીતિ કે ભય? ... ... ... ... ... ... ... | ૫૪ |
| ચર્ચાપત્રના વિભાગ ... ... ... ... ... ... | ૫૬ |
| સરકારી જાહેરખબરો ... ... ... ... ... ... ... | ૫૯ |


---

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (જાન્યુઆરિ, ૧૯૨૪ થી)

[illegible] વકીલ, M. Ed. (Leeds), I. E. S.,

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ



શ્રી અમરસિંહજી પ્રિન્ટિંગ પ્રેસમાં પઠાણ ગુલખાન અમીરખાન વકીલે છાપ્યું.

કે શ્રી નાપુર રોડ અમદાવાદ.

## સૂચના

**૧. આ માસિકમાં**–છપાતા અન્ય લેખકોના લેખ સાથે અમારે મળતા પણું હોવું જોઈએ એમ વાંચકોએ માનવું નહિ.

**૨. પત્ર સબંધી લખાણુ**–એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો છપાશે, નહિ પસંદ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછ મોકલવામાં આવશે.

**૩. લેખકને ઉત્તેજન**–વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ. ૧ સુધી આપવામા આવશે. ચર્ચાપત્ર માટે કંઈ આપવામાં નહિ આવે.

**૪. લવાજમ**–વરસ એકનો રૂ. ૧–૮–૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી. વિદ્યાર્થીઓ માટે ૦–૧૨–૦; છુટક અંકના રૂા ૦–૨–૬; પોસ્ટેજ ૦–૦–૬ જુદું.

**૫. મનિઓર્ડર**–કૂપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઓફિસ તરફથી અપાએલા સરનામાના લેબલ ઉપરનો નંબર લખવો.

## જાહેરખબરના ભાવ.

| મુદ્દત. | પેજ. | | |
|---|---|---|---|
| | આખું | અર્ધું. | પા. |
| આખું વર્ષ. | રૂ. ૬૫ | રૂ. ૩૪ | રૂ. ૨૦ |
| ૭ માસ. | રૂ. ૩૫ | રૂ ૧૮ | રૂ. ૧૨ |
| ત્રણ માસ. | રૂ. ૨૦ | રૂ. ૧૦ | રૂ. ૭ |

છુટક છપાવવાનો દર.

દર ત્રણ લીટીએ રૂ. ૧–૨–૦ રાખ્યા છે

આ પત્ર સાથે કોઇ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

**૬. શાળાપત્રમાં**–આપેલી ખાનગી જાહેરખબરોમા જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતુ નથી. માટે દરેક મંજુર કરેલી તરીકે ગણવી નહિ

**૭. શાળાપત્રનું** વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામા આવે છે; માટે વરસની વચમા જે ગ્રાહક બંધ થવા માગતા હશે તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે તેટલાની છુટક અંક લેખે કિંમત લેવામા આવશે

તંત્રી.

# गुजरात शाळापत्र.

પુસ્તક ૬૩ મું. ફેબ્રુઆરી સને ૧૯૨૪. અંક ૨ જો.

## અગ્રલેખ.

### તંત્રીનો ટેરફાર.

મનુષ્ય એ એક વ્યવસાયી પ્રાણી છે; અને વ્યવસાયમાં તેના જીવનનું રહસ્ય છે. જેને વ્યવસાય અથવા તો કર્મ નથી તેને જીવન નથી. ખાસ કુદરતનોજ નિયમ છે કે આ દૃશ્યમાન જગતમા કોઈ પણ વસ્તુ, પ્રાણી, કે પદાર્થ અકર્મકૃત રહી શકતુ નથી. જગતમા જે જે દૃશ્યમાન છે તે તે નિમિત્તરૂપ છે; અને નિમિત્તરૂપ હોવામાજ કર્મનો મહાસિદ્ધાંત જીવનના રહસ્યરૂપ છે. કર્મ એ પ્રગતિ છે અને પ્રગતિ એ જીવન છે. જીવન એટલે જગતની પ્રગતિમા તદ્ તદ્ વ્યક્તિનું યથાશક્તિ સ્વાર્પણ.

વ્યક્તિ કે સમાજના વ્યાવહારિક, રાજકીય કે ધાર્મિક કાર્યપ્રદેશો સદા અતિવિસ્તૃત જ રહ્યા કરે છે, પણ તેમાએ કેળવણીનો કાર્યપ્રદેશ બીજા બધા પ્રકારની પ્રવૃત્તિઓના પાયારૂપ છે, જેના ઉપર કુશળ શિલ્પશાસ્ત્રીઓને હાથે ભવ્ય ઇમારતો ચણી શકાય.

કેળવણીનું સાધ્ય મનુષ્યના આત્માની ઉન્નતિમાં છે, પણ તે ઉન્નતિનો આધાર તે સાધવામાં વપરાતાં સાધનો ઉપર છે. આ સાધનો જુદા જુદા પ્રકારનાં હોય છે. જેમ એક કારીગર પોતાના જુદાં જુદાં હથિયારો વાપરી પત્થર વગેરેમાંથી એક અનુપમ મૂર્તિ ઘડી કાઢે છે તેમ એક ઉત્તમ શિક્ષણશાસ્ત્રી પોતાના જ્ઞાન અને અનુભવની વિવિધતા વડે ઉત્તમ શિક્ષણ આપી નમુનેદાર વિદ્યાર્થી ઉપજાવી શકે છે. પણ ત્યાં અંગત

સેવાનો અવકાશ અથવા પ્રસંગ નથી ત્યાં માસિકો, વર્તમાનપત્રો અને જાહેર ભાષણો દ્વારા પોતાની શક્તિનો પરોપકારાર્થે વ્યય હાલના જમાનામાં કરી શકાય છે.

ગુજરાત શાળાપત્ર આજકાલ કરતાં ૬૨ વર્ષથી આ પ્રમાણે જનમંડળની અને ખાસ કરીને શિક્ષકવર્ગની એક અનુપમ સેવા કરતું આવ્યું છે, અને સુઘટિત સ્વરૂપથી અને સુગ્રથિત વિષયોદ્વારા અનેક શિક્ષકોને 'આંધળાને જેમ આંખ' તેમ આશીર્વાદરૂપ અને માર્ગદર્શક નીવડયું છે. જેમ એક ખાણમાંથી નવુંજ ખોદી કાઢેલું રત્ન ધીમે ધીમે ઓપાતાં પ્રકાશરૂપ બને છે અને ત્યારેજ તેની કિંમત અંકાય છે, તેમ આ 'શાળાપત્ર' પણ આજ ૬૨ વર્ષથી કુશળ શાસ્ત્રીઓના હાથે ઘડાતું અને ઓપાતું આવ્યું છે. સ્વ. નવલરામભાઇ, સ્વ. મહીપતરામભાઇ, સ્વ. માધવલાલભાઈ, રા. બા. કમળાશંકરભાઇ, સ્વ. જમિઅતરામભાઇ વગેરે મહાનુભાવ પ્રતાપી શિક્ષણશાસ્ત્રીઓના આત્માઓ તેમાં રેડાયા છે, અને જેમ નિર્વીર્ય વિ ત્સાહક તારો વિ ત્તના અંતર્નિર્વહણ પછી પ્રદીપ્ત થઇ આસપાસના પ્રદેશને પ્રકાશમય બનાવે છે અને અંધારામાં ગોથાં ખાતા પથિકને માર્ગ દર્શાવે છે તેમ આ શાળાપત્ર પણ તે મહાત્માઓના જ્ઞાનપ્રકાશના પ્રતાપે અનેક શિક્ષકોને તેમજ કેળવણીમાં રસ લેતા જિજ્ઞાસુઓને આધારદંડ થઇ પડયું છે.

શાળાપત્ર સાગર નહિ તો મીઠા પાણીનું નિર્મલ સરોવર તો છેજ, જેમાં તૃષાર્તની તરસ છીપે. આ નાનકડા પત્રનો કાર્યપ્રદેશ સંકુચિત છે અને ઉદ્દેશ એક છે. શાળોપયોગી હકીકતો ઉપરાંત વિષયોની શાસ્ત્રીય ચર્ચામાં તે પોતાનું સર્વસ્વ માની બેઠું છે, અને તેમ કરવામાંજ ઔચિત્ય છે. સાહિત્ય, વિજ્ઞાન, ભૂગોળ, ઇતિહાસ, ગણિત, કુદરત, અને બીજું જે જે કંઇ શિક્ષણશાસ્ત્રની દ્રષ્ટિએ ઉપયોગી લાગ્યું તે તે બાબતોનું દિગ્દર્શન શાસ્ત્રીય પદ્ધતિથી કેવી રીતે કરાવી શકાય તે ઉદ્દેશ શાળાપત્રનો છે. અદ્યાપિ એ ઉદ્દેશ સચવાયો છે અને એમાંજ એનું ગૌરવ છે એમ અમે માનીએ છીએ.

મહાનુભાવ પ્રતાપશાળી સાક્ષરોના હાથે ઓપાએલ રત્ન અનુભવશીલ સ્વ. જમિઅતરામભાઇ, બી. એ. ના હસ્તક મૂકાયું; અને ત્યાર પછી તે મિ. ડેખશરૂ અરદેશર બાલા બી. એ. ના તંત્રીપણા નીચે ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપલના હોદ્દાની રૂએ આવ્યું. ૯ વર્ષ અને ૨ માસના તેમના સસ્નેહ પ્રતિપાલનથી તેની શોભામાં વધારોજ થયો છે.

હાલના સ્વરૂપથીજ આગળ વધતા અને ક્ષણે ક્ષણે નવીનતા પામતા

ખંતની વાત નથી; અને તેમાં વળી હિંદુસ્તાનની કેળવણી વિષયક ક્રાન્તિ-ઓને અનુસરી શાળાપત્રનો ઉદ્દેશ કાયમ રાખવો એ વધારે કઠિન કાર્ય છે.

અનુદ્દધૃત કાર્યધુરાના નિત્યભારથી શ્રમિત થએલ મિ. બાલાને હસ્તક જ્યારે શાળાપત્ર આવ્યું ત્યારે તેનું સ્વરૂપ કેવું રહેશે એ શંકા-પ્રશ્ન કદાચ કોઇના મનમાં ઉદ્દભવ્યો હશે, અને એ પ્રશ્ન સહજ હોઈ શકે ખરો. ગુજરાતી ભાષાના કેળવણી વિષયક માસિકના એક તંત્રી તરીકે પા સી ગૃહસ્થનું ગુજરાતી ભાષાનું જ્ઞાન કેળવણીના વિષયોની ચર્ચામાં વપરાતી રૂઢ સંસ્કારી ભાષાને યોગ્ય કેમ હોઇ શકે એ શંકા ઉપસ્થિત થાય ખરી. પણ ધીરજ, ખંત, અને નિશ્ચયને શું અસાધ્ય છે ? મિ. બાલાએ સતત શ્રમ અને ઉત્સાહથી ગુજરાતી ભાષા ઉપર કેટલો કાબુ મેળવી લીધો છે તે તેમના સમાગમમાં આવનારને સાશ્ચર્ય માલમ પડયા વિના રહેશે નહિ. ઇ. સ. ૧૯૨૦ ના ટ્રેનિંગ કોલેજમાં પ્રદર્શન તથા મેળાવડા વખતે તેમનું યાદગાર ભાષણ સાંભળી વિદ્યાવિભૂષિત સજ્જનોના મોંએથી પણ સ્વતઃ પ્રશંસાના ઉદ્દગાર અમો સાંભળ્યા છે. સાહિત્ય પરિષદો વખતે પણ તેમણે પોતાના ગુજરાતી ભાષાના જ્ઞાનથી વિદ્દદ્વર્ગને સાનંદ કર્યો છે. તેમનાં સાદા સમયોચિત અલંકારો અને સંસ્કૃત તેમજ શુદ્ધ ગુજરાતી શબ્દોના યથાવિધિ પ્રયોગોવાળાં પ્રાસંગિક ભાષણો હંમેશા યાદજ રહેતાં. સાહિત્ય સભામાં પણ ચર્ચાતા ઐતિહાસિક કે ભાષાના ગૂઢ વિષયોની ચર્ચા વખતે તેમને પ્રમુખસ્થાન આપવામાં આવતું એજ એમની લાયકાત સાબીત કરી આપે છે. ગીતાજી જેવાં હિંદુ ધર્મના પુસ્તકોમાંથી સુંદર ગુજરાતી ભાષામાં સિદ્ધાંતો યોગ્ય વખતે બરાબર રજુ કરી શકતા એ કાંઇ ઓછા આનંદની વાત નથી. આવી રીતે સતત શ્રમવડે ગુજરાતી ભાષાનું યથાવિધિ જ્ઞાન પ્રાપ્ત કરેલ પ્રિન્સિપલના હાથમા શાળાપત્ર આવ્યું ત્યારથી પણ તે પત્રના ઉદ્દેશો જાળવવામાં કોઈ પણ રીતે ખામી આવી નથી.

મિ. બાલા પ્રિન્સિપલના હોદ્દાએ નિમાયા તે પહેલાં તેઓ સંપૂર્ણ અનુભવી થઈ ગયા હતા. હાઇસ્કૂલ, મિડલસ્કૂલ, અને ઇન્સ્પેક્ટિંગ લાઇનમાં અધિકારના યોગે તેમનો અનુભવ ત્રિવિધતાવાળો હતો અને ત્યાર પછી તેઓ ટ્રેનિંગ કૉલેજના ગૌરવ ભરેલા હોદ્દાની જગાએ નિમાયા. અનુભવ અને જ્ઞાનપિપાસાની અભિવૃદ્ધિ સાથે તેનામાં કાર્યદક્ષતા અને ગુજરાતી ભાષાનો પરિચય વધ્યો. પ્રિન્સિપલ તરીકે તેઓ ૯ વર્ષ અને ૨ માસ રહ્યા અને તે દરમિયાન તેઓએ શાળાપત્રદ્વારા ગુજરાતની કેળવણીમાં બને તેટલો પોતાનો હિસ્સો આપ્યો છે.

શાળાપત્ર કેમ વધારે ઉપયોગી થાય એ બાબતનો તેમને ખત હતો, અને તેને લીધે એ પત્રમા અનેક વિષયોની ચર્ચા થતી આવી છે વૈજ્ઞાનિક શોધખોળ, ઐતિહાસિક બીનાઓ, ભૌગોળિક બાબતો, શિક્ષણશાસ્ત્રના સિદ્ધાંતો, પ્રાચીન તેમજ અર્વાચીન નવીન જ્ઞાનની બાબતો, વગેરેનો તેમાં યથાશક્તિ પ્રબોધ કરવામા આવ્યો છે એટલુજ નહિ, પણ જગતમા બનતા કેળવણીની દ્રષ્ટિએ ઉપયોગી એવા અગત્યના બનાવોને તેમા સ્થાન આપવામા આવ્યું છે મહાન વિગ્રહના વિનાશક પરિણામો ઇતિહાસ અને ભૂગોળની દ્રષ્ટિએ કેવા આવ્યા છે તે, વિજ્ઞાનનું પ્રગતિમય ક્ષેત્ર કેટલુ વિસ્તરે છે તે, વગેરે શિક્ષકોને અત્યંત ઉપયોગી હકીકતો શાળાપત્રમા આવ્યા વિના રહી નથી. ઇ. સ. ૧૯૧૪ ની સાલથી શાળાપત્રના વિષયોની નોધ જોતા તે સહેજ માલમ પડશે ( વિસ્તારભયથી ટાંચણ કરવું ઉચિત નથી લાગ્યું. )

કેળવણીને લગતા બહારના લેખકોના લેખોને ઉત્તેજન આપવામા આવતું ભાષાની દ્રષ્ટિએ કાચા પણ ઉપયોગી લેખોને સ્વીકારી એ લેખકોને તેઓ ઉત્તેજન આપતા વળી વર્ગમા જ્યારે જ્યારે કોઇ શિક્ષક અથવા તો વિદ્યાર્થી ગ્રથિતપાઠો આપતા તે વખતે નમુનાદાર નોધો શાળાપત્રમા મોકલવા તેમને કહેવા ચુકતા નહિ આ પ્રમાણે તેમના તરફથી સમાજને અમૂલ્ય લાભ અપાયેલ છે।

કુદરતના કર્મના સિદ્ધાતને સમજનાર અને તદનુસાર વર્તનને અમલમા મુકનારને કર્મની ગણતરીમા ખરુ થાય ખરો કર્મવીરને કર્મમાજ સુખ છે, જેમ નવા નાટકના પ્રસગોમા. પણ આ જગતના માયાચક્રમા વસ્તુમાત્રની ઢળાઢળ ગતિમા નવીનતાના બીજે છે, તેમ મિ. બાલાના આ ઉપનામ પ્રસગમા અન્ય કોઈ પ્રદેશની નવીનતા ઉદ્ભવે છે. તેમના આ શાંતિઆવાસમાથી જ્ઞાનદીપના કિરણો અન્યને કલ્યાણરૂપ નીવડો એમના અવિરત શ્રમથી શ્રમિત થએલા આત્માને ઇશ્વર દીર્ઘાયુ બક્ષો, તેમનુ બાકીનું જીવન પોતાને તેમજ અન્યને કલ્યાણકારી થાઓ તેમની જીવનયાત્રા શાંત સુખરૂપ થાઓ એટલું ઇચ્છી અત્રે વિરમવું ઉચિત ધારીએ છીએ

નિર્જીવ પદાર્થોનો પણ મહયોગ જેમ નિમિત્તને વશ છે તેમ સજીવ આત્માઓનો સમાગમ પ્રત્યક્ષ કે અગોચર કોઇ ગૂઢ નિયમને અવલંબે છે. •
બૃહત્સમાગમ સર્વદા કલ્યાણકારી હો.



બાળકોની જ્ઞાનતંતુ સંબંધીની સ્થિતિ ઉપર બહુજ બારીક દેખરેખ રાખવામાં આવેછે. પરિણામે નિશાળના શિક્ષક કે અધ્યક્ષને બાળકોની જુદી જુદી પ્રકૃતિ ઉપર સચોટ ધ્યાન આપવું પડે છે અને તે તે પ્રકૃતિને બરાબર સમજવી પણ પડે છે. વિદ્યાર્થીની કોઇપણ પ્રકારની અસ્વસ્થતા વિષે દાકતરને તરતજ ખબર આપવામા આવે છે. પ્રકૃતિવિકાર, બ્હીક, અકળામણ કે ઉતાવળીઓ સ્વભાવ, વગેરેના કારણો શોધી કાઢવામા બનતી તજવીજ કરવામા છે.

શાળામા નવા દાખલ થએલા બાળકોની દાકતર મારફતે સંપૂર્ણ શારીરિક તપાસ થાય છે તેમનુ વજન લેવામા આવે છે, શરીરનુ માપ લેવામા આવે છે, અને એ બધાની એક પત્રક ઉપર નોંધ રાખવામા આવે છે. આ પત્રક જાળવી રાખવામા આવે છે, અને તેમા પછીની તમામ નોંધો કરવામા આવે છે. પહેલી શારીરિક તપાસ પછી બાળકની માતાને દાકતરને મળવાનું કહેવામા આવે છે, સાદી માંવજત તો દાકતરી સલાહ પ્રમાણે 'નર્સરી સ્કૂલ'માજ કરવામા આવે છે પણ ગુંચવણ ભરેલી બાબતમા નિશાળમાજ ખાસ સગવડતાવાળી જગ્યાએ સારવાર કરવામા આવે છે, છતા કોઇપણ જાતની દવા સંબંધીની સારવાર તો માબાપની મરજી સિવાય થતી નથી.

દવા અને સારવાર સબંધીનુ કામકાજ ઘણુંજ અગત્યનું છે, અને દાકતરી અભિપ્રાય પણ એવો છે, કે બાળકની પાંચ વરસની ઉમર પહેલાજ ઘણાખરા રોગોના બીજ રોપાય છે આમ જોતા આવા 'શિશુ-વિદ્યાગૃહો' એક પ્રજાકીય સુધારણાના અને દેશની આબાદીના દીર્ઘદ્રષ્ટિ ભરેલા સાધનોજ છે. જે વિદ્યાર્થીઓ આવી દેખરેખના અભાવે રાજ્ય કે પ્રજાને ભયરૂપ કે બોજારૂપ થઇ પડે તેજ વિદ્યાર્થીઓને આવા વિદ્યાગૃહો ભાવીના સંપૂર્ણ તંદુરસ્તીવાળા અને ચપળ નાગરિકો બનાવે છે.

### સુઘડતા, વગેરે.

હાથ, પગ, મ્હો વગેરે સાફ રાખવા માટે ભીંતોમા નીચે માટીના પવાલાઓ ગોઠવામા આવે છે અને સાથે સાથે પુષ્કળ ટાઢું પાણી પણ રાખવામા આવે છે. જરા મોટી ઉમરના બાળકો તો પોતાની મેળેજ શરીરને સ્વચ્છ રાખે છે, પણ નાની ઉમરના બાળકોને જરૂર પ્રમાણે મદદ કરવામા આવે છે.

જે બાળક સમજણું થયુ હોય અને પોતાની જોખમદારી સમજતું થયુ હોય તેને ટુવાલ, ટુવાલની ખીલી, મ્હો લુછવાનુ કપડું, બ્રશ રાખવાની કોથળી, બ્રશ, અને ટુથબ્રશ આપવામા આવે છે

## સ્નાનગૃહ.

આ જગાએ કાંકરેટથી તૈયાર કરેલો સ્નાનકુંડ હોય છે, અને ઉપર વધારે ગરમ, ગરમ, અને ઠંડા પાણીના એવા ત્રણ પ્રકારના ફુવારાની પણ ગોઠવણ કરેલી હોય છે. આ સ્નાનકુંડ ૯ ઇંચથી ૧૬ ઇંચ સુધી ઉંડો હોય છે, અને એ પ્રમાણે તે કુંડને એક ઉંડો છેડો અને એક છાછરો છેડો, એવા બે છેડા હોય છે. એ કુંડની લંબાઇ ૯ ફુ. અને પહોળાઇ ૩ ફુ. જેટલી રાખવામાં આવે છે. પાંચ કે ૭ બાળકો સાથે તેમાં સુખેથી નાહી શકે છે. આખું સ્નાનગૃહ ગરમ હવાવાળું રાખવામાં આવે છે.

સ્નાનવિધિ દિવસનો કાર્યક્રમમાં એક આનંદરૂપજ થઈ પડે છે, અને મોટી ઉમરનાં બાળકોને તો વળી વિશેષ. તેઓ પોતાને માટે નક્કી કરેલા દિવસની ઘણીજ આતુરતાથી રાહ જોયા કરે છે.

પાંચ કે ૭ એકીસાથે, એમ વારાફરતી બાળકો આમાં નહાય છે. ગંદા બાળકને માટે એક જુદા કુંડની ગોઠવણ કરેલી હોય છે.

આ પ્રમાણે બાળકોને પોતાની શારીરિક સ્વચ્છતા જાળવવામાં તેમજ વસ્ત્રાદિક ધારણ કરવામાં ઘણીજ અગત્યની • ઇંદ્રિયકેળવણી મળતી જાય છે. ઘણી વખત તો મોટી ઉમરના બાળકને નાની ઉમરનું બાળક માવજત માટે સોંપવામાં આવે છે. આવી આનંદ ભરેલી સોબતમાં શરમાળ કે બ્હીકણુ બાળકોની બ્હીક જતી રહે છે, અને તેઓ રમતગમતમાં ભાગ લેતાં થઇ જાય છે. આવાં બાળકોને પહેલાં સ્નાનકુંડની છાછરી બાજુ તરફ રમવા દેવામાં આવે છે. આવી આવશ્યક શારીરિક સ્વચ્છતાને ખાતર નાહી ધોઈ રહ્યા પછી તેમને છુટ રમવા દેવામાં આવે છે, અને પછી આનંદનો તો પારજ નહિ. એક બાળકે નિશાળના અધ્યક્ષને કહ્યું, કે "હું તો આજે પાંચ વસ્તુ બની ગયો હતો!" અધ્યક્ષે કહ્યું, "શી? શી?" બાળક બોલ્યું, "શી? શી? જુઓ, માછલી, ડુબકી મારનાર, યાંત્રિક બોટ, જળસુંદરી, અને સબમરીન."

બાળકને એકદમ શરદી ન લાગે તેટલા માટે પહેલાં ઠંડા પાણીના ફુવારાથી અથવા તો ઠંડા પાણીથી વાદળીથી તેના શરીરને ભીંજાવવામાં આવે છે, અને નાહી રહ્યા પછી જાડા ગરમ ટુવાલથી શરીરને સારી રીતે ઘસીને લૂછવામાં આવે છે.

આ પ્રમાણે સ્નાનવિધિથી પણ બાળકની શારીરિક તંદુરસ્તી, સુઘડતા, પોષાક, વગેરેથી શિક્ષક વાકેફ થાય છે.

### શિશુ-વિદ્યાગૃહના ઓરડામાંના સાધનોની ગોઠવણ.

જરૂરીઆત પ્રમાણે ઓરડામા તૈયારી રાખવામા અને સરસામાન ફેરવવામાં પણ બાળકો ભાગ લે છે. ટેબલ, ખુરશીઓ, વગેરે ચીજો હલકી અને સહેલાઇથી લાવ લઈજા થઈ શકે તેની હોય છે. ખાટલાઓ નાખીને એક જગાએ, સહેલાઇથી ગોઠવી શકાય તેવા હોય છે. કબાટો નીચાં હોય છે તેથી બાળકો પહોચીને તેમાથી રમકડા, મગ્મામાન વગેરે કાઢી સાફ રાખી શકે છે.

### (૯-૩૦) પ્રાતઃકાળનો કાર્યક્રમ.

વાયગીત, ગાન, નૃત્ય, રમતગમત વગેરે વિષયો પ્રાતઃકાળમાં હોય છે, અને સ્નાન પછીનો કાર્યક્રમનો આ સમય તો બાળકોને બહુજ પ્રિય લાગે છે સંગીતનો પ્રેમ, અને સુઘટિત હાલચાલ બાળકોને સહજ અને સર્વગત થઇ પડે છે. બાળકો સાથે રમે છે, ગીતો ગાય છે અને નાચે કૂદે છે.

### (૧૦ ૧૫) નાસ્તો.

૧ દૂધ, અથવાતો દૂધવાળો કોકો.
૨ બિસ્કિટ, ફળાદિક } માબાપ મોકલાવે છે

### (૧૦-૩૦ થી ૧૧-૩૦) ઉદ્યોગ.

૧ હસ્તકળા શિક્ષણ
૨ મૉન્ટિસોરી સાધનોની વપરાશ.

મોન્ટેસોરી પદ્ધતિથી ઇન્દ્રિયકેળવણી સાધનોની વપરાશથી અપાય છે, પણ આડકતરી રીતે તો તે કેળવણી ઘણી રીતે આવા વિદ્યાગૃહોમા બાળકોને આ પ્રવૃત્તિથી મળે છે. માટી, રેતી, કાગળ, ઈંટ, લાકડાના કકડા, રંગીન નાની નાની તકતીઓ, મણકા, છીપો, સળીઓ, લાકડીઓ, બ્રશ, રંગો, બ્રશ, પાણી, વગેરે જુદા જુદા પદાર્થોની વપરાશથી ઇન્દ્રિયકેળવણી અને સ્વાનુભવના પ્રસંગો બાળકને માટે ઉભા કરવામા આવે છે, અને એનો કલ્પિત રમતગમતમા કે રચનાત્મક કાર્યમા લાભ લેવામા આવે છે

ચિત્રકામ માટે ચોક, કાળું પાટીયું, રંગીન ચાકની લાકડીઓ, અને બ્રાઉન પેપર વગેરે વસ્તુઓ બાળકને આપવામા આવે છે.

અભ્યાસકામમા સ્વેચ્છાપૂર્વક કામ કરવા દેવામા આવે છે.* બાળકને સોંપેલું કામ પૂરું કરી દેવાને અને બીજાને માટે તમામ વસ્તુઓ સ્વચ્છ અને ગોઠવેલી રાખવાને ઉત્તેજવામા આવે છે.

કુદરતના જ્ઞાન માટે અને બાગકામ માટે ચોક્કસ પાઠો આપવામાં આવતા નથી, અને આવી પદ્ધતિ તો આવાં વિદ્યાગૃહોમાં અનાવશ્યક છે. બાળકો અહીં અજાણમાં પણ સ્વતઃ કુદરતરૂપી આદિગુરુ પાસેથીજ પોતાના પાઠો લેતાંજ રહે છે.

મોટી ઉમરનાં બાળકો પણ બાગકામના કામમાં, કંદ અને બીજ રોપવામાં કામે લાગે છે; પુષ્પોને જોઇને તો તેઓ રાજી રાજી થઇ જાય છે.

સસલાં અને તેનાં બચ્ચાં, બિલાડી અને તેનાં બચ્ચાં, વગેરે સુંદર પ્રાણીઓ આ નિશાળમાં રાખવામાં આવે છે. બાળકો વારાફરતી તેમને ખવડાવે છે અને સાફસુફ રાખે છે.

### ( ૧૧-૩૦ થી ૧૧-૪૫ ) ખાણાની તૈયારી.

મોટી ઉમરનાં બાળકો ખાણાં માટે ટેબલ, ખુરસી, ગોઠવે છે. ઉપર પાથરવાની ચાદર કબાટમાંથી કાઢી ટેબલ ઉપર પાથરી દે છે. આ કામ પણ ળકો વારાફરતી કરે છે.

### ( ૧૧-૪૫ ) ખાણું.

દાક્તરી સલાહ પ્રમાણે ખાણાનું પત્રક હોય છે, અને તેનું તેજ ખાણું અઠવાડીએ એકાંતરે બદલાયા કરે છે.

દરેક ખાણા વખતે કઠણ મીઠી રોટલી ( Rusks ) પીરસવામાં આવે છે. ચાવવાથી થૂંક વધારે આવે છે અને દાંત પણ મજબુત ઉગે છે.

ખાતી વખતે આનંદ આનંદ થઇ રહે છે. બાળકો ખુબ સ્વાદથી ખાય છે અને સારૂં ભોજન તો બાળકો માગમાગજ કરે છે, અને તેથી તેની બે ત્રણ વાર પીરસણી કરી તે ખલાસ કરી દેવામાં આવે છે. બાળકો પણ ઠામ ખાલી થઈ જાય ત્યારેજ સંતોષ માની જમવાથી પરવારે છે.

પીરસવાનું કામ પણ બાળકો વારાફરતી કરે છે. બાળકો માટેનું ખાવાનું ગામના એક મધ્ય રસોડામાંથી આવે છે; અને એજ રસોડું ગામની તમામ નિશાળોમાં એવી જરૂરીઆતો પુરી પાડે છે.

ખાણું ખાઈ રહ્યા પછી જેનો વારો હોય તે બાળકો ચમચા, છરી, કાંટા વગેરે તમામ વસ્તુઓ ભેગી કરી લે છે, રકાબીઓ, કપડાં વગેરે બાજુએ મૂકી દે છે, અને જમીન ઉપર પડી ગએલ ખોરાકની ચીજો, કચરો વગેરે વાળી નાંખી ઓરડો બીલકુલ સ્વચ્છ કરી નાંખે છે.

### ( ૧૨-૩૦ થી ૨-૩૦ ) નિદ્રા.

ખાઈ રહ્યા પછી મધ્યાહ્ન સમયે બાળકો આરામ માટે નિવૃત્ત થાય છે.

## ( ૨-૩૦ ) વાર્તાવિનોદ, રમતગમત, રમકડાં, વગેરે.

રમત માટે એક તુલાપાટી, (Balance-board) અને રેતીવાળી જમીન અલગ રાખેલી હોય છે બાળકો અહીં રેતીમા આકૃતિઓ કાઢી રમે છે. શારીરિક કસરતને માટે નીચે પ્રમાણે રમકડા રાખેલા હોય છે —

| | | |
|---|---|---|
| હીંચકા. | ઢીંગલીનું ઘર. | બૅટ. |
| ઝૂલતી હોડીઓ. | ઢીંગલીઓની ઠેલણગાડી. | ફુટબૉલ. |
| ઝૂલતા ઘરો. | દડા. (લુગડાના). | કુદવાની દોરીઓ. |
| નાનીમોટી ગાડીઓ. | ગેંદ. | ખેંચવાનું દોરડું. |
| નાની પૈડાવાળી, | ઢીંગલીની પથારીઓ. | પીંછાવાળા ગુચ્છના દડા. |
| હાથાવાળી અને નીચે ટેકાવાળી ગાડીઓ. | | લગામો. |
| ( Wheel-barrows ) | પારણુ | |
| નાનુ ઘર. | ગંધવાના વાસણનો સટ | ચાબુકો. |
| એન્જીન. | હોડીઓ | પાવડા. |
| વહાણો | ડોલો. | દડા. |
| પ્યાલા, રકાબીઓ. | | વગેરે. |

હુંફરે એવા, અથવા તો રસ પડે એવા, કુદરતી વસ્તુઓને મળતા આવતા રમકડા સ્વાભાવિક રીતેજ બાળકોને બહુ ગમે.

## ( ૩ વાગે ) ન્હાની તૈયારી.

## ( ૩-૧૫ થી ૩-૩૦ ) ન્હા.

દૂધ અથવા તો દૂધવાળો કોકો.

માખણ સાથે રોટલી, મુરબ્બો, કેક, વગેરે.

નિશાળમા બાળકોને જે ખોરાક આપવામા આવે છે તેના ખર્ચ બદલ માબાપો અઠવાડીઆના ૨/શિ. ૬/પે લેખે પૈસા આપે છે. પણ જરૂર જેવુ લાગે ત્યા એ રકમ પાછી પણ આપવામા આવે છે

## ( ૩-૩૦ થી ૫ ) બાળકોની છુટીનો વખત.

કોઈ કોઈ વખત અનુકૂળતા પ્રમાણે બાળકોની માતાને પણ પોતાના બાળકને બોલાવવા આવવાનુ કહેવ મા આવે છે. આ પણ અગત્યની બાબત છે, કારણ કે એથી શિક્ષક તેમજ માતા પણ, એમ બને જણ બાળકનુ શારીરિક આરોગ્ય તેમજ તેની સામાન્ય સ્થિતિ બરાબર સમજી શકે છે. જ્યા માતાથી આવી ન શકાતુ હોય એમ હોય ત્યા તેજ સ્થળે આવેલા

બાળમંદિરમાં ભણતાં મોટી ઉમરના ભાઈ અને બ્હેનો બાળકને બોલાવવા આવે છે.

ઉપરના ટુંક લેખ ઉપરથી સ્પષ્ટ માલમ પડશે કે ઇંગ્લાંડમાં છેક નાનામાં નાની ઉમરના બાળકોની સંપૂર્ણ તંદુરસ્તી, વૃદ્ધિ, અને કેળવણી માટે, સુંદર અનુકૂળ પરિસ્થિતિ ઉભી કરવાને કેવા કેવા પ્રયત્નો કરવામાં આવે છે.

---

# કવિતા.

## કુદરત ન્યારી છે.

(લેખક:—જયાગૌરી મોહનલાલ. પંડયા.
વર્ગ ત્રીજું, ફી. ટ્રે. કૉ., અમદાવાદ.)

રાગઃ—શું કહું કથની મારી રા.......જ.

દૈવની ગતિ છે ન્યારી બ્હે......ન, દૈવની ગતિ છે ન્યારી;
સખી ભાર્તભૂમી દુઃખીઆરી બ્હે......ન, દૈવની ગતિ છે ન્યારી.
ભૂતળ ઉપર ભાતભાતની, અગણિત જીવતણી જાતિ,
ક્રોધ કહે સૌ ક્રમે ઉપજે, ઉત્સાહ નાખ્યો મારી. બ્હે...ન દૈવની-
આ દુનિયામાં લોભ વૈભવની, બેઠી રાત અંધારી,
અહંકારી ભાનુ પ્રકાશ્યો, સૌની કરે હાડ મારી. બ્હે...ન દૈવની-
સ્વાર્થ શત્રુ પેઠો દિલમા, માયા કરે ખુવારી,
અક્કલ તેમા ગુમ થઇને, કામ કરે અવિચારી. બ્હે...ન દૈવની-
ઈશને ત્યાં તો સર્વે સરખાં, મનુષ્યને નથી ગણના,
ઉંચ-નીચની જાતિ કહે છે, ભેદ રાખે અતિભારી. બ્હે...ન દૈવની-
કોમળ બાળક દુઃખે પીડાએ, સેવા કરો દિલ ધારી,
અદ્દભુત ખેલ જગકર્તાનો, નજરે જોયો ન્યાળી. બ્હે...ન દૈવની-
પરદુઃખ દેખી દાઝ અંતરમા ધારો ઓ બેની હમારી,
અમુલ્ય અવસર ખોવાઇ જાશે, ચેતી કરો તૈયારી. બ્હે...ન દૈવની-
જ્ઞાનદીપક જ્યોતિ પ્રગટાવી, સ્વદેશ ઉન્નતિ ધારી,
ઘટ ઘટ પ્રત્યે વાસ વસીને, આતુર કરે નરનારી. બ્હે...ન દૈવની-
મોહ મમતને નાખો કાપી, સ્નેહનું નીર વરસાવી,
હે! પ્રભુ આ બાળાની વિનતિ, લેજો હૃદયમાં ધારી. બ્હે...ન દૈવની-

---

# કવિતા.

(લેખકઃ-ઉમરજી ઇસ્માઇલ પટેલ ઉ. બી. વર્ગ. પ્રે. રા. ટે. કોલેજ.)

મનુષ્ય જીવનનો એક અનંત પ્રવાહ વહ્યા કરે છેઃ તેને કિનારે,-ફૂલની વાડીઓ, સુગંધી કુંજો, આનંદ આપતી ઝાડની ઘટાઓ, મીઠાં મીઠા ઝરણો અને લીલા જંગલો, કુદરતી ગાયનથી આપણા એકાંત હૃદયને તૃપ્ત કરે છે; શણગારેલા શહેરો, ઊંચા ઉંચા મંદિરો, ભભકાદાર મહેલો, ભવ્ય કૃત્રિમ રચનાઓ, નાની નાની ઝુંપડીઓ, વિશાળ રસ્તાઓ, ગ્રામ્ય પ્રદેશો અને વિસ્તીર્ણ ખેતરો, સંસારચક્રના ઘોષથી ઉત્પન્ન થતા સંગીતમાં આપણા પ્રવૃત્તિમય મસ્તકને લીન કરે છે, અને ચળક ચળક થતા તારાઓના ઝુમખા, લાંબી પૂંછડીવાળા ધૂમકેતુનો પ્રકાશ, ભટકના ગ્રહોનું અવલોકન, ચાંદનીમાં રમતો ચંદ્ર, શીતળ વાયુ, શાંત રાત્રિ, મનોહર સવાર, મધ્યાહ્નનો તેજસ્વી સૂર્ય અને સાંજનો સુંદર દેખાવ આપણા આત્માને ઇશ્વરમંદિરમાંથી નિકળતા દિવ્ય ગાનથી નમ્ર કરે છે! આ કુદરતી ગાયન—આ સંસાર ચક્રનું સંગીત—અને ઇશ્વર મંદિરનું દિવ્યગાન, જીવન પ્રવાહમાં તણાતા અલ્પમાનવને આશાસૂચક દીવાદાંડીઓ છે, અને એજ આશાસૂચક—અથવા આત્મસ્વરૂપ ઇશ્વર જ્યારે હૃદયને રસમય, પ્રેમમય, સુંદરતામય અથવા સુખમય કરે છે, ત્યારે "કવિતા" કહેવાય છે.

આ દુનીઆમાં રહી વધારેમાં વધારે સુખ અને ઓછામાં ઓછું દુઃખ ભોગવવું એજ આપણું કર્તવ્ય છે, એવો જનમંડળનો સામાન્ય અભિપ્રાય છે; અને તેટલાજ માટે વિષયવાસનાઓથી મળતુ સુખ ક્ષણિકજ હોવાથી, તથા આ પૃથ્વીની વસ્તુઓથી પ્રાપ્ત થતો આનંદ હંમેશાં તૃપ્તિ આપતો નહિ હોવાથી, દયાળુ ઇશ્વરે મનુષ્યોને એક એવી દિવ્ય વસ્તુ અર્પણ કરી છે, જે સંસારના કલેશ—દુખ અને પીડાઓ ભૂલાવી દે છે, સુખ, આનંદ, અને મનની શાંતિ ઉત્પન્ન કરે છે, જિંદગીને એક અમૃતમય ઝરણાના પ્રવાહ ઉપર તરતા જતા સુંદર અને મધુર ગાયનરૂપ બનાવી દે છે; જે ક્રોધીને શાંત કરે છે, નામર્દને શૂર બનાવે છે, વીરના હથિયાર છીનાવી લે છે, અબળાને વીરાંગના બનાવે છે, યોગીશ્વરોને યોગ ભૂલાવે છે, રાગીને વિરાગ ઉત્પન્ન કરે છે, હાસ્યાદિમાં કારુણ્ય અને શોકને જન્મ આપે છે, પાથર જેવા કઠિન હૃદયોને પણ બરફની પેઠે પીગળી નાખે છ; તેનો પ્રભાવ

સર્વદા ઉંચે ભાગે; દેખાયા છતાં, જે પૃથ્વી ઉપર ચાલે છે, રમે છે, દોડે છે અને શયન કરે છે; તથા જે મનને સન્માર્ગે દોરે છે, ચિત્તને શુદ્ધ વૃત્તિમાં રાખી મલિનતાથી મુક્ત કરે છે, અને હૃદયને ઇશ્વરનું સત્ય સ્વરૂપ સમજાવી તેમાંજ પ્રેરે છે; જેનો તેનો ઉપયોગ તેવુંજ તે ફળ આપે છે, અને જેના ઉપર તે રાજ્ય ચલાવે છે તે સર્વેને ખરા આનંદનું અમૃતપાન કરાવી સ્વાર્થ અને પરમાર્થની એકતા જણાવે છે; આ વિચિત્ર પણ દિવ્યભેટ એજ "કવિતા" છે!

જેવી રીતે આત્મા પરમાત્મા સાથે ભળી જવાથી મોક્ષમયજ થઇ જાય છે, તેવીજ રીતે સૃષ્ટિ જીવન ઉપર કાવ્યમેઘની વૃષ્ટિ થવાથી આત્માની ઉન્નતિ, દિવ્ય આનંદ અને અનંતું સુખ પ્રાપ્ત થાય છે.

સઘળી ઉત્તમ કવિતા અનંત છે; તેની આગળ શ્રેષ્ઠ ચિત્રો અને સારામા સારી ખુબીદાર મૂર્તિઓ નિર્માલ્ય થઇ પડે છે. કવિતા એ હૃદયમાં કોરાતી મૂર્તિ અને મસ્તકમાં પ્રેરાતું ચિત્ર છે; તેનું કામ સર્વદા ચાલ્યાજ કરે છે, અને નાશવંત કાગળ, શાહી અને કલમની તેને સ્પૃહા થોડીજ હોવાથી તે અનંતતા સાથે સંબંધ રાખી શકે છે; અને આવી રીતે નાશથી સ્વતંત્ર થતાંજ તે પોતાનો સ્વર્ગીય વસ્તુઓ સાથે સંબંધ બાંધી શકે છે, અને આથીજ કવિતાની દિવ્ય વસ્તુઓમાં ગણના થાય છે.

મહા કાવ્યો હંમેશાં જ્ઞાન અને બુદ્ધિ તથા સુખ અને આનંદના ઝરણો એકઠાં મળીને ઉત્પન્ન થએલા અમૃતના પ્રચંડ ધોધ જેવા છે; તેમના રસમાં નિમગ્ન થનાર માનવ પોતાનો દુનીઆ સાથેનો સંબંધ, દુખ વા સુખ, જિંદગીની ફરજો અને બાલજીવન પણ ભૂલી જઈ એકલોજ કોઈ દૂરના વિચારમાં જઇ પડે છે. તે આસપાસ ઘુઘવાટા કરતો મેઘ અને ચમકારા કરતી વિજળીઓ વગેરે સર્વ ભૂલી જાય છે; અને પોતાના આત્મામાંજ સર્વ વસ્તુઓથી નિવૃત્ત થઈ લીન થાય છે.

કવિતામાં "ઉત્સાહ, સ્વતંત્રતા, વિચારશક્તિ, સંવાદ, સામર્થ્ય, શબ્દયોગ્યતા, કલ્પના, ઉન્નત આત્મા અને મનુષ્ય વર્તનમાં પ્રવીણ મનોબળ" વગેરે વસ્તુઓ અવશ્ય કરીને જરૂરની છે, અને તે સર્વે જ્યારે એકજ કાવ્યમાં સંપૂર્ણ રીતે આવે છે ત્યારેજ તે ઉત્તમ કાવ્ય અને મહાકાવ્ય એ સંજ્ઞાને પામે છે.

એક સારૂં કાવ્ય એ જીવતું ચિત્ર અને બોલતું પૂતળું છે એટલુંજ નહિ; તે સર્વદા પોતાના બાળકોને—અભ્યાસકોને કાંઇક એવો ઉન્નત

અને વિશિષ્ટ માર્ગ બતાવ્યા કરે છે કે તેમનું જીવન અલ્પ, ક્ષુદ્ર અને નીચ માર્ગે જવા પામતુ નથી.

કવિઓને કુદરતજ જન્મ આપે છે, તેથી તેઓજ માત્ર તેના અનંતકાળથી ગુપ્ત પડયા રહેલા ભંડાર ઉઘાડી ખુંતા મૂકી શકે છે. તેઓજ સ્વર્ગ અને નર્કના ગુપ્ત ભેદ દુનીઆને બતાવી સત્યમાર્ગ સૂચવે છે, તેઓજ ઇશ્વરસ્તુતિનો ઉત્તમ રસ્તો ઉત્પન્ન કરી અન્ય પ્રાણીવર્ગથી મનુષ્યને ઉંચી પદવીએ ચઢાવવા પ્રયત્નો કર્યા કરે છે, અને તેઓજ આ દુખી સંસારને સુખમય દેખાડી, સ્વર્ગની સમીપતાનું ભાન કરી, ઇશ્વરની અનંતતા પ્રતિ આત્માનુ ગમન કરાવી, અને અલ્પમા અલ્પ પ્રાણી પણ પાપ માંથી છુટી પુણ્ય રસ્તે ચઢી શકે એવા સિદ્ધાંતો સ્થાપી, જીવનને આનંદમાં નિમગ્ન કરે છે.

કવિતા "જીવનનો પ્રદીપ" અને "અનંત સત્યના આદર્શરૂપ છે." વિશ્વમાંની "સુંદરમા સુંદર—સંસારમા મારી"—અને ક્ષણિક વસ્તુઓને જરાક સ્પર્શ કરવાથી પણ સર્વદાનું જીવન બક્ષિસ કરે છે. "તે આપણા જ્ઞાનનું મધ્ય બિન્દુ છે" અને કવિઓ અમૃતમય કુંડોને કાંઠે નિવાસ કરી તે કુંડોમાંથી વહેતી નદીઓ મારે સુખ અને આનંદના ફુવા વહેવરાવનાર દેવદૂતો જેવા છે.

કવિતા, ખરેખર, જીવન લાંબુ કરે છે, જો અનુક્રમે આવતી મિનિટો નહિ પણ, વિચારને આપણે વખત કહીએ. તો તે આપણા માટે (કાળ) વખત પેદા કરે છે તે સર્વ જ્ઞાનનો પ્રાણ અને અંતરઆત્મા છે, તેને કાળ અથવા અવકાશ માપી શકતો નથી, પણ તે મનુષ્યના આત્મામાજ રહે છે. "કવિતાને કર્તવ્યપ્રવૃત્ત જિંદગી કહી શકાય" એ કહેવતના કરતા બીજી કઇ પ્રશંસા વધારે છે?"

એક સંસ્કૃત કવિ લખે છે કે, "બીજાના હૃદયમા વાગ્યુ ને માથું ન ધુણાવે તે કવિના કાવ્યથી શુ? અને એ ધનુર્ધરના ધનુષ્યથી પણ શુ?"

## "પાણીનું ઘડિઆળ."

(લેખક—મં. ના. ભટ્ટ, હેડમાસ્તર, ઉંબરગાંવ, જિ, થાણા.)

સાતમી ચોપડીમા સર આઇઝેક ન્યુટનના પાઠમા તેનો વિદ્યાર્થી તરીકેનો મહદુદ્યોગી સ્વભાવ અને શોધકબુદ્ધિ બનાવવાને લખેલું છે કે "બીજા

છોકરાઓ એવી રમત રમના ત્યારે તે પાણીનાં વેગથી ચાલે એવાં ઘડિઆળ બનાવતો. એ પાણીના ઘડીઆળની એક સાદી રચના શિક્ષક તેમજ વિદ્યાર્થીના ઉપયોગને માટે અત્ર રજુ કરૂં છું.

કેરોસીનના ખાલી ડબામાં તળીએ સોયની અણી જેટલું છિદ્ર પાડો; તેમાં પાણી ભરી ગળતું રાખો. પછી એક બુચ જેવી હલકી વસ્તુ સાથે દોરી બાંધી તેનો બીજો છેડો દોરા વીંટાળવાની લાકડાની ફીરકીએ વીંટાળો. એ ફીરકીમાં એક સજ્જડ સળી બેસાડો અને તેના બન્ને છેડા ડબ્બાના મોપર અટકે એમ મૂકો. જેમ જેમ પાણી ગળતું જશે તેમ તેમ ડબ્બામાંના પાણીની સપાટી નીચે ઉતરતી જશે. એ પાણીની સપાટી સાથે તેમાં મૂકેલો બુચ પણ નીચે ઉતરે એવી જરૂર છે, અને તેથી દોરી ખેંચાઇને ફીરકી સ્હેલાઇથી ફરવાની પણ જરૂર છે. અને બુચનું સાપેક્ષ ઘટત્વ પાણી જેટલું થાય તોજ પાણીની સપાટી સાથે બુચ નીચો ઉતરતાં ફીરકીને ફેરવી શકે; માટે બુચમાં છિદ્ર પાડી તેમાં કાંકરા બેસાડતા જાઓ અને પ્રયોગ કરતા જાઓ; અને બીજી બાજુએ ફીરકી સ્હેલાઇથી ફરી શકે એવી ગોઠવણ કરો આમ સરળતાથી પાણીની સપાટી સાથે બુચ ખેંચાઇ ફીરકી ફરતી થઈ એટલે તેના એક છેડા પર એક કાંટો બેસાડી તેની આસપાસ ૧ થી ૧૨ આંકડાવાળો ઘડિઆળનો ચંદો ડબ્બાના પતરાં સાથે (પણ ફીરકીની ધરીના છેડાથી અલગ) જડી દો. હવે પાણી ગળતું જાય તેમ સપાટી નીચે ઉતરતાં બુચ અને દોરી ખેંચાઈ ફીરકી ફરતાં, તેની ધરીને જડેલો કાંટો ફરતો જાય. તે બરોબર એક કલાકમાં કલાક જેટલો ફરે છે કે નહિ તે તપાસો. (એનો આધાર ડબ્બાના તળીઆમાંનાં છિદ્ર પર છે. તે નાનું હોય તો કાંટો ધીમો ચાલશે, અને બહુ મોટું હશે તો બહુ વહેલો ચાલશે.) ફક્ત કલાક કાંટાવાળું આ ઘડિઆળ બનાવતા આવડયા પછી છિદ્ર મોટું રાખીને ફક્ત મિનિટ કાંટા વાળું ઘડિઆળ બનાવી શકાશે. અને આ બે ઘડિઆળની મદદથી ખરો વખત જાણી શકાશે. એ ઘડિઆળને ચાવી આપવાની જરૂર નથી, ડબ્બામાં પાણી ભર્યું એટલે તે ચાલુ થાય છે. જે ઋતુમાં બાષ્પભવન વધુ થાય છે તે ઋતુમાં એ ઘડિઆળ ઉતાવળું ચાલતું જણાશે. પણ જે ઋતુમાં આ ઘડિઆળ બનાવ્યું હશે તે ઋતુમાં તે બરાબર વખત બતાવશે.

# અપૂર્ણાંક અને શિક્ષણપદ્ધતિ

લેખકઃ-ગજાનન ન. ઉ. ભટ્ટ. બી. એ. (સાયન્સ.)
સાયન્સ ટીચર, રાજકુમાર કોલેજ, રાજકોટ.)

અપૂર્ણાંકના સરવાળા બાદબાકીના દાખલા બે રીતે કરવામાં આવે છે. કઈ પદ્ધતિ પ્રાથમિક શાળાના બાળકોને સરલ પડે છે તે વાત પ્રાથમિક શાળાના શિક્ષકો જલદી કહી શકે, કારણ કે તે તેમના અનુભવની વાત છે. આ બાબતમાં તેઓનો અનુભવ શું છે? દસથી બાર વર્ષની ઉમ્મરનાં બાળકો કઇ પદ્ધતિ જલદી સમજી શકે છે તે જાણવાના ઉદ્દેશથી આ પત્ર અત્રે મુકવામાં આવ્યો છે.

હું અત્રે અપૂર્ણાંકનો એક દાખલો બન્ને પદ્ધતિથી ગણી બતાવું છું તથા તે પદ્ધતિ બાબતના કેટલાક વિચારો રજુ કરૂં છું.

દા. $૪\frac{૧}{૫} - ૨\frac{૩}{૪} + ૩\frac{૧}{૧૦}$

પદ્ધતિ. ૧. $\frac{૨૧}{૫} - \frac{૧૧}{૪} + \frac{૩૧}{૧૦} = \frac{૮૪-૫૫+૬૨}{૨૦} = \frac{૯૧}{૨૦} = ૪\frac{૧૧}{૨૦}$.

દલીલો (૧) જો પૂર્ણાંકની રકમ મોટી હોય અને છેદ (Denominator) ની રકમ મોટી હોય તો ગુણાકાર ઘણો મોટો થાય જેમકે $૨૭\frac{૮}{૨૯} = \frac{૨૭\times૨૯+૮}{૨૯}$.

(૨) પ્રથમ પૂર્ણાંકના અપૂર્ણાંક કરવા અને છેડે જતા અપૂર્ણાંકમાથી પૂર્ણાંક કાઢવા તે બમણી મહેનત છે. જેમકે, $૪\frac{૧}{૫} = \frac{૨૧}{૫}$ અને $\frac{૯૧}{૨૦} = ૪\frac{૧૧}{૨૦}$

(૩) જો કે આ પદ્ધતિમા જ્યાં પૂર્ણાંક અને છેદની રકમો મોટી હોય ત્યા મોટા ગુણાકાર કરવા પડે છે; પણ આ જાતની ટેવ પ્રથમથી ખોટી નથી, કેમકે આગળ જતાં અપૂર્ણાંક ગુણાકાર ભાગાકારમાં આ જાતના ગુણાકાર કર્યા સિવાય ઉપાય નથી.

પદ્ધતિ. ૨-$૪\frac{૧}{૫} - ૨\frac{૩}{૪} + ૩\frac{૧}{૧૦}$

$$૪ - ૨ + ૩ = ૫ + \frac{૧}{૫} - \frac{૩}{૪} + \frac{૧}{૧૦}$$

$$\frac{૧}{૫} - \frac{૩}{૪} + \frac{૧}{૧૦} = \frac{૪ - ૧૫ + ૨}{૨૦} = \frac{૬-૧૫}{૨૦} = -\frac{૯}{૨૦}.$$

$$૫ - \frac{૯}{૨૦} = ૪ + ૧ - \frac{૯}{૨૦} = ૪ + \frac{૨૦ - ૯}{૨૦} = ૪\frac{૧૧}{૨૦}.$$

આ પદ્ધતિ લગભગ ઘણા ગણિતોમા આપવામા આવી છે.

દલીલોઃ- (૧) નાની રકમમાંથી મોટી રકમ બાદ નજ થઇ શકે તેવી મામાન્ય ભાવના બાળકોના મગજમા હોય છે. ૬–૧૫ =–૯ રહે તે વાત સમજાવવી કઠિન હોય તેમ લાગે છે. પાચ રૂપીઆમાંથી ચાર રૂપીઆ જાય ત્યારે બાકી કેટલા રહે? અને છ રૂપીઆમાથી પંદર રૂપીઆ જાય ત્યારે શું વધે? તે બન્ને પ્રશ્નો પૂછી બાળકોનું વલણ તપાસવાનું છે.

(૨) આ મુશ્કેલી દૂર કરવા ઘણીવાર ઉપરનો દાખલો નીચે પ્રમાણે ગણે છે.

$૫ + \frac{૬-૧૫}{૨૦}$, એટલે $૪ + ૧ + \frac{૬-૧૫}{૨૦}$, એટલે

$૪ + \frac{૨૦+૬-૧૫}{૨૦} = ૪\frac{૧૧}{૨૦}$ ઓછા.ની નિસાનીની મુસીબત

આ પ્રમાણે દૂર કરવામાં આવે છે.

(૩) પણ ૫=૪+૧, અને શા માટે $\frac{૬-૧૫}{૨૦}$, એકની સાથેજ લેવા અને પાંચની સાથે નહિ? વળી સાદા અપૂર્ણાંકના સરવાળા બાદબાકીની શરૂઆતમાં $૧ + \frac{૬-૧૫}{૨૦}$ જેવું રૂપ લેવું કેટલું સરલ પડશે તેનો અનુભવ કરવો યોગ્ય છે.

આ ઉપરાંત બન્ને પદ્ધતિ માટે ઘણી દલીલો થઇ શકે તેમ છે. પણ આ પ્રશ્ન દલીલો માટે નથી. બાલકની ઉમ્મર દશથી બાર વર્ષની ધ્યાનમા રાખી કઇ પદ્ધતિ સરલ પડે છે અથવા પડશે તે બાબતનો સ્વાનુભવ શિક્ષકો લખી જણાવો તેવી મારી વિનંતિ છે.

# સૂર્યમુખી ફૂલ.

( લેખકઃ–એમ. આર. પાઠક. ઝાલોદ, પંચમહાલ. )

એમ કહેવામાં આવે છે કે ગુલાબમાં ધન છે. તો એમ પણ કહેવું જોઇએ કે સૂરજમુખી ફૂલ એ સોનાની ખાણ છે. એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. આના સંબંધમાં જે જાણવામાં આવ્યું છે, તે થોડું છે.

**રોગો માટેઃ**–મલેરીઆ જીવર ઉપર સૂરજમુખી બહુ અસર કરે છે. ભેજવાળી જમીનમાં એનો અખતરો કરવામાં આવેલો છે.

હોલાડમાં તેમજ નીચાણવાળા ઘરોમાં બંગલાઓ પાસે વાવેતર કરવાથી ઘણા ફાયદા થએલ છે.

વનસ્પતિશાસ્ત્રમાં એની ઉત્કૃષ્ટતા વર્ણવવામાં આવી છે. બગીચાઓમાં ખેતરના નકામા ખુણાઓમાં રોપવાથી ખેતરોની અને બગીચાઓની શોભામાં અનુપમ વધારો આપે છે.

**ખોરાક માટેઃ**–ફૂલની ડંડીના ઘટ ભાગને કેટલાક પ્રદેશના લોકો ખાય છે. પક્ષીઓને માટે પણ એમાં ખોરાક છે. મધમાખીઓ માટે મધ ચૂસવાના સત્ત્વો પણ વિશેષ પ્રમાણમાં છે.

**ઉપયોગઃ**–આ છોડના પાન ટામેટા, કોબીજના છોડવાના આચ્છાદન માટે વપરાય છે. છોડ સુકાયા પછી બળતણમાં ખપ આવે છે, અથવા એક જાતની દીવાસળી બનાવવાના ઉપયોગમાં આવે છે. આ છોડના રેસાઓ પણ ઉપયોગી છે.

આ ફૂલનું તેલ કાઢવામાં આવે છે તેના ચર્ચર લોકો ઘણા શોખીન હોય છે.

**બીજઃ**–સૂર્યમુખી ફૂલના પૃથક્કરણ ઉપર જેટલું આપવું જોઇએ તેટલું હજી સુધી ધ્યાન આપવામાં આવ્યું નથી.

રૂશિઆમાં ખાસ કરીને શિઆળામાં એના બીજ લોકોના ખોરાકમાં ઉપયોગી થઇ પડયાં છે. કોફીની માફક એના શેકેલા બીઆ ત્યાં ઠેર ઠેર વેચાય છે. ત્યાં તે દરરોજની ખાદ્ય ચીજ ગણાય છે.

બ્રહ્મદેશમાં વટાણા, હિંદમાં મંડીનટ, ઇંગ્લાડમાં ચેસ્ટનટ અને અમેરિકામાં પીનટ જેટલા પ્રમાણમાં વપરાય છે, તેટલા પ્રમાણમાં રૂશિઆમાં આ બીજ વપરાય છે.

અમેરિકન ઇન્ડીઅનો એના રોટલા બનાવી ખાય છે. પોર્ટુગીઝો પણ તેવોજ ઉપયોગ કરે છે બીજા ભાગોમા બાળકો માટે એક જાતનો ખોરાક તેનોજ બનાવવામા આવે છે અમેરિકામા એ કોફીની જગ્યાએ વપરાય છે કેટલીક જગોએ બદામને બદલે આ બી ચલાવવામા આવે છે.

ઢોરો, મરઘા, બતક, વગેરેને માટે એ બીજ બહુજ પોષકતત્ત્વ આપ નારા છે, ઢોરો માટે તો એ અળસી કરતા વધારે ફાયદાકારક છે. ઇંડાની જાત સુધારી શકે છે. ઢોરોની જાત સુધારવાના અખતરા કરવામા આવ્યા છે ઘોડાના કોઇ રોગમા એ વપરાય છે ફળ ઘણુ કરીને કાળા, ભુરા, ધોળા કે કાબરચીતરા હોય છે વધારામા બીયામા એક જાતની ખરાશ રહેલી છે, તેથી જામલી રગ ગ ા ાવવામા ઔદ્યોગિક દૃષ્ટિએ ઉપયોગી થાય છે.

## તેલ.

આ ફૂલમાથી જે તેલ ખેંચવામા આવે છે તે ખાવામા વપરાય છે. તે બદામ અને ઓલીવના કરતા ચઢીઆતુ છે સ્વાદિષ્ટ છે ગાળ્યા વગરનુ પણ શાક ભાજીમા વાપરી શકાય છે કપાસીઆના તેમજ અન્ય જાતના તેલો જેટલી એ મહત્તા ધરાવે છે આ તેલનો કોઈ પણ કામમા ઉપયોગ થાય છે સાબુ મીણબત્તી અને ઊનના કપડા બનાવવામા એ વિશેષ વપ રાય છે આ કામોમા બીજા તેલો કરતા તે ઉત્તમ ગણાય છે

હાથ, મો, વગેરે અવયવો સુવાળા અને ચળકતા બનાવવા માટે એ તેલ ઘસવામા આવે છે હજામત કરવામા પણ આ તેલ લગાડવાથી બહુ સહેલુ પડે છે. તેલ ખાવામા લેવામા આવે તો પણ બીજા તેલો કરતા બહુ ટકે છે

નાના નાના યત્રો માટે પણ વપરાય છે. એક વાર એમ પણ જાહેર કરવામા આવ્યુ હતુ કે કારખાનાના કોઈ પણ ઉપયોગમા એ તેલ આવી શકે રગવાના કામમા તેનો જુજ ઉપયોગ થાય છે આ દિશામા પણ તે ખપમા આવે ખરું. અમેરિકામા લીન્સીડ તેલને બદલે રગવામા એનો ઉપયોગ થાય છે

તેલનો રગ કઇક પીળાશ પડતો છે સુગધ અને સ્વાદ મીઠો છે. વેપાર તરીકે રશિઆમાથી હગરી અને બીજા દેશોમા આયાત કરવામા આવે છે.

બીજમાથી તેલ કાઢવાની ત્રણ રીતો છે વરાળથી બીયાને ગરમી આપવામા આવે છે. પછી તેને ખાંડીને દબાવીને તેલ કાઢવામા આવે છે.

# નીતિ કે બળ?

અથવા

## સ્કાઉટ થશો કે સોલ્જર?

(લેખક— સ્કાઉટ શિક્ષક. ગોડસંબા, સ્કાઉટ ગ્રુપ.)

વિશ્વ શાંતિમય છે, નિવૃત્તિમય નથી. નૈસર્ગિક વસ્તુઓ અહર્નિશ શાંતિનું સૂચન કરે છે. સૂર્ય, ચંદ્ર, તારા, પૃથ્વી, ઇત્યાદિનું ભ્રમણ, પવનથી ઝૂલતા વૃક્ષોનું નમન, ખળખળ કરતા ઝરણાઓનું વહન, વગેરે મનુષ્યના હૃદયમાં શાંતિ પ્રેરે છે.

ખળભળાટ યા તોફાન ક્ષણિક છે. કુદરતમાં એ લગ માત્ર સ્થિર નથી. ધારો કે ક્ષણભર કુદરતમાં ખળભળાટ ઉત્પન્ન થાય તો શું પરિણામ આવે? અસ્તિત્વમાં દીસતું સર્વ કણ બધા નાશ પામે.

કુદરતની શાંતિ મનુષ્યને શાંતિ એકલીજ નહિ, પણ નીતિ સુદ્ધા શીખવે છે. નીતિમાન શાંતિમય છે. કારણ કે તે કુદરતના સિદ્ધાંતને અનુસરે છે. કુદરતના સિદ્ધાંત શાંતિના પ્રેરક છે, માટે નીતિમાન મનુષ્ય શાંતિમય છે. શાંત છે, કુદરતની વધારે નજીક છે.

ખળભળાટમાં ઉન્મત્ત બળ છે. ખળભળાટ શાંતિનો ભંગ કરે છે. શાંતિ ભાગતાં અનીતિનો પ્રાદુર્ભાવ થાય છે, કારણ કે અશાંતિ અનીતિને ઉત્તેજે છે. અશાંતિ છે ત્યાં માત્ર બળ છે. એ બળ ભયંકર છે. માટેજ એ અનીતિને પ્રેરે છે, અર્થાત માત્ર બળવાન મનુષ્ય કુદરતથી દૂર છે.

નીતિ એ બળ છે. એ વાસ્તવિક બળ છે, ઉન્મત્ત બળ નથી. નીતિ બળ અને શારીરિક બળ બન્ને જુદા છે. નીતિબળ મનુષ્યને ઉન્નતિએ લઈ જનારૂં છે, જ્યારે એકલું શારીરિક બળ તેને અવનતિએ દોરનારૂં છે.

'સ્કાઉટ' અને 'સોલ્જર' એ 'નીતિ' અને 'બળ'ના મૂર્તિમંત અસ્તિત્વ છે. 'સ્કાઉટ' શાંતિમય છે. તે નીતિમાન છે, તે કુદરતની વધારે સમીપમાં છે. તો, શું 'સોલ્જર' અનીતિમાન છે? શું દુનિયાને તેની જરૂર નથી? દુનિયામાં શું તેને સ્થાન નથી? તેની જરૂર છે, પણ એકલા સોલ્જરની નહિજ, કારણ કે એકલો સોલ્જર એટલે માત્ર અંધ શારીરિક બળ. એ બળ અનીતિએ દોરનારૂં છે, માટેજ એની જરૂર નથી, પણ જો એ બળ સાથે નીતિનું બળ હોય તો અવશ્ય સારું ફળ મળે એ નિઃસંશય છે.

'સ્કાઉટ' એ નીતિ છે. એનામાં એકલી નીતિ નહિ, પણ નીતિથી ઉત્પન્ન થએલું છુપું બળ સમાએલું છે. તેનું બળ તેના હૃદયમાં રહેલું છે, મુખમાં નથી, પ્રત્યક્ષ નથી.

'એટેન્શન'ના ધ્વનિ સાથે હાથમાંનું ખાણું પણ જમીન ઉપર પડી જાય એવા યાંત્રિક સોલ્જરની દુનીઆને લેશ પણ જરૂર હોય એમ હું માનતો નથી; કારણ કે તે માત્ર સોલ્જર છે, તેનામાં માત્ર અંધ બળજ છે. એથી ઉલટું દુર્બળ સ્કાઉટની અગત્ય દુનીઆને વધારે છે, એમ હું માનું છું; કારણ કે તે શુદ્ધ હૃદય છે, તેનામાં નૈતિક બળ છુપાએલું છે.

'સોલ્જર' ઘણીવાર દુનીઆને આશ્ચર્ય પમાડે છે, પણ એ આશ્ચર્ય કાયમનું નથી; 'સ્કાઉટ' ભલે પ્રથમ દર્શને આશ્ચર્ય ન પમાડે પણ જ્યારે તે આશ્ચર્ય પમાડશે ત્યારે તે આશ્ચર્ય ચિરસ્થાયી હશે.

Self helpના કર્તા Samuel Smiles લખે છે કે જ્યારે Stephen of Colonies, તેના દુશ્મનના હાથમાં પકડાયો ત્યારે દુશ્મનોએ તેને પુછ્યું, કે "Where is now your fortress?" એટલે કે "હમણા તમારો કિલ્લો ક્યાં છે?" તરતજ તેણે પોતાના હૃદય પર હાથ મૂકી કહ્યું કે "Here" "અહીંઆ"!!! દુશ્મનો સોલ્જર અર્થાત્ અંધ બળવાળા હતા, જ્યારે તે સ્કાઉટ અર્થાત્ હૃદય બળવાળો હતો.

'નીતિ' અને 'બળ'ને પરસ્પર વિરોધ રહે છે. કારણ કે 'નીતિ' શાંત છે, સહનશીલ છે, તેનું બળ ગુપ્ત છે. એથી ઉલટું 'બળ' અશાંત છે, સહન શીલતા તેનામાં ભાગ્યેજ હોય છે. ક્ષણભર ઉભયના વિરોધ પરત્વે 'બળ' અર્થાત્ 'સોલ્જર' પોતે શું કરી શકયો, અને તેનું શું પરિણામ આવ્યું, અગર આવશે તેનો જો તે વિચાર કરે છે, તો તરત પોતાના બળનું પરિણામ પત્થર પર હાથ પછાડયા જેવુંજ અનુભવશે. એથી ઉલટું 'નીતિમાન' યા 'સ્કાઉટ' આવા અંધ બળવાળા સોલ્જરની મૂર્ખાઇને હસી નાંખી સત્ય વિજય ક્યાં રહેલો છે તે શોધી કાઢશે.

ઇતિહાસ પુરાવો આપશે કે અંધ બળવાળો સોલ્જર પ્રભુને ગમતાં કાર્યો ભાગ્યેજ કરી શકયો હશે, પણ હૃદયબળવાળો સ્કાઉટ ઘણું કરી શકયો હશે. તેના અસંખ્ય નમુના મળી આવશે. સારાંશમાં અંધ સોલ્જર થવા કરતાં શુદ્ધ સ્કાઉટ થવું એ ઉભય લોકમાં શાન્તિદા થશે.

---

## ચર્ચા પત્રના ઉત્તરો.

(લખનાર—ઠાકોરલાલ પ્રાણશંકર ત્રિવેદી. ખંભાત.)

પુસ્તક–૬૨ પૃષ્ટ ૩૭૮.

**પ્રશ્ન ૨ જો.** દરેક ઇતિહાસકારો તેમજ વાચનમાળા પ્રમાણે પૃથુરાજનું પુતળું સોનાનું હતું, તે હકીકત સત્ય છે; માટીના પુતળા વિષે કોઈ પણ જગાએ જોવામાં આવતું નથી.

**પ્રશ્ન ૩ જો.** નળ દેવોનું માગું કરવા જાય છે, ત્યારે દેવોના વરદાન પ્રમાણે દમયંતીએ ઓળખવો જોઇએ; અને ત્યારપછી તેણે દાસીને તે હકીકત જણાવેલી હશે. ખાપમા વેશ બદલેલાનું સત્ય સ્વરૂપ ન જણાય, તે વાત ખરી પણ જે રીતે દેવના વરદાનથી ખાપમા જોયા સિવાય વેશ બદલેલા માણસને ઓળખી શકાય, તેવીજ રીતે ખાપમા પણ તેજ વેશ બદલેલા માણસનું પ્રતિબિંબ દેખી શકાય છે, એટલે દમયંતી જાણી શકે તે અસંભવિત નથી.

દેવો અંતરીક્ષ હતા અને તે દમયંતીને પરણવા આતુર હતા, તેથી દમયંતી કદાચ પોતાનું સ્વરૂપ જોઇ શકે અને વરમાળ આરોપે, એવી ઇચ્છાથી તેમણે દમયંતીને દેવ ઓળખવાની શક્તિ આપી હોય એ સંભવિત છે.

---

શા. પ. પુસ્તક–૬૨; પૃષ્ટ, ૩૭૯.

## તાજ મહાલ પાછળ કેટલું ખર્ચ થયું ?

---

(લખનાર. મી. ઇમામશાહ—ખાનવા—નિઝામી. લો.ગો.ઉર્દુ સ્કૂલ-નાયા.)

મે. સાહેબ તંત્રી ગુજરાત શાળાપત્રના અધિપતિ જોગ.

વિ. વિ. જે:—

નવેમ્બર ડિસેમ્બર-ઇ.સ. ૧૯૨૩ ના પૃ૦ ૩૭૯ માં મિ. કલેમેન્ટની

તાજમહાલ પાછળ કેટલું ખર્ચ થયું તે સંબંધી શંકાના સંબંધમાં નીચલા વિગતથી સંતોષ થશે.

તાજમહાલ બનાવવા માટે કયાં કયાંથી કેવી કેવી જાતનો પત્થર લાવવામાં આવ્યા હતા તે બાબત આ ઉત્તરમાં સંબંધ ન હોવાથી મુકતો નથી; પરંતુ ખર્ચની યાદી નીચે મુજબ છે.

ખર્ચ.

| | |
|---|---|
| દરેક દેશમાંથી ભિન્નભિન્ન જાતના પત્થર લાવવાનું ખર્ચ | રૂા. ૫૫૬૩૬– ૦–૦ |
| બાકી જે અકબરાબાદના ખજાનામાથી આપવામાં આવ્યું | ,, ૫૫૧૧૧–૧૩–૦ |
| મસીદ, સહેન, હોજ અને બાગ ... ... | ,, ૨૫૦૦૮– ૮–૪ |
| મુમતાજ મહેલ ખાસ ... ... | ,, ૨૬૬૬૦–૧૦–૯ |
| ચારમીનારા, કુરશી વગેરે ... ... | ,, ૭૮૪૭૪– ૭–૬ |
| તાવીજ વગેરેમાં ... ... ... | ,, ૫૫૮૨૧– ૦–૦ |
| તાવીજ શાહજહાં ... ... ... | ,, ૧૯૬૯૦– ૦–૦ |
| મુમતાજ મહેલ અરજમંદ બાનુ ... ... | ,, ૨૬૬૨૦– ૪–૩ |
| તાવીજો બહાર તથા અંદર વગેરે ... ... | ,, ૫૬૧૫૦–૧૦–૯ |
| મસદાના ... ... ... | ,, ૨૨૬૯૨–૧૦–૬ |
| અંદર તેખાનાના તાવીજ વગેરે ... ... | ,, ૨૧૪૮૮– ૦–૦ |
| પાછલા બારણાં વગેરે ... ... | ,, ૧૫૬૮૩– ૪–૩ |
| ચોખંડી સરહિંદી મહેલ વગેરે ... ... | ,, ૫૨૬૩૩– ૦–૦ |
| તીન પૂર્વ તરફની વગેરે ... ... | ,, ૫૦૭૪–૧૪–૧ |
| પાસ પુરા પૂર્વ ... ... ... | ,, ૧૩૬૧૫– ૨–૩ |
| પાસ પુરા પશ્ચિમ ... ... ... | ,, ૧૯૧૧૩–૧૦–૯ |
| પાસ પુરા ઉત્તર ... ... ... | ,, ૭૭૦૭૭–૧૦–૧૧ |
| પાસ પુરા દક્ષિણ ... ... ... | ,, ૧૭૫૫૫–૧૧–૩ |
| ડા બીજો ... ... ... | ,, ૧૬૮૮૭– ૭–૩ |
| ગુંબજ વગેરે ... ... ... | ,, ૧૩૮૮૭– ૪–૦ |

લંબાણ થવાથી અન્ય વારદાત મૂકી દઉં છું. જો ઈશ્વર ઇચ્છા હશે તો અન્ય વિગત લેખના રૂપમાં આપનો જાઇશ.

અર્થાત્ સદરહુ ખર્ચ માત્ર કારીગરો વગેરેના પગારના આંકડા છે. કે જેમાં પત્થર લાવવાનું ખર્ચ, ભાડું વગેરેનો સમાવેશ છે. પત્થરની કિંમત,

અને ખજાનાના જવાહેરાત જે ઇમારતમાં લગાડવામાં આવ્યા છે, તેની કિંમત જુદી છે. તેવીજ રીતે મુસાલા વગેરેની કિંમત અલગ છે.

આવી રીતે દરેક ખર્ચ જે આના પાયા સાથે છે તે ગણતાં તાજમહાલ પાછળ ત્રણ કરોડ રૂપીયા ખરચાયા છે, અને તેજ વિશ્વાસપાત્ર છે; કારણ કે તે લખવા દલીલો સાથે સાબીત થાય છે. તેવીજ રીતે આ આલીશાન ઇમારત વીસ વર્ષમાં તૈયાર થઇ હતી; તે પણ વિશ્વાસપાત્ર સ્થાન ધરાવે છે.



શા.પ. પુસ્તક-૬૨. પૃષ્ઠ ૩૭૯.

"હૃદય ભેદક લેખ"

(લખનાર—શ્રી. બાંટવા-મિઆમી-લોખો. ઉર્દુ સ્કૂલ-નાથા.)

મ. સાહેબ.

તંત્રી, ગુજરાત શાળાપત્ર જોગ.

શાહજાદાની પુત્રી રોશનઆરાની કબર ઉપરનો હૃદયભેદક લેખ નીચે મુજબ છે.

بغیر سبزه نہ پوشد کسے مزار مرا
کہ قبر پوش غریبان ہمیں گیاہ بس است *

"બગેર સબ્ઝાહ ન પોશદ કસે મઝાર મરા
કે કબ્ર પોશ ગરીબા હમી ગયા બસ અસ્ત"

ભાવાર્થ:—કોઈ પણ માણસ મારા મઝાર (કબર) ને લીલી ઘાસ વગર ઢાકશો નહિ કારણ અમો કબરમાં ઢકાએલાને ઘાસજ બસ છે.

હવે વિચારો મોગલ બાદશાહ શાહજહાં જેવા બાદશાહની પુત્રી પોતાના મઝારના સંબંધમા શું કહે છે. ઘાસથા કોની કબર ઢંકાય તે વિચારી, જેથી લેખ હૃદયભેદક છે તે તરત સમજાઇ જશે.

# સરકારી જાહેરખબર.

## ઉ. વિભાગની વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષા.

ઉ. વિ. ના મે. એ. ઈ. સાહેબના હુકમ નં. ૧૪૦૦૩, તા, ૩૦ મી જાન્યુઆરિ સને ૧૯૨૪ ના આધારે.

આથી જાહેર કરવામા આવે છે કે ઉ. વિ. વ. ફા. પરીક્ષા સને ૧૯૨૪ એપ્રિલ તા ૭ મી, સોમવારે અને તે પછીના દિવસોએ નીચેનાં મધ્ય સ્થળોએ લેવામાં આવસે:—

અમદાવાદ. ભરુચ.
નડિયાદ. સુરત.
ગોધરા.

૨ પરીક્ષા, સને ૧૯૧૫, જૂન, તા. ૨૪ મીના બૉમ્બે ગ. ગેઝેટના પા. ૧૬૨૧-૧૬૨૪ ઉપર છાપેલા કેળવણી ખાતાના સને ૧૯૧૫, જૂનના સરકારી નોટિફિકેશન, નં. ૧૭૩૮-એ, માં જણાવેલા નિયમો પ્રમાણે લેવામાં આવસે. આ નોટિફિકેશનના સંબંધમાં થએલા સુધારા માટે નીચેના નોટિફિકેશન જુઓ:—

નો. નં. ૩૪૩૮ તા. ૨૧. ડિસેમ્બર, ૧૯૧૮, છાપેલું સને ૧૯૧૮, ડિસેમ્બર તા. ૨૬ મીના બો. ગ. ગે. ભા. ૧ ના. પા. ૨૪૬૪ ઉપર.
" " ૩૧૦૭ " ૧૬, જૂન, ૧૯૨૧, " " ૧૯૨૧ જૂન, તા. ૩૦ મીના " " " " ૧૬૦૨ "
" " ૨૨૮૮ " ૫, મે, ૧૯૨૩, " " ૧૯૨૩ મે, તા. ૧૭ મીના " " " " ૧૦૫૦ "
" " ૨૨૮૮, " ૨૪, નવેમ્બર ૧૯૨૩, " " ૧૯૨૩ નવેમ્બર તા. ૨૯ મીના " " " " ૨૮૦૩ "

૩ દરેક મધ્ય સ્થળે પરીક્ષા કમિટિ હસ્તક લેવાશે. અમદાવાદ અને સુરતના ડે. એ. ઇન્સ્પેકટર અને નડિઆદ, ગોધરા અને ભરુચની સરકારી હાઈસ્કૂલના હેડમાસ્તરો તે તે સ્થળે પરીક્ષક કમિટિના પ્રેસિડેન્ટ રહેશે.

૪ જે સ્થળમા વિદ્યાર્થીઓ પરીક્ષામાં બેસવાના હોય તે સ્થળની પરીક્ષક કમિટિના પ્રેસિડેન્ટ ઉપર તેમણે

છાપેલાં ફૉર્મ ઉપર અરજી મોકલી આપવી. અરજી, સને ૧૯૨૪ ના માર્ચની ૧ લી તારીખ સુધીમાં પહોંચવી જોઇએ. એ તારીખ પછી અરજી સ્વીકારાશે નહિ. પ્રેસિડેન્ટ પાસેથી અરજીનું ફૉર્મ મફત મળશે.

૫ પરીક્ષાની ફી પરીક્ષાના પહેલા દિવસે પ્રેસિડેન્ટ લેશે.

૬ અભ્યાસક્રમની ચોપડીઓના નામ, સને ૧૯૨૩ મે, તા. ૧૦ મીના બૉમ્બે. ગ. ગે. ના પા. ૬૪૯ ઉપર છાપેલાં છે.

૭ દરેક વિદ્યાર્થીની ઉમર ( પુરુષ વર્ગ ), સને ૧૯૨૪ ના એપ્રિલની પહેલી તારીખ સુધીમાં પુરાં પંદર વર્ષની તેમજ ૨૫ વર્ષની અંદરની હોવી જોઇએ. જે જિલ્લાના પરીક્ષાના સ્થળમાં તે બેસવાનો હોય તે જિલ્લામાં તે પુરા ૭ માસ સુધી રહેલો હોવો જોઇએ.

૮ ફી વગેરેની તેમજ પરીક્ષાના વિષયો સંબંધની બધી હકીકત ઉપર જણાવેલ બોમ્બે-ગ-ગે. માં જણાવેલા નિયમોમાંથી મળી આવશે.

૯ સને ૧૯૧૯ ફેબ્રુઆરિ, તા. ૨૭ મીના, કેળવણીખાતાના, સરકારી હુકમ, જે સને ૧૯૧૯ ના માર્ચની તા. ૧૩ મીના બોમ્બે-ગ-ગે. ભાગ-૧ લા પા. ૬૪૬-૬૫૪ ઉપર છાપેલ છે, તે હુકમથી મંજુર થએલાં ઉર્દુ-ગુજરાતી, ગુજરાતી-ઉર્દુ ધોરણો પ્રમાણે ઉર્દુમાં વ. ફા. પરીક્ષા ઉર્દુ ઉમેદવારો માટે તેજ વખતે તે બધાં સ્થળોએ લેવામાં આવશે.

(સહી.) કે. એસ. વકીલ.
ઉ. વિ. એ. ઇન્સ્પેકટર.

ઉ. વિ. એ. ઈ. ની ઑફિસ.
અમદાવાદ, ૧૮ મી જાન્યુઆરિ સને ૧૯૨૪.

## સરકારી જાહેરખબર.

( મે. ઉ. વિ. ના એ. ઈ. સાહેબના હુકમ નં. ૧૦૯૮૪,
તા. ૧૧-૧૨-૨૩ ના આધારે.)

મેસર્સ. એન. એન. દાતાર એન્ડ સન્સ તરફથી અમદાવાદ જિલ્લાના ખાતાની નિશાળમાં ભીંતે ટાંગવાના નકશાની ૫૦૦ નકલો ગુજરાતીમાં છાપવામાં આવી છે. નકશા ડાંડીવાળા, રંગેલા, વાર્નિશવાળા તૈયાર હોય છે. દરેક નકશાની કિંમત ૩-૮-૦ રાખવામાં આવી છે.

---

## સરકારી જાહેરખબર.

( ઉ. વિ. ના મે. એ. ઇ. સા. ના હુકમ નં. ૧૧૩૧૮, ૧૮ મી
ડિસેમ્બર સને ૧૯૨૩ ના આધારે.)

છોકરાઓ માટેની ખાતાંની ગુજરાતી વાચનમાળાની ચોપડીઓ જાહેર પ્રજાને નીચે પ્રમાણેની કિંમતે ઇ. સ. ૧૯૨૪ જાન્યુઆરી તા. ૧ લી થી વેચવામાં આવશે.

| નવી. | કીમત. મરાઠી | ગુજરાતી | સિંધી. | કેનારસી (કાનડી) |
|---|---|---|---|---|
| બાળપોથી. | ૦-૦-૯ | ૦-૦-૯ | ૦-૧-૦ | ૦-૧-૦ |
| વા. મા. ચોપડી. ૧ | ૦ ૨-૩ | ૦-૨ ૩ | ૦-૩-૦ | ૦-૩-૩ |
| ,, ,, ૨ | ૦-૨-૯ | ૦-૨-૯ | ૦ ૪-૦ | ૦-૩-૩ |
| ,, ,, ૩ | ૦-૫-૬ | ૦-૫-૬ | ૦-૬-૦ | ૦-૫-૦ |
| ,, ,, ૪ | ૦-૬-૯ | ૦-૬-૯ | ૦-૮-૦ | ૦ ૬-૦ |
| ,, ,, ૫ | ૦-૮-૬ | ૦-૮-૬ | ૦-૮-૬ | ૦-૭-૦ |
| ,, ,, ૬ | ૦-૯-૦ | ૦ ૯ ૦ | ૦-૯-૬ | ૦-૮-૦ |
| ,, ,, ૭ | ૦-૯-૬ | ૦-૯-૬ | ૦-૧૦-૬ | ૦-૮-૦ |

મરાઠી, ગુજરાતી, અને સિંધી વાચનમાળાનો કૉન્ટ્રૅક્ટ, મુંબઇ, 'ટાઇમ્સ ઑવ ઇન્ડિઆ' પ્રેસને આપેલો છે; અને કેનારસી ( કાનડી ) વાચનમાળાનો પુના, આર. એન. દાતર એન્ડ કંપનીને આપેલો છે. બુકસેલરોને કૉન્ટ્રૅક્ટર તરફથી ૧૦ ટકા વળતર કાપી દેવામાં આવશે.

પુના.
ડિ. ઑફ. પબ્લિક ઇન્સ્ટ્રક્શન ઑફિસ.
૮ મી ડિસેમ્બર ૧૯૨૩

(સહી.) એમ. હેસ્કીથ.
ડે. ડિરેક્ટર ઑફ પબ્લિક
ઇન્સ્ટ્રક્શન.

## સરકારી જાહેરખબર.



( ઉ. વિ. ના મે. એ. ઇ. સા. ના હુકમ ન. ૧૧૨૨૪, તા. ૧૭ મી ડિસેમ્બર સને ૧૯૨૩ ના આધારે.)

શાળાના વિદ્યાર્થી-વાચનગૃહમાં વાચન માટે "સુરત અખબાર" એ નામના અઠવાડિક વર્તમાનપત્રની ભલામણ કરવામાં આવે છે. તેના મુદ્રક અને પ્રકાશક મિ. પીરોજશાહ એદલજી પૂરેલ છે. પત્ર સર્વાંશે રાજ્યનિષ્ઠ છે અને ઉત્તેજનને પાત્ર છે.

(સહી) કે. એસ. વકીલ.
ઉ. વિ. ના એ. ઇ.

---

હાલ જોઇએ છે. એક દવાલી ક્રાઇડ ઉર્દૂ મુનશી પગાર માસિક રૂ. ૨૦]

લખો:— મુનશી અબદુલગની તાજમોહમદ.
મેનેજર ઉર્દૂ સ્કુલ, ડીસા કેમ્પ.

---

૧. સરલ દેશીનામાની પદ્ધતિ-ટેક્સ્ટ બુક, આ. ૩૧ મી ૦-૫-૬; ૨. સરલ ગુજરાતી બાલ વ્યાકરણ- લાઈ. બુક, ઘણે ઠેકાણે ટેક્સ્ટ, આ. ૨૭મી ૦-૫-૦; ૩ સરલ વ્યુત્પત્તિજ્ઞાન પ્રકાશ (૫-૬-૭ મી ચોપડીના ... શબ્દોના કોષસહિત,) લા. પ્રા. બુક, સુધારેલી આ. ૩જી. ૦-૮-૦; ૪. નવું સરલ સુખગણિત ( બાળવર્ગથી ધો. ૫ સુધી એકજ બુકમાં ) ઘણે ઠેકાણે ટેક્સ્ટ, આ. ૧૩ મી, ૦-૩-૦; ૫. ગુજરાત પ્રાંતની ભૂગોળવિદ્યા આ. ૧૩મી, ૦-૧-૬. મુખ્ય એજન્ટ અમદાવાદ,

એસ. બી. શાહની કંપની ઈ. ઇ.
પ્રેમચંદ કરમચંદ શા ગોંડળના માજી ડે. એ. ઇ.
મુ કપડવંજ.

નામ. ડિરેકટર સાહેબે ટેક્સ્ટ બુક તરીકે મંજુર ઠરેલ છે.

## ગુજરાતનો બાળ ઇતિહાસ.

જુના સમયથી અત્યાર સુધીની તવારીખની સરળ અને રસીલી ભાષામા વાર્તાઓ આપી છે. તેમાં ભાવવાળાં આઠ ચિત્રો તૈયાર કરાવીને આર્ટ પેપર ઉપર આપ્યાં છે. મુખ પૃષ્ટ ઉપર રંગિન ચિત્ર આપ્યું છે. ચોથા ધોરણના વિદ્યાર્થીઓને અતિ ઉપયોગી છે. આવો ઇતિહાસ હજી પ્રસિદ્ધ થયો નથી. ટાઈપ મોટા, છપાઈ સુંદર ને કાગળો ઉંચી જાતના ગ્લેજ. કિ. માત્ર ૭ આના.

---

કાઠિ. એજન્સિ, જુનાગઢ ગોંડળ અને રાજકોટ સંસ્થાનોમાં મંજુર છે.

## મુંબઇ ઇલાકાની સામાન્ય અને હિંદુસ્થાનની રૂપરેખા ભૂગોળ.

ગુજરાતની સવિશેષ, ઇલાકાની સામાન્ય અને હિંદુસ્તાનની રૂપરેખાત્મક હકીકતો બહતર ક્રમમાં કેંદ્રાનુસારી પદ્ધતિથી આપી છે. તેમાં પુષ્કળ ચિત્રો, વિભાગોના અને હિંદુસ્તાનના મળીને ૭ રંગિન નકશાઓ આપ્યા છે. ચોથા ધોરણમા અતિ ઉપયોગી છે. આવી ભુગોળ બીજી તૈયાર થઇ નથી. જોવાથી જણાશે. કિ. માત્ર ૭ આના.

---

કાઠિઆવાડ, જુનાગઢ અને ભાવનગર સંસ્થાનોમા ટેક્સ્ટ બુક તરીકે મંજુર.

## ગુજરાતની સામાન્ય ભગોળ.

થાણા જિલ્લાની હકીકત સહિત. (કાઠિઆવાડ આવૃત્તિ.)

પ્રાથમિક ત્રીજા ધોરણને અનુસરીને ગુજરાતની પ્રાકૃતિક, રાજકીય અને ઔદ્યોગિક હકિકતો કેંદ્રાનુસારી પદ્ધતિથી આપી છે કાઠિ. થી શરૂ કરીને પ્રાંતોનું સંસ્થાનો વાર સવિસ્તર અને જિલ્લાઓનું સામાન્ય વર્ણન આપ્યું છે. તેમાં દશ ચિત્રો ને આઠ નકશાઓ આપ્યા છે. ત્રીજા ધોરણમાં ઉપયોગી માલમ પડી છે. આટ ૮ ગી. કિંમત ત્રણ આના.

નાનચંદ જ. પખારીઆ, તાલુકા સ્કૂલ માસ્તર, ચોરવાડ, (કાઠિયાવાડ.)

મળવાનાં ઠેકાણાં. કર્તા પાસે ચોરવાડ (કાઠિયાવાડ.)

| | | |
|---|---|---|
| રા. જીવનલાલ અમરશી મહેતા, | પીરમશા રોડ, | અમદાવાદ. |
| રા. ખેતર ગોપજી એન્ડ સન્સ, | પરા બજાર. | રાજકોટ. |
| રા. વૃંદાવન ડી. પારેખ, | છાયા બજાર. | જુનાગઢ. |
| મે. પારેખ બ્રધર્સ, બુકસેલર્સ, | સર્કલ બજાર. | જુનાગઢ. |
| શેઠ અબ્દુલ હુસેન આદમજી, બુકસેલર્સ, | | ભાવનગર. |

## વાચવા લાયક જ્ઞાન સાથે ગમત આપનારાં પુસ્તકો.



| | | |
|---|---|---|
| રામમાળા ભા ૧ લો ( સચિત્ર ) ત્રીજી આવૃત્તિ | ... | ૫-૮-૦ |
| બાદશાહ માર્કસ ઓરેલિયસ એન્ટોનાઇનસના વિચારો | ... | ૨-૦-૦ |
| આર્ટ ઓફ લિવીંગ | ... | ૦-૧૨-૦ |
| સેલ્ફ જાપાનીઝ ટીચર | ... | ૨-૦-૦ |
| શીરડ સદબોધ માળા ભા ૧, ૨, ૩ | ... | ૧-૪-૦ |
| "( છુટક ભાગ દરેકના ) | ... | ૦-૬-૦ |
| પૃથ્વી વલ્લભ ( સચિત્ર ) | ... | ૧-૮-૦ |
| મારી કમના ( ચિત્ર) | ... | ૧-૮-૦ |
| ગુજરાતનો નાથ ( સચિત્ર ). | ... | ૪-૮-૦ |
| ડુબતું વહાણ ( સચિત્ર ) | ... | ૮-૦-૦ |
| ઝાશીની રાણી ( સચિત્ર ) | ... | |
| મુંબાઇમાં ચાલતા તોલ માપની ચોપડી | ... | ૪-૦-૦ |
| મૈત્રી મુક્તામાળા | ... | ૧-૮-૦ |
| મહાદેવ ગોવિંદ રાનાડેનું જીવન ચરિત્ર | ... | ૧-૧૨-૦ |
| પૃથુરાજ ચોહાણ અને ચંદ બરદાયી ( સચિત્ર ) | ... | ૩-૦-૦ |
| મહોબત કે મુસીબત ( સચિત્ર ) | . | ૫-૦-૦ |
| રમાધનની પ્રભુતા ( સચિત્ર ) | ... | ૪-૮-૦ |
| પ્રમુદ વીણા | ... | ૧-૮-૦ |
| સંસાર-નાટક | .. | ૧-૦-૦ |
| દીર્ઘાયુષી શી રીતે થવાય | ... | ૨-૦-૦ |
| પ્રેમ કે આફત | .. | ૧-૪-૦ |
| શાળોપયોગી નિબંધ સંગ્રહ, કર્તા ખુડખુડીયા અને રાણા ( ઇનામ તા લાયબ્રેરી માટે મંજુર કરેલ. ) | .. | ૧-૦-૦ |
| દુખીને દીલાસો ભાગ ૧, ૨, અને ભાગ ૩ કર્તા સો. પા દેસાઇ ( દરેકની ) | ... | ૦-૧૨-૦ |
| પ્રેમઘેલી પન્ના ( ઐતિહાસિક નવલકથા ) | .. | ૩-૮-૦ |

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની. મુંબાઈ નં. ૨.



## સૂચના

૧. આ માસિકમાં-છપાતા અન્ય લેખકોના લેખ માથે અમારે મળતાપણું હોવું જોઈએ એમ વાંચકોએ માનવું નહિ.

૨. પત્ર સમ્બંધી લખાણ-'મેનેજર, શાળાપત્ર' ઉપર મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો છપાશે; નહિ પસંદ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછા મોકલવામાં આવશે.

૩. લેખકને ઉત્તેજન-વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી, દર છાપેલે પાને ગ્યતા પ્રમાણે રૂ. ૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ આપવામાં નહિ આવે.

૪. લવાજમ-વરસ એકનો રૂ. ૧-૮-૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી વિદ્યાર્થીઓ માટે ૦-૧૨-૦; છુટક અંકના રૂા. ૦-૨-૬; પોસ્ટેજ ૦-૦-૬ જુદું.

૫. મનિઑર્ડર-કૂપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું. તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઑફિસ તરફથી અપાએલાં સરનામાના લેબલ ઉપરનો નંબર લખવો.

## જાહેરખબરના ભાવ.

| મુદત. | પેજ. | | |
|---|---|---|---|
| આખું વર્ષ. | આખું | અર્ધું. | પા. |
| | રૂ. ૧૦૦ | રૂ. ૬૦ | રૂ. ૪૦ |
| છ માસ. | રૂ. ૬૦ | રૂ. ૪૦ | રૂ. ૩૦ |
| ત્રણ માસ. | રૂ. ૪૦ | રૂ. ૩૦ | રૂ. ૨૦ |

( એપ્રિલથી. )
છૂટક છપાવવાનો દર.

દર ત્રણ લીટીએ રૂ. ૧-૨-૦ ગણ્યા છે.

આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૬. શાળાપત્રમાં-આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હંમેશ હોતું નથી; માટે દરેક મજુર કરેલી તરીકે ગણવી નહિ.

૭. શાળાપત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે; માટે વચમાં વચમાં જે ગ્રાહક બંધ થવા માંગતા હશે તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે તેટલાની છૂટક અંક લેખે કિંમત લેવામાં આવશે.

તંત્રી.

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૩મું    માર્ચ, સને ૧૯૨૪    અંક ૩જો

## સૂચના

નાણાં બાબતનો તેમજ અન્ય પત્રવ્યવહાર, 'મૅનેજર, શાળાપત્ર, પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ' એ સરનામે કરવો.

## સૂચના

શાળાપત્રના લવાજમની તેમજ છૂટક નકલ માટેની રકમ વગેરે ગ્રાહકોએ મનીઑર્ડર અથવા રજીસ્ટર્ડ કાગળથી મોકલવી: નહિતો નહિ પહોંચેલાં નાણાં બદલ શાળાપત્ર ઑફિસ જવાબદાર રહેશે નહિ.

## જાહેરખબર

ગુજરાત શાળાપત્રમાં જાહેરખબરના ભાવ જે પુંઠાની અંદરની બાજુએ આપેલા છે તેમાં તા. ૧લી એપ્રિલ, સને ૧૯૨૪થી વધારો કરી નીચે મુજબ રાખવામાં આવ્યા છે: માટે આ વર્ષના જાહેરખબરના દામ જેઓએ અગાઉથી મોકલી આપ્યા હોય, જેમની જાહેરખબરો ચાલુ હોય, તેઓએ નવા ભાવ પ્રમાણે પૈસા વધારાના થાય તે મોકલી આપવા. નવી જાહેરખબરો મૂકનારાઓએ પણ આ નવા ભાવ મુજબ વહેવાર કરવો.

| મુદ્દત. | પાનું (એક બાજુ) આખું | અર્ધું | પા |
|---|---|---|---|
| આખું વર્ષ | ૧૦૦ | ૬૦ | ૪૦ |
| ૭ માસ | ૬૦ | ૪૦ | ૩૦ |
| ત્રણ માસ | ૪૦ | ૩૦ | ૨૦ |

# ઇંગ્લંડની પ્રાથમિક કેળવણી



૧. ઇંગ્લંડની જાહેર પ્રાથમિક શાળાનો હેતુ શાળામાં આવતાં બાળકોનું ચારિત્ર્ય ઘડવાનો અને સુદૃઢ કરવાનો અને તેમની બુદ્ધિ ખીલવવાનો છે એટલુંજ નહિ પણ છોકરાઓ તથા છોકરીઓ બંનેને પોતપોતાની જરૂરીઆત પ્રમાણે જીવનના કાર્ય માટે માનસિક તેમજ વ્યાવહારિક રીતે લાયક બનવામાં મદદ કરવાનો છે.

આ હેતુ ધ્યાનમાં રાખીને ત્યાંની શાળાઓ કાળજી રાખીને બાળકોને અવલોકન તથા વિચાર કરવાની ટેવ પાડે છે, જેથી કરીને તેઓને કુદરતી બીનાઓ અને નિયમોનું કાંઇક બુદ્ધિપૂર્વક જ્ઞાન થાય છે; મનુષ્યજાતિના ઉચ્ચ આદર્શો અને કામ તરફ તેમનો પ્રેમ ઉત્પન્ન કરવામાં આવે છે અને તેમને તેમના દેશના ઇતિહાસ તથા સાહિત્યનું કાંઇક ભાન કરાવવામાં આવે છે; વિચાર અને વાણીના સાધન તરીકે ભાષા ઉપર તેમને થોડો ઘણો કાબુ મેળવવા દેવામાં આવે છે, અને તેમને તેમનાં જ્ઞાનની અપૂર્ણતાનું ભાન કરાવીને સારા વાચન તથા વિચારપૂર્વક અભ્યાસ તરફ એવો તો પ્રેમ ઉત્પન્ન કરવામાં આવે છે કે તેઓ શાળા છોડયા પછી ભવિષ્યમાં પણ પોતાના પ્રયત્નથીજ શાળામાં મેળવેલું જ્ઞાન વધારી શકે છે.

વળી, ત્યાંની શાળાઓ યોગ્ય પ્રકારના હસ્તકળાના પ્રયોગો કરાવી બાળકોની હાથની અને આંખની સ્વાભાવિક પ્રવૃત્તિઓને બને તેટલું ઉત્તેજન આપે છે; અને યોગ્ય અંગ કસરત કરાવીને તથા નિયમપૂર્વક રમતો રમાડીનેજ નહિ પણ આરોગ્યના કેટલાક ઘણા સાદા નિયમોનાં કાર્ય વિષે જ્ઞાન આપીને તેમને તેમનાં શરીર યોગ્ય રીતે કેળવવાની હરેક તક આપે છે.

વળી, ત્યાંની શાળાઓ ભણનારાં છોકરાંઓમાંથી જે ઘણાં બુદ્ધિશાળી નીવડે એવાં હોય તેમને શોધી કાઢે છે અને નિશાળનાં બીજાં છોકરાંઓના સ્વાર્થને નુકસાન ન પહોંચે તેવી રીતે તેમની ખાસ શક્તિઓને ખીલવે છે, જેથી કરીને તેઓ યોગ્ય ઉમરે પહોંચતાં માધ્યમિક શાળામાં જઈ શકે છે અને તેમને આપવામાં આવતી કેળવણીનો વધારેમાં વધારે લાભ લઇ શકે છે.

અને જે તક મળે છે તેનો લાભ લઈ ત્યાંના શિક્ષકો બાળકના વર્તનનો પાયો નાખવામાં ઘણું કામ કરે છે. તેઓ પોતાના આચરણથી,

પોતાના પ્રભાવથી, અને શાળામાં જે આત્મનિયમનની લાગણી પ્રસરી રહેલી હોય છે તે વડે બાળકોના મનમાં ઉદ્યોગની, આત્મસંયમની, અને હિંમતથી મુસ્કેલીઓની સામે થઈ ધારેલા કામમાં ખંતથી મચ્યા રહેવાની ટેવનાં બી રોપે છે. તેઓ તેમને જે કાંઇ ઉમદા હોય તેને પૂજ્ય ગણવાનું, આત્મભોગ આપવાને તૈયાર રહેવાનું, અને પવિત્રતા અને સત્ય સાધવાને બનતો પ્રયત્ન કરવાનું શીખવે છે. તેઓ તેમનામાં કર્તવ્યપરાયણતાની મજબુત ભાવના ઉત્પન્ન કરે છે, અને પારકાને માટે લાગણી અને માન જે સ્વાર્થત્યાગ તથા સારી રીતભાતના પાયારૂપ છે તે ઉપજાવે છે. વળી, શાળાના, ખાસ કરીને રમતગમતના મેદાન ઉપરના, સમગ્ર જીવનથી તેમનામાં ન્યાયવૃત્તિ તથા પરસ્પર બંધુભાવ ઉત્પન્ન કરવામાં આવે છે, જે તેમના ભવિષ્યના જીવનમાં ગુણમાનરૂપે પ્રકટી નીકળે છે.

આ સઘળા પ્રયત્નોમાં શિક્ષકો બાળકોનાં માબાપને સામેલ રાખે છે, જેથી કરીને બાળકોને વ્યક્તિ તરીકે સંપૂર્ણ વિકાસ પામવામાં તેમજ પોતાની કોમના પ્રમાણિક અને ઉપયોગી અંગ અને પોતાના દેશનાં લાયક નરનારી બનવામાં બેવડી મદદ મળે છે.

જે દેશમાં બાળકોને આ પ્રમાણે કેળવવામાં આવે તે દેશના લોકો પૃથ્વીના ઘણા ખરા ભાગ પર રાજ્યસત્તા ભોગવે એમાં શી નવાઈ?

## બેબી વીક: બાળરક્ષણની યોજના

જે ઘેર માતપિતા સારી રીતે કેળવાએલાં હોય છે ને ઘરનાં બાળકોની કેળવણી ભવિષ્યમાં આશીર્વાદરૂપ થઈ પડે છે. પણ જ્યાં માબાપ બીનકેળવાએલાં અથવા અશિક્ષિત હોય છે ત્યાં બાળકોની કેળવણીનો સવાલ બહુ વિકટ થઈ પડે છે. તેમાંએ જો માતાઓ કેળવાએલી નથી હોતી તો નાનપણથીજ બાળકોની યોગ્ય સંભાળ નહિ હોવાથી તેઓ કેવળ હાડપિંજર જેવાં રહે છે, અથવા તો અકાળે મરણને શરણ થાય છે. આવી સ્થિતિ હિંદમાં ઘણે ભાગે હોવાથી બાળકોનું આવી રીતનું મરણપ્રમાણ એટલા બધા મોટા પ્રમાણમાં હોય છે કે પરિણામે કુટુંબને તેમજ સમગ્ર દેશને ઘણું ભયંકર નુકસાન થતું આવે છે, અને એથી હિંદુસ્તાન દુનીઆના બીજા સુધરેલા દેશોને મુકાબલે ઘણો પછાત પડી જતો જણાય છે; અને

એટલાં માટે બાળકોની કેળવણી તેમજ માતાઓની કેળવણી, એ એક પ્રજાકીયજ સવાલ છે.

હિંદુસ્તાનમાં એક વર્ષની અંદરના બાળકોનું મરણપ્રમાણ દર વર્ષે ૨૫,૦૦૦૦૦ જેટલું, અને ૧ થી ૫ વર્ષ સુધીના બાળકોનું ૧૦,૦૦૦૦૦ જેટલું રહે છે. મુંબઈ ઇલાકામાં દર વર્ષે મરણપ્રમાણ ૫૦૦૦ નું છે, અને તેમાંથી ૨૫૦૦ તો પહેલા મહિનામાંજ મરી જાય છે. આટલા મરણપ્રમાણથી હિંદની પ્રજાને કેટલો બધો ઘસારો લાગ્યો જાય છે તેનો સહેજે ખ્યાલ આવી શકે તેમ છે. હિંદની પ્રજા દિવસે દિવસે ઘસાતી જાય છે. પ્રજાનો એ ઘસારો કેમ અટકે અને હિંદની પ્રજા શરીર-બળમાં પણ કેમ આબાદ બને એ પ્રશ્ન રાજ્યાધિકારીઓ તેમજ પ્રજા-નાયકોએ હાથમાં ઉપાડી લીધો છે. બાળકોનુ મરણપ્રમાણ કેમ ઘટે, તેઓ સારી રીતે કેમ ઉછરે, માતાઓ પોતા પ્રત્યે તેમજ બાળકો પ્રત્યેની સંભાળમાં કેમ શિક્ષિત રહે એ બાબતો પર વિચાર ચાલવા માંડ્યો છે.

આવા પ્રકારની યોજના પહેલવહેલાં ઇંગ્લંડમાં આજથી ૭ વર્ષ પહેલાં હાથ ધરવામાં આવી હતી; અને અત્યારે તેથી બાળકના ઉછેરના સંબંધમાં તેમજ માતાઓને બાળકના આરોગ્ય સંબંધી કેળવણી આપવામાં પ્રજામાં ઘણો ઉત્સાહ ફેલાએલો જોવામાં આવે છે.

હિંદુસ્તાનમાં પણ આવી યોજનાના આદિપ્રવર્તક ના. લેડી રેડિંગ છે; અને એની એ શુભ વાછનાને પરિણામે આખા હિંદુસ્તાનમાં જાન્યુઆરિ, તા. ૨૧ થી ૨૭ સુધી ઠેકાણે ઠેકાણે પ્રદર્શનો ભરવામાં આવ્યાં હતાં. મુંબઈ, પુણા, અમદાવાદ, લાહોર, આગ્રા, દિલ્હી, કાનપુર, કલકત્તા વગેરે મોટાં મોટાં શહેરોએ આ ઉત્સવમાં ભાગ લીધો હતો.

ખાસ મુંબઈમાંજ સાત જગાએ પ્રદર્શનો ગોઠવવામાં આવ્યાં હતાં, અને આરંભ ના. લેડી વિલ્સનને હાથે થયો હતો. પ્રદર્શનમાં મેળાઓ, ચિત્રો, જુદુર્જ કાનમ, સિનેમા વગેરે સાધનોથી પ્રજાજનના મનમાં બાળકો કેમ સારી રીતે ઉછરે તેનો ખ્યાલ સારી રીતે આપવામાં આવ્યો હતો.

કેટલીક વખત આયાઓ અથવા દાઇઓ જેઓ પોતેજ બાળકના ઉછેરવા સંબંધમાં અજ્ઞાત હોય છે તેમના હાથમાં બાળક સોંપવાથી કેવાં માઠાં પરિણામો આવે છે તે પણ હકીકત લોકોને સમજાવવામાં આવી હતી. માતાઓ પણ બાળકના જન્મગૃહની સ્વચ્છતાની બાબતમાં, પોતાની

સ્વચ્છતાની બાબતમાં, બાળકના ખિજાનાની બાબતમાં કેવી બેદરકાર રહે છે. અને તેથી બાળકની તંદુરસ્તીને કેવી હાનિ પહોંચે છે, તે જણાવવામાં આવ્યું હતું. કેટલીક માતાઓ પોતાના કામકાજની ઉતાવળમાં બાળકોને અફીણ કે એવા બીજા માદક પદાર્થો કે ઓસડીઆં આપી બાળકોને ઘેનમાં સુવાડી મૂકવાને ઇતેજાર હોવાથી બાળકોની ભવિષ્યની તંદુરસ્તી કાયમને માટે કેવી બગડી જાય છે તે બાબત સ્પષ્ટ રીતે ભાષણો આપીને, પત્રિકાઓ વહેંચીને અને ચિત્રો દેખાડીને જણાવવામાં આવી હતી. એ ઉપરાંત સુવાવડખાનાના ઓરડામાં હવા અજવાળું કેવી રીતનાં હોવાં જોઇએ, તેમજ આરોગ્યને હાનિકારક ઓરડાઓ કેવા હોય છે તે પણ લોકને નજરે દેખાડવામાં આવ્યું હતું.

આમ બાળકના તેમજ માતાના અને પ્રજાના હિતમાં જેટલું બની શકે તેટલું આ પ્રદર્શનોદ્વારા કરવામાં આવ્યું હતું. બાળકને ઉછેરવાની, તેમજ માતાને કેળવવાની ભાવના એ પ્રજાકીય ભાવના છે. હિંદની દરેક વ્યક્તિનું કર્તવ્ય બાળકની પુરતી સંભાળ રાખવામાં સમાએલું છે. સ્ત્રીઓ પણ બાળકને જન્મ આપ્યા પછી તેના ઉછેર માટે જોખમદાર છે; અને એ જોખમદારી તેઓ બરાબર સમજે તેટલા માટે તેમને કેળવણીની પણ જરૂર છે. વળી બાળકના એવા મરણપ્રમાણનું કારણ બાળલગ્ન પણ છે. આથી કેળવણીદ્વારા આવું અજ્ઞાન દૂર થાય તોજ પ્રજામાં ચેતન પાછું આવી શકે અને તે જળવાઈ રહે. આ પ્રશ્ન દરેક વ્યક્તિનો તેમજ સમાજનો અને સમપ્રદેશનો છે. બાળકો દેશની આબાદીનાં બીજ છે; એ બીજ જેમ વધારે કસદાર તેમ દેશની ઉજ્જ્વલતા; અને એ ઉજ્જ્વલતા લાવવી એ પ્રજાનો ધર્મ છે.

---

## ગુજરાત કલાપ્રદર્શન

---

કલાનાં પ્રદર્શનોમાં દેશના ઇતિહાસની ઝાંખી થાય છે; અને એ ઇતિહાસની ઝાંખી–ભૂત અને વર્તમાન સમયની–આવાં પ્રદર્શનોદ્વારાજ થઈ શકે છે. તમામ સુધરેલા દેશોમાં આવાં પ્રદર્શનોને ઇતિહાસની દૃષ્ટિએ ઘણાં અગત્યનાં ગણવામાં આવે છે. પ્રદર્શનો વડે દેશમાં ચાલતા હુન્નરઉદ્યોગોથી વાકેફ થવાય છે, અને આવાં પ્રદર્શનો પછાત પડેલા દેશને ઉત્તેજન-

કૃતિઓ સમર્પણ કરી પ્રદર્શનને વધારે આકર્ષકારક બનાવ્યું હતું.

**એમ્બોસિંગ કામ.**

મુંબઈના મિ. કરંડીકરનું ચામડા ઉપરનું કામ પણ જોવા લાયક હતું.

કલાપોષક મુંબઈવાળા શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી તરફથી આવેલા નમુનાઓ ચિત્તાકર્ષક હતા. મહાભારતની હસ્તલિખિત પ્રતનાં બે પાનાંઓ સુંદરતા માટે કેવી કાળજી રાખવામાં આવતી તે બતાવી આપતાં હતાં એ ઉપરાંત જૈનોના તીર્થંકરની પાંચ પ્રતિમાઓ વાળું સુંદર સુશોભિત સિંહાસન હતું, તેમાં લીલમ, પરવાળા, અને અકીકની ગોળ ગોઠવણીનું કામ અતિ મનોહર જણાતું હતું.

એ ઉપરાંત રૂપાનાં વાસણો, તેની ઉપરનાં કોતરકામો વગેરે દેશની સુંદર કારીગરીના નમુના રજુ કરેલા હતા.

## સ્ત્રી વિભાગ

આ પ્રદર્શનમાં સ્ત્રીઓનાં કામોનો પણ સમાવેશ થએલો હતો. મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ, વનિતાવિશ્રામ, સુરત જૈન વનિતાવિશ્રામ, વગેરે સંસ્થાઓમાંથી આવેલા નમુનાઓનો એક ઓરડામાં સંગ્રહ કરેલો હતો. ગાલમસુરીઆં, ઓશિકાં વગેરે ઉપરનું ભરતકામ, સુતરાઉ અને રેશમી દોરાનું આલેખન, જાળીવાળા ટુવાલ, સોનેરી ભરતકામ વગેરે નમુનાઓ જોવા લાયક હતા.

બહાર કમ્પાઉન્ડમાં કેલિકો વગેરે સ્વદેશી મીલોના તૈયાર કરેલા માલના નમુનાઓ જુદા જુદા સ્ટૉલમાં જોવામાં આવતા હતા. સાથે સાથે હાથના વણાટકામના નમુનાઓનો સ્ટૉલ પણ હતો. પાસેજ રૂ પીંજાતું હતુ, પૂણીઓ થતી હતી, અને રેંટીઓ પણ ચાલુ હતો. એક જગાએ માંગલોરી નળીઆંની બનાવટના નમુના મકવામાં આવ્યા હતા. અલીગઢના પ્રસિદ્ધ તાળાંઓનું દિગ્દર્શન ત્યાં ઠીક થએલું જોવામાં આવતું હતું.

આ પ્રમાણે પ્રદર્શનમાં દેશની ઉચ્ચી કારીગરીના નમુનાઓ રજુ થએલા હતા. પ્રદર્શનો ભરાવાથી કલામાં વધારો થાય છે, ગસિદ્ધાને પુષ્ટિ મળે છે અને અનભિજ્ઞોને માર્ગ જડે છે. પાશ્ચાત્ય દેશોમાં પ્રદર્શનો કેળવણીના તત્ત્વ રૂપેજ મનાય છે. આવાં પ્રદર્શનો વડે દેશની કળાઓ ખીલે છે, જનસમાજની રસ-વૃત્તિ પેદા થાય છે અને વધે છે, અને પરિણામે માનવજીવન ઉમદા અભિલાષવાળું બને છે.

# સને ૧૯૨૩ ની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં બેઠેલા વિદ્યાર્થીઓના કામની સમાલોચના

સને ૧૯૨૩ના એપ્રિલ માસમાં લેવાએલી વ. ફા. પરીક્ષામાં બેઠેલા ઉમેદવારોએ બતાવેલા કામપરત્વે ઉ. ભા. ના જુદાં જુદાં મધ્યસ્થળોએથી રિપોર્ટ થએલા છે અને તેમાં જુદા જુદા વિષયોના પ્રશ્નપત્રોના ઉત્તરોમાં માલમ પડતા દોષોની નીચે મુજબ ટુંક સમાલોચના કરવામાં આવી છેઃ—

૧. ગણિતઃ

અ. પ્રશ્નપત્ર બહુ લાંબો તેમ અઘરો પણ હતો નહિ, તોપણ વિદ્યાર્થીઓના કામમાં અચોકસતા અને ક્રમ તેમજ પદ્ધતિની ખામી જોવામાં આવે છે. તેઓ લખાણમાં સ્વચ્છતા બતાવી શકયા નથી. ગણિતના દાખલા ગણવામાં જે સામાન્ય બુદ્ધિ બતાવવી જોઈએ તે બતાવી શકયા નથી. તેમજ પાઠય પુસ્તક સિવાયના બહારના દાખલા ગણવાની તેઓને ટેવ હોય એમ માલમ પડતું નથી.

બ. માપકરણમાં એકંદર વિદ્યાર્થીઓ ઘણા કાચા માલમ પડયા છે અને જવાબ લખતી વખતે તેઓને શું પૂછવામાં આવ્યું છે તેનો પણ બરાબર તેઓએ વિચાર કર્યો હોય એમ જણાતું નથી.

૨. દેશીનામું: વિદ્યાર્થીઓએ ઘણેભાગે સંતોષકારક જવાબ આપ્યા છે ખરા, પણ વ્યાજ, હુંડી, અને તારીજના પ્રશ્નોમાં તેઓના જ્ઞાનની ખામી જણાઈ આવે છે.

૩. ભૂમિતિઃ ગણિતમાં માલમ પડતા દોષો આ વિષયમાં વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. સામાન્ય રીતે વિદ્યાર્થીઓને આકૃતિઓ કાઢતાં આવડતી નથી એટલુંજ નહિ, પણ સાધનોનો ઉપયોગ આકૃતિઓ દોરવામાં કરી શકતા હોય એમ જણાતું નથી. જવાબોમાં ક્રમ જોવામાં આવતો નથી. કૃત્યો અથવા તો પ્રમેયો સિદ્ધ કરવામાં ક્રમિક પગથીઆં જોવામાં આવતાં નથી અને કેવળ ગોખી નાખીનેજ એ વિષય તૈયાર કરેલો માલમ પડે છે.

૪. ગુજરાતીઃ ભાષા તથા નિબંધ

વિદ્યાર્થીઓની સ્વભાષા ગુજરાતી હોવા છતાં તે વિષયનું જ્ઞાન અ-

સંતોષકારક માલમ પડે છે વિદ્યાર્થીઓ પ્રશ્નોનુ સ્વરૂપ પણ વિચારતા નથી અને જે જવાબો આપે છે તે ઘણે ભાગે અધૂરા હોય છે

વ્યાકરણ સબધીનુ જ્ઞાન ઘણુજ અસતોષકારક છે પદચ્છેદ, વાક્યપૃથક્કરણ, પદવિન્યાસ વગેરે ઉપર તેઓએ લક્ષ આપ્યુ હોય એમ માલમ પડતુ નથી પદચ્છેદ કરવામા નામ, સર્વનામ વગેરેનો ભેદ પણ સમજી શકતા નથી

વ્યાકરણનુ અજ્ઞાન નિબધમા મોટા દોષ રૂપે જોવામા આવે છે વિરામચિહ્નો, જોડણી, પરિચ્છેદ વગેરે બાબતોમાં વ્યાકરણના જ્ઞાનના અભાવે ઘણી ખામી જોવામા આવે છે નિબધમા વિચારસકલના કે વિચારબળ જેવુ કઈ જોવામા આવતુ નથી .

૫ ઇતિહાસ:

પ્રાથમિક શાળાઓમા ઇતિહાસનુ શિક્ષણ ઘણુ નબળુ જોવામા આવે છે બહુજ અગત્યના મુદ્દાઓનુ પણ તેઓને ચોક્કસ જ્ઞાન હોતુ નથી, અને દેશના સુબાઓના નામો પણ સેળભેળ કરી દેતા જણાય છે દેશના ચાલુ ઇતિહાસથી પણ તેઓ વાકેફ નથી અને તેથી પાર્લામેન્ટ, કાઉન્સિલ વગેરે રાજ્યતત્રના તત્ત્વોને સમજી શકતા નથી

૬ ભૂગોળ:

એકદર ભૂગોળનુ જ્ઞાન ઠીક છે પણ નિકાસના સ્થળો તેમજ ખનિજ વગેરેના પ્રદેશો તેઓ નકશામા આલેખી શકતા નથી પ્રાકૃતિક ભૂગોળ ઓછી સમજે છે નકશો દોરવામા રેખાશ અક્ષાશનો ઉપયોગ કર્યો નથી

૭ વિજ્ઞાન અને શાળાનુ આરોગ્ય.

વિદ્યાર્થીઓ ચિત્ર કે આકૃતિની મદદથી જવાબો આપી શકતા નથી કેટલાક વિદ્યાર્થીઓ પારિભાષિક શબ્દોનો યોગ્ય અર્થ સમજતા નથી અને તેનો અનર્થ કરી બેસે છે જેમકે, "રસાયન વિકાર" એટલે "વૈદ્યો જે રસાયન આપે છે તેથી થતો વિકાર"

આરોગ્યના વિષયમા તેઓ ઉપદ્રવોનો ભેદ સમજી શકતા નથી ઇન્ફ્લુએન્ઝા, પ્લેગ, કોલેરા જેવા મહારોગોની ઓળખ પણ આપી શકતા નથી, અને પ્લેગ અને કોલેરા જેવા રોગોને એકજ ગણે છે

## ઉર્દુ પરીક્ષા

૧. ગણિત અને દેશીનામુ:

નોટબુકના પાનાની કઈ બાજુએ લખવુ તે પણ વિદ્યાર્થીઓ જાણતા [illegible] અને લખાણમા બેકાળજી કરે

૨. ભાષા: નિબંધ:

ઘણા થોડા વિદ્યાર્થીઓએ વ્યાકરણને લગતા પ્રશ્નોના જવાબો આપ્યા છે, અને ઉર્દૂ ભાષામાં કેટલાક ગુજરાતી રૂઢ શબ્દોનો પ્રયોગ કરેલો જોવામાં આવે છે.

નિબંધમાં જો કે એકજ પ્રશ્નનો ઉત્તર માગેલો હતો તોપણ વિદ્યાર્થીઓએ ત્રણે પ્રશ્નોના જવાબ આપેલા છે.

ઉપરના દોષવર્ણનુંથી માલમ પડશે કે કેટલેક અંશે તો વિદ્યાર્થીઓ પોતાના દોષો માટે જવાબદાર હોય ખરા, પણ વિષયશિક્ષણમાં જે જે ખામી જોવામાં આવે છે તેની જવાબદારી તો શિક્ષકોને માથે ગણાય ખરી. ગણિત, ભૂમિતિ, દેશીનામું વગેરે વિષયોમાં શિક્ષકો બાળકો પાસેજ, પહેલાં તેમને ગોરી, દાખલા વગેરે ગણાવે લખાવે તો તેઓની કચાસ ઘણે ભાગે દૂર થાય. ઇતિહાસભૂગોળ જેવા વિષયોમાં શિક્ષણની ખામી એ જોવામાં આવે છે કે એ વિષયો ગોખવાના વિષયો છે એવી માન્યતા રહે છે; અને આ માન્યતાથીજ શિક્ષણ સંબંધી ખામી રહે છે. ઇતિહાસ, ભૂગોળ જેવા વિષયમાં નિરીક્ષણ અગત્યનું અંગ છે અને એ જેમ વધારે થાય તેમ વિદ્યાર્થીઓનું એ વિષેનું જ્ઞાન પાકું થાય. વાચન, લેખન, શ્રુતલેખન જેવા વિષયોમાં સ્પષ્ટ ઉચ્ચાર, શુદ્ધ લખાણ, વગેરેની ચોકસાઈ રાખવામાં આવે તો વિદ્યાર્થીઓની ઉચ્ચાર અને લખાણ પરત્વેની ખામી દૂર થાય.

---

## પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજની કાર્યપદ્ધતિ તથા વ્યવસ્થામાં સને ૧૯૨૪ના જાન્યુઆરિથી કરવામાં આવેલા કેટલાક ફેરફાર

શિક્ષકોને પંક્તિબાઈ તથા શિક્ષણના નિયમોના પોપટીઆ જ્ઞાન કરતાં શિક્ષક તરીકેના ધંધામાં કામ લાગે એવા વ્યવહારૂ જ્ઞાન તથા અનુભવની વધારે જરૂરીઆત છે એ સ્પષ્ટ છે. આ બાબત ધ્યાનમાં રાખી કૉલેજની હાલની પદ્ધતિમાં કેટલાક ફેરફારો કરવા ઉચિત જણાયા છે.

આજ સુધી કૉલેજનું કામ ચલાવવાનો વખત એકસામટો પાંચ કલાકનો હતો, તેને બદલે હવે કૉલેજ સવાર અને બપોર એમ બે વખત ત્રણ ત્રણ કલાક ચાલે છે; જેથી પાંચને બદલે ૭ કલાક કામ ચાલી શકે છે. સવારે જ્યારે મગજ તદ્દન તાજું અને શાંત હોય છે ત્યારે સ્કૉલરો

કહેલી બાબતો સારી રીતે ગ્રહણ કરી શકે છે. સવારે ફક્ત શિક્ષણશાસ્ત્ર સંબંધી તથા પ્રાથમિક શાળાઓમાં ચાલતા વિષયો સંબંધી વિશેષ જ્ઞાન આપવામાં આવે છે; અને વિષયો શીખવતી વખતે પણ તે તે વિષયનું શિક્ષણ શી રીતે આપી શકાય તે બાબત યોગ્ય સૂચનાઓ કરવાનું ખાસ લક્ષમાં રાખવામા આવે છે.

બપોરના વખતમા સ્કૉલરોને પ્રૅક્ટિસિંગ સ્કૂલમાં શિક્ષણ આપવાનુંજ કામ ચાલે છે. તેમાં પણ પહેલા કલાકમાં કોઈ વખત આખી સંસ્થાની સમક્ષ કૉલેજ અથવા પ્રૅક્ટિસિંગ સ્કૂલના શિક્ષક તરફથી નમુનાનો પાઠ આપવામા આવે છે, તો કોઇ વખત સ્કૉલરે આપેલા પાઠ સંબંધમા ટીકા કરવામાં આવે છે. કવચિત્ બંને વર્ષોના વિદ્યાર્થીઓને જુદા રાખી બે જુદા જુદા વર્ગમાં સ્કૉલરે આપેલા પાઠ ઉપર ટીકા કરવામાં આવે છે. બપોરના બાકીના બે કલાકના ત્રણ વિભાગ પાડી તે દરેકમાં સ્કૉલરો વારા પ્રમાણે પ્રૅક્ટિસિંગ સ્કૂલમાં પાઠો આપે છે, ને ત્યાં પણ કૉલેજના તે તે વિષયના શિક્ષકો હાજર રહી શિક્ષણના દોષો સુધારે છે તથા યોગ્ય સૂચનાઓ આપ છે.

બપોરના પહેલા કલાક માટેનો પાઠ અગાઉથી જણાવી તે પાઠ માટેની નોંધ હાજર રહેલા દરેક સ્કૉલર પાસે કઢાવવાનો રિવાજ દાખલ કરવામાં આવ્યો છે, જેથી દરેક સ્કૉલરને તે પાઠ સંબધમાં સંપૂર્ણ વિચાર કરવાની તથા જોઈતી મધળી તૈયારીનો ખ્યાલ કરવાની જરૂર પડે છે, અને પાઠ પોતાની સમક્ષ અપાય ત્યારે પોતાની શક્તિની તુલના કરવાનો પ્રસંગ મળે છે. આથી પ્રથમ કરતા વધારે સંખ્યામાં નોંધ કાઢવાની દરેક સ્કૉલરને તક પણ મળે છે.

કેળવણીનો મુખ્ય હેતુ ચારિત્ર્ય બાંધવાનો છે; ને ચારિત્ર્યનો આધાર ઘણે અંશે સ્વાશ્રય ઉપર છે. સ્વાશ્રય કેળવવા માટે શિષ્યને જેમ બને તેમ સ્વતંત્ર રીતે કામ કરવા દેવાની અને આપેલી સૂચનાઓની મદદથી જેમ બને તેમ પોતાની મેળે જ્ઞાન મેળવવાનાં સાધનોનો યથાર્થ ઉપયોગ કરે એવી ટેવ પાડવાની જરૂર છે. આ હેતુઓ લક્ષમાં રાખી જ્યારે વારા વાળા શિષ્યો પ્રૅક્ટિસિંગ સ્કૂલમાં જાય ત્યારે અન્ય વિદ્યાર્થીઓને પોતાની મરજી મુજબ કામ કરવાની છૂટ આપવામાં આવે છે.

વિદ્યાર્થીઓ એ વખતે વિષયશિક્ષકની દેખરેખ નીચે બીજા દિવસ માટેની નોંધો કાઢે છે પોતાને રસ પડે એવા વિષયમાં આગળ કામ કરે છે. તેમજ ચિત્રકામ, હસ્તકામ ( સ્લૉઈડ ), માટીકામ વગેરે વિષયો પૈકી

મરજીમાં આવે તે સંબંધી સુંદર નમુનો તૈયાર કરવાનું કામ તેઓ હાથમાં લે છે, અને એમ વખતનો સદુપયોગ દરેક વિદ્યાર્થી કરી શકે છે. આ ઉપરાંત નિરીક્ષાર્થે સરખેજ, શાહઆલમ, અડાલજ જેવાં સ્થળે લઈ જવા માટે, અમદાવાદની મિલ, ટેલિગ્રાફ ઑફિસ, વૉટરવર્કસ, તેમજ કલાપ્રદર્શન ભરાય ત્યારે ત્યાં લઈ જઈ કલાનું બારીક અવલોકન કરાવવા માટે, નાના પાયા પર કૉન્સર્ટ (સંગીતના જલસા)ની યોજના કરવા માટે, નાટકના ટુંકા ખેલ ભજવી બતાવવા માટે, જાદુઈ ફાનસની મદદથી અવનવા દેખાવોનું દિગ્દર્શન કરાવવા માટે, તથા ટુંકમાં સ્કૉલરો રસભર્યું, આનંદી ને ઉન્નત જીવન ગાળી શકે તે માટે બનતા પ્રયત્નો કરવા ખાસ ગોઠવણ કરવામાં આવી છે.

## પ્રાથમિક શાળાઓ માટે ચિત્રકામનો સને ૧૯૨૪નો નવો અભ્યાસક્રમ

### બાળવર્ગ અને પહેલું ધોરણ.

રેતીમાં, જમીન કે ભીંતો ઉપર, કાળાં પુઠાં ( Mill boards ) અથવા કાળા પાટીઆ ઉપર, સળીઓ, આંગળીઓ, અને ચાક વડે રેખા અને પિંડચિત્રકામ ( mass drawing ); અને બની શકે ત્યારે રંગીન અથવા સફેદ કાગળ ઉપર રંગીન ચાકની લાકડીથી અથવા પીંછીથી ચિત્રકામ.

બની શકે ત્યાંસુધી મૂળ પદાર્થો ( કુદરતી અથવા તૈયાર કરેલા ) ઉપરથી ચિત્રકામ કરાવવું. પદાર્થો બાળકોને જાણીતા, ઘણા સહેલા, સાદા ( બહુ ઝીણવટ વિનાના ), અને એક અથવા સ્પષ્ટ જણાઈ આવતા રંગોવાળા હોવા જોઈએ [ જેમકે, પરબીડીઉં, પતંગ, સાદો વાવટો, ફરવા જવાની લાકડી દડો, નારંગી, પાંદડું વગેરે. ]

પુઠામાંથી કાપી કાઢેલ જાણીતી વસ્તુઓના આકારની આસપાસ દોરવાનું ચિત્રકામ; બાળકો પાસે તેવી રેખારૂપ આકૃતિઓ રંગોથી પુરાવવી. જુદા જુદા રંગોવાળાં ફળો, બીઆં, મણકા, અને કાગળની તકતીઓના ઉપયોગથી રંગોનાં નામ ઓળખતાં અને તેની સરખામણી કરતાં શિખવવું. આવાં સાધનોથી આકારોનાં નામ અને બની શકે ત્યારે સાદી રચનાકૃતિઓ કાઢતાં શિખવવું.

**સ્મૃતિ ચિત્રકામ:** વાર્તાચિત્રો વગેરે દોરવાનો બાળકોનો ઉત્સાહ વધારવો; તેમજ તેઓની ઇચ્છા મુજબ ચિત્રકામ કરવાની તેમને છૂટ આપવી, પણ તેમણે દોરેલાં ચિત્રોની તેમને સમજ હોવી જોઈએ.

**ધોરણ બીજું.**

નીચલા ધોરણનું કામ આગળ ચાલુ.

સપાટીવાળા ( લંબાઈ, પહોળાઈ, પણ નહિ જેવી જાડાઈવાળા ), ગોળ દડા જેવા, ઈંડાના આકાર જેવા, તેમજ પાંદડાં, ફળ, શાકના અને બીજા સાદા કુદરતી આકારવાળા પદાર્થો પસંદ કરવા. કેટલાએક પદાર્થચિત્રોમાં બની શકે ત્યારે ફૂટપટી અને પેન્સિલનો ઉપયોગ કરાવવો.

**સ્મૃતિ ચિત્રકામ:** બાળકોએ નિરીક્ષણ કરેલા પણ અગાઉ નહિ દોરેલા, તેમજ દોરેલા જાણીતા પદાર્થો અને કુદરતી ( સજીવ અને નિર્જીવ ) નમુનાઓ. આવાં ચિત્રો માટે ૫ થી ૧૦ મિનિટ સુધીનો વખત આપવો.

**ધોરણ ત્રીજું.**

નીચલા ધોરણનું કામ આગળ ચાલુ.

વધારામાં, આંખની સમસપાટીમાં ઊભી સ્થિતિમાં ગોઠવેલા નળાકાર, શંકુઆકાર અને કાટખુણચોખુણ આકાર ઉપરથી બનેલા પદાર્થોનું, તેમજ પાંદડાંવાળી કુમળી ડાળીઓ વગેરે કુદરતી નમુનાઓનું ચિત્રકામ.

સીધી ધારવાળા યોગ્ય પદાર્થોનું ( જેમકે દીવાસળીની પેટી ) બાળકોએ માપ લેવું, અને તેટલાજ માપનું તેમજ સાદા પ્રમાણનું ચિત્રકામ ફૂટપટી વગેરેથી કરાવવું.

**ધોરણ ચોથું.**

નીચલા ધોરણનું કામ આગળ ચાલુ.

વધારામાં, આંખની સપાટી ઉપર અને નીચે મૂકેલા પદાર્થો અને વધારે અઘરા કુદરતી નમુનાઓ.

**ધોરણ પાંચમું.**

નીચલા ધોરણનું કામ આગળ ચાલુ.

ઊભા, આડા, અને ત્રાંસા, એવી રીતે જુદી જુદી સ્થિતિમાં મૂકેલા પદાર્થોનું ચિત્રકામ.

**ધોરણ છઠ્ઠું તથા સાતમું.**

સાદા જૂથમાં ગોઠવેલા પદાર્થો; અને જુદા જુદા વિદ્યાર્થીઓની જરૂરીઆતો પ્રમાણેનું વિશિષ્ટ પ્રકારનું ચિત્રકામ.

**નોંધ:—**

૧. જેમ બને તેમ શાળાના અભ્યાસક્રમના વિષયોના શિક્ષણ સાથે ચિત્રકામનો સંબંધ જોડવો.

૨. પીછીઓ, રંગો વગેરે આપી શકે એવી શાળાઓમાં સાદા કુદરતી આકારો અને જાણીતા પદાર્થોનું ચિત્રકામ પીછીથી કરાવવું.

૩. જ્યાં સગવડ હોય ત્યાં સાદા કુદરતી અને ભૂમિતિના આકારો તેમજ પત્તાં વગેરેની મદદથી અમુક હેતુવાળી સાદી કલ્પિત આકૃતિ કાઢતાં બાળકો શીખે એવી રીતે ફરી ફરીને આવતી અને બીજી રચનાવાળી આકૃતિઓ કઢાવવી.

---

## સને ૧૯૨૧નો સેન્સસ રિપોર્ટ

### વસ્તીમાં ભણેલાનું પ્રમાણ

સામાન્ય રીતે જેને વાંચતાં લખતાં આવડતું હોય તે ભણેલા ગણાય છે. એ જોતાં સેન્સસ રિપોર્ટ પ્રમાણે ૨,૨૬૦૦૦૦૦ લોકો ભણેલા છે. કેવળ વાંચી શકતા હોય એવાની સંખ્યા પણ કેટલાક લાખની છે; જેમકે, મુસલમાનો. તેઓ કુરાન વગેરે ધાર્મિક પુસ્તકો વાંચી શકે છે; પણ જેઓને લખતાં ન આવડતું હોય તેવાઓને ભણેલા તરીકે ગણી શકાય નહિ.

રિપોટમાં જણાવ્યા મુજબ ગણતરી વખતે એવું પણ બને છે કે જેમને લખતાં આવડતું નથી તેઓને ભણેલાની સંખ્યામાં ગણાવાની બહુ ઇંતેજારી હોય છે, અને તેથી તેઓ પોતાને ભણેલા વર્ગમાં ગણાવી કાઢે છે. આથી રિપોર્ટમાં ગણતરીમાં કેટલીક ભૂલો રહી જાય છે. એથી ઉલટું, વાયવ્ય સરહદના પ્રાંતોમાં જ્યાં કલમ કરતાં બરછીનું માન વધારે છે, એટલે કે જ્યાં ભણેલામાં ગણાવા કરતાં લડવૈયા તરીકે ગણાવાની ઇંતેજારી વધારે જોવામાં આવે છે ત્યાં લોકો ભણેલાના વર્ગમાં મુકાવાને ઘણા નારાજ હોય છે. આવી આવી કેટલીક ભૂલો થાય છે છતાં ભણેલાની સંખ્યાના જે આંકડા નજરે પડે છે તે જોતાં રિપોર્ટમાંની વીગત બરાબર છે એમ ગણી શકાય.

**બ્રહ્મદેશમાં ભણેલાનું પ્રમાણ.**

કેળવણીના પ્રચારનો વિચાર કરતાં આશ્ચર્યની વાત એ જણાય છે કે હિંદનો સઘળા બ્રિટિશ પ્રાંતો અને દેશી રાજ્યો કરતાં બ્રહ્મદેશમાં ભણેલો વર્ગ સૌથી વધારે પ્રમાણમાં છે. આનું કારણ એ જણાય છે કે નાનપણથીજ વસ્તીનો ઘણો ભાગ મઠો સાથે જોડએલી શાળામાં ભણે છે. પણ આ

ભણતર ઉતરતા વર્ગનું છે; અને જો કંઈક ઉંચા ધોરણનું પ્રમાણ લેવામાં આવે તો કદાચ બ્રહ્મદેશ કેળવણીમાં એવી ઉંચી સ્થિતિ ધરાવી શકે નહિ.

બ્રિટિશ હકુમતના પ્રાંતોમાં, આસામ, બંગાળા, અને મુંબઈ પ્રાંતમાં સને ૧૯૧૧ના કરતાં આ વખતે કેળવણીનો પ્રચાર સ્પષ્ટ રીતે વધેલો જોવામાં આવે છે; તેમજ દેશી રાજ્યોમાં જોઈએ, તો વડોદરા, ત્રાવણકોર, કોચીન, અને મ્હૈસુર જેવાં સુધરેલાં રાજ્યોમાં કેળવણી ઘણી આગળ વધી છે. જોકે ૧૦ થી ૨૦ વર્ષ સુધીની ઉમરના શાળામાં જતા વિદ્યાર્થીઓનું પ્રમાણ હાલમાં વડોદરા રાજ્યમાં વધારે છે, તોપણ સને ૧૯૦૧થી બ્રિટિશ ગુજરાતમાં કેળવણીનું પ્રમાણ જેટલું છે તેટલું વડોદરા રાજ્યમાં હજુ આવ્યુ નથી. ઇન્ફ્લુએન્ઝા વગેરે ઉપદ્રવોથી હિંદમાં મરણપ્રમાણ ઘણુ વધી ગયુ હતુ, અને તેથી ભણેલાનું પ્રમાણ મધ્ય પ્રાંતોમાં જે જોવામાં આવે છે તે એ ઉપદ્રવને પરિણામે હશે એમ જણાય છે.

**સ્ત્રીવર્ગમાં કેળવણી.**

સ્ત્રીવર્ગમાં કેળવણી હજુ ઘણી ઓછી છે; અને મધ્યપ્રાંત, બિહાર, ઓરિસા, રજપુતાના, કાશ્મીર, હૈદ્રાબાદ જેવા દેશોમાં તો પછાત કોમોમાં કેળવણીનું પ્રમાણ છેક થોડું છે, છતાં કન્યાકેળવણી છેલ્લાં વીશ વર્ષથી ધીમે ધીમે આગળ વધી છે. હિંદુસ્તાનમા પ્રાચીન કાળથીજ પુરુષવર્ગની કેળવણીની હિમાયત થતી આવી છે. બ્રહ્મદેશ સિવાય, સ્ત્રીવર્ગને માટે તો બ્રાહ્મણ ધર્મ અને ઇસ્લામ ધર્મ કેળવણીની બાબતમાં વિરુદ્ધ છે, અને હાલ સ્ત્રીઓને જે કેળવણી અપાય છે તે તો પરદેશના આચારવિચાર અને કેળવણી જે પુરુષવર્ગમાં દાખલ થયાં છે તેનેજ આભારી છે. સ્ત્રી કેળવણી નકામી છે, નુકસાનકારક છે એમ હિંદુસ્તાનની વસ્તીના મોટા ભાગની માન્યતા છે.

પડદાની રૂઢિ અને બાળવયનાં લગ્ન એ કેળવણીમાં વિઘ્નકારક છે; અને સ્ત્રીવર્ગપર કેળવણીના દ્દઢ સંસ્કાર પડવા માંડતાજ તેઓ ભણતાં બંધ થઈ જાય છે. એ ઉપરાંત સમાજના જુના રીતરિવાજને લીધે સ્ત્રીઓ ધંધાદારી શિક્ષણ લેતી પણ અટકી જાય છે, અને પરિણામે સ્ત્રીશિક્ષકોની પણ ખોટ માલમ પડે છે. આથી સ્વભાષાના ભણતર ઉપરાંત પુરુષવર્ગમાં જ્યારે બીજા ઉંચા સંસ્કારો આવશે ત્યારેજ સ્ત્રીકેળવણીના સંતોષકારક પ્રચારની આશા રાખી શકાય; રિપોર્ટમાં એમ પણ જોવામાં આવે છે કે પુરુષવર્ગનીજ જ્યાં કેળવણી ઉંચા પ્રકારની હોય છે ત્યાંજ સ્ત્રીવર્ગ પણ ભણેલો વિશેષ જોવામાં આવે છે.

## બ્રિટિશ હિંદમાં ભણેલા અને અભણ માણસોનું પ્રમાણ.

ભણેલા.
૧,૮૬,૦૦૦૦૦
દરેક ચોરસ ૧૦,૦૦૦૦૦ નું પ્રમાણ બતાવે છે.

ધર્મની દષ્ટિએ પણ કેળવણીનું પ્રમાણ જોતાં જણાય છે કે હિંદુઓમાં દર ૧૩ માણસે ૧ ભણેલો હોય છે. પુરુષવર્ગમાં પ્રમાણ દર ૮ માણસે એક, અને સ્ત્રીવર્ગમાં દર ૬૩ એ એક, એમ જોવામાં આવે છે.

છેલ્લાં દશ વર્ષમાં દર માઇલે ભણેલા પુરુષવર્ગનું પ્રમાણ ૧૧૬ થી વધીને ૧૩૦ નું, અને સ્ત્રીનું ૯ થી વધીને ૧૬ નું થયુ છે. શિખ કોમમાં હિન્દુઓ કરતાં કેળવણીનુ પ્રમાણ ઓછું છે. શિખ લોકોમાં ભણતરની કિંમત ગ્રંથ વાંચવામાંજ છે. મુસલમાનોમાં, પુરુષવર્ગમા ૧૧ માં એક, અને સ્ત્રીવર્ગમાં ૧૧૬ માં એક, એવુ પ્રમાણ જોવામાં આવે છે. આવા પ્રમાણનુ કારણ એ છે, કે બંગાળા, પંજાબ, વાયવ્ય સરહદના પ્રાંતો, સિંધ વગેરે પ્રાંતોમાં જ્યાં તેમની વસ્તી વધારે છે, ત્યા તેઓ ખેડુતવર્ગના હોય છે, અને જ્યાં મધ્યપ્રાંતો, સંયુક્તપ્રાંતો, મદ્રાસ વગેરેમાં જ્યાં તેમની વસ્તી ઓછી હોય છે ત્યાં તેઓ નગરવાસી હોય છે અને તેથી તેઓમાં કેળવણીનું પ્રમાણ ઘણું વધારે રહે છે.

ગામડાં કરતાં શહેરોમા ભણેલાનું પ્રમાણ સ્વાભાવિક રીતેજ વધારે છે. એક દર શહેરોમાં વસ્તીને મુકાબલે પુરુષવર્ગનું પ્રમાણ ત્રણગણું, અને સ્ત્રીવર્ગનુ છગણું રહે છે.

અભણ.
દરેક ચોરસ.
૧૦,૦૦૦૦૦ નું
પ્રમાણ બતાવે છે.

ઉપરના બ્લૉક પરથી માલમ પડશે કે બ્રિટિશ હિંદમાં ભણેલા અને અભણ માણસોનું પ્રમાણ કેટલું છે.

## ઉત્તર ભાગ

### જિલ્લા, પ્રાન્ત અને તાલુકાઓ વસ્તી સાથે

( સને ૧૯૨૧ના મુંબઈ સેન્સસ રિપોર્ટને આધાર )

ઉત્તર ભાગ, વસ્તી ૩૭,૧૮,૭૫ મુખ્યભાષા–ગુજરાતી

| જિલ્લા | પ્રાન્ત | તાલુકા |
|---|---|---|
| ૧ અમદાવાદ વસ્તી ૮,૯૦,૯૧૧ *અમદાવાદ | પ્રાંતિજ પ્રાન્ત | ૧ પ્રાંતિજ, વ ૬૫,૨૯૨, ૨ મોડાસા ( મહાલ ) વ ૨૭,૨૯૩, ૩ ઉત્તરદસ્ક્રોઈ વ ૩,૫૦,૨૭૫ |
| | ધંધુકા ,, | ૧ ધંધુકા, વ ૯૭,૮૦૮ ૨ ગોઘા ( મહાલ ) વ ૩૦,૫૬૮, ૩ ધોળકા વ ૮૫,૪૦૩ |
| | વીરમગામ ,, | ૧ વીરમગામ, વ ૧,૦૫,૦૦૪, ૨ દક્ષિણદસ્ક્રોઈ, વ ૬૩,૬૮૯, ૩ સાણંદ (મહાલ) વ ૪૪,૭૯૯ |
| ૨ ખેડા વ ૭૧૦,૯૮૨ * ખેડા | ઉત્તર પ્રાન્ત | ૧ માતર, વ ૫ ,૦૩૬, ૨ મહેમદાવાદ, વ ૬૬,૦૧૬, ૩. નડિઆદ, વ ૧,૩૮ ૯૧૫, ૪ કપડવંજ, વ ૮૨,૪૧૫ |
| | દક્ષિણ પ્રાન્ત | ૧ આણંદ, વ ૧,૪૬,૭૦૭, ૨ બોરસદ, વ ૧,૪૪,૦૪૬, ૩ ઠાસરા, વ ૭૬,૭૮૭ |
| ૩ પંચમહાલ વ ૩,૭૪,૮૬૦ * ગોધરા. | પૂર્વમહાલ. | ૧ દોહદ, વ ૮૦,૩૧૩, ૨ ઝાલોદ, ( પેટા ) વ ૮૮,૯૫૦ |
| | પશ્ચિમમહાલ | ૧ ગોધરા વ ૧,૩૯,૪૫૦ ૨ કાલોલ, વ ૪૯,૩૦૮, ૩ હાલોલ ( પેટા ) વ ૫૬,૮૩૯ |

પ્રાત કાળમા આબુગેઠ ઉતર્યા, ત્યાતો આષાડના મેઘ જેવો ગગનચુબી પર્વત દેખાયો. મોટરમા બેઠા હતા ત્યા પોતાના અપાર સૌંદર્યથી તે દરેકનુ ધ્યાન ખેચતો હતો બધા અનિમિષ રહીને એ સૌંદર્યામૃતનુ યથેચ્છ પાન કરતા હતા. વર્તુળાકાર રસ્તા, ગીચ ઝાડી, અતિશય ઉંડી ખીણો, વગેરે જોતા ૧૮ માઇલ ક્યારે પુરા થઈ ગયા, તેનુ જરાએ ભાન ન રહ્યુ.

આજે અર્બુદાદેવી તરફ જવાનું હતુ. ૪૭૮ પગથીઆ ચઢ્યા પછી ત્યાં જઈ શકાય છે. અતિશય ટાઢ હતી, છતાં પગથીઆ ચઢતાં પરસેવાના રેલા ચાલ્યા. સારા દેખાવનો ' સ્કેચ ' લઈને પુડરીકાશ્રમ આવ્યા. આસપાસની સ્વચ્છતા, એ વાનપ્રસ્થ બ્રાહ્મણના જ્ઞાન, તેજ, ભવ્યાકૃતિ, તથા આશ્રમનુ નૈતિક વાતાવરણ જોઈ, મુમુક્ષુ બધુઓએ મુક્તિના કેટલાક પ્રશ્નોના ઉત્તર મેળવ્યા પછી આગળ ચાલ્યા. આગળ ચાલતા જોતા જોતાં નખી તળાવ આવ્યા

મહાન પહાડો એ તેની પાળો છે પહાડની ખીણો એ પાણી આવવાનો માર્ગ છે વચ્ચેની સપાટ જગાએ તળાવ છે. આમ તેના ઉત્પત્તિ ને નિર્વાહ બને કુદરતનેજ આભારી છે. ઉનાળાના દિવસોમાં પણ પાણી અતિશય ઠડુ હોય છે, તો પછી આ ઋતુની તો વાતજ શી કરવી ! અંદર પગ બોળતા ભલભલા ભાવિકની પણ હિંમત ડગી જતી, છતાં બધા સ્કાઉટો નાહ્યા ચારે તરફ વનસ્પતિથી ભરપુર પહાડો, અને વચ્ચે નિર્મળ પાણી, એક તરફ મદિર—એ બધો દેખાવ બહુ આહ્લાદદાયી છે.

નખી તળાવ જોઈને મુકામે પાછા આવ્યા અત્યાર સુધી સૃષ્ટાની અદ્દભુત શક્તિ જોઈ હતી હવે મનુષ્યની શક્તિ જોવાની હતી, અને એ શક્તિને જોવાનુ સ્થાન તે દેલવાડાના દેહેરાજ હતાં. ઉપરની કારીગરી, કમાનો, મૂર્તિઓ, વગેરે નકશીથી એટલા તો પૂર્ણ હતા, અને દરેકમા કારીગરીની એવીતો સુરમ્ય જમાવટ હતી કે જેએવી વસ્તુ ફરીથી જોતા તદ્દન નવીજ લાગતી હતી **'क्षणे क्षणे यन्नवतामुपैति, तदेव रूपं रमणीयतायाः'** એ વાક્યાનુસાર દેરાણીજેઠાણીના ગોખલા ફરી ફરીને ત્રણ ચાર વાર જોયા છતા ખીજે જવાનુ મન થતુ ન હતુ

આજના પ્રોગ્રામમા ગુરુશિખર જવાનુ હતુ. એનુ નામ ગુરુશિખર નહિ પણ મુશ્કેલીનુ શિખર પાડવુ જોઈતુ હતુ. રસ્તો એટલો તો વિકટ હતો, કે

એકસદોકસ ભૂલો પડે તો ચાર પાંચ દિવસે પણ તેને મરીઆમ રસ્તાનાં દર્શન ન થાય. એક પછી એક એમ પાંચ પહાડ ચઢીને ઉતરીએ, પછી ગુરુશિખર પર ચઢાય છે. કટલેક ઠેકાણે તો તદ્દન સીધા અને લીસા પત્થર પર ચઢવું પડે છે. એ વખતે સ્કાઉટની લાકડી બહુ ઉપયોગમાં આવતી હતી. તેને ટેકવી સહેલાઇથી ઉપર ચઢી જતા હતા.

એમ કરતાં જો એકાદ પગથીઉં ભૂલી જવાય તો ૪૦૦૦ ફુટ નીચે ગબડી પડીએ; એથી રસ્તો સૃષ્ટિસૌંદર્યથી ભરપુર હોવા છતાં અમારે બધું લક્ષ રસ્તા પરજ રાખવું પડતું હતું. આસપાસ જોવાની ઇચ્છા થતી ત્યારે ઉભા રહીને જોતા હતા. બગીચામાં અતિશય મહેનત કરવા છતાં જે વૃક્ષો ઉગતાં નથી, તે અહીં પુષ્કળ અને સર્વાંગે ખીલેલાં જોઇને "વાડીના વેલાને વનવેલે ગુણ થકી કર્યા ચૂપ." એ ધ્વનિના શાબ્દિક અર્થની યથાર્થતા સમજાતી હતી. વીણવા બેસીએ તો પાર પણ ન આવે એટલા ગુલાબો, જમરૂખી, નારંગી વગેરે વૃક્ષો જોઇને પ્રાચીન ઋષિમુનિઓના નિર્વાહની સરળતા લક્ષમાં આવતી હતી; તદ્દન કાચાં જમરૂખો પણ એવાંતો રસપૂર્ણ હતાં, કે કોઇ રીતે ઝાડેથી ઉતરવાનું મન થતુ ન હતું. શિખર લગભગ ૫૬૦૦ ફુટ ઉંચુ છે. મોટાં મોટાં શિખરો પણ ત્યાંથી તદ્દન નાનાં જણાય છે. ત્યાંથી તેજ રસ્તે ઉતરી અચળેશ્વર તરફ રવાના થયા. રસ્તામાં એક આઠ નવ મણનો લોટાનો નજો પડયો હતો, તેને ભીમની મોઇ કહે છે. હસ્તિનાપુરથી રમતાં રમતાં ભીમે અહીં નાખી હતી. તેના નાખવાથી એક તળાવ થઇ ગયું છે. એ જોઇને જૈનનાં દેવાલયો જોવા ગયા. લગભગ ૧૪૦૦ મણ સોનાની મૂર્તિઓ છે. તેમાં ૪૦ ટકા સોનું છે. ત્યાંથી ઉપર ચઢતાં શ્રાવણ ને ભાદરવો એ નામના બે તળાવ આવે છે. આબુના પરમાર રાજાની પત્નીએ પતિના મરી ગયા પછી વિલાપ કરેલો તેનાં આંસુથી એ તળાવ ભરાઇ ગયુ એવી દંતકથા છે.

એ બધું જોઇને મુકામે પાછા આવ્યા. આજે પશ્ચિમ તરફ જવાનું હતું. આગળ જતાં એક હવાથી કોરાઇ ગએલો દેડકાના આકારનો પત્થર આવે છે. તેને દેડકો કહે છે. તેની પાસે લગભગ ૧૦૦ માણસો બેસી શકે એવો સળંગ પત્થર છે. ત્યાંથી ચાલીને એક છેવટના બિંદુએ જઇ પહોંચ્યા. તેનું નામ 'સનસેટ પૉઇન્ટ' છે. સૂર્યાસ્ત સમયનો દેખાવ ત્યાંથી એવો તો વિલક્ષણ અને આનંદદાયી જણાતો હતો, કે એકી ટસે જોવાથી આંખમાં પાણી ભરાઇ જવા છતાં નજર ફેરવવાનું મન થતું ન હતું. બબ્બે મિનિટે

સૂર્ય પોતાનો રંગ બદલતો હતો. આમ સમયની સાથે રંગ પણ ફરતો જોઈને સ્વાભાવિક રીતે દરેકને સ્ફુરી આવતું હતું, કે સમય અને ભાવિ એકજ ધરીને વળગેલાં ચક્રો છે. સમયની સાથે ભાવિ પણ ફરે છે.

આપણને માટે આજે છેલ્લો દિવસ હતો. જોવામાં ફક્ત પૂર્વ દિશાજ બાકી હતી. તેથી તે તરફ ગયા. લગભગ ૮૦૦ પગથીઆં નીચે ઉતરવાનાં હતાં. અહીંના મનોરંજક દેખાવે તો હદ વાળી. અત્તરની મોટી દુકાનમાંથી સુગંધી આવતી હોય એવી મનરંજક સુવાસ બધે પ્રસરી રહી હતી. સૂર્યનો પ્રકાશ પણ ભેદી ન શકે તેવી અતિશય ગીચ ઝાડીથી રસ્તાની બને બાજુ છવાએલી હતી. નીચે ઉતરી ગૌમુખી ગંગામાં નાહી વસિષ્ઠાશ્રમમાં આવ્યા. વસિષ્ઠાશ્રમ પણ ભગવાન વસિષ્ઠના સાત્વિક ગુણને શોભાવે તેવો રમ્ય છે. શાન્તિ અને સૌમ્યનું સામ્રાજ્ય એટલું તો સમર્થ છે કે મલિન હૃદયો પણ ત્યાં થોભતાં સુધી પવિત્ર બને છે. ઉનાળામાં અહીં ફૂલોના ઢગલા થાય છે. આની સરખામણીમાં જ્યારે શહેરનો બગીચો સ્મરણમાં આવતો ત્યારે અનાયાસે બોલાઈ જવાતું કે:-

" ઘવાયા શાં બાગો, મનુજકરથી ત્યાં પ્રકૃતિનાં,<br>
અહીં શાં સ્વચ્છંદે, અવનિ, જળ, આકાશ ખીલતાં. "

એ જોઈને પાછા એજ ૮૦૦ પગથીઆં ચઢીને ઉપર આવ્યા. મોટર હાઉસ તરફ આવવાના બે રસ્તા હતા. એક વિકટ રસ્તો હતો, પણ તે રસ્તે જોવા જેવું હતું તેથી અમોએ તે રસ્તો લીધો. આગળ ચાલતાં આસપાસ નજર હોવાથી રસ્તો ભૂલી ગયા. જેને પરિણામે એક વિકટ જંગલમાં આવી ચઢ્યા. આગળ રસ્તો ન હતો. હવે શું કરવું? સ્કાઉટ તરીકે લીધેલી તાલીમ, અને મુશ્કેલીને હઠાવી દૂર કરવાની શક્તિની આજે કસોટી હતી. અમારી લાકડીઓ વડે ડાળાં કાપીને આગળ રસ્તો કર્યો, અને એક સપાટ પત્થર પરથી નીચે સરી પડ્યા. એ મુશ્કેલીમાંથી પસાર થયા ન હતા, ત્યાંતો બીજી મુશ્કેલી તૈયારજ હતી. નીચે ઉતરીને એક ઉંડી નદીને કિનારે ઉભા હતા. તેને ઉતરી શકાય તેમ ન હતું. થોડું ચાલીને તેને ઉતર્યા એટલે એક પહાડની તળેટીમાં આવીને ઉભા રહ્યા. વળી પાછા એ પહાડ ઉપર ચઢ્યા. એટલે અમોએ જે સ્થળ ધાર્યું હતું ત્યાં આવી પહોંચ્યા. એક લંબગોળ પત્થર પર દુનિયાનાં દરેક પ્રાણી અને પક્ષીનાં તદ્દન કુદરતી પગલાં છે. મનુષ્યને જેટલા જન્મ લેવા પડે છે તેટલાં પ્રાણીનાં ત્યાં પગલાં છે. તેથી તેને લક્ષ ચોરાસી કહેવામાં આવે છે. આમ લક્ષચોરાસી જોવા માટે

અમારે પણ લગભગ ચારસો જેવો મોટો માર ખાવો પડ્યો. એમ આગમી જોઈને પાછા વળ્યા.

આબુરોડથી પગે ચાલી અંબાજી ગયા. કોટેશ્વર મહાદેવ તથા કુંભારીઆના દહેરાં આગળ છે. કુંભારીઆના દહેરાં જો કે બળી ગયાં છે, છતાં એની બાકી રહેલી કારીગરી જોતાં કહે છે કે તે દેલવાડાનાં દહેરાં કરતાં એ સુંદર છે. અગાઉથી ખબર મળી હતી કે ગબ્બર ઉપર ચડવું મુશ્કેલ છે. પણ ગુરુશિખર ચડેલાને ગબ્બર પર ચડતાં કંઈ થાક લાગ્યો નહિ. આબુ જોવાથી હવે પ્રવાસી અને સૌંદર્યપૂજક બનેલા હોવાથી અંબાજીમાં ધાર્મિક ભાવના સંતોષાયા સિવાય કંઈ વિશેષ આનંદ થયો નહિ.

અંબાજી જોઈને ગાડીમાં બેસી સિદ્ધપુર આવ્યા. રુદ્રમાળના ખંડિયેર જોઈને સરસ્વતીમાં નાહી મહેસાણા આવ્યા. ત્યાં વધારે રોકાવાનું હોવાથી સ્કાઉટના નિયમ પ્રમાણે તાપણી કરી ગાયન, વાર્તા, રમુજી ટૂચકા, વગેરેથી આનંદ લઈ અમે ગામના પાછા આવ્યા.

આબુની રમ્ય અને સુખપ્રદ મુસાફરી આમ સંપૂર્ણ થઈ. તેના ઉપસંહારરૂપે ફક્ત એટલું જ કહી શકાય કે —

આબુ પહાડ એ માત્ર પથ્થરનો સમુદાય નથી, પણ સૌંદર્યનો રમણીય પુંજ છે. તેના સૌંદર્યના વખાણ કરનાર ઉપહાસને પાત્ર થાય છે. મનુષ્યહૃદયની મગ્નતા ત્યાં ધોવાઈ જાય છે. કવિહૃદય ત્યાં ખીલે છે, પોષાય છે. નાસ્તિકોના હૃદયમાં આસ્તિકતાના અંકુર ત્યાં ફૂટે છે. ઝરણાંઓ, નદીનાં નિર્મળ ઝરણાં, ડુંગરની ખીણો, હજારો રૂપીઆના ખર્ચે પણ ન બનાવી શકાય એવી સુંદર ગુફાઓ, ફળથી લચી પડતાં વૃક્ષો, એ બધાં હૃદયતિમિરનો નાશ કરે છે, અને દિવ્ય જ્યોતિની ઝાંખી થાય છે. સૌંદર્યામૃતનું પાન કરવા તલસતા મનુષ્યો ત્યાં વિરમે છે. સ્કાઉટો, નિરીક્ષકો, સૌંદર્યપૂજકો, ભક્તો, સહેલાણીઓ એ દરેકને રુચિકર થઈ પડે એવું ગુજરાતમાં કોઈ સ્થાન હોય તો તે ફક્ત આબુ જ છે. સૃષ્ટિસૌંદર્યમાં ગુજરાતનો આબુ ઉત્તમ અલંકાર છે. સત્ત્વશાળી મનુષ્યો અહીં રહીને જીવનને ઉન્નત બનાવે છે. પ્રકૃતિના ગાઢ સંબંધમાં આવવાથી મનુષ્યહૃદયો આપોઆપ સંતોષાય છે. શાકુંતલમાં વર્ણવેલી તપોવનની શાંતિ અહીં દૃષ્ટિગમ્ય જણાય છે. એ શાંતિના સમાગમમાં આવતાં સમીરના શીતળ પવનથી સ્હેજે નિદ્રા ઉતરે છે, અને હૈડાં હળવાં બને છે. ત્યાંનો સાચો અને પવિત્ર આનંદ, નથી પ્રકૃતિને તોડીને બનાવેલા શહેરોમાં કે કરોડપતિઓના મહેલોમાં. એ આનંદનો સાગર ચિરસ્થાયી રહેશે.

# શિક્ષકોને વિજ્ઞપ્તિ

૧

બધા શિક્ષકોને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે તેઓએ જુના સિક્કા, જુના ગુજરાતી હસ્તલેખો, જુની ગુજરાતી ભાષામાં લખેલા જુના દસ્તાવેજો, ગુજરાતના જુદા જુદા જિલ્લામાં બોલાતી ચાલુ ગુજરાતી પ્રાંતિક ભાષા જે જુદી જુદી જ્ઞાતિઓ અથવા જાતિઓ, જેવી કે કણબી, ધારાળા, કોળી, ભીલ, નાયકડા, અમદાવાદી, ખેડાવાળ, કાઠિઆવાડી, સુરતી અને સુરતી શ્રાવિક, વગેરેમાં વપરાતી હોય, તેના નમુનાઓ ભેગા કરી શાળાપત્રના તંત્રી ઉપર મોકલી આપવા. આ નમુનાઓ ભેગા કરવામાં જે કંઈ ખર્ચ થશે તે શાળાપત્ર ઑફિસ તરફથી નાણાની સગવડ પ્રમાણે આપવામાં આવશે. • તંત્રી.

## જાહેરખબર

આથી જાહેર કરવામાં આવે છે કે પ્રાથમિક શાળાના બાળવર્ગથી સાતમા ધોરણ સુધીના વિદ્યાર્થીઓને લાયક ક્રમિક ધોરણે ગુજરાતી કવિતાઓનો સંગ્રહ કરવા માટે અમારા તરફથી રૂ. ૫૦-૦-૦ નું ઇનામ આપવાની ઇચ્છા છે. એ ઇનામ માટે ગુજરાતના પ્રાથમિક શિક્ષકોએ હરિફાઈ કરવાની છે. હરિફાઈ તા. ૧ લી ઓગસ્ટ ૧૯૨૪ સુધી ખુલ્લી રહેશે. તંત્રી.

## સરકારી જાહેરખબર

કન્યાઓ માટે વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા

( ઉ. ભા. ના. એ. ઇ. નં. ૧૨૬૮૬ તા. ૨૨ મી જાન્યુઆરી સને ૧૯૨૪ ના આધારે. )

આથી જાહેર કરવામાં આવે છે કે ઉ. ભાગમાં કન્યાઓ માટે વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા, જે સને ૧૯૨૪ ના એપ્રિલ માસમાં થવાની હતી તેને બદલે તે પરીક્ષા સને ૧૯૨૪ ના ડિસેમ્બર માસમાં લેવામાં આવશે. ( સને ૧૯૨૪ ના એપ્રિલ માસમાં નહિ. )

તા. ક. આથી છોકરીઓ માટેના વ. ફા. પરીક્ષા સંબંધીના દિવસો માટેની જાહેરખબર, ( જુઓ ગુ. શા. પ. પુસ્તક, ૬૨ મું. પા. ૨૮૭ મું. ) રદ સમજવી.

## સરકારી જાહેરખબર

( ઉ ભા. ના. ઇ. એ. ના. હુકમ નં ૧૨૩૦૭ તા. ૧૭મી જાન્યુઆરી સને ૧૯૨૪ ના આધારે. )

વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાની કમિટિના પ્રમુખોને ખબર આપવામાં આવે છે કે વ. ફા. ની પરીક્ષા લેવા માટે સને ૧૯૨૪ ના એપ્રિલ માસની તા ૭ મી, સોમવાર અને તે પછીના દિવસો મુકરર કરવામાં આવ્યા છે.

## સને ૧૯૨૪ ની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાનો કાર્યક્રમ

| તારીખ, વગેરે | વખત. ( સ્ટાન્ડર્ડ ) | | વિષય. | ગુણ. | ટીકા. |
|---|---|---|---|---|---|
| | થી. | સુધી. | | | |
| સોમવાર, તા. ૭-૪-૨૪. | ૧૧-૩૦ | ૧૪-૩૦ | પરીક્ષામાં આવેલા ઉમેદવારોનાં નામોનું રજીસ્ટ્રેશન. | | |
| | ૧૫-૩૦ | ૧૭-૩૦ | ત્રીજો વિષય. (અ) અને (બ) નિબંધ અથવા રિપોર્ટ અને હસ્તાક્ષર. | ૬૦ (અ)<br>૪૦ (બ) | |
| મંગળવાર, તા. ૮-૪-૨૪. | ૧૧-૦ | ૧૪-૦ | બીજો વિષય. (અ) ગણિત. | ૧૦૦ | |
| | ૧૫-૦ | ૧૮-૦ | ચોથો વિષય. (અ) અને (બ) ઇતિહાસ અને ભૂગોળ. | ૫૦ (અ)<br>૫૦ (બ) | |
| બુધવાર, તા. ૯-૪-૨૪. | ૧૧-૦ | ૧૪-૦ | બીજો વિષય. (ગ) અને (ક) ભૂમિતિ અને હિસાબનામું. | ૫૦ (બ)<br>૫૦ (ક) | |
| | ૧૫-૦ | ૧૮-૦ | પહેલો વિષય. (બ) ભાષા. | ૬૦ | |
| ગુરુવાર, તા. ૧૦-૪-૨૪ | ૧૧-૦ | ૧૪-૦ | પાંચમો વિષય, આરોગ્ય વિજ્ઞાન અને વિજ્ઞાનનાં મૂળતત્ત્વો. (એલિમેન્ટરી સાયન્સ). | ૧૦૦ | |

# સરકારી જાહેરખબર

ઉત્તર ભાગની શાળાઓ અને ટ્રેનિંગ સંસ્થાઓ માટે સને ૧૯૨૩, ડિસેમ્બર, તા. ૩૧ મીએ પુરા થતા ત્રિમાસ માટે, મે. ડિરેક્ટર ઑવ પબ્લિક ઈન્સ્ટ્રક્શન તથા ઉ. ભા. ના એ. ઈ. સાહેબે પાઠ્યપુસ્તક, ઈનામ, તથા લાઈબ્રેરી માટે મંજુર કરેલાં પુસ્તકોની યાદી

(ઉ. ભા. ના. એ. ઈ. ના હુકમ નં ૧૨૬૩૦, તા. ૨૧ મી જાન્યુઆરિ સને. ૧૯૨૪, ને આધારે)

| અનુક્રમ નંબર | પુસ્તકનું નામ. | ગ્રંથકારનું નામ. | પ્રસિદ્ધ કરનારનું નામ તથા તેનુ ઠેકાણું. | નક્કી કીધેલી કિંમત. રૂ. આ. પા. | શા માટે મંજુર | ટીકા. |
|---|---|---|---|---|---|---|
| ૧ | પદ્ય પાઠ સંગ્રહ એક. (સને ૧૯૨૨ ની પ્રત). | રા. કે. એચ. ધ્રુવ અને રા. ડી. પી. દેરાસરી. | મેસર્સ મેકમિલન ઍન્ડ કંપની લિમિટેડ મુંબાઈ. | ૦—૬—૦ | પાઠ્ય પુસ્તક. | ટ્રેનિંગ સંસ્થાઓ અને માધ્યમિક શાળાઓ માટે. |
| ૨ | ગુજરાતના ઇતિહાસની ગહેલી વાતો. (સંક્ષિપ્ત આવૃત્તિ પહેલી). | રા. વલ્લભભાઈ લલ્લુભાઈ પટેલ. | રા. વલ્લભભાઈ લલ્લુભાઈ પટેલ હેડ માસ્તર, પ્રેક્ટિસિંગ સ્કૂલ. પી. આર. ટ્રે. કોલેજ, અમદાવાદ. | ૦—૪—૦ | પાઠ્યપુસ્તક, ઈનામ તથા લાઈબ્રેરી પુસ્તક. (બીજી આવૃત્તિમાં નકશા, ચિત્રો વગેરે મુકવાની સરતે). | પ્રાથમિક શાળાઓ માટે. |
| ૩ | શાળોપયોગી વાર્તાઓ ગુજરાતનો ઇતિહાસ. (પહેલી આવૃત્તિ). | રા. જેમ્સ ઉકાભાઈ, ખ્રિસ્ત. | રા. જેમ્સ ઉકાભાઈ આઈ.પી.મીશન, ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ. | ૦—૪—૦ | ” ” | ” |
| ૪ | આરોગ્ય વિજ્ઞાનની વાર્તા. (પાંચમી આવૃત્તિ). | રા. ભાનુશંકર એન. મહેતા અને રા. કેશવલાલ એન. જોશી. | રા. એમ. સી. કોઠારી, વડોદરા. | ૦—૮—૦ | ઈનામ અને લાઇબ્રેરી | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ માટે. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૫ | ધ્રુવ અને ગીઝવા. (અને ૧૯૧૮ ની આવૃત્તિ). | રા. કૃષ્ણજી ગોવિંદ કિનરે, ભાષાન્તર કર્તા, રા. કૃષ્ણપ્રસાદ એમ. શાસ્ત્રી. | રા. શંકર નરહર જોશી, પુના. | ૦–૫–૦ | ,, ,, | પ્રાથમિક શાળાઓ માટે. |
| ૬ | ભારતમાંની વાતો, ભાગ પહેલો. અને ૧૯૧૮ની આવૃત્તિ). | ,, ,, ,, | ,, ,, ,, | ૦–૬–૦ | લાઈબ્રેરી, | ,, ,, |
| ૭ | લઘુ રામાયણ. (બીજી આવૃત્તિ). | રા. વિદ્યાધર વામન બીડે, ભાષાન્તરકર્તા રા. રતનસિંહ દીપસિંહ પરમાર. | ,, ,, ,, | ૦–૫–૦ | ઇનામ અને લાઇબ્રેરી | ,, ,, |
| ૮ | શ્રી રામ ચરિત્ર (પહેલી આવૃત્તિ). | રા. ચિંતામણ વી. વૈદ્ય. ભાષાન્તર કર્તા રા. ચંદ્રમુખ ધનવંતરામ પંડ્યા. | ,, ,, ,, | ૧–૪–૦ | ,, ,, | તમામ કેળવણીની સંસ્થાઓ માટે. |
| ૯ | શ્રી કૃષ્ણ ચરિત્ર (અને ૧૯૧૮ની આવૃત્તિ). | રા. ચિંતામણ વી. વૈદ્ય. ભાષાન્તર કર્તા રા. કૃષ્ણપ્રસાદ માણશંકર શાસ્ત્રી. | રા. શંકર નરહર જોશી, પુના. | ૧–૪–૦ | ઇનામ અને લાઇબ્રેરી | તમામ કેળવણીની સંસ્થાઓ માટે. |
| ૧૦ | નાની નાની વાતો, ભાગ ૧–૪. | રા. શંકર નરહર જોશી | ,, ,, | ૦–૪–૦ | ,, ,, | પ્રાથમિક શાળાઓ માટે. |

| અનુક્રમ નંબર. | પુસ્તકનું નામ. | ગ્રંથકારનું નામ. | પ્રસિદ્ધ કરનારનું નામ તથા તેનું ઠેકાણું. | નક્લ દીઠ કિંમત. રૂ. આ. પા. | શા માટે મંજુર. | ટીકા. |
|---|---|---|---|---|---|---|
| ૧૧ | ભીષ્મ ચરિત્ર ભાગ ૧ (પહેલી આવૃત્તિ). | રા. દામોદર કાનજી વૈદ્ય-શાસ્ત્રી. | રા. દામોદર કાનજી વૈદ્યશાસ્ત્રી. વડોદરા. | ૨-૮-૦ | લાઇબ્રેરી.......... ઇનામ.......... | તમામ શાળાઓ માટે. માધ્યમિક શાળાઓ અને ટ્રેનિંગ સંસ્થાઓ માટે. પ્રાથમિક શાળાઓ માટે. |
| ૧૨ | ભક્તિના ભોમીઓ. (પહેલી આવૃત્તિ) | રા. નિચ્છાભાઈ ફકીરભાઈ ભક્ત. | રા. મણિશંકર નારણજી ઉપાધ્યાય. - નાનીમાલ, પાલીતાણા, | (પાકું પુંઠું) ૧-૪-૦ (કાચું પુંઠું) ૧-૦-૦ | ઇનામ અને લાઇબ્રેરી. | |
| ૧૩ | વિવિધ દેશની સ્ત્રીઓ અને તેમના રીતરિવાજ. (સને ૧૯૨૨ ની આવૃત્તિ ). | યશોદાબાઈ વિષ્ણુ | યશોદાબાઈ વિષ્ણુ. જુબિલિ ગાર્ડન, મુંબઇ. | ૧-૪-૦ | ઇનામ અને લાઇબ્રેરી, | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ અને ટ્રેનિંગ સંસ્થાઓ માટે |
| ૧૪ | હિંદુધર્મની પાઠમાળા. (પહેલી આવૃત્તિ). | રા. બા. લાલા વૈજનાથ બી. એ. ભાષાન્તર કર્તા સી. એમ. ત્રિપાઠી. | રા. જિવણલાલ એ. મહેતા. પીરમશારોડ અમદાવાદ. | ૩-૮-૦ | " " | કેળવણીની તમામ સંસ્થાઓ માટે |

( સહી ) કે. એસ. વકીલ
ઉ. ભા. ના. એ. ઇ.

# સરકારી જાહેરખબર.

( ઉમેદવારોની યાદી—પુ. ૬૩, અંક. ૧. પા. ૨૫ થી ચાલુ )

| નં. | નામ. | માર્ક. | નં. | નામ. | માર્ક. |
|---|---|---|---|---|---|
| ૬૩ | કૃષ્ણભાઇ કેસરભાઇ પટેલ. | ૨૭૮ | ૮૨ | અસમલ અભરામ માલવત. | ૨૬૯ |
| ૬૫ | ચિમનલાલ સુનીલાલ દવે. | ૨૭૭ | ૮૨ | જગન્નાથ સોમનાથ ત્રિપાઠી. | ૨૬૯ |
| ૬૫ | વિઠ્ઠલદાસ શામળદાસ મહેતા. | ૨૭૭ | ૮૨ | મોહનલાલ ભાઇચંદ શાહ. | ૨૬૯ |
| ૬૮ | કાજી ગનીભાઇ શેખ. | ૨૭૬ | ૮૨ | નાનાલાલ પ્રાણજીવન જોશી. | ૨૬૯ |
| ૬૮ | નાગભાઇ અગરંગ ઝાલા. | ૨૭૬ | ૮૨ | રામચંદ્ર પુરૂષોત્તમ ઉપાધ્યાય. | ૨૬૯ |
| ૬૮ | રતીલાલ ભાઇશંકર ત્રિપાઠી. | ૨૭૬ | ૮૭ | કેશવલાલ અંબાલાલ ત્રવાડી. | ૨૬૮ |
| ૬૮ | મોદાન બાલા હિરતા. | ૨૭૬ | ૮૮ | બાપાલાલ બાલાશંકર રાવળ. | ૨૬૭ |
| ૭૨ | અંબાલાલ મોહનલાલ ત્રવાડી. | ૨૭૪ | ૮૯ | ચીમનલાલ ગીરધરલાલ ઉપાધ્યાય. | ૨૬૬ |
| ૭૨ | મણિલાલ છગનલાલ જોશી. | ૨૭૪ | ૮૯ | નાથાલાલ વિઠ્ઠલદાસ શાહ. | ૨૬૬ |
| ૭૨ | સોમનાથ તુલસીદાસ શુક્લ. | ૨૭૪ | ૯૧ | ત્રંબકલાલ વાસુદેવ ભટ્ટ. | ૨૬૩ |
| ૭૫ | બગસ વલીભાઇ પટેલ. | ૨૭૩ | ૯૨ | અંબાશંકર લલ્લુરામ દિક્ષિત. | ૨૬૨ |
| ૭૫ | કાળુસીંગજી દાનસીંગજી ઠાકોર. | ૨૭૩ | ૯૨ | ગૌરીશંકર મોતીરામ શુક્લ. | ૨૬૨ |
| ૭૫ | વ્રજલાલ મગનલાલ પંડ્યા. | ૨૭૩ | ૯૨ | કાંતિલાલ મણિલાલ રાવળ | ૨૬૨ |
| ૭૮ | બક્ષી દાઉદ કોઠારીઆ. | ૨૭૨ | ૯૨ | નાથાલાલ ખુશાલદાસ વાળંદ | ૨૬૨ |
| ૭૯ | મગનભાઇ મોતીભાઇ પટેલ. | ૨૭૧ | ૯૨ | શાંતિલાલ હરિરામ મહેતા. | ૨૬૨ |
| ૮૦ | હીરાલાલ જીવરામ ત્રિવેદી. | ૨૭૦ | ૯૭ | પરભુદાસ બાપુભાઇ બારોટ. | ૨૬૧ |
| ૮૦ | વાસુદેવ નાથુરામ ત્રવાડી. | ૨૭૦ | ૯૮ | અંબાલાલ ગણપતરામ ભટ્ટ. | ૨૬૦ |

| | | |
|---|---|---|
| ૯૯ | જીવણજી ગુલાબજી પગી. | ૨૫૯ |
| ૧૦૦ | રતિલાલ છોટાલાલ શાહ. | ૨૫૮ |
| ૧૦૦ | મેમાભાઇ મગનલાલ ભાવસાર. | ૨૫૮ |
| ૧૦૨ | ખોડુભા માધવસિંહજી ચુડાસમા. | ૨૫૭ |
| ૧૦૩ | દુર્લભરામ પ્રભુરામ વ્યાસ. | ૨૫૫ |
| ૧૦૩ | પ્રભુલાલ અંબાલાલ જોશી. | ૨૫૫ |
| ૧૦૩ | શાંતિલાલ બાપાલાલ ભટ્ટ. | ૨૫૫ |
| ૧૦૩ | વાડીલાલ ભાઇજીભાઇ નાયક. | ૨૫૫ |
| ૧૦૭ | વ્રજલાલ પ્રાણજીવન રાવળ. | ૨૫૪ |
| ૧૦૮ | આન્તિરામ લાલભાઇ રાવળ | ૨૫૩ |
| ૧૦૮ | મધુસુદન ઇશ્વરલાલ જોશી | ૨૫૩ |
| ૧૧૦ | ભાઇલાલ લલ્લુભાઇ ત્રિવેદી. | ૨૫૧ |
| ૧૧૧ | મૂળજીદાસ ગીરધર શાહ. | ૨૫૦ |
| ૧૧૨ | ગુલાબ જેઠા દાન્તેલીઆ. | ૨૪૮ |
| ૧૧૩ | આદમભાઇ પુંજાભાઇ વહોરા. | ૨૪૭ |
| ૧૧૪ | અંબાલાલ નારણભાઇ ત્રવાડી. | ૨૪૫ |
| ૧૧૪ | અંબાલાલ ગોવિંદભાઇ પટેલ. | ૨૪૫ |
| ૧૧૬ | અબ્દુલ રહીમ પીરૂમીયાં શેખ. | ૨૪૩ |
| ૧૧૬ | આદિત્યરામ જેશંકર જોશી. | ૨૪૩ |
| ૧૧૬ | દેવસિંહ ભવાનસિંહ કોળી. | ૨૪૨ |
| ૧૧૯ | મૂળજી નારણજી વ્યાસ. | ૨૪૨ |
| ૧૨૦ | ભૂલા ભગા ખ્રિસ્તી. | ૨૩૯ |
| ૧૨૦ | નેમચંદ ઉગરચંદ શાહ. | ૨૩૯ |
| ૧૨૦ | તેમુસા ઓઘડભા ઝાલા. | ૨૩૯ |
| ૧૨૩ | જેકીશનદાસ હીરાલાલ મહેતા. | ૨૩૮ |

| | | |
|---|---|---|
| ૧૨૩ | વાસુદેવ મહાશંકર મહેતા. | ૨૩૮ |
| ૧૨૫ | શાંતિલાલ વિશ્વનાથ ત્રિવેદી. | ૨૩૭ |
| ૧૨૬ | પોપટલાલ જેઠાલાલ આચાર્ય. | ૨૩૪ |
| ૧૨૭ | વાડીલાલ છોટાલાલ શાહ. | ૨૩૩ |
| ૧૨૮ | રામજી છગન સોલંકી. | ૨૩૨ |
| ૧૨૯ | ભાઇલાલ મોહનલાલ ભાવસાર. | ૨૩૧ |
| ૧૩૦ | નારણભાઇ નાથાભાઇ વાળંદ. | ૨૩૦ |
| ૧૩૧ | પ્રાણજીવન દિવેશ્વર ત્રિવેદી | ૨૨૫ |
| ૧૩૧ | રતિલાલ ગજાનંદ રાવળ. | ૨૨૫ |
| ૧૩૩ | શિવલાલ આત્મારામ પટેલ. | ૨૨૨ |
| ૧૩૪ | ચોપટલાલ ઓઘાભાઇ શાહ. | ૨૨૧ |
| ૧૩૫ | કેસરાજી ભગાજી પગી. | ૨૧૯ |
| ૧૩૬ | રામજી ધના ખ્રિસ્તી. | ૨૧૫ |
| ૧૩૭ | બાળકૃષ્ણ પ્રભાશંકર ભટ્ટ. | ૨૧૪ |
| ૧૩૮ | હરિભાઈ ચતુરભાઇ પટેલ. | ૨૧૨ |
| ૧૩૯ | રવચંદ વિઠ્ઠલદાસ શાહ. | ૨૦૬ |
| | **ઉર્દૂ—ગુજરાતી ઉમેદવારો.** | |
| ૧ | અબ્દુલરઝાક મયદઅલી કાદરી. | ૪૦૯ |
| ૨ | ગરીઉદ્દીન હમઝુમીઆં કાઝી. | ૩૭૦ |
| ૩ | મહમ્મદભાઈ કરીમભાઇ મલેક. | ૩૩૭ |
| ૪ | ઇબ્રાહીમ ગનીભાઇ મોહન. | ૩૩૨ |
| ૫ | અહમદમીઅ અબ્દુલમીઆં કાદરી. | ૩૦૯ |
| ૬ | મુમા મહમદભાઈ તેલી. | ૨૭૪ |
| ૭ | મુરાદમીઆં બહાદુરમીઆં ચોહાણ. | ૨૬૩ |
| ૮ | મઈઝુદ્દીન ઇબ્રાહીમ નાના વ્હોરા. (અપૂર્ણ.) | ૨૫૮ |

# વાંચવા લાયક જ્ઞાન સાથે ગમત આપનારાં પુસ્તકો.

| | |
|---|---|
| રાગમાળા ભા ૧ લો (સચિત્ર) ત્રીજી આવૃત્તિ ... | ૫-૦ |
| બાદશાહ માર્કસ ઓરેલિઅસ એન્ટોનાઇનસના વિચારો ... | ૨ |
| આર્ટ ઓફ વિવીંગ ... | ૦-૧૨ |
| ગેન્ડ્રૂ જપાનીઝ ટીચર ... | ૨-૦ |
| ગીરડ બાળબોધ માળા ભા. ૧, ૨, ૩. ... | ૧-૪-૦ |
| "(છુટક ભાગ દરેકના) ... | ૦-૬ |
| પૃથ્વી વલ્લભ (સચિત્ર) ... | ૧-૮-૦ |
| રાણી કમલા (સચિત્ર) ... | ૧-૮-૦ |
| ગુજરાતનો નાથ (સચિત્ર) ... | ૪-૦ |
| ડૂબતું વહાણ (સચિત્ર) ... | ૪- |
| ઝાંસીની રાણી (સચિત્ર) .. | |
| મુસાફરીમાં આવતા તાવ માપની ચોપડી .. | ૪-૦-૦ |
| મેની મુક્તામાળા ... | ૧-૮ |
| મહાદેવ ગોવિંદ રાનાડેનું જીવન ચરિત્ર ... | ૧-૧૨-૦ |
| પૃથુરાજ ચોહાણ અને ચંદ બરદાયી (સચિત્ર) ... | ૩-૦-૦ |
| મોહબત કે મુસીબત (સચિત્ર) ... | ૫-૦-૦ |
| પ્રમાદધનની પ્રભુતા (સચિત્ર) ... | ૪-૮-૦ |
| પ્રમદ વીણા ... | ૧-૮-૦ |
| સંસાર-નાટક .. | ૧-૦-૦ |
| દીર્ઘાયુષી શી રીતે થવાય ... | ૨-૦-૦ |
| પ્રેમ કે આફત ... | ૧-૪-૦ |
| બાળોપયોગી નિબંધ સંગ્રહ, કર્તા ખુડખુડીયા અને રાણા (ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર કરેલ.) .. | ૧-૦-૦ |
| દુખીને દીલાસો ભાગ ૧, ૨, અને ભાગ ૩, કર્તા સો. પા. દેસાઇ (દરેકની) ... | ૦-૧૨-૦ |
| પ્રેમયોગીની પ્રભા (ઐતિહાસિક નવલકથા) ... | ૩-૮-૦ |

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની. મુંબાઈ નં. ૨.**

'રણમલ્લ છંદ' તથા કર્મણમંત્રીકૃત 'સીતાહરણ', ઉપાધ્યાય મેરુસુંદરનું 'પુષ્પમાલ પ્રકરણ', તેમજ જૈનોના રાસાઓ એટલે પદ્યબદ્ધ કથાઓ. ઇ. સ. ના ૧૨મા સૈકામાં રચાએલા 'પ્રાપ્તક્ષેત્રી રાસા' તથા નરસિંહ મહેતાના સમયની કંઈક પૂર્વે રચાએલો શ્રીવિજયભદ્ર મુનિનો 'શ્રીગૌતમ રાસ' વગરે જૈન રાસાઓ અન્તર્ગત થાય છે. આ પ્રાચીન ગુજરાતી ભાષ અપભ્રંશમાંથી નીકળેલી છે.

## પ્રાચીન કાળ

આ પ્રાચીન કાળથી જૈનોએ ગુજરાતી સાહિત્યની સારી સેવા બજાવી છે. ઇ. સ. ના ૧૨મા સૈકાના 'જંબુસ્વામિરાસ' થી ઇ. સ. ના ૧૮મા સૈકાના 'અશોકરોહિણી', 'હરિબાળલચ્છી', અને 'શત્રુંજય રાસા' આદિ રાસાઓ તેમણે રચ્યા છે, એટલુંજ નહિ, પણ રા. જગજીવનદાસ મોદીએ પ્રકાશ કરેલી ગદ્યમય 'વૈતાલપચીસી', તેમજ 'શ્રીવસ્તુપાલતીર્થયાત્રાવર્ણન', 'ઉજ્જયન્તમહાતીર્થકલ્પ' આદિ ગદ્યગ્રન્થો પણ રચ્યા છે. એ ગ્રન્થો 'ગાયકવાડ્ પ્રાચ્ય ગ્રન્થમાળા' ના ૧૩મા ગ્રંથ 'પ્રાચીન ગુર્જરકાવ્યસંગ્રહ' ના, ગદ્યસંગ્રહમાં પ્રસિદ્ધિ પામ્યા છે. એમાંના 'પૃથ્વીચન્દ્રચરિત્ર' માં ૮૪ ચૌટાં, ૭૨ કળા, ને ૬૪ વિજ્ઞાન વર્ણવ્યાં છે. ઇ. સ. ના ૧૫મા સૈકામાં ઉપાધ્યાય મેરુસુંદરે 'પુષ્પમાળ પ્રકરણ' રચ્યું છે, તેમાંથી કવિ નર્મદે 'નર્મકોષ' ની પ્રસ્તાવનામાં ઉલ્લેખ આપ્યો છે. તેમાં તે સમયની ભાષાનું સ્વરૂપ જણાય છે.

**રાસાની ભાષા**—જૈનોના રાસા છેક ઇ. સ. ના ૧૮મા સૈકા સુધીના છે. એ રાસાઓમાં જે ભાષા જોવામાં આવે છે તેજ ભાષા છેક ૧૮મા સૈકા સુધી તે સમયના લોકોમાં પ્રચલિત હતી એમ તો કહી શકાશે નહિ. વસ્તુસ્થિતિ એવી જણાય છે કે જૈન ગ્રન્થકારોને પ્રાકૃત ભાષાનો વિશેષ અભ્યાસ હોવાથી તેમજ તેમનાં સૂત્રો—શાસ્ત્રીયગ્રન્થો માગધી કે અર્ધમાગધીમાં લખેલા હોવાથી એ ભાષાની અસર તેમના પર થાય એ સ્વાભાવિક છે. બ્રાહ્મણોમાં જેમ સંસ્કૃતમાં લખનાર વિશેષ કીર્તિ પામતો તેમ જૈનોમાં પ્રાકૃતમાં લખનાર અધિક સન્માન પ્રાપ્ત કરતો. આથી જૈન લેખકોએ જનમંડળમાં ચાલતી ભાષામાં લખવાને બદલે પ્રાકૃતમિશ્ર ભાષામાં લખવાનું જારી રાખ્યું. આથીજ છેક અરાઢમા સૈકામાં રચેલા જૈનગ્રન્થોની ને બ્રાહ્મણગ્રન્થોની ભાષામાં ફેરફાર છે.

**નરસિંહ મહેતા**—ગુજરાતી ભાષામાં બ્રાહ્મણ કવિઓમાં આદ્ય

કવિ નરસિંહ મહેતા છે. એમનાં કાવ્યો, પદો, ને પરભાતીઆં ભક્તિરસથી છલકાતાં છે. શૃંગારનાં પદો પણ ભક્તિમાંજ પરિણામ પામે છે.

**મીરાંબાઈ**—એજ સમયમાં પાટણના કવિ ભાલણ, સિદ્ધપુરના ભીમ, અને સ્ત્રીને છાજે એવા, લજ્જાયુક્ત, મર્યાદિત શૃંગારનાં કૃષ્ણભજન ગાઈ વાચકને કૃષ્ણભક્તિના રસમાં તરબોળ કરનાર મેડતાના મીરાંબાઈ ગુજરાતી સાહિત્યના આદિકાળના ક્ષિતિજમાં તેજસ્વી તારાના જેવાં પ્રકાશમાન થાય છે. ભાલણે 'કૃષ્ણલીલા', 'રામબાળલીલા', 'દશમસ્કંધ' આદિ ગ્રન્થો રચ્યા છે.

મીરાંબાઈના ચરિત્રનું વાતાવરણ અનેક અસત્ય વૃત્તાન્તોથી દૂષિત છે. એ વિષયમાં સદ્‌ગત તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીએ ઉંડું સંશોધન કરી ઘણો સત્ય પ્રકાશ પાડ્યો છે. એનું કવિત્વ ઉચ્ચ પ્રકારનું છે ને વાચકને ભક્તિરસમાં કલ્લોલ કરાવે છે. હૃદયમાંથી પ્રસરેલાં મનોભાવનાં એ ઝરણાં છે. એ લોકવૃત્તિને તૃપ્ત કરવા પ્રસરેલાં નથી. એની ભાષા હિંદી મિશ્રિત મધુર ગુજરાતી છે. એનાં ઘણાં કાવ્યો ભક્તજનોને ને સ્ત્રીઓને મુખસ્થ છે.

### મધ્યકાળ:

**પ્રેમાનંદ**—મધ્યકાળમાં અનેક કવિઓ થયા, તેમાં જોકે પ્રેમાનંદે, પોતાના પૂર્વગામી કવિઓ—નાકર, વિષ્ણુદાસ, વિશ્વનાથ જાની, વછીઓ—એ કવિઓનો કંઈક આધાર આખ્યાનની પસંદગીમાં અને શૈલી વગેરેમાં લીધો હતો, તોપણ એ કાળમાં એ કવિચન્દ્ર સાહિત્યક્ષિતિજમાં પોતાની પૂર્ણ જ્યોત્સ્ના સર્વત્ર પ્રસરાવી, અન્ય કવિતારકોને ક્ષીણ, નિસ્તેજ જેવા કરે છે અને રસની જમાવટ, ભાષાનો કાબુ, વર્ણનની શૈલી, મનુષ્યહૃદયનું અને કુદરતનું જ્ઞાન આદિ અનેક ગુણોથી વાચકના હૃદયમાં અમીરસ રેડી તેને રસભીનું કરી આનંદની લહરીમાં અહોનિશ ડોલાવે છે. ગુજરાતી ભાષા તે સમયે 'શું શાં પૈસા ચાર' તરીકે નિંદાતી હતી, અને જે ને તે હિંદીમાં કવિતા રચી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા પ્રયાસ કરતા હતા. એવી અધમ સ્થિતિમાંથી ગુજરાતી ભાષાને ઉદ્ધારી સંસ્કૃતના જેવી પ્રતિષ્ઠાએ પહોંચાડવા આ કવિરત્ને પ્રયત્ન આદર્યો અને 'શક્તિ ઉપરાંત કામ સ્વીકારવું નહિ એ જેમ બુદ્ધિલક્ષણ છે તેમ આરંભેલા કાર્યનો નિર્વાહ કરવો એ પણ બુદ્ધિલક્ષણ છે,' એ નીતિવચનને અનુરોધે જ્યાંસુધી ગુર્જર ભાષા પ્રતિષ્ઠિત પદ પામે નહિ અને પોતે અંગીકાર કરેલા કાર્યનો એ રીતે નિર્વાહ થાય નહિ ત્યાંસુધી પોતે

જોયા નહિ. રામાયણ અને મહાભારત જેવાં અનુપમ ગીર્વાણકાવ્યો જ્ઞાનના ને નીતિના આકરગ્રન્થો છે, તેમાંથી આખ્યાનો પસંદ કરી તેમાં જનસમાજને અનુકૂળ ને હૃદયંગમ થાય એવા યોગ્ય ફેરફાર કરી ઉત્તમ કાવ્યો રચી, ગુર્જર ભાષાને ઉચ્ચ કોટિમાં આણી, જનસમાજની ધાર્મિક ને રસિક વૃત્તિ પોષી અને એજ પ્રમાણે ભાષાનો ઉત્કર્ષ કરે એવું રત્નેશ્વર, વલ્લભ, સુંદર, ગીરજી, હરિદાસ વગેરે ૧૦૦ સ્ત્રીપુરુષનું કવિમંડળ પોતાની આસપાસ એકઠું કરી તેને જેમ ઘટે તેમ કામ સોંપ્યું. આ મધ્યકાળને ગુર્જર સાહિત્યનો પ્રેમાનન્દયુગ-પ્રેમયુગ કહી શકાય. કવિ પ્રેમાનંદે ગુર્જર સાહિત્યની અનન્ય સેવા બજાવી છે.

પ્રેમાનંદનું કવિમંડળ: વલ્લભ—કવિ પ્રેમાનંદે પોતાની આસપાસ એકત્રિત કરેલા મંડળને જે કામ સોંપ્યું હતું તે કેટલેક અંશે યથાશક્તિ થયું, પરંતુ જોઈએ તેવું દીપી નીકળ્યું નહિ. રત્નેશ્વર સંસ્કૃત ભાષામાં વિદ્વાન હતો. તેણે ભાષાન્તરરૂપ કેટલાક ગ્રન્થ રચ્યા અને કવિપુત્ર વલ્લભે પિતાની સ્તુતિ ને સામળભટ્ટની નિંદા કરી પોતાનાં કાવ્યોની પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડી. તેણે 'કુન્તી-પ્રસન્નાખ્યાન,' 'દુઃશાસનરુધિરપાન,' યુધિષ્ઠિરવૃકોદરસંવાદ,' 'યક્ષપ્રશ્ન' આદિ ગ્રન્થો રચ્યા છે. ગીર્વાણ ભાષા જેવી ભાષા વિષે તેણે એક સિદ્ધ પુરુષને પૂછ્યું ત્યારે તેમણે તેને ગુર્જર ભાષાજ બતાવી, એમ વર્ણવી વલ્લભે જે ગુજરાતી ભાષાનુ ગૌરવ પ્રતિપાદન કર્યું છે તે દરેક સાહિત્યસેવકે હૃદયમાં કોતરી રાખવા જેવુ છે.

સામળભટ્ટ અને અખો—એજ યુગના કવિ સામળભટ્ટે ને કવિ અખાએ પ્રેમાનંદથી જુદીજ દિશાએ પ્રબળ પ્રયત્ન કર્યો છે. રામાયણ મહાભારતનાં આખ્યાનો જનસમાજને ગાઈ બતલાવવાને બદલે પોતાની કલ્પનાશક્તિને પ્રભાવે 'મદાપચ્ચીશી,' 'સુડાબોતેરી,' 'મદનમોહના,' 'પદ્માવતી,' 'ભદ્રા ભામિની,' 'નંદબત્રીશી' વગેરે વાર્તાઓ તેમજ 'ઉદ્યમકર્મસંવાદ,' 'અંગદવિષ્ટિ,' 'રાવણમંદોદરીસંવાદ' આદિ અનેક કાવ્યો કવિ સામળે રચ્યાં છે. તેમાં તેણે વસ્તુસંકલનાની અદ્ભુતશક્તિ, જનસ્વભાવ આલેખવાનું કૌશલ્ય, અને અલૌકિક જ્ઞાન તેમજ બહુશ્રુતતા ને વ્યવહારકુશળતા દર્શાવ્યાં છે. ઉપમા તો કાલિદાસની એમ એક પ્રાચીન સંસ્કૃત પદ્યમાં કાલિદાસની પ્રશંસા કરી છે તેમ છપ્પા તો સામળભટ્ટના એમ કહેવામાં લેશ પણ અત્યુક્તિ નથી.

સંસારથી વિરક્ત થએલો, કરેલા ઉપકારના બદલામાં નિંદા ને દોષારોપણ પામેલો, આદર્શભૂત નીતિ દર્શાવનાં કારાગૃહમાં ગોંધાએલો અખો

કવિ સંસારનો ત્યાગ કરી મનની શાંતિ પ્રાપ્ત કરવા સદ્ગુરુની શોધમાં નીકળી પડે એ સ્વાભાવિક છે. એને સંસ્કૃત ભાષાનું જ્ઞાન નહોતું તેમજ છન્દશાસ્ત્ર કે કાવ્યશાસ્ત્રથી પણ એ પરિચિત નહોતો. જેવી કવિતા સૂઝી આવી તેવી કવિતામાં એણે પોતાના વિચાર દર્શાવ્યા છે. મૂળ તો વેદાન્તનો વિષયજ ગહન અને તે વળી કવિતામાં ઉતારવો એ કામ ઘણું દુષ્કર, એટલે એનાં કાવ્યો સુગમ ને લોકપ્રિય થાય નહિ એમાં નવાઈ નથી. તોપણ એનાં કાવ્યોનો કેટલોક ભાગ વ્યાવહારિક હોવાથી તેમજ તે સાદી, સરળ ને સીધી ભાષામાં રચાએલો હોવાથી ઘણો લોકપ્રિય થયો છે. એણે લોકોને તીખી ભાષામાં ઉપદેશ આપ્યો છે. એનાં કેટલાંક પદો લોકોક્તિમાં સામાન્ય પ્રચાર પામ્યાં છે; કેટલેક સ્થળે અસંસ્કારી ભાષા વાપરી પોતાનો હેતુ સાધવામાં કવિ ચૂક્યો નથી.

**મધ્યકાળના બીજા કવિઓ.**—આજ મધ્યકાળમાં જૈન કવિ નેમવિજયે 'શીલવતીરાસો' નામનો ઉત્તમ રાસો રચ્યો છે અને વલ્લભે 'બહુચરાજીનો' ગરબો વીરરસમાં યોજ્યો છે.

આની પછીના ૧૮મા સૈકામાં પણ ધીરો ભક્ત, નીરાંત, તેમના શિષ્ય બાપુસાહેબ ગાયકવાડ તથા લજ્જારામ અને પ્રીતમદાસ તેમજ સ્વામિનારાયણના પંથના મુક્તાનંદ, બ્રહ્માનંદ, ને નિષ્કુલાનંદ એ ભક્તકવિનાં કાવ્યોમાં ધર્મ ને નીતિની ભાવના ઓતપ્રોત થઈ છે. સદ્ગુરુના સંસર્ગથી કેટલો લાભ થાય છે તે ધીરાની કવિતાથી જણાય છે. એને કેળવણીનો સંસ્કાર મળ્યો નહોતો, તોપણ એક સંન્યાસીના સત્સંગથી એને જ્ઞાન પ્રાપ્ત થયું. એના કાવ્યોમાં ગુરુભક્તિ ને વેદાન્તજ્ઞાન સ્થળે સ્થળે જણાઈ આવે છે. જેમ છપ્પા મામળના તેમ કાફી તો ધીરા ભક્તનીજ. એ કાફી ઘણી લોકપ્રિય થઈ છે.

લજ્જારામે—'અભિમન્યુ આખ્યાન' રચ્યું છે. તેની ભાષા પ્રાસાદિક છે. **પ્રીતમદાસનાં** જ્ઞાન ને ભક્તિનાં પદો પણ સારાં છે. **નિષ્કુલાનંદે** 'ધીરજાખ્યાન'માં અનેક હરિભક્તોનાં આખ્યાન ગાયાં છે. **મુક્તાનંદે** 'સતીગીતા'માં સતી સ્ત્રીઓનો પ્રભાવ વર્ણવ્યો છે. બ્રહ્માનંદે કૃષ્ણકીર્તનનાં પદો ગાયાં છે.

**૧૯મા સૈકાનાં કાવ્ય**—૧૯મો સૈકો એ કાળનો છેલ્લો સૈકો છે. એમાં ગિરિધર, બોલેભક્ત, મનોહરસ્વામી આદિ કવિઓએ શુદ્ધ સાહિત્યવાડિકાને ખિલવી છે. ગિરધર કવિએ 'તુલસીવિવાહ' આદિ ગ્રન્થો

રચ્યા છે; પરંતુ એનુ 'રામાયણ' લોકોમાં અતિપ્રિય થયું છે. ઉત્તર હિંદમાં જેવું તુલસીકૃત 'રામાયણ' પ્રિય છે તેવું ગુજરાતમાં ગિરધરકૃત 'રામાયણ' પ્રિય છે. એની ભાષા સરળ ને પ્રાસાદિક છે ને એ લોકપ્રિય રાગોમાં રચેલું હોવાથી જનસમાજમાં ઘણું પ્રચાર પામ્યું છે.

**મનોહરસ્વામી**—મનોહરસ્વામી એ વડનગરા નાગર મૂળ જુનાગઢના વતની હતા. પણ ભાવનગરમાં સદ્ગત ગૌરીશંકરભાઈના આશ્રય નીચે આવીને રહ્યા હતા. એઓ શાંકર મતના દઢ હિમાયતી હતા અને એમણે વલ્લભ મતના ખંડન વિષે કાવ્ય રચ્યુ છે. એઓ ગીર્વાણભાષામાં પ્રવીણ હતા અને 'ભગવદ્ગીતા' ને 'રામગીતા' નું ગુજરાતી કાવ્યમાં એમણે ભાષાન્તર કર્યું છે. એમણે **वल्लभमतखण्डन** નામનો સંસ્કૃતમાં વાદગ્રન્થ રચ્યો છે. એમને ફારસી ભાષાનું પણ સારૂં જ્ઞાન હતું. એ ઉપરાંત વેદાન્તવિચારથી અંકિત 'મનોહરકાવ્ય' પણ એમણે રચ્યું છે.

**ભોજો ભક્ત**—પણ કાઠીઆવાડનો વતની હતો ને એજ સમયમાં થઈ ગયો. એ અસંસ્કારી કુટુમ્બમાં જન્મ્યો હતો ને એને વિદ્યાનો સંસ્કાર મળ્યો નહોતો, તોપણ કુદરતની બક્ષિશથી એણે અસરકારક પદો ગાયાં છે. એના 'ચાબખા' કેટલેક સ્થળે અસંસ્કારી, સીધી ને સચોટ ભાષામાં હોવાથી અને હૃદયના અન્તર્ભાગમાથી નીકળેલા હોવાથી વાચકના હૃદયને ભેદે છે. જેમ ધીરો 'કાફી' માટે પ્રસિદ્ધ છે, તેમ ભોજો ભક્ત 'ચાબખા' માટે પ્રસિદ્ધ છે.

**કવિ દયારામ**—જેમ આદિકાળની સાહિત્યમાળાનો મધ્યમણિ નરસિંહ મહેતા અને મધ્યકાળની સાહિત્યમાળાનો મધ્યમણિ કવિ પ્રેમાનંદ છે તેમ અર્વાચીન કાળનો મધ્યમણિ સહૃદય ને ફાંકડો કવિ **દયારામ** છે. એણે અનેક ગ્રન્થો ગુજરાતી ને હિંદીમાં રચ્યા છે. એના મધુર કોકિલકંઠે એ અનેક રસિક ગાયનો, ભજનો, ને ગરબીઓ લલકારતો. કહે છે કે એમાંનાં કેટલાંક પદો તો એના ભક્તોથી ઉતારી શકાયાં પણ નથી. કવિ નર્મદે એનાં કાવ્યો તેમજ જન્મચરિત્રની હકીકત એકઠી કરવા અતિશય પ્રયાસ કર્યો છે. કવિ વૈષ્ણવ મતનો દઢ હિમાયતી હતો. એણે નવ પ્રકારની ભક્તિમાં દસમો પ્રેમલક્ષણા ભક્તિનો પ્રકાર ઉમેર્યો છે. તેની ગરબીઓ સ્ત્રીઓમા સારી પેઠે ગવાય છે ને વખણાય છે. તેણે 'સતસૈયા' નામનું મોટું હિંદી કાવ્ય પણ રચ્યુ છે, તેમાં કલ્પનાશક્તિનું ઉંચું ઉડ્ડયન છે. 'રસિકવલ્લભ' એ કવિનાં જ્ઞાનકાવ્યોમાંનું મુખ્ય છે.

**ગદ્યસાહિત્યનો ઉદ્‌ભવ**—આ પ્રમાણે આદ્ય, મધ્ય, અને અર્વાચીન સમયના ગુજરાતી સાહિત્યનું સિંહાવલોકન કર્યું ને મુખ્ય કવિઓના કેટલાંક ઉત્તમ કાવ્યોનું દિગ્દર્શન પણ કર્યું. ઉપસંહારરૂપે કહેતાં આ બધા સમયમાં પદ્યસાહિત્યનોજ વિકાસ થયો હતો. ગદ્યસાહિત્યમાં શાસ્ત્રીય ગદ્ય સિવાય રૂઢ ગદ્યનો હજી ઉદ્‌ભવજ થયો નહોતો. પદ્યસાહિત્યમાં પણ બહુધા આખ્યાનો, વાર્તાઓ, નીતિ, ભક્તિ, જ્ઞાન, અને ઈશ્વરપ્રાર્થનાનાં જ કાવ્યો હતાં. બધાં પદ્યોનો પ્રવાહ આ એકજ દિશા તરફ વળ્યો હતો. આ સાહિત્યમાંનું આદિ ને મધ્યકાળનું સાહિત્ય અંગ્રેજ અમલ થયા પહેલાં રચાયું હતું. અર્વાચીન સમયનું કેટલુંક સાહિત્ય એ અમલ થયા પછીનું હતું તોપણ તેમાં અંગ્રેજી કેળવણીના સંસ્કાર પડયા નથી.

**બ્રિટિશ રાજ્યથી સાહિત્યને, થએલો લાભાલાભ**—અંગ્રેજ સરકારનો અમલ થયાથી કેળવણીને બહુ લાભ થયા તેની સાથે કેટલાક ગેરલાભ પણ થયા. જાનમાલની સહીસલામતી થવાથી ને દેશમાં શાંતિનાં શીતલ કિરણ પ્રસરવાથી લોકોનાં ચિત્ત સાહિત્યની ખિલવણી કરવા પ્રવૃત્ત થયાં. અંગ્રેજી ભાષાનું વિશાળ, સંસ્કારી ને ભિન્ન ભિન્ન રંગે રંગાએલું ને ભિન્ન માર્ગમાં પ્રવૃત્તિવાળું સાહિત્ય શીખવાથી વ્યક્તિસ્વાતન્ત્ર્યનાં તેમજ પ્રજાસ્વાતન્ત્ર્યનાં ને સામાજિક સુધારાનાં બીજ વાચકના મનમાં રોપાયાં. મિલ, બર્ક, મેકોલે, કાર્લાઇલ, બેકન, હૅલમ જેવા ઉત્તમ ગ્રંથકારોના ગ્રન્થોનું અધ્યયન ને પરિશીલન કરવાથી વાચકની બુદ્ધિ ખીલી, તેના વિચારો પ્રૌઢ થયા, અને તેનું લક્ષ સ્ત્રીકેળવણી ને સામાજિક સુધારાની આવશ્યકતા તરફ આકર્ષાયું. સ્ત્રીવર્ગનો અજ્ઞાનાંધકારમાંથી ઉદ્ધાર કરી તેની અધમ દશા સુધારવા તરફ તેનું લક્ષ ગયું. પરદેશગમનનો માર્ગ ઉઘડયો. એ વિષે લોકોના વિચાર ફેરવાયા. ઘરકુકડાની પેઠે ઘરમાં ભરાઈ રહેવાને બદલે વેપારરોજગારને કે જ્ઞાનસંપાદન અર્થે લોકો પરદેશ જતા થયા. પ્રવાસથી અને સુધરેલા લોકોના સમાગમથી તેમનો દૃષ્ટિકોણ વિશાળ ને વિસ્તીર્ણ થયો અને વિચારક્ષેત્ર ને કાર્યક્ષેત્ર ભિન્ન ભિન્ન માર્ગે પ્રવર્ત્યું ને ખીલ્યું. આપ્ત પુરુષનું વચનમાત્ર પ્રમાણભૂત છે એમ માની લેવાની વૃત્તિ ઓછી થતી ગઈ. દરેક લખાણને અને વચનને બુદ્ધિ અને તર્કની કસોટીએ ચઢાવી રીતી સમ્યક્ પરીક્ષા કર્યા પછીજ તેને સત્ય ને પ્રમાણભૂત તરીકે સ્વીકારવાની વૃત્તિનો ઉદ્‌ભવ થયો. અંગ્રેજો સાથેના સહવાસથી તેમના સમાજબંધારણનું જ્ઞાન થયું. ગુજરાતી સાહિત્યમાં નવલકથાઓ અને

વિજ્ઞાનનાં પુસ્તકો રચાવા માંડ્યાં. વિવેચક ને સંશોધક શક્તિનો ઉદ્ભવ ને વિકાસ થયો. માનસિક દૃષ્ટિની મર્યાદા ઉદાર, વિશાળ, ને વિસ્તીર્ણ થઈ પણ તેનીજ સાથે ઘણા ગેરલાભ પણ થયા.

ગેરલાભ—સંસ્કૃત, ફારસી, ને અરબી, એ પ્રાચ્ય ભાષાઓની કેળવણી આપવી કે પાશ્ચાત્ય ભાષા અંગ્રેજીની, એ પ્રશ્નનો નિર્ણય કરવાનું કામ મેકૉલેના હાથમાં આવ્યું. તેણે અંગ્રેજી ભાષાનીજ કેળવણી આપવી ને તે અંગ્રેજી ભાષા મારફતેજ એવો નિર્ણય કર્યો અને એ નિર્ણયને અનુસરીને બ્રિટિશ કેળવણીનું બંધારણ યોજાયું. તેથી દેશી ભાષાઓની કેળવણીને ભારે નુકસાન પહોંચ્યું. માતૃભાષાની ખિલવણીને મોટો પ્રતિબન્ધ નડયો અને એ હાનિનાં અનિષ્ટ ને કડવાં ફળ હજી પણ આપણને ભોગવવાં પડે છે.

**પ્રાચીન અને નવીન**—જેટલું પાશ્ચાત્ય એટલું સ્તુત્ય અને ગ્રાહ્ય અને પ્રાચ્ય એટલું ગર્હ્ય ને ત્યાજ્ય એવો કુવિચાર ઉત્પન્ન થવાથી કેટલાક લોકો ઉન્માર્ગે પ્રવૃત્ત થયા. પાશ્ચાત્ય આચારવિચાર સારા, પાશ્ચાત્ય રહેણીકરણી ઉત્તમ, પાશ્ચાત્ય સામાજિક સ્વતંત્રતા આવશ્યક, પાશ્ચાત્ય પોશાક ને પાશ્ચાત્ય ભોજન આરોગ્યને વિશેષ હિતકર, જેટલું પાશ્ચાત્ય એટલું સંસ્કારી ને ગ્રાહ્ય ને પ્રાચ્યમાત્ર તિરસ્કાર્ય, એવી અનિષ્ટ વૃત્તિનો કેટલાક તરુણ તે બિનઅનુભવી પુરુષોમાં જન્મ થયો અને તેમનો સંસર્ગદોષ બીજાઓને વળગ્યો. પ્રાચ્ય સાહિત્યમા ને ધર્મમાં કંઈ સત્ત્વ નથી, એ બધુ દરિદ્ર, નિઃસત્ત્વ, અને મનને કોઈ પણ પ્રકારે કેળવે નહિ એવું છે એવો અકલ્યાણકારક વિચાર ઉત્પન્ન થવાથી પ્રાચ્ય ભાષાનો અભ્યાસ નષ્ટપ્રાય થયો. શાસ્ત્રીય પદ્ધતિનો વિધ્વંસ થયો ને ઉપલકીઆ અભ્યાસ તરફ લોકોનું વલણ થયું. ગ્રન્થકાર, કવિ, કે પત્રકાર થતાં પહેલાં તેને માટે શી સાધનસંપત્તિ આવશ્યક છે તેનો વિચાર કરવાની પણ જરૂર રહી નહિ. નિયમમાત્રનો ત્યાગ કરવા તરફ પ્રબળ વલણ થયુ. પ્રાચીન નિયમબદ્ધ કાવ્યને બદલે સ્વચ્છંદી છન્દોમાં કે ગદ્યમાં પણ પદ્ય રચાવા માંડ્યાં. ગદ્યમાં કાવ્યત્વ હોય પણ પદ્યમાં ગેયત્વ આવશ્યક છે એનો પણ અસ્વીકાર થવા માંડ્યો. સાહિત્યમાં આત્મબળ તરફ અશ્રદ્ધા ઉત્પન્ન થવાથી તર્જુમીઆં લખાણો તરફ મન આકર્ષાયું. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ ને વડોદરાનું ભાષાન્તર ખાતું તેમજ સાહિત્યપરિષદ્‌ની ભંડોળકમિટિ પણ બહુધા એવા તર્જુમીઆં લખાણોનેજ ઉત્તેજન આપતાં જણાય છે એ ખેદ સાથે કહેવું પડે છે. ઉંચા શાસ્ત્રીય

ગ્રન્થોના દેશકાલાનુસારી રૂપાન્તરની કે ભાષાન્તરની જરૂર અંશે છે એની ના કહેવાશે નહિ, પરંતુ સ્વતંત્ર ગ્રન્થોની ઘણી આવશ્યકતા છે એ નિઃસંશય છે.

અંગ્રેજી કેળવણીનો આરંભ સુરતમાં—ગુજરાતમાં અંગ્રેજી કેળવણીનો દીપ પ્રથમ સુરતમાં પ્રગટયો અને ત્યાંથી તેનો પ્રકાશ ગુજરાતના બીજા ભાગમાં તથા કાઠીઆવાડમાં ને કચ્છમાં પ્રસર્યો. એક સમય એવો પણ હતો કે જ્યારે સુરતના વતનીઓ ગુજરાત ને કાઠીઆવાડની હાઇસ્કૂલોમાં હેડ માસ્તરો હતા; તેમજ અમદાવાદ ને રાજકોટની ટ્રેનિંગ કૉલેજોના પ્રિન્સિપલો અને ઘણાખરા ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરો સુરતી હતા. આધુનિક ગુજરાતી સાહિત્યનો આરંભ પણ સુરતમાંજ થયો. ત્યાં સાહિત્યક્ષેત્રમાં ત્રણ રત્નો એકી વખતે ઝળહળી નીકળ્યાં. એ રત્નોએ સાહિત્યનો વિકાસ જુદા જુદા માર્ગમાં કર્યો. એ રત્નોમાં સાહિત્યની અનન્ય સેવા કરી વિવિધ માર્ગે ખિલવનાર, 'રૂઢ, રમતી, ને મર્માળી' ભાષામાં ગુજરાતી ગદ્યના ઉત્પન્ન કરનાર, ગુજરાતી કોષના આદ્ય પ્રણેતા, સંસારસુધારાનો ઝુંડો ઉઠાવનાર, વહેમદુર્ગનો વાગ્બાણના વજ્રપ્રહારથી નાશ કરનાર, 'આંખમાં ઝળઝળીઆં સાથે' કલમને ખોળે બેસનાર, કલમને ખોળેજ ૨૪ વર્ષ લાડ લાડનાર, એ ટેક જવાનો સમય આવતે દીલગીરીથી તે છોડવો પડયો ત્યારે અવશિષ્ટ જીવન ખેદથી નિર્ગમન કરનાર, સાહિત્યસેવામાં જીવન અર્પણ કરવાની આદર્શભૂત પ્રતિજ્ઞા અવસાનપર્યન્ત પાળનાર, જુવાનીના ઉચ્છેદક વિચારોના ત્યાગપૂર્વક સંરક્ષણ વિચારોનો સ્વીકાર દર્શાવનાર, 'ધર્મગ્રન્થ' પ્રસિદ્ધ કરવાની અડગ હિંમત ધરાવનાર, ધીટ, નરવીર 'ગરવી ગુજરાત' ને સાહિત્યમાં ઉચ્ચતમ સ્થાને પહોંચાડનાર, 'પ્રેમશૌર્ય' અને સ્વદેશાભિમાનની ઉચ્ચ વૃત્તિ જનસમૂહમાં જગવનાર ને ઉત્તેજનાર, સ્વાનુભવરસિક કવિ નર્મદે અદ્વિતીય સાહિત્યસેવા બજાવી છે ને દ્રવ્યની આપત્તિમાં એકલે હાથે, સરકાર કે રાજ્યના આશ્રય વિના ગુજરાતી સાહિત્યનીજ ભિન્ન ભિન્ન દિશામાં ખિલવણી કીધી છે તે હાલના, પ્રગતિની વાતોમાંજ કાર્યની પરિસમાપ્તિ માનનાર, વાચાળ જમાનામાં એક આદર્શભૂત ને સર્વથા અનુકરણીય દૃષ્ટાન્ત છે. તરુણ લેખકોએ આની નકલ યથાશક્તિ કરવા પ્રવૃત્ત થવું જોઇએ. તેઓ સાહિત્યની સંગીન સેવા બજાવવા તત્પર થશે તો સાહિત્યવૃક્ષ શાખાપ્રશાખાથી ચારે તરફ ફાલી સમૃદ્ધ થશે.

સાહિત્યસેવા માટે અધિકાર પ્રાપ્ત કરવાની આવશ્યકતા—

પરંતુ તરુણ સાહિત્યસેવકોએ એક વાત લક્ષમાં લેવા જેવી છે. પ્રાચીનકાળથી આપણા વિદ્વાનો અધિકાર પ્રાપ્ત કર્યા વિના કોઈ પણ કાર્ય માથે લેતા નહિ. ગુરુચરણની નમ્રભાવે સેવા કરી તેમની પાસેથી અધિકાર પ્રાપ્ત કર્યા પછીજ ગુરુપ્રસાદથી મેળવેલી વિદ્યાનો તેઓ ઉપયોગ કરતા. કાવ્ય લખવાં પહેલાં કવિ નર્મદે જયદેવના અલંકારગ્રન્થ ' ચન્દ્રાલોક 'નો અને ' વૃત્તરત્નાકર, ' ' શ્રુતબોધ, ' આદિ પિંગળગ્રન્થોનો અભ્યાસ કર્યો અને એક કડીઆના ઘરમાં દાદુપંથી સાધુકવિ લાલદાસના સંગ્રહમાંથી ' છંદરત્નાવળી ' નામનું પુસ્તક શોધી તેને ઘેર દરરોજ જઈ તેની નકલ કરી અને તે સમયે ગુજરાતીમાં પિંગળ છપાયું નહોતું તેથી એ રીતે છન્દશાસ્ત્રનું જ્ઞાન મેળવ્યું. વળી ભાષાના સંસ્કારી જ્ઞાન માટે કવિ ' સારસ્વત, ' ' લઘુ સિદ્ધાન્તકૌમુદી, ને ' રઘુવંશ ' આદિ સંસ્કૃત કાવ્યો શાસ્ત્રી પાસે શીખ્યા. આટલો અધિકાર પ્રાપ્ત કર્યા પછી પોતે લેખક થયા અને પોતાના બુદ્ધિપ્રભાવે ને ઉત્સાહે સાહિત્યક્ષેત્રમાં પોતાનો અમર કીર્તિસ્થંભ સ્થાપ્યો. હાલમાં તો નવલરામભાઈ કહે છે તેમ જે ને તે કવિ થવા ઇચ્છે છે અને પોતાના નામની પૂર્વે કવિ ' ( તેમાં 'વિ' હ્રસ્વને બદલે દીર્ઘ હોય તો ફિકર નહિ ) એવું ઉચ્ચપદ મૂકવા અભિલાષા રાખે છે. પ્રતિભા, શાસ્ત્રજ્ઞો પાસે કરેલો અભ્યાસ, બહુશ્રુતપણું, કાવ્યશાસ્ત્રનું ને ઉત્તમ કાવ્યોનું પરિશીલન, એ બધાં અત્યાવશ્યક સાધનો પ્રાપ્ત કર્યા વિના કાવ્ય રચવાં એ ઉપહસનીયજ થાય છે.

**કવિ નર્મદ**—કવિ નર્મદના સમયથી કાવ્યસાહિત્યનો માર્ગ બદલાયો. અગાઉ માત્ર જ્ઞાન, નીતિ, ને ભક્તિનાજ ક્ષેત્રમાં કાવ્યસાહિત્ય વિચરતું હતું, તેને બદલે હવે તેનું ક્ષેત્ર વિસ્તૃત થયું. સામાજિક બંધનો, વહેમો, વાંધાભરેલી રૂઢિ, વ્યસનો, કેફ, વિધવાનું દુઃખ, પુનર્વિવાહ, સ્વતંત્રતા, સ્વદેશાભિમાન, દેશદાઝ, અને કુદરત એ બધા વિષયોપર કાવ્યો રચી કવિએ તેના પ્રવાહની દિશા બદલી. ' વનવર્ણન, ' ' કબીરવડ. ' અને ' પ્રવાસવર્ણન 'માં કવિએ કુદરતના સ્વરૂપનું ઉત્તમ ચિત્ર આપ્યું છે. ' શરવીરનાં લક્ષણના પદોમાં કવિએ દાસત્વને નિંદી, સાહસ કરવાની વૃત્તિ ઉત્તેજી, સ્વતંત્રતાની રૂડી ભાવના વાચકના હૃદયમાં જાગ્રત કરી છે.

**કવિનું શિષ્યમંડળ**—કવિના રસતરંગમાં એના શિષ્યો સદ્‌ગત સવિતાનારાયણ, વિજયાશંકર, વગેરે હમેશ ન્હાઈ અજ્ઞાનરૂપી મેલ ધોઈ ઉચ્ચ સંસ્કાર પામતા હતા. કવિ વિજયાશંકરની ' વિજયવાણી ' એ આ

સમાગમનું ફળ છે. એજ કવિનું ' સુષ્ટિસત્ત્વ ' સરળ ભાષામાં સંવાદરૂપે વેદાન્તના ગૂઢ તત્ત્વનું જ્ઞાન આપે છે. એમાં ગુરુશિષ્યના સંવાદના રૂપમાં ઘણું તત્ત્વજ્ઞાન છે. વાર્તાઓ, પૌરાણિક દૃષ્ટાન્તો સાથે, તેમજ ઉપનિષદો, ગીતા, યોગવાસિષ્ટ, અને શંકરાચાર્યના ગ્રન્થોમાંથી ઉતારા આપી એમણે રસિક રીતે બહુ જ્ઞાન આપ્યું છે. દીલગીરી સાથે કહેવું પડે છે કે આવો વિદ્વત્તાભરેલો ગ્રન્થ લોકોમાં પ્રચાર પામ્યો નથી એટલુંજ નહિ પણ એનું નામ પણ કેટલાકના જાણવામાં નહિ હોય. જેમ કવિઓ ન હોય તો રાજાઓનાં ચરિત્રની મહત્તા ન થાય એવું એક સંસ્કૃત કાવ્યમાં કહ્યું છે તેમ વિદ્વાનોની કૃતિઓ પણ પ્રસિદ્ધિમાં આણનાર મિત્ર ન હોય તો જગતમાં અપ્રસિદ્ધ જ રહે છે. સવિતાનારાયણનાં " કાવ્ય " તેમજ ' અલંકારચન્દ્રિકા ' પણ એ ગુરુચરણસેવાના પ્રસાદરૂપ છે.

નવલરામભાઈ—સુરતના ત્રણ નક્ષત્રથી નિર્દેશાતા ત્રણ નરરત્નોમાંના બીજા સદ્ગત નવલરામભાઈ હતા. તેમનું જીવન સાહિત્યમય હતું. બાલ્યાવસ્થાથીજ તેમને ઉંડા વિચારમાં નિમગ્ન થવાની ટેવ હતી. એમણે ' વીરમતી ' ને ' ભટનું ભોપાળું ' એ નાટકો, ' અકબર બીરબલનાં હિંદી કાવ્યો, ' અને ' નર્મદચરિત્ર, ' એ સ્વતન્ત્ર ગ્રન્થો રચ્યા છે; નવા યોજેલા મેઘચ્છન્દમાં 'મેઘદૂત'નું ભાષાન્તર કર્યું છે, તેમજ ' માલતીમાધવ, ' ' મૃચ્છકટિક, ' 'રત્નાવલી', આદિ નાટકો તથા પુરાણોનો સાર આપ્યો છે. ' શિક્ષણશાસ્ત્ર ' ના અનેક વિષયો એમણે ચર્ચ્યા છે. શિક્ષણ રસિક કેમ થાય, ' પરસ્પર સંભાષણપદ્ધતિ ' નો શિક્ષણમાં કેવી રીતે ઉપયોગ થાય, વાચન અને અન્ય વિષયો કેવી રીતે ઉત્તમ શિખવાય–આવા અનેક શિક્ષણના વિષયોનું એમણે વિવરણ કર્યું છે. ' વાતાવરણ, ' ' ધરતીકંપ, ' ' બરફના ડુંગર, ' ' કવીનાં તામ્રપત્ર, ' વગેરે સામાન્ય જ્ઞાનના અને વિદ્વત્તાના વિષયના પર પણ એમણે પ્રકાશ પાડયો છે. નવલરામભાઈ પોતાની સાધનસંપત્તિમાં હમેશ વધારો કર્યાજ કરતા. તેઓ વાચન ને વિચારણામાંજ પોતાનો સમય નિગમન કરતા હતા. એ એ સંપત્તિ વિષે પોતે સંતૃપ્ત ન થાય ત્યાંસુધી લેખનના કાર્યમાં ઉદ્યુક્ત થતા નહોતા. વય જતાં એમના વિચાર વિશેષ પરિપક્વ થયા. એ પરિપક્વતા કવિ નર્મદ અને દલપતરામ વિષેના પાછલી વયે દર્શાવેલા વિચારમાં પ્રત્યક્ષ થાય છે. નવલરામભાઈની અપૂર્વ તેજથી ઝગઝગી રહેલી કીર્તિ તેમની આટલી સાહિત્યસેવા–જે કંઇ ઓછી નથી–તેને લીધે નથી. એ તો એમની ' પુસ્તકપરીક્ષા ' ને લીધે છે. એ પરીક્ષા કરવામાં

એમનું ક્ષેત્ર અત્યાર સુધી બિનહરીફ રહ્યું છે, એ એમની કીર્તિ જેવી તેવી નથી. એ ક્ષેત્રમાં એમની કીર્તિનાં કિરણો કોઈ પ્રતિદ્વન્દ્વીનાં કિરણોથી ઝંખવાયાં નથી. તેમના વિવેચનથી વાચકને ઘણી જાણવા જેવી હકીકતનું જ્ઞાન થાય છે ને ગ્રન્થકારને ન્યાય મળે છે. 'કરણઘેલો' ને 'કાન્તા' પરનાં તેમનાં વિવેચન ઉત્તમ છે. તેમાં રસક્ષતિ કયાં ને કેવી રીતે થાય છે તે તેમણે ઉત્તમ રીતે દર્શાવ્યું છે. 'કરસનદાસ મૂળજીના' ને 'દુર્ગારામ મહેતાજી' ના ચરિત્રમાં જીવનચરિત્રમાં કયા ગુણો આવશ્યક છે તે એમણે પ્રતિપાદન કર્યું છે. એજ પ્રમાણે યોગ્ય પ્રસંગે ઉત્તમ નાટક ને ઉત્તમ વાર્તાનું સ્વરૂપ પણ એમણે દર્શાવ્યું છે. એમણે સંસ્કૃતમય ભાષાની નિંદા' કરી છે તે યુક્ત છે. અપરિચિત સંસ્કૃત શબ્દોના પ્રયોગથી વાચકને ભાષા કઠંગી ને ક્લિષ્ટ લાગે છે 'વાચનમાળા કેવી જોઈએ' તે વિષે એમણે વિવેચન કર્યું છે. જોડણી વિષે પણ એમણે પોતાના વિચાર દર્શાવેલા છે, તે મનનીય છે. ભાષાનું સ્વરૂપજ બદલાઈ જાય એવી જોડણી એમને માન્ય નથી; તેમજ પ્રાન્તિક ઝઘડો ઊભો કરે એવી જોડણી પણ એમને ઇષ્ટ નથી.

**માસ્તર સાહેબ નન્દશંકરભાઈ**—સુરતના ત્રણ પ્રસિદ્ધ નન્નામાંના ત્રીજા, માસ્તર સાહેબના નામથી જાણીતા સદ્દગત નન્દશંકરભાઈ છે. એમણે 'કરણઘેલો' નામની સુવિખ્યાત ઐતિહાસિક નવલકથા રચી એ નવીન માર્ગમાં સાહિત્યનો પ્રવાહ પ્રવર્તાવ્યો છે. માસ્તર સાહેબે આ એકજ નવલકથા રચી છે; પરંતુ તેમાં વસ્તુનાં ને રીતભાતનાં વર્ણન પુષ્કળ છે ને તે એવાં તો ચમત્કારી ને અસરકારક છે કે એકજ પુસ્તકથી તેમણે ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં પોતાની કીર્તિ અમર કરી છે.

**સંગીન સાહિત્યસેવાકાર**—આ પ્રમાણે અંગ્રેજી કેળવણી આપણા દેશમાં દાખલ થયાના આરંભકાળમાં કવિ નર્મદ, નવલભાઈ, તથા નન્દશંકરભાઈએ ગુજરાતી સાહિત્યની જુદી જુદી દિશામાં અમૂલ્ય સેવા બજાવી છે. સમયપરત્વે વિચાર કરતાં કવિ નર્મદ ને નવલરામભાઈના જેવી સંગીન સાહિત્યસેવા બજાવનારની હાલના સમયમાં ખોટ છે એમ ભારે ખેદ સાથે કહેવું પડે છે.

**કવીશ્વર દલપતરામભાઈ**—સુરતના શૃંગારરૂપ કવીશ્વર નર્મદ અને નવલરામભાઈ જે સમયે આ ગુર્જર સાહિત્યને સમૃદ્ધ કરતા હતા તે સમયે અમદાવાદમાં, મૂળ કાઠીઆવાડના વતની કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ, જનસમાજનું રંજન કરે એવાં કાવ્યો પ્રાસાદિક વાણીમાં રચી ગુજરાતી કાવ્યસાહિત્યનો વિકાસ

કરતા હતા. કવિશ્રીએ ફૉર્બ્સ સાહેબના પ્રયત્નથી સ્થપાએલી ને વૃદ્ધિ પામેલી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિની સારી સેવા બજાવી હતી. તેઓ અમદાવાદ ટ્રેનિંગ કૉલેજમાં કવિતાનો વિષય શીખવવા જતા હતા, એ તે વખતના ભાગ્યશાળી શિષ્યને મોટો લાભ હતો. કવિએ હુન્નરની ખિલવણી, સંસારસુધારો, વ્યસન, ધર્મ, નીતિ, કેળવણી, અને અનેક પ્રાસંગિક વિષયો-પર સભારંજની કવિતા રચી સરકારની તેમજ જનમંડળની પ્રીતિ સંપાદન કરી હતી. તેઓ ગુજરાતના રાજકવિની ઉચ્ચ પ્રતિષ્ઠા પામ્યા હતા. પ્રભાત, સૂર્યોદય, ચન્દ્રોદય, સાયંકાલ, અને ઋતુ વિષેનાં તેમનાં કાવ્યોમાં કેટલાંકમાં કવિની કલ્પનાશક્તિ સારી ખીલેલી જણાય છે.

કવિ ગણપતરામ—કવિ દલપતરામની શૈલીમાં બુલાખીરામ, છોટાલાલ, ને ગણપતરામે કાવ્યો રચ્યાં છે, પણ તે તેવાં લોકપ્રિય થયાં નથી. કવિ ગણપતરામે 'પ્રતાપનાટક'માં વીરરસની ઝમાવટ સારી કરી છે. 'લઘુ મહાભારત'નાં પાંચ પુસ્તકોમાં કવિએ બહુધા દેશી રાગોમાં મહાભારતનો સાર કંઈ પણ ઉપયોગી અંશ મૂકી દીધા વગર સારી રીતે વર્ણવ્યો છે. એ ગ્રન્થ રચવામાં કવિએ બહુ પરિશ્રમ લીધો છે ને શેઠ ચીનુભાઈ જેવા ઉદાર પુરુષે એ પુસ્તકો પ્રસિદ્ધ કરવા આશ્રય ન આપ્યો હોત તો એ કદી પ્રસિદ્ધિ પામ્યાં ન હોત. એકંદર કાવ્ય પ્રાસાદિક ને તેજસ્વી શૈલીમાં છે; પણ છંદો બહુધા એકજ જાતના લાંબા સવૈયા કે હરિગીતને ઢબે ગવાય એવા હોવાથી તેમાં નવીનતાને અભાવે પુસ્તકની લોકપ્રિયતામાં હાનિ આવે છે.

કેશવરામ—પોરબંદરના પ્રશ્નોરા નાગર સદ્‌ગત કેશવરામ હરિરામ ભટ્ટનાં કાવ્ય સ્વદેશપ્રેમ, ઉચ્ચ નીતિ ને ધર્મની ભાવના, તેમજ વેદાન્ત-તત્ત્વના વિચારોથી પરિપૂર્ણ છે.

ગોવર્ધનરામભાઈ: સરસ્વતીચન્દ્ર—ધીમે ધીમે અંગ્રેજી કેળવણીનો પ્રચાર ને પ્રકાશ વૃદ્ધિ પામતો ગયો. હાઇસ્કૂલોમાં ને કૉલેજોમાં સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ વધતો ગયો, પાશ્ચાત્ય અને સંસ્કૃત સાહિત્યના અધ્યયનથી વિદ્યાર્થીઓની સ્વતંત્ર ને સંશોધકવૃત્તિ ખીલતી ગઈ, ને પ્રાચીન સાહિત્ય ને વિચાર તરફ પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઈ. સામાજિક અને ધાર્મિક સ્થિતિ વિષે લોકોના વિચાર બદલાયા. જનમંડળમાં સ્ત્રીના સ્થાન વિષે તેમજ સ્ત્રીની કેળવણી વિષે લોકોમાં નવી નવી ભાવનાઓ ઉત્પન્ન થઈ. રાજકીય સ્થિતિની ચર્ચા દેશમાં સર્વત્ર ખૂબ જોસમાં ચાલવા લાગી. સમસ્ત પ્રજામાં નવી જાગૃતિ ઉત્પન્ન થઈ. રાજકીય, સામાજિક, ધાર્મિક, વગેરે વિષયોમાં નવીન વિચારો ને નવીન

ભાવનાઓ અને નવીન જ્ઞાનને પોષે ને સંતોષે એવા સાહિત્યની અપેક્ષા થાય એ સ્વાભાવિક છે. વિદ્વાનોની તેમજ સામાન્ય વાચકવર્ગની આવી નવીન વાંછના પુરનાર, જેને જેવું ભોજન જોઈએ તેને . માટે તેવું તૈયાર કરનાર ને પીરસનાર, જે નરરત્ન ઈશ્વરકૃપાથી યોગ્ય સમયે ઉત્પન્ન થયું તે મહૂમ ગોવર્ધનરામભાઈ. એમનો 'સરસ્વતીચંદ્ર' એ ગુજરાતી સાહિત્યનો અપ્રતિમ કીર્તિસ્તંભ છે. નવલકથા તરીકે એના પર વિવેચન કરનારને વસ્તુસંકલનામાં દોષો તથા રસક્ષતિના દૃષ્ટાન્તો, સહજ જડશે. પરંતુ એ તો મનુષ્યસ્વભાવનિરૂપણનો અને વિવિધ જ્ઞાનનો .આકરગ્રન્થ છે. ચાર ભાગમાના પહેલા બે ભાગ વિશેષ લોકપ્રિય થયા છે. બીજો ભાગ સ્ત્રીઓને ઉત્તમ વાચન પુરૂં પાડે છે. ત્રીજા ભાગમાં. દેશી.રાજ્યોના, વહીવટનું સત્ય ને સંપૂર્ણ ચિત્ર છે. ચોથો ભાગ પાશ્ચાત્ય અને. પ્રાચ્ય ગ્રન્થોમાંના ઉતારાથી ભરપુર છે. મલ્લમહત્વ, મહાભારતનો અર્થવિસ્તાર ને ભારતનું ભવિષ્યકથન, એટલા ભાગ ખાસ આકર્ષક છે. ચારે ભાગનો આ વિસ્તૃત ગ્રન્થ ગુર્જર સાહિત્યના વિશાળ ક્ષેત્રમાં અપ્રતિમ પ્રદીપ છે. જ્યાંસુધી ગુર્જર ભાષા છે ત્યાંસુધી એ અપૂર્વ, અદ્વિતીય પ્રદીપની શાખા સમાન જ્યોતિથી ઝગઝગ્યાજ કરશે. આ ગ્રન્થ વિદ્વદ્વર્ગમાં ને સાધારણ વાચકવર્ગમાં જેટલો લોકપ્રિય થયો છે તેટલો બીજો કોઈ ગ્રન્થ થયો નથી. એથી વિશેષ એ ગ્રન્થની સ્તુતિ શી હોઈ શકે ?

આખા પુસ્તકમાં ચરિત્રનિરૂપણ અને વર્ણનો તેમજ જુદી જુદી પરિસ્થિતિનો ચિતાર ઉત્તમ છે. એમાં ગ્રન્થકારની મનુષ્યહૃદયની પરીક્ષા, માનસશાસ્ત્રનું સૂક્ષ્મ જ્ઞાન અને તેનો ઝીણવટથી ચિતાર આલેખવાની અપૂર્વશક્તિ સ્થળે સ્થળે સ્પષ્ટ જણાઈ આવે છે. વસ્તુસંકલના ને કેટલાંક પાત્રના ચિત્રનિરૂપણમા કલ્પનાનો પ્રભાવ વિશેષ જણાય છે. પુસ્તકના ચાર ભાગમાંના છેલ્લા બે ભાગમાં ભાષા સાધારણ વાચકને કઠણ થતી જાય છે; પરંતુ તે ઘણે સ્થળે તેજસ્વી, જુસ્સાદાર, ને પ્રૌઢ છે. શૈલી આકર્ષક છે, કેટલેક સ્થળે સંસ્કારી વાચકનેજ આનન્દદાયક થાય છે, સામાન્ય વાચકને દુર્ગમ થાય છે. પણ ગ્રન્થકારે સર્વ પ્રકારના વાચક માટે.વાનગી, ધરી છે ને જેને જે રુચે તે તેમાં રમે એવી યોજના કરી છે.

દ્વિવેદી મણિલાલભાઈ—ગોવર્ધનરામભાઈની સાહિત્યસેવાની પેઠે સદ્‌ગત મણિલાલ નભુભાઈ દ્વિવેદીની પણ સાહિત્યસેવા ઘણા ઉંચા પ્રકારની છે. એઓ સંસ્કૃત સાહિત્યમાં નિષ્ણાત હતા અને ન્યાયશાસ્ત્ર ને વેદાન્તશાસ્ત્રના ઉંડા અભ્યાસી

હતા. રાજકીય સંસ્કૃત પુસ્તકાવલીમાં **તર્કકૌમુદી**ની એમની આવૃત્તિ વિદ્વદ્વર્ગમાં ને શિષ્યવર્ગમાં ઘણું સન્માન પામી છે. પ્રાચીન આર્યસંસ્કૃતિના એઓ પ્રબળ સમર્થક હતા ને સંસારસુધારાના સંબંધમાં એમને રા. બા. રમણભાઈ સાથે માસિકોમાં જબરો વાદ ચાલ્યો હતો. એમના લેખોએ આર્યસિદ્ધાન્તો ને આર્યસંસ્કૃતિ પર સારો પ્રકાશ પાડ્યો છે. 'સિદ્ધાન્તસાર' અને 'સુદર્શનગદ્યાવલી' માં એમનાં ઉંચા પ્રકારના ને વિદ્વત્તાભરેલા લેખ છે. 'સિદ્ધાન્તસાર' માં આર્યતત્ત્વજ્ઞાનનું બહુ ઉત્તમ વિવરણ છે. છએ દર્શનો, તથા અન્યથાખ્યાતિઓ અને વિવર્તવાદ, અવચ્છેદવાદ, વગેરે વાદ પર એમણે બહુ સારો પ્રકાશ પાડ્યો છે. તત્ત્વવિદ્યાના જિજ્ઞાસુઓને આ ગ્રન્થ ઉત્તમ છે. એમણે સંસ્કૃત નાટ્યશાસ્ત્રના નિયમોને અનુસરતું નહિ, પણ અંગ્રેજી નાટકોના નિયમોને અનુસરતું "કાન્તા" નામનું નાટક રચ્યું છે. એમણે 'ન્યાયશાસ્ત્ર' ગુજરાતીમાં રચ્યું છે, તેમાં અંગ્રેજી ન્યાયશાસ્ત્રના પરામર્શખંડનું વિવેચન છે. અંગ્રેજી ને સંસ્કૃત ન્યાયશાસ્ત્રની તુલના કરી તે તૈયાર કર્યું હોત તો તે વિશેષ ઉપયોગી થાત. એમણે ભવભૂતિનાં **ઉત્તરરામચરિત** ને **માલતીમાધવ**નાં ગુજરાતીમાં ભાષાન્તર કર્યા છે, તે સંસ્કારી ને એકંદર પ્રાસાદિક છે. સમશ્લોકી કાવ્યોમાં કોઈક સ્થળે ક્લિષ્ટતા કે અપરિચિત શબ્દોનો પ્રયોગ અગતિક થાય છે; તેથીજ 'દુગ્ધકુલ્યાશી દૃષ્ટિ', 'નીવારૌદનમંડ ઉષ્ણ મધુરૂં', 'લોલોલ્લોલક્ષુભિત કરણોદ્વેગ' જેવાં સમસ્ત પદો ને અપરિચિત શબ્દો નજરે પડે છે.

એમનું 'બાળવિલાસ' એ વડોદરા રાજ્યે રચાવેલું સ્ત્રીઓ માટેનું નીતિપુસ્તક છે. રાજ્યે નીમેલી મંડળી ને ગ્રન્થકાર વચ્ચે વિચારમાં સંમતિ ન થવાથી ગ્રન્થકારે તે ખાનગી રીતે પ્રસિદ્ધ કર્યું. એ પુસ્તકમાં કન્યા, પુખ્ત સ્ત્રી, ને માતા માટે ઉપયોગી લેખો ને 'સતી આર્યસ્ત્રીઓનાં જીવનચરિત્ર છે. ભાષા શિષ્ટ ને સરળ છે. એ પુસ્તક ઘણું લોકપ્રિય થયું છે. 'પ્રિયવંદા' ને સુદર્શન' માં અનેક લેખોથી તેમજ ધર્મવિષયક ગ્રન્થોથી એમણે પ્રાચીન આચારવિચાર તરફ લોકોને વાળવા સમર્થ પ્રયત્ન કર્યો છે, તે ખરેખરો સ્તુત્ય છે. પ્રાચીન ભાવના પર પ્રેમ ઉત્પન્ન કરનાર એવા સમર્થ લેખકની દેશને ને સાહિત્યને મોટી ખોટ છે. રા. દ્વિવેદીનું જીવન લંબાયું હોત તો તેઓ આથી પણ વિશેષ સંગીન સાહિત્યસેવા કરી શકત. તેમણે જેટલી સેવા કરી છે તેટલી પણ ઘણા ઉંચા પ્રકારની છે.

**અન્ય સાહિત્યસેવકો**—નડીઆદના બીજા સાહિત્યસેવકોએ પણ

ગુર્જર સાહિત્યને ખિલવવામાં સારો ફાળો આપ્યો છે. કવિવર કાલિદાસના ' અભિજ્ઞાન શાકુન્તલ ' નાટકનું પ્રથમ ગુજરાતીમાં ભાષાન્તર કરનાર સ્વર્ગસ્થ ઝવેરીલાલભાઈ હતા. ત્યારપછી એજ ગ્રન્થનાં બીજાં ત્રણ ભાષાન્તર થયાં છેઃ–રા. દલપતરામ ખખ્ખરકૃત, પ્રો. બલવન્તરાયકૃત, ને રા. મગનલાલ ચતુરભાઈ પટેલકૃત. તે બધાંમાં સદ્‌ગત ઝવેરીલાલભાઈનું ને સદ્‌ગત ખખ્ખરનું એ ભાષાન્તરો લોકપ્રિય થયાં છે. સદ્‌ગત મનઃસુખરામભાઈ હમેશ શુદ્ધ સંસ્કારી ભાષાના દૃઢ હિમાયતી હતા અને તેમનો ' અસ્તોદય ' એવી ભાષાશૈલીમાં રચેલો છે. સદ્‌ગત દોલતરામ કૃપાશંકર પંડ્યાએ ' કુસુમાવલી ' નામની નવલકથા, ' ઇંદ્રજિત્‌-વધ ' નામનું સંસ્કૃત મહાકાવ્યની શૈલીમાં તૈયાર કરેલું મહાકાવ્ય, ને ' અમરસત્ર ' નાટક રચ્યાં છે; તેમાંનાં નવલકથા ને કાવ્ય લોકપ્રિય થયાં છે. એજ નગરીના અન્ય સાક્ષર બાલાશંકરે સુંદર ગઝલ રચી કાવ્યક્ષેત્રને વિસ્તાર્યું છે. રા. છગનલાલભાઇએ બાણકવિની ' કાદમ્બરી ' નું અપૂર્વ ભાષાન્તર રચી અન્ય ભાષાન્તરકારોને એ દિશામાં માર્ગ દર્શાવ્યો છે. એજ ખેડા જિલ્લાના મહુધાના વતની સદ્‌ગત રણછોડલાલભાઇએ અવસાનપર્યન્ત ગુર્જર સાહિત્યની ખિલવણી કરી તરુણ અભ્યાસકોને ને લેખકોને સાહિત્યસેવાનો અનુપમ દૃષ્ટાન્ત પુરો પાડ્યો છે. ' લલિતાદુઃખદર્શક ' જેવા એમના રચેલા નાટકે રંગભૂમિપર ભજવાતાં શ્રોતૃમંડળને રસમાં ન્હવરાવી નેત્રમાંથી અશ્રુધારા પડાવી છે. 'રણપિંગલ' રચવામાં એમણે ઘણો પરિશ્રમ લીધો છે, તેમજ હિંદુસ્તાનના વ્યાપારના ઇતિહાસના મોટા ગ્રન્થો તૈયાર કરવામાં ઘણુ સંશોધન કર્યુ છે. એમનું 'લઘુ સિદ્ધાન્તકૌમુદી'નું ને 'હિતોપદેશ'નું ભાષાન્તર તથા 'નાટ્યપ્રકાશ' એમની બહુમાર્ગી ને ઉદ્યોગી પ્રવૃત્તિ દર્શાવે છે. ફૉર્બસના 'રાસમાળા' ના ગ્રન્થની એમણે નવીન આવૃત્તિ શોધિતવર્ધિત કરી છે. એજ જિલ્લાના ઉમરેઠના વતની રા. બા. હરગોવિન્દદાસ ભાઈ પણ એવીજ અનેક માર્ગી સાહિત્યપ્રવૃત્તિ દર્શાવી વૃદ્ધાવસ્થામાં પણ સાહિત્યની સેવા કરતાં ચૂકતા નથી. 'ટચુકડી સો વાતો'એ બહુ રસિક વાચન પુરૂં પાડ્યું છે.

**કલાપી ને કાન્ત**—કાવ્યપ્રદેશમાં કલાપીના નામથી પ્રસિદ્ધ થએલા સુરસિંહજીએ કાવ્યનો પ્રવાહ નવીન દિશામાં ચલાવ્યો છે. એમના કાવ્યમાં મનોભાવનાં ઝરણાં એવાં સુંદર ને નિર્મળ વહ્યાં જાય છે કે તે ખરેખરાં હૃદયદ્રાવક થાય છે. તેની સાથે ભાષા પણ ઘણી પ્રાસાદિક હોવાથી ' કલાપીનો

કેકારવ' ગુજરાતનાં સ્ત્રીપુરુષોમાં અત્યન્ત લોકપ્રિય થયું છે અને ઘણા તરણ લેખકોએ તેનું અનુકરણ કરવા માંડ્યું છે. 'કાન્ત' નામથી પ્રખ્યાત સદ્ગત મણિશંકર રત્નજી ભટ્ટે ઉત્તમ કાવ્યો રચ્યાં છે. એમાં અન્યોક્તિઓ છે તેમાં કવિની કલ્પનાશક્તિએ ઘણું ઉચ્ચ ઉડ્ડયન કર્યું છે. 'પૂર્વાલાપ'માં એમાંના થોડાંક પ્રસિદ્ધ થયાં છે. એમનો 'શિક્ષણશાસ્ત્રનો ઇતિહાસ' એ પુસ્તક સદ્ગત પ્રો. ગજ્જરના તન્ત્રીપણા નીચે ચાલતી 'શ્રી સયાજીજ્ઞાનમંજૂષા'માં પ્રસિદ્ધ થયું છે. એમના સ્મરણાર્થે પ્રો. ઠાકોરે 'કાન્તમાળા'ની સુંદર યોજના યોજી છે ને તે સફળ થવાની તૈયારીમાં છે.

### અમદાવાદના સાહિત્યસેવકો

અમદાવાદમાં સદ્ગત ભોળાનાથભાઈ તથા સદ્ગત ભીમરાવનાં કાવ્યો સંસ્કારી છે. સદ્ગત રા. સા. મહીપતરામભાઈએ અનેક શાળોપયોગી પુસ્તકો રચી પાઠ્ય પુસ્તકોની ખોટ પુરી પાડી છે. એમની 'વનરાજચાવડો' નામની નવલકથા લોકપ્રિય થઈ છે. એમણે 'કરસનદાસ મૂળજી' નું ને 'દુર્ગારામ મહેતાજી' નું જીવનચરિત્ર પણ આલેખ્યું છે. સદ્ગત હરિલાલ ધ્રુવે 'કુંજવિહાર' આદિ ઉચ્ચ ભાવનાનાં કાવ્યો સંસ્કૃતમય ભાષામાં રચ્યાં છે, તેમાં રા. ડાહ્યાભાઈ પીતાંબર દેરાસરીનાં પણ કાવ્યો છે. એમનું 'પ્રવાસપુષ્પાંજલિ' કાવ્ય એમના સ્વર્ગવાસ પછી એમના પુત્રે પ્રગટ કર્યું છે. 'શ્રી વસન્તવિલાસિકા' નામની એક અંકવાળી એમની રચેલી વિલાસિકા પ્રસિદ્ધ થઈ છે.

અમદાવાદના અન્ય સાહિત્યસેવકોમાં શાસ્ત્રીજી વ્રજલાલ કાલિદાસે 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ' તથા 'ઉત્સર્ગમાળા' જેવા ગ્રન્થોમાં પ્રાકૃતભાષાના નિયમો ને શબ્દવ્યુત્પત્તિ પર સારો પ્રકાશ પાડ્યો છે. વળી એમણે ટેલર સાહેબને વ્યાકરણ રચવામાં મદદ કરી હતી. દી. બા. અંબાલાલભાઈએ અંગ્રેજી-ગુજરાતી કોશ રેવ. મોન્ટગોમેરી ને સ્વ. મણિધરપ્રસાદની સાથે પ્રસિદ્ધ કર્યો છે ને તેની બીજી આવૃત્તિ પોતે એકલાએ સુધારીવધારી પ્રગટ કરી છે, તેમજ 'અર્થશાસ્ત્ર' નું એમનું ભાષાન્તર ઉત્તમ છે. સ. લાલશંકરભાઈની સેવા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિને અંગે સુવિદિત છે. એઓ પણ સાહિત્યપ્રેમી હતા.

સુરતમાં રા. રા. મધુવચરામભાઈની કેટલીક પ્રાસાદિક કવિતાઓ સરકારી વાચનમાળામાં છપાઈ છે. સ્વ. લલિતાશંકરે પ્રાસંગિક કાવ્યો ને નાટકો રચ્યાં છે. રા. રા. ઇન્દિરાનન્દ લલિતાનન્દ પંડ્યા પાસે મોટો સંગ્રહ હસ્તલિખિત રૂપમાં છે તે પ્રગટ કરવા યોગ્ય છે. એમાંનાં થોડાંક કાવ્યો

એમણે મને મુંબઈમાં વાંચી સંભળાવ્યાં હતાં, તેમાં રસની જમાવટ સુંદર હતી.

તરુણ લેખકોમાં કેશવ હ. શેઠ, દોલત વાસુદેવ રામચંદ્ર માગર, પડયા ચંદ્રશંકર, પ્રો. મોહનલાલ, વગેરેનાં કાવ્યો જ્યારે માસિકમા આવે છે ત્યારે સારાં આવે છે. રા. મનહરરામે પણ 'રામાયણ' રામછંદમાં ઉતાર્યું છે.

**પારસી ગ્રન્થકારોની સાહિત્યસેવા: મલબારી**—પારસી લેખકોમાં મર્હુમ બહેરામજી મહેરવાનજી મલબારીનાં 'અનુભવિકા,' 'નીતિવિનોદ,' ને 'સંસારિકા,' એ કાવ્યો શુદ્ધ ગુજરાતીમાં છે ને ઉંચી પ્રતિનાં છે. એમનો કાવ્યસંગ્રહ એમના પુત્ર કાવજી ખબરદારના ઉપોદ્‌ઘાત સાથે પ્રસિદ્ધ કર્યો છે.

હાલના કવિ ખબરદારનાં કાવ્યો અત્યન્ત લોકપ્રિય થયાં છે. તે શુદ્ધ ને પ્રામાદિક છે ને તેમાં રસની જમાવટ સારી છે.

**પારસી ગ્રન્થકારોની નવલકથા ને અન્યક્ષેત્રોમાં સેવા**—નવલકથાના ક્ષેત્રમાં પણ કેખશરૂ નમરવાનજી કાબ્રાજીની 'દારાશાના' ને 'બીખો ભરભડીઓ' એ નવલકથાઓમાં વસ્તુસંકલના સારી છે. ભાષા સાધારણ રીતે ઠીક છે. ડો. જીવણજી જમશેદજી મોદીનાં 'શાહનામું,' ને 'શાહનામાના દાસ્તાનો' એમની ઉંડી વિદ્વત્તાના પ્રમાણરૂપ છે. અરદેશર ફ્રામજી મસ તથા નાનાભાઈ રૂસ્તમજી રાણીનાનો અંગ્રેજી-ગુજરાતી શબ્દકોષ ૧૬ ભાગોમાં હતો, તેમાં શબ્દો, તેના જુદા જુદા અર્થ ને ઉતારા સાથે આપેલા છે. કહેવતો પણ બંને ભાષાની મરખાવી છે. જેમ પહેલું છાપખાનું તેમજ પહેલું વર્તમાનપત્ર કાઢનાર પારસીઓ હતા, તેમ પહેલો અંગ્રેજી-ગુજરાતી કોષ પ્રસિદ્ધ કરવાનું માન નાનાભાઈ રૂસ્તમજી રાણીનાને ઘટે છે. એમના એક મિત્રે ખરૂં કહ્યું છે કે "જેમ પહેલું છાપખાનું ને પહેલું વર્તમાનપત્ર કાઢનાર પારસીઓ હતા, તેમ પહેલો શબ્દકોષ કાઢવાનું માન પણ નાનાભાઈની જહેમતથી પારસીઓને ફાળે આવ્યું છે." પ્રથમ 'જ્ઞાનચક્ર'ના પણ લેખક પારસી ગૃહસ્થ રતનજી ફરામજી સેટના છે. એ 'જ્ઞાનચક્ર' ઘણું અપૂર્ણ છે; પરંતુ એવું પણ રચવાનું માન ઓછું નથી. રા. બરજોરજી પાલણજી દેસાઈએ 'ફિર્દુસીનું જીવનચરિત્ર' અને 'સૅસૅનાઇડીઓનો ઇતિહાસ' રચ્યા છે અને એમના પુત્ર રા. પાલણજી બરજોરજી દેસાઈએ તે પ્રસિદ્ધ કર્યા છે. ખા. બા. જમશેદજી અરદેશર દલાલે પ્રો. અતિસુખશંકરના

' નિવૃત્તિવિનોદ 'નું રા. બા. હરગોવિન્દદાસના આમુખ સાથે 'અવલોકન' રચ્યું છે. આટલા ટુંકા નિરૂપણ ઉપરથી સમજાશે કે પારસી લેખકોએ પણ સરળ ને સાધારણ શુદ્ધ ગુજરાતી ભાષામાં પુસ્તકો રચી ગુજરાતી સાહિત્યની સારી સેવા બજાવી છે. પ્રતિવર્ષ નીકળતા ' સાંજવર્તમાન ' નાં પતેટી અંકોમાં પણ ઘણા સારા લેખો આવે છે. વળી આ વાત પણ સાદ રાખવાની છે કે આપણાં દૈનિક વર્તમાનપત્રોમાં પારસી પત્રોએ પ્હેલ કરી છે અને સારો ભાગ લીધો છે. દિન પર દિન તેની ભાષા શુદ્ધ થતી જાય છે. આવી કેળવાએલી કોમની માતૃભાષા ગુજરાતીજ છે. આપણા તરૂણ લેખકોએ એ ભાષા ક્લિષ્ટ ને સંસ્કૃત શબ્દના આડંબરવાળી કરી કેળવાએલા વર્ગની સહાનુભૂતિ ખોવી ને વાચકવર્ગનું મંડળ સંકુચિત કરવું યુક્ત નથી.

**મુસલમાન લેખકો**—મુસલમાન લેખકોમાં રા. નાનજીઆની કરીમઅલી રહીમભાઈનાં' નિબંધકરમાળા,' અને બીજાં પણ પુસ્તકો છે. તેમજ ખા. બા. મહેબુબમીઆ, રા. કરીમ મહમદ, અને રા. જાફર રહિમતુલ્લાનાં પણ કેટલાંક પુસ્તકો છે.

**સ્ત્રીઓની સેવા**—ઇ. મ. ના ૧૮ ને ૧૯મા સૈકામાં દીવાળીબાઈ તથા વડનગરની ને ડુંગરપુરની નાગરસ્ત્રીઓ કૃષ્ણાબાઈ ને પુરીબાઈએ સુંદર કાવ્યો રચ્યાં છે. આધુનિક સમયમાં શ્રીયુત લલ્લુભાઈ સામળદાસની પુત્રી સ્વ. સુમતીબેને ' હૃદયઝરણાં ' નામનું ઉત્તમ કાવ્ય રચ્યું છે, તેમાં ટેનિસન ને બ્રાઉનિંગનાં કાવ્યોનું ઉત્તમ રૂપાન્તર છે. સૌ. બેન વિદ્યાગૌરી, સૌ. બેન શારદાગૌરી, તથા સૌ. લીલાવતી, સૌ. બેન હંસા, અને બીજી સ્ત્રીઓ માસિકોમાં ઉત્તમ લેખ લખી ગુર્જર સાહિત્યની સેવા કરે છે, એ સ્ત્રીકેળવણીનું શુભ લક્ષણ છે. એ દિશામાં રા. રા. રામમોહનરાય જશવન્તરાયના ' સુંદરીસુબોધ ' ની સેવા અતિસ્તુત્ય છે.

**સ્ત્રીઓને ઉપયોગી સાહિત્ય**—સ્ત્રીમંડળને ખાસ ઉપયોગી સાહિત્ય રચવાની દિશામાં પણ પ્રયત્ન આદરાયો છે એ ઘણી ખુશીની વાત છે. સદ્‌ગત શાસ્ત્રી પ્રાણજીવન હરિહર અને રા. મણિલાલ છબારામભટ્ટનું ' પતિવ્રતા સ્ત્રીઓ ' નામનું પુસ્તક પ્રાચીન ને અર્વાચીન સતી સ્ત્રીઓનું ચારિત્ર્યનિરૂપણ ઉત્તમ રીતે કરે છે. સ્વ. અમૃતલાલ સુંદરજીપઢીઆરનાં ' સંસારસ્વર્ગ ' ' સ્વર્ગની સુંદરીઓ ' વગેરે પુસ્તકો ઉત્તમ છે. વિષય ઘણો સારો છે ને તે એમણે ઓજસ્વી ને પ્રૌઢ ભાષામાં નિરૂપિત કર્યો છે. ગ્રંથકારની ભાષાનો પ્રવાહ અતિવેગે અવિચ્છિન્ન ચાલ્યો જાય છે. એમની સરળ શુદ્ધ, ને તેજસ્વી

ભાષા અનુકરણીય છે. રા. ડાહ્યાભાઈ રામચન્દ્ર મહેતાએ 'સ્ત્રીસુબોધ ગ્રન્થમાળા' રચવાની યોજના કરી છે ને એ ગ્રન્થમાળામાં 'સીતાદેવી'-નું પુસ્તક પ્રસિદ્ધ થયું છે. એમણે 'રામકૃષ્ણ પરમહંસ' અને 'સ્વામી વિવેકાનંદ' ની હકીકતોનાં અત્યુત્તમ પુસ્તકો પુરાં પાડી સાહિત્યસેવા સારી કરી છે.

**નવીન શૈલીના કવિઓ**—નવીન શૈલીના કાવ્યમાં કવિ નરસિંહરાવ, કવિ નાનાલાલ, કવિ લલિત અને કવિ ખબરદારનાં કાવ્ય ઉત્તમ છે. પદલાલિત્યને માટે કવિ નાનાલાલ ને લલિતનાં કાવ્યો પ્રસિદ્ધ છે; તેમાં પણ કવિ નાનાલાલનાં કાવ્યોમાં તેમજ અન્ય લેખોમાં પદલાલિત્ય અલૌકિક–ઓર જ છે. કોલરિજે બરાબર કહ્યું છે કે ઉઘાડે હાથે, શસ્ત્ર વિના મિનારામાંથી પત્થર ખસેડવો એના કરતાં પણ મિલ્ટન કે શેક્સપીઅર જેવા ઉત્તમ કવિના કાવ્યમાં અર્થની પ્રૌઢતા કે ચમત્કૃતિમાં વિકાર ન થાય એવી રીતે એક શબ્દને બદલે તેનો પર્યાય શબ્દ મૂકવો એ વધારે અઘરૂં છે. કાવ્યશાસ્ત્રમાં જેને શય્યા એટલે પરસ્પર પદમૈત્રી કહે છે એવી પદમૈત્રી જે કાવ્યમાં હોય તે ઉત્તમ કાવ્ય છે. એવી પદમૈત્રી કેટલેક સ્થળે રા. નાનાલાલભાઈનાં વચનોમાં છે. એક પદને સ્થળે તેનું પર્યાયપદ મૂકી ન શકાય; કેમકે તેમ કરવાથી રસમાં ક્ષતિ થાય. એવું અદ્ભુત પદલાલિત્ય કવિ નાનાલાલના વચનને મોહનમન્ત્રનું બળ આપે છે. એ મોહકતામાં અર્થપરિપ્રૌઢતા જેને કાવ્યશાસ્ત્રમાં પાક કહે છે, તે પાક વૃદ્ધિ કરે છે અને વાચકના હૃદયને તેમાં લીન કરે છે. 'જયા અને જયન્ત' અને 'ઇન્દુકુમાર' નાટકો આ નવીન શૈલીમાં રચેલાં છે. કવિ નરસિંહરાવે 'કુસુમમાળા', 'હૃદયવીણા', આદિ કાવ્યોમાં અંગ્રેજી ને સંસ્કૃત કાવ્યોની ઉચ્ચ ભાવના વાચકના હૃદયમાં બહુ સુંદર રીતે જગવી છે. કવિ બોટાદકર દામોદર ખુશાલરાયનાં 'કલ્લોલિની', 'સ્રોતસ્વિની,' 'નિર્ઝરિણી', આદિ કાવ્યો પ્રાસાદિક ને મનોહારી છે.

એક ગંભીર વિચારકે ડહાપણના બોલ કહ્યા છે કે જે પુરુષમાં મરજીમાં આવે ત્યારે બાળક બનવાની શક્તિ હોય અને જે પુરુષનું મગજ વૃદ્ધ ને પરિપક્વ થયું હોય પણ હૃદય બાળકના જેવું લાગણીનું ભરેલું હોય તેજ પ્રતિભાશાળી છે. એવો પુરુષ મનોભાવનું ઉત્તમ ચિત્ર આલેખી શકે છે ને તે સુકુમાર, કાલી ભાષામાં આલેખાય છે ત્યારે ઉત્તમ કાવ્ય બને છે.

'બુદ્ધનું ગૃહાગમન', 'ઉર્મિલા', આદિ કાવ્યોમાં રસનિષ્પત્તિ ઉત્તમ છે,

વૃત્તોનો ભેદ પણ યથાર્થ ને હૃદયંગમ છે. એમનાં કાવ્યો સરળ ને શિષ્ટ ભાષામાં વાચકના હૃદયમાં ઉંચો ભાવ જગવે છે. એ બધાં યોગ્ય ઉત્તેજનને પાત્ર છે. 'સ્રોતસ્વિની'માં 'દુહિતા'નું ચિત્ર ઉત્તમ છે.

**મહાકાવ્યની આવશ્યકતા**—કાવ્યસાહિત્યમાં હજી સંસ્કૃત મહાકાવ્ય જેવાં મહાકાવ્ય રચવાની જરૂર છે. જે પ્રગટ થયાં છે તે બહુધા ખંડકાવ્ય છે.

**જીવનચરિત્ર**—જીવનચરિત્રોનું આપણું સાહિત્ય હજી જોઈએ તેવું ખીલ્યું નથી. જ્યાંસુધી આપણામાં જીવનની દૈનિક નોંધ રાખવાની વૃત્તિ ઉત્પન્ન થઈ નથી તેમજ મહાન પુરુષોના મિત્રો પણ તેમના ખાનગી જીવનના નાના પ્રસંગોની નોંધ કરતા નથી, ત્યાંસુધી સામગ્રીને અભાવે નમુનાદાર જીવનચરિત્રો રચાવાનો સંભવ નથી. મહાપુરુષોનું જાહેર જીવન તો જાણીતું હોય છે; પરંતુ મનુષ્યની પ્રકૃતિ ખરેખરી દર્શાવનાર તેના ખાનગી જીવનના સૂક્ષ્મ પ્રસંગજ છે અને તેનાપર જોઈદો પ્રકાશ પાડનાર હકીકત મળે નહિ ત્યાં સુધી તેના ચારિત્રનું યથાર્થ નિરૂપણ થઈ શકતું નથી. પરંતુ સાહિત્યનો એ માર્ગ તદ્દન ખેડાયા વિના રહ્યો નથી. માસ્તર સાહેબ નન્દશંકરભાઈનું જીવનચરિત્ર એમના પ્રસિદ્ધ પુત્ર રા. વિનાયકરાવે આલેખ્યું છે. એમાં માસ્તર સાહેબના જમાનાની ઘણી હકીકત વાચકને જાણવામાં આવે છે. સ્વ. ગોવર્ધનરામભાઈનું જીવનચરિત્ર એમના વિદ્વાન ભાણેજ રા. કાન્તિલાલે પ્રસિદ્ધ કર્યું છે. બંને ગ્રન્થકારો નિકટના સંબંધી હોવાથી ઘણી ઝીણી બાબતોનું વિવેચન બંને ચરિત્રોમાં છે. સદ્ગત રણછોડલાલભાઈનું જીવનચરિત્ર સ્વ. ભગવાનલાલ બાદશાહે અને સ્વ. માન્યમુનિવર ગૌરીશંકરભાઈનું ચરિત્ર રા. કૈશિકરામ વિઘ્નહરરામ મહેતાએ રચ્યું છે. એ વિસ્તૃત પુસ્તકમાં ગ્રન્થકારે કાઠીઆવાડના ને ભાવનગરના પ્રાચીન ઇતિહાસની રૂપરેખા આપવા ઉપરાંત નાગરોના પ્રાચીન ઇતિહાસ પર પણ પ્રકાશ પાડ્યો છે. સદ્ગત ગૌરીશંકરભાઈના જીવનની સંપૂર્ણ હકીકત તથા એમણે કરેલા રાજ્યમાંના સુધારા તેમજ એમની પ્રતિભાનાં કાર્યોની હકીકત રા. કૈશિકરામે બહુ સરળ ને શુદ્ધ ભાષામાં આપી છે. એમના વેદાંતશાસ્ત્રનું ઉંડા જ્ઞાનનું એમનું 'સ્વરૂપાનુસંધાન' પુસ્તક પ્રમાણભૂત છે.

સ્વ. ભાઈશંકર નાનાભાઈકૃત 'મારા અનુભવની નોંધ' એ કર્તાએ રચેલું પોતાનું જીવનચરિત્ર છે. એમાં સુંદર પદ્યો ને સરળ પણ પ્રૌઢ ને શિષ્ટ ગદ્યમાં કર્તાએ ઘણી જાણવા જેવી નોંધ આપી છે. પોતાના પદ્ય પર અલંકાર વગેરેની-પોતે રચેલી ટિપ્પણી છે. શેઠ પ્રેમચંદ રાયચંદની

સાદાઈનું વર્ણન, શેઠ દલપતભાઈ ભગુભાઈનો કોઈના જામીન ન થવાનો બોધ, વગેરે અનેક હકીકત વાચકને આનંદ આપે ને ઉપયોગી થાય એવી છે. એજ ગ્રન્થમાં ગ્રન્થકારે ભર્તૃહરિના 'વૈરાગ્યશતક'નું સમશ્લોકી ભાષાન્તર આપ્યું છે તે ઘણું પ્રાસાદિક છે. છેવટે તેમણે પ્રાસંગિક પરચુરણ પદ્યો આપ્યાં છે તે ઘણાં સારાં છે. જેમનું જીવન ઘણું વ્યવસાયી હતું તેમણે આટલી ને તે ઉંચા પ્રકારની કરેલી સાહિત્યસેવા ખરેખરી સ્તુતિપાત્ર છે.

એમને આશ્રયે ચાલેલી રેવાબાઈ શિક્ષણમાળામાં પણ થોડાંક સારાં પુસ્તકો રચાયાં છે.

નવલકથા—નવલકથાના ક્ષેત્રમાં રા. ગ. કનૈયાલાલ માણેકલાલ મુનશીનાં પુસ્તકો વાચકોમાં અતિપ્રિય થયાં છે. તેમજ રા. રા. ચુનીલાલ વર્ધમાન શાહનાં ને રા. રા. મોતીલાલ સદાવાળાનાં, સ્વ. ભોગીન્દ્રનાં તેમજ રા. રા. રાજેન્દ્રલાલ સોમનારાયણ દલાલનાં 'વિપિન' જેવાં પુસ્તકો સારાં છે. પરંતુ એ દિશામાં ઉત્તમ પ્રયત્ન માટે હજી ઘણો અવકાશ છે. બંગાળી કે અંગ્રેજી, કે બીજી પાશ્ચાત્ય ભાષાના ભાષાન્તર કે રૂપાન્તરથી એ ક્ષેત્ર શોભવાનું નથી. એમાં સ્વતંત્ર સારાં પુસ્તકોની જરૂર છે. નિર્મર્યાદ શૃંગારનું નિરૂપણ કર્યા વિના નીતિના નિયામક અંકુશમાં રહી સમાજનાં વિવિધ અંગની આધુનિક સ્થિતિનો જેમાં ચિતાર યથાર્થ આવે તેમજ જેમાં આવશ્યક સુધારાના માર્ગનું સૂચન થાય એવી વસ્તુસંકલનાનું ને પાત્રનિરૂપણનું તથા અનેક સૂક્ષ્મ પરિસ્થિતિનું, જુદે જુદે પ્રસંગે ઉત્પન્ન થતા વિકારો, જેને નવલરામભાઈ 'રીતભાત' કહે છે, તેનું સંપૂર્ણ અને આબેહુબ વર્ણન એ નવલકથામાં આવશ્યક છે. એવાં સ્વતંત્ર, ઉત્તમ પુસ્તકોની ન્યૂનતા પુરી પાડવા એ ક્ષેત્રમાં પ્રસિદ્ધિ પામેલા લેખકોએ તેમજ અન્ય તરુણ લેખકોએ પ્રયત્નશીલ થવુ જોઇએ.

નાટક—નાટકનું ક્ષેત્ર જોઈએ તેવું વિકસ્યું નથી. ઉત્તમ નાટક રચનારને નાટ્યશાસ્ત્રનું જ્ઞાન અને સંસ્કૃત અને અંગ્રેજી ભાષાનાં ઉત્તમ નાટકોનું પરિશીલન આવશ્યક છે.

---

## પ્રાથમિક શાળાના શિક્ષકોના પગાર

સરકારી, લોકલ બોર્ડ તથા મ્યુનિસિપલ પ્રાથમિક શાળામાં જે શિક્ષકો તા. ૩૦-૬-૨૩ ને રોજ કાયમ જગ્યા પર હતા તેમના પગાર તા. ૧-૩-૨૩થી નીચે પ્રમાણે સુધારવામાં આવ્યા છેઃ—

| | માસિક રૂ. |
|---|---|
| લાયકાત વગરના શિક્ષકો | ૨૦ |
| લાયકાતવાળા શિક્ષકો | ૨૫-½-૩૦ |
| પહેલાં વર્ષના ટ્રેન્ડ શિક્ષકો | ૩૦-½-૩૫-½-૪૦ |
| બીજા ,, ,, ,, | ૩૫-½ ૪૫-૧-૫૦ |
| ત્રીજા ,, ,, ,, | ૪૦-½-૫૦-૧-૬૦ |

૨. પગારનો વધારો પહેલી માર્ચથીજ ગણવામાં આવશે; બીજી કોઈ તારીખથી નહિ.

૩. લાયકાતવાળા પણ અન્‌ટ્રેન્ડ શિક્ષકોના પગારનો વધારો તા. ૧-૩-૨૩થી ચઢતો થએલો ગણાશે, અર્થાત્, તેમને પહેલો વધારો એટલે રૂ. ૨૬ તા. ૧-૩-૨૮ એ મળશે.

૪. ટ્રેન્ડ શિક્ષકનો તા. ૧-૩-૨૩ એ થતો પગાર નીચે પ્રમાણે ગણવામાં આવશેઃ—

પગારનો કેટલો વધારો ચઢયો છે તે નક્કી કરવામાં કરેલી નોકરીનાં પુરાં વર્ષોજ ગણવામાં આવશે. (તે ઉપરાંત ૭ માસ ઉપરની નોકરી થઈ હશે તો તેને પણ એક વર્ષની ગણી લેવામાં આવશે.)

જે શિક્ષકોએ પહેલા કે બીજા વર્ષનું સર્ટિફિકેટ મેળવી નોકરીમાં દાખલ થઈ પછી બીજા કે ત્રીજા વર્ષનું સર્ટિફિકેટ મેળવ્યું હશે તેનો હાલના સર્ટિફિકેટ પ્રમાણે શરૂઆતનો પગાર લઈ તેમાં તેને નીચલા સર્ટિફિકેટ પ્રમાણે મળતો વધારો ઉમેરવામાં આવશે, અને એ આંકડો ઉપલા સર્ટિફિકેટના સ્કેલ પ્રમાણે નહિ હશે તો તેને તે સ્કેલના ઉપલા પગથીઆ જેટલો ગણવામાં આવશે. એ પ્રમાણે જે કુલ આંકડો આવશે તેને તેનો શરૂઆતનો પગાર ગણી તેમાં બીજા કે ત્રીજા વર્ષના ટ્રેન્ડ શિક્ષક તરીકે ચડેલો વધારો ઉમેરી આપવામાં આવશે. ઉદાહરણઃ—

એક શિક્ષકે બીજા વર્ષના ટ્રેન્ડ શિક્ષક તરીકે ૫ વર્ષ અને ૧૦

મહીનાની નોકરી કર્યા પછી નવેંબર અને ૧૯૨૪માં ત્રીજા વર્ષનું સર્ટિફિકેટ મેળવ્યું હોય તો તેના હાલના સર્ટિફિકેટ પ્રમાણે શરૂઆતના રૂ. ૪૦ લઈ, તેમાં બીજા વર્ષના ટ્રેન્ડ શિક્ષક તરીકે કરેલી ૬ વર્ષની નોકરીના વધારાના રૂ. ૩ ઉમેરી, તે ઉપર ત્રીજા વર્ષના ટ્રેન્ડ શિક્ષક તરીકે તા. ૧-૩-૨૩એ થએલી ૮ વર્ષ અને ૩ માસની નોકરી બદલ રૂ. ૪ ચઢાવવામાં આવશે, એટલે કે કુલ પગાર રૂ. ૪૦ + ૩ + ૪=૪૭ ગણાશે; પણ આજ આંકડો ત્રીજા વર્ષના સ્કેલ પ્રમાણે નહિ હોવાથી તેને વધારીને તે પ્રમાણે કરવામાં આવશે ને શિક્ષક મજકુરને રૂ. ૪૮ આપવામાં આવશે. તા. ૧-૩-૨૪એ એની ૯ વર્ષની નોકરી પુરી થએલી હોવાથી એને બીજો વધારો આપવામાં આવશે ને એનો પગાર રૂ. ૫૦ થશે.

વધારો ગણવામાં કપાતે પગારે લીધેલી રજા નોકરીની મુદતમાંથી બાદ કરવામાં આવશે.

---

## સંગીતશિક્ષણ

'વેસ્ટર્ન ઇન્ડિઆ'ની 'ફિલ્હાર્મોનિક સોસાઇટિ'એ સરકારને અરજ કરી હતી કે તેણે તૈયાર કરેલા હિંદી સંગીતના નોટેશનને સરકારી સ્કૂલોમાં અને કૉલેજોમાં સંગીત શીખવવામાં ઉપયોગમાં લેવાને ભલામણ કરવી.

આ નોટેશન યુરોપના સ્ટાફ-નોટેશનને આધારે તૈયાર કરવામાં આવ્યું છે અને તે હિંદુસ્તાનના કેટલાક જાણીતા સંગીતશાસ્ત્રીઓને પસંદ પણ પડયું છે. આ નોટેશનથી લાભ એ છે કે ગાયન લખવામાં ઘણો થોડો વખત લાગે છે અને જગ્યા પણ થોડી રોકાય છે. વિશેષમાં, યુરોપનું સ્ટાફ-નોટેશન સ્વીકારી તે પ્રમાણે જો હિંદી સંગીત શીખવવામાં આવે તો હિંદના લોકો યુરોપનું સંગીત ગાઈબજાવી શકે તેમજ યુરોપના લોકો હિંદી સંગીત પણ તેવી રીતે ગાઈબજાવી શકે. આથી પૂર્વ અને પશ્ચિમના લોકો એકબીજાને સમજતા થાય અને એથી તેઓ એકબીજાના ગુણ લેતા પણ થાય.

આ બાબતમાં હિંદી સંગીતશાસ્ત્રીઓએ એવો મત દર્શાવ્યો છે કે કોઈ પણ જાતના પરદેશી નોટેશનથી હિંદી સંગીતના ઝીણા ઝીણા ભેદો દર્શાવી શકાશે નહિ. સરકારનો અભિપ્રાય એવો છે કે શાળાઓમાં અને કૉલેજોમાં

સંગીતના વધારે સારા શિક્ષણ અને અભ્યાસ માટે કોઈક નોટેશનની જરૂર તો છે, તોપણ નોટેશન સંબંધી હિંદી સંગીતના ઉસ્તાદો જ્યાંસુધી એક મત ન થાય ત્યાંસુધી સરકાર એ બાબતમાં કશું કરી શકે નહિ.

આ પરથી સરકારે એવો ઠરાવ કર્યો છે કે સોસાઇટિનું નોટેશન સ્વીકારવું નહિ અને સરકારી શાળાઓમાં અને કૉલેજોમાં હાલમાં સંગીત શીખવવામાં આવે છે તેજ પ્રમાણે તે શીખવવા દેવું.

---

આ બાબતમાં અત્રે જણાવવું જોઇએ કે સંગીત એ પણ એક જાતની ભાષા છે. જે પ્રમાણે ભાષાદ્વારા આપણે આપણા અનેક તરેહના વિચાર–ભાવ દર્શાવી શકીએ છીએ તેજ પ્રમાણે સંગીતદ્વારા આપણે આપણા વિચાર–ભાવ દર્શાવી શકીએ. પણ જેમ ભાષા શીખ્યાશીખવ્યા વગર આવડતી નથી તેજ પ્રમાણે સંગીત પણ શીખ્યાશીખવ્યા વગર આવડતું નથી. એ કારણથી માતૃભાષાના અંગ તરીકેજ એ વિષયને પ્રાથમિક શાળામાં ગણવો જોઈએ અને શીખવવો જોઈએ. એ વિષયમાં બાળકો પાસે સાથે સાથે તેમજ છુટાં છુટાં ઉત્તમ ગાયનો તથા કવિતાઓ ગવડાવવાં એટલુંજ નહિ, પણ સંગીતશાસ્ત્રનાં મૂળતત્ત્વોનું પણ તેમને કાંઈક ભાન કરાવવું. છુટાં છુટાં ગવડાવવાનું પ્રયોજન એ કે તેથી કરીને દરેક બાળક પોતાની મેળે ગાઈ શકે છે કે નહિ તેની ખાતરી થઈ શકે. સાથે સાથે ગવડાવવાનું પ્રયોજન એ કે તેથી કરીને બાળકને ગાવાનું શૂર ચડે અને ગાવાની હિંમત આવે. બાળકો સાથે સાથે ગાય છે ત્યારે બાળકના પૃથક્ પૃથક્ દોષ ઢંકાઈ જાય છે અને તેમના સમગ્ર ગુણ આગળ આવે છે. એ કારણથી બંને રીતે ગાયન શીખવવું. એ પ્રમાણે ગાનાં શીખવ્યા પછી સંગીતશાસ્ત્રનાં મૂળતત્ત્વો–તાલ, સૂર વગેરે પર જવું. સંગીતકળા તથા શાસ્ત્ર આપણા દેશમાં ઘણાં પ્રાચીન છે. એ કિંમતી વારસો આપણે આપણાં છોકરાંઓને આપવો જોઇએ અને તે આપણી શાળાદ્વારાજ આપણે આપી શકીએ. પણ સંગીતશિક્ષણ અને સંગીતનો અભ્યાસ પ્રસરાવવાને સંગીતનું નોટેશન–એની લેખનપદ્ધતિ આવશ્યક છે. જ્યાંસુધી એની લેખનપદ્ધતિ સંતોષકારક રીતે રચાય નહિ ને માન્ય થાય નહિ અને જ્યાંસુધી રચાએલી લેખનપદ્ધતિ સહેલાઈથી વાંચી શકાય ને સમજી શકાય તેવી ન હોય, ત્યાંસુધી લોકોમાં સંગીતનો બહોળો ફેલાવો થઈ શકે નહિ, અને તે વગર આપણાં સંગીતની સ્થિતિ છે તેવીજ સ્થિર રહેવાની.

---

## બગીચાની રચના



આ આકૃતિઓ કાઢવાને માટે જમીનમાં ઢેફા કે કાકરા કે પથરા હોય તો તે કાઢી નાખવા. સાધનમાં ફુટપટી, એક બીજી સીધી લાંબી પટી, અને એક મોટો લાકડાનો કૉમ્પાસ રાખવા.



## સુદિ ચોથે સૂર્યગ્રહણ

(જગજીવન કાળિદાસ પાઠક, તાલુકા સ્કૂલમાસ્તર, પોરબંદર)

આવતી વૈશાખ સુદિ ચોથે તા. ૯-૫-૨૪ ને દહાડે સૂર્ય અને પૃથ્વીની વચ્ચે થઈને બુધનો ગ્રહ પસાર થાયછે, એટલે તે દહાડે સૂર્ય ઉપર થઈને એક કાળો ડાઘ પસાર થતો હોય તેવું સૂર્યોદય સમયે દેખાશે. જો મળી શકે તો આ દૃશ્ય દૂરબીનથી નિહાળતાં આહ્લાદ થશે. સ્વ. શંકરમણિ નરહગમભાઈએ જૂનાં ગુ. શા. પત્રોમાં શુક્રસંક્રમણ વિષે વિદ્વત્તા પૂર્ણ ચર્ચા કરેલી છે. જે વાંચેલી ન હોય તો ખગોળ-શાસ્ત્રના શોખીનોને તે વાંચવા અહીંઆ ભલામણ કરવી અસ્થાને નથી.

જુઓ શુક્રનું અંતર્ગમન. ગુ. શા. પત્ર, પુ. ૧૪ જાન્યુઆરિ સને ૧૮૭૫, અંક ૧ લો.
„ „ „ „ „ માર્ચ „ „ અંક ૩ જો.

તંત્રી.

## ચોરસમાંથી બનાવી શકાય એવાં જુદાં જુદાં ચિત્રો

નીચેનાં ચિત્રોમાં માણસ, બિલાડી, ઘોડો, અને કુતરો એમ ચાર આકૃતિઓ ચોગ્મની ગોઠવણીથી કાઢવામાં આવી છે, ચિત્રોમાં અનુક્રમે જોતાં માલમ પડશે કે ચોરસોને એક પછી એક ક્રમપૂર્વક ગોઠવીને છેવટે બાકીની લીટીઓ દોરી આકૃતિઓ સંપૂર્ણ કરવામાં આવી છે.



## શુદ્ધિપત્રક

શાળાપત્ર પુ. ૬૩મું અંક ત્રીજો પા. ૯૨

| અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- |
| ૧૦ નાની નાની વાતો | ૧૦ નાની નાની વાતો |
| ભાગ ૧-૪ | ભાગ ૧-૬ |

---

## સરકારી જાહેરખબર.

(ઉ. ભા. ના એ. ઇ. ના હુકમ નં. ૧૫૯૬૭, તા. ૨૫ મી માર્ચ, સને ૧૯૨૪ ના આધારે)

મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સના તા. ૨૦ મી ડિસેમ્બર, સને ૧૯૨૩ ના કાગળમાં જણાવ્યા મુજબ નર્મગદ્ય ભાગ ૧લાના છાપવાના સંબંધમાં જણાવવાનું કે તા. ૧૭ મી માર્ચ, સને ૧૯૨૪ ના ડિરૅક્ટર પબ્લિક ઇન્સ્ટ્રકશનના હુકમ નં. ઍસ-૫૪ ડી.ને આધારે તેમને તે ચોપડી નિશાળોમાં તેમજ જાહેરમાં નકલ દીઠ ૧-૮-૦ ની કિંમત પ્રમાણે વેચવાની પરવાનગી આપવામાં આવે છે.

---

## જાહેરખબર

### રાવસાહેબ માધવલાલ હરિલાલ સ્મારકફંડની

કોઈ નક્કી કરેલા વિષય ઉપર સૌથી સરસ પાઠ આપવા માટે પંચમહાલ જિલ્લો, પંચમહાલ એજન્સિ, રેવાકાંઠા, મહીકાંઠા અને પાલણપુર એજન્સિની કોઈ સ્ત્રીશિક્ષકને સ્મારક ઇનામ તરીકે રૂ. ૩૦) નાં પુસ્તકો અથવા સાહિત્યો આપવાની ગુજરાત વર્નાક્યુલર સોસાઈટિએ ગોઠવણ કરી છે.

પરીક્ષા તા. ૬ ઠ્ઠી ઓક્ટોબર, સને ૧૯૨૪ ને સોમવારના દિવસે મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદની પ્રૅક્ટિસિંગ નિશાળમાં કૉલેજનાં લેડી સુપરઇન્ટેન્ડેન્ટ અને પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના હેડમાસ્તર લેશે.

પાઠનો વિષય અને તે જે વર્ગમાં આપવાનો હશે તે એક કલાક અગાઉ કહેવામાં આવશે. સઘળી અરજીઓ તા. ૧૫ મી સપ્ટેમ્બર ૧૯૨૪ સુધીમાં પોતાના જિલ્લાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ માર્ફત મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજનાં લેડી સુપરઇન્ટેન્ડેન્ટ સાહેબ તરફ મોકલવી.

પાંચ વરસ ઉપરની અને પંદર વરસ અંદરની નોકરીવાળાં સ્ત્રીશિક્ષકો આ ઇનામ માટે લાયક ગણાશે.

મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફૉર વિમેન, અમદાવાદ
તા. ૧૫-૪-૨૪.

(સહી) એમ. ઈ. ચબ.
લેડી સુપરઇન્ટેન્ડેન્ટ

( ઉ. ભા. ના એ. ઇ. ના હુકમ નં. ૩૨૭, તા. ૭મી એપ્રીલ, સને ૧૯૨૪ ના આધારે )
( ઉ. ભા. ના એ. ઇ. ના હુકમ નં. ૩૨૭, તા. ૭મી એપ્રીલ, સને ૧૯૨૪ ના આધારે ) ડિ. ઑવ. પબ્લિક ઇન્સ્ટ્રકશનને અને
સને ૧૯૨૪ ના માર્ચની તા. ૩૧ મીએ પુરા થતા ત્રિમાસ માટે ડિ. ઑવ. પબ્લિક ઇન્સ્ટ્રકશનને અને
ઉ. ભા. ના એ. ઇન્સ્પેક્ટરે ઉ. ભા. ની શાળાઓ અને ટ્રેનિંગ સંસ્થાઓ માટે પાઠ્યપુસ્તક,
ઇનામ અને લાયબ્રેરી માટે મંજુર કરેલાં પુસ્તકોની યાદી

| અનુક્રમ નંબર. | પુસ્તકનું નામ. | ગ્રંથકારનું નામ. | પ્રસિદ્ધ કરનારનું નામ તથા તેનું ઠેકાણું. | નકલ દીઠ કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુર. | ટીકા. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ભૂગોળવિદ્યા, ભાગ બીજો. ( માધ્યમિક શાળાઓ માટે) (પહેલી આવૃત્તિ.) | રા. એ. એમ. દિવાનજી, બી. એ. | રા. એ. એમ. દિવાનજી, બી. એ. | ૦-૪-૦ | પાઠ્ય પુસ્તક. (બીજી આવૃતિમાં જરૂરી નકશા, ચિત્રો, વગેરે મૂકવાં.) | મિડલ સ્કૂલ માટે. |
| ૨ | આરોગ્યદર્શન (પહેલી આવૃત્તિ.) | રા. આર. સી. દિવાન. | રા. આર. સી. દિવાન, ભરૂચ. | ૦-૬-૦ | પાઠ્ય પુસ્તક. | પ્રાથમિક કન્યાશાળાઓ અને સ્ત્રીઓ માટેની ટ્રેનિંગ સંસ્થાઓ માટે. |
| ૩ | ગુજરાતી અંકગણિત, (પહેલી આવૃત્તિ.) | રા. જી. આર. દેસાઈ. | રા. જી. આર. દેસાઈ આ. ટે. એ. ઈ. અમદાવાદ. | ૧-૪-૦ | ” | માધ્યમિક મિડલ સ્કૂલ્સ અને પ્રાથમિક શાળાઓ માટે. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪ | કન્યાગણિત ભાગ પહેલો (પહેલી આવૃત્તિ.) | રા. ડાહ્યાભાઇ તુલસીદાસ ભોમાણી. અને રા. રતનશી પી. અનડા. | રા. ડા. તુ. ભોમાણી અને રા. રતનશી પી. અનડા મદનગોપાળ ની હવેલી, અમદાવાદ. | ૦-૮-૦ | પાઠ્ય પુસ્તક. | પ્રાથમિક કન્યાશાળાઓ માટે. |
| ૫ | ત્રિવેદી વાચનમાળા (પહેલી આવૃત્તિ.) | રા. બા. કે. પી. ત્રિવેદી અને પ્રો. એ. કે. ત્રિવેદી. એમ. એ. એલ એલ. બી. | રા. એમ. સી. કોઠારી, વડોદરા. | | ,, | ગુજરાતી પ્રાથમિક શાળાઓ માટે. |
| | પ્રવેશિકા | | | ૦-૧-૬ | | |
| | પહેલી ચોપડી. | | | ૦-૩-૬ | | |
| | બીજી ચોપડી | | | ૦-૪-૬ | | |
| | ત્રીજી ચોપડી. | | | ૦-૬-૬ | | |
| | ચોથી ચોપડી. | | | ૦-૮-૦ | | |
| ૬ | શાળોપયોગી ભૂગોળમાળા, મણકો પહેલો. | રા. વી. એસ. પટેલ. | રા. પોપટલાલ એમ. ગજરાવાળા, અમદાવાદ. | ૦-૪-૦ | ઇનામ અને લાઇબ્રેરી. | ,, ,, |
| ૭ | શાળોપયોગી હિંદુસ્તાનનો ઇતિહાસ (પહેલી આવૃત્તિ.) | રા. પોપટલાલ મગનલાલ. | ,, ,, | ૧-૪-૦ | ,, | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ માટે. |
| ૮ | વજ્ઞાનિક શિક્ષણનો પ્રારંભ. (સને ૧૯૨૩ ની આવૃત્તિ.) | પ્રો. લક્ષ્મણજી એમ એ. | રા. ચિંતામણ પી. સાઠે, ગીરગામ, મુંબઈ. | ૦-૯-૦ | લાઇબ્રેરી. | પ્રાથમિક શાળાઓ અને ટ્રેનીંગ સંસ્થાઓ માટે. |
| ૯ | લઘુભારત (બીજી આવૃત્તિ.) | રા. કૃષ્ણાજી ગોવિંદ કિનરે. ભાષાન્તર કર્તા રા. આર. ડી. પરમાર. | રા. શંકર નરહર જોશી, પુના | ૦-૧૦-૦ | ઇનામ અને લાઇબ્રેરી. | પ્રાથમિક શાળાઓ માટે. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૦ | નીતિવચન (છઠ્ઠી આવૃત્તિ.) | રા. કરસનદાસ મળજી. | રા. જીવણલાલ એ. મહેતા, પીરમશારોડ અમદાવાદ. | ૧—૦—૦ (કાચું પુઠું) ૧—૮—૦ (પાકું પુઠું) | ઇનામ અને લાઇબ્રેરી. | પ્રાથમિક શાળાઓ માટે. |
| ૧૧ | પૂર્વાલાપ (પહેલી આવૃત્તિ.) | રા. મણિશંકર આર. ભટ્ટ. | ,, ,, | ૦—૧૨—૦ | ,, ,, | હાઇસ્કુલો અને પ્રાથમિક ટ્રેનિંગ સંસ્થાઓ માટે. |
| ૧૨ | હરી કેશચંદ્ર ભાગ પહેલો (પહેલી આવૃત્તિ.) | રા. આર. કે. દેસાઈ. | રા. જીવણલાલ એ. મહેતા, પીરમશા રોડ, અમદાવાદ. | ૨—૦—૦ | ઇનામ અને લાયબ્રેરી. | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ માટે. |
| ૧૩ | ગંભીત શ્રીમદ્ ભાગવત સંક્ષિપ્ત (પહેલી આવૃત્તિ.) | રા. ગણપતરામ એલ. દ્વિવેદી. | રા. ગણપતરામ એલ. દ્વિવેદી, જંઝા. | [illegible]—૦—૦ | ,, ,, | પ્રાથમિક શાળાઓ માટે. |
| ૧૪ | રાંધણકળા (પહેલી આવૃત્તિ.) | બાઈ છોટીગવરી નનુભાઇ દિવાન. | બાઈ છોટીગવરી નનુભાઇ દિવાન, ઠે. રા. જમનાદાસ ઘેલાભાઇ, નવસારી. | ૦—૮—૦ | ,, ,, | કન્યાશાળાઓ અને સ્ત્રીઓ માટેની ટ્રેનિંગ સંસ્થાઓ માટે. |

(બ) (૧) ભેંસ તથા ગાય અથવા બળદને,

(૨) મેંઢા તથા બકરાને,

(૩) પોપટ તથા કાગડાને

એકબીજા સાથે સરખાવી બન્ને વચ્ચેના ભિન્ન ગુણો બતાવી મુકાબલો કરવો.

(૧) આકાશ તથા આકાશમાં આપણે શું શું જોઈએ છે તેઃ આકાશ, વાદળાં, સૂર્ય, ચંદ્ર તથા તારા.

વર્ષાદનું પાણીઃ તે કયાંથી આવે છે, કયાં જાય છે અને તેથી શું થાય છે.

## ૨ જું ધોરણ

(અ) પંદર સ્થાનિક રોપાઓ જેવા કે,—બાજરી, જુવાર, ઘઉં, ડાંગર, શેરડી, મકાઈ, આંબો, જમરૂખી, દાડમડી, કેળ, ખજુરી, નાળીએરી, લીંબુડી; તુવેર, ચણા, કઠોળના છોડ, વટાણા, ભોંયસીંગ; ગુલાબ, જુઈ, સુરજમુખી ફુલ, ગુલમોર, ગલગોટો, તુલસી; કાકડી, તડબુચી, દુધી વગેરેનું તથા તેમના મુખ્ય ભાગોનું અવલોકન કરવું તથા તે ઓળખવા.

(બ) પાંચ સામાન્ય જનાવરો, જેવાં કે,—બતક, મરઘી, ચકલી, કબુતર, ઘોડો, ગધેડું, ઊંટ, ગોકળગાય વગેરેના આકાર તથા તેની ખાસીયતોનું અવલોકન કરવુ.

(ક) એક સળીઆવડે પડતા છાંયડાની દિશાઓ ધ્યાનમાં લઇને, સૂર્યની જુદી જુદી સ્થિતિનું અવલોકન કરવું. આકાશમાં સૂર્ય કયે ઠેકાણે છે તે ધ્યાનમાં લઈને કેટલા વાગ્યા છે તે કહેવું; પવનની દિશા જાણવી.

## ૩ જું ધોરણ

(અ) મુળીયુ તથા રોપાને મુળીયાનો ખપઃ રેસાવાળા મુળિયાં, મુખ્ય મુળિયુ, તથા કંદવાળું મુળિયુ એ બધા વચ્ચે તફાવત સમજવો.

દાંડીઃ—જુદી જુદી જાતની દાંડી, જેવી કે, ઉભી, જમીન પર પથરાતી, ઉંચે ચડતી તથા જમીનની તળીયેથી જતી અને તેમનો ઉપયોગ. દાંડીને આડી કાપીને ચકરડાવાળા અથવા ચકરડા વગરના કટકાનો અભ્યાસ.

પાંદડાઃ—છોકરાંઓએ પોતે ભેગાં કરેલાં પાંદડાંમાં શું શું ફેરફારો છે તે બતાવતાં તેમને શીખવવું.

(બ) છોકરાંઓ જાણતાં હોય તેવાં પક્ષીઓની સાધારણ ખાસીયત તથા તેમના વિશેષ ગુણ.

પક્ષીઓની રહેઠાણની જગ્યા, ખોરાક, ચાંચ તથા પંજા પ્રમાણે તેમના વર્ગ કરવા.

(ક) દિવસે દિવસે ચંદ્રમા કયાંથી કયાં જતો જાય છે તથા કેટલો નાનો મોટો થતો જાય છે તે તપાસવું.

વાદળાંઃ—કેવી રીતે બને છે તે તથા કેવા પ્રકારનાં હોય છે તેઃ વાદળાં પર પવનની અસર.

ખડકો તથા માટીઃ વ્હેતા પાણીની તેમના પર અસર.

### ૪ થું ધોરણ.

(અ) પાંદડાંઓઃ સૂર્યના પ્રકાશ તથા પાણી સાથે સંબંધ.

ફૂલના ભાગો તથા તેમનો ઉપયોગ.

ફળ,—રસવાળાં તથા સુકાં; ફળના ભાગ.

બીમાંથી ફણગો કેમ ફૂટે છે તે બતાવવા સાદા અખતરા.

(બ) અવલોકન હેઠળ રાખેલા કોઈપણ જીવડા (જેવા કે, પતંગીયું અથવા રેશમના કીડા)નો તથા દેડકાનો જીવન હેવાલ.

માછલી (મળી શકે ત્યારે), પાણીમાં રહેવાને કેવી રીતે લાયક છે તે. તેનું વજન, આકાર, ચામડી, ઉષ્ણતા, એની હરફર.

(ક) ઘણામાં ઘણા પ્રકાશવાળા તારાના ઝુમખા, અથવા મરજી હોય તો, થોડા ચંદ્રનાં નક્ષત્ર ઓળખાવવાં.

પાણી, ગરમી, ઠંડી તથા પવનની ખડક અને જમીન પર શું અસર થાય છે તે.

### ૫ મું ધોરણ

(અ) ૧. પવનથી અથવા જંતુ વગેરેથી ફૂલ ઉપર કણ, ડાય વગેરે પડવા બાબત, ૨. ફળદ્રુપ કરવા બાબત, ૩. વિકાસ, ૪. બી રોપવાની સૌથી સામાન્ય રીત, ૫. ફણગો ફૂટવા બાબત.

જુદા જુદા રોપાઓ કયે જુદે જુદે ઠેકાણે થાય છે તે.

ફૂલવાળા તથા ફૂલ વગરના છોડ વચ્ચેનો તફાવત. ફર્ન, લીલ અને કુતરાની ટોપીને ફૂલ વગરના છોડના દાખલા તરીકે વાપરવા.

કેરી, લૉરેન્યસ તથા કુતરાની ટોપીની પોષણક્રિયા.

(બ) મધમાખી અથવા કીડી, માખી અથવા મચ્છર, વાંદા તથા અળસીયાનો સામાન્ય અભ્યાસ.

મરઘીનાં ઈંડાંની રચનાનું (જ્યારે બની શકે ત્યારે) અવલોકન કરવું.

(ક) આ ધોરણ માટેની વાચનમાળામાં આપેલા સૂર્ય, ચંદ્ર વગેરે આકાશમાંના પદાર્થોનું અવલોકન.

ધુમસ, ઝાકળ તથા ફગ કેવી રીતે થાય છે તે.

વર્ષાદ તથા ઉષ્ણતા કેવી રીતે મપાય છે તે.

સ્થાનિક ખડકો તથા જમીનોની તપાસ.

## ૨.

## પ્રાથમિક શાળાઓ માટે નિશાળમાં બાગબાનીનો અભ્યાસક્રમ.

નિશાળમાં બાગબાનીના કામ માટે જગ્યા તથા મગદોના સંબંધમાં

ઘણો ફેરફાર રહેશે. જ્યાં સંજોગો અનુકૂળ હોય ત્યાં કેવા પ્રકારનું કામ થવું જોઇએ તે આ સૂચનાઓમાં આપેલુ છે. ઓછી અનુકૂળતાવાળા સંજોગોમાં શિક્ષકે પોતાને મળી શકતી સગવડોનો ઉત્તમ ઉપયોગ કરવો. વિદ્યાર્થીઓની પ્રયોજક શક્તિને ઉત્તેજન આપવું.

બાળવર્ગ.

છોકરાંઓએ ઘણાં નાનાં કુંડાં અથવા નાળિએરની અડધી કાચલી ઘેરથી લઈ આવવી, તેમાં માટી ભરવી અને બીઆં રોપીને તેમની સંભાળ રાખવી. સ્કૂલના સામાન્ય બાગમાંથી અથવા વર્ગના પ્લૉટમાંથી નિંદવાનું, પથરા, સુકાઈ ગએલાં પાંદડાં વગેરે એકઠાં કરવાનું કામ શિક્ષક સાથે બધાએ મળીને કરવું.

૧ લું ધોરણ

વર્ગના પ્લૉટમાં નરમ જમીનમાં ખોદવા માટે ખુરપીનો ઉપયોગ કરવો તથા તે વડે ખોદવાનો મહાવરો પાડવો. કુએક રોપા ઉગાડતાં શીખવું અને સામાન્ય રીતે શિક્ષકની દેખરેખ હેઠળ કામ કરવું. સાધારણ રીતે એકી વખત ૧૫ કરતાં વધારે વિદ્યાર્થીઓ પાસે કામ કરાવવું નહીં.

૨ જુ ધોરણ

૩'×૩' ના નમુનારૂપ પ્લૉટમાં વિદ્યાર્થીઓએ શિક્ષક કેમ કામ કરે છે તે જોવું અને પછી બે વિદ્યાર્થીઓએ પોતપોતાના પ્લૉટમાં તેજ કામ કરવું. બની શકે ત્યાંસુધી સૃષ્ટિજ્ઞાન માટે જોઈતા સઘળા રોપાઓ ઉગાડવા.

૩ જું ધોરણ

જમીન તૈયાર કરવાનું બધાને સાથે શીખવવું. બની શકે ત્યાં ૫'×૬' ના પ્લૉટમાં ત્રણ ત્રણ છોકરાને સાથે કામ કરાવવું અને સૃષ્ટિજ્ઞાનના અભ્યાસ માટે જોઈતા રોપાઓ ઉગાડવા—મુળીયાં, જેવાં કે,–મુળા, ગાજર, અને કંદ, જેવાં કે,—બટાટા, આદુ, હળધર, કાંદા, શકરીઆં: ભાજી, જેવી કે,-મેથી, અળુ, પોકલા અને કાચાં ખવાતાં શાક, જેવાં કે–મરચાં, વેંગણ, કાકડી.

૪ થું ધોરણ

ફૂલઝાડનાં બી માટે છાછરી પેટીઓ અથવા કુંડાં બનાવવાના સંબંધમાં બધાને સાથે શિક્ષણ આપવું. ખાતર તથા ખાતર નાખવા સંબંધી અભ્યાસ. નિશાળના બગીચાના રોણકદાર ભાગ જેવા કે, કિનારી તથા વાડોની સંભાળ. છાંટી નાંખીને તથા ગાંઠોના કટકાઓ રોપીને, છોડવાઓ વધારવા: ઉગેલા છોડોને એક જગાએથી ઉખેડી બીજી જગાએ રોપવા તથા છોડવાઓ બીજા કુંડામાં રોપવાં.

૫ મું ધોરણ

ફર્ને તથા લીલ માટે બાગના છાંયડાવાળો ભાગ તૈયાર કરવા બાબતઃ

૫'×૬'ના પ્લૉટમાં બે વિદ્યાર્થીઓએ ભીંડા, ટમેટા, કોબી, વેંગણ, અંબાડી, કપાસ, મકાઈ રોપવા. બાગના સામાન્ય ભાગમાં સગવડ પ્રમાણે તથા સૃષ્ટિજ્ઞાનના અભ્યાસ માટે જોઈતા બને તેટલાં ફળઝાડ હોવાં જોઈએ.

કળીઓ ફુટવા તથા કલમ કરવાને લગતો પ્રયોગ બાગને નુકસાન કરતા જીવજંતુની માહીતી. સામાન્ય રીતે બાગ બનાવવાનું કામ.

## સૃષ્ટિજ્ઞાન તથા બાગકામના શિક્ષણમાં શિક્ષકોને સૂચનાઓ

બાળકને પોતાની આસપાસ નજરે પડતી કુદરતી ચીજોની માહીતી આપવી તથા તે પ્રત્યે સમભાવના ઉત્પન્ન થાય એવી સ્થિતિમાં મૂકવું; વળી સાથે સાથે તેને અવલોકન કરાવી તે ઉપરથી અનુમાન કેવી રીતે કરવું એ શીખવવું અને કુદરતી વસ્તુઓ તરફ તેની પ્રેમવૃત્તિ ઉદ્ભવે અને તેની ખુબી સમજી શકે એવું બનાવવું એ સૃષ્ટિજ્ઞાનનો ઉદ્દેશ છે. આને માટે ઉછરતા છોડ, પ્રાણીઓ તથા આસપાસ નજરે પડતા કુદરતી દેખાવોનો તેને સીધો સંસર્ગ કરાવવો; અને તેને એવી રીતે કેળવવું કે જે જે જુએ તેનું તે કાળજીપૂર્વક અવલોકન કરે, તથા તેનું જ્ઞાન બને ત્યાંસુધી પોતાની મેળે વિચાર કરી ગ્રહણ કરે. અવલોકનમાં ઇચ્છાશક્તિના પ્રયાસની જરૂર છે, અને નાનાં બાળકને અંગે તે કેળવવાની હોય છે. આથી તેને બહાર ફરવા લઈ જાઓ ત્યારે ઉઘાડી આંખે વસ્તુઓ નિહાળતાં તેમને શીખવવું; જે જુએ તે બધું વિગતવાર અને બારિકાઈથી તપાસતાં પણ શીખવવું. આમ કેળવ્યા પછી તેમની સ્વાભાવિક જિજ્ઞાસા તથા શોધક વૃત્તિને ઉપયોગમાં લેવી. આને માટે બાળકો જે બધું જુએ તેને અંગે 'કેવી રીતે' અને 'કેમ' એવા સ્વરૂપના પ્રશ્નો વારંવાર પૂછે અને તેના ઉત્તર દે એમ તેમને પ્રેરવાં. જો બાળકો તેઓ જુએ છે તેને અંગે આમ અનુમાન કરતાં નહિ શીખે તો અવલોકનનું મહત્ત્વ ઘટવાનો સંભવ છે, અને તેને બદલે બુદ્ધિ વિનાનું અને પોપટીઉં જ્ઞાન મળશે. દાખલા તરીકે, ફૂલને પાંખડીઓ શા માટે હોય છે, અને તેમનો રંગ પ્રકાશિત કેમ છે, પુષ્પનાં વજ્રપત્ર તેવાં કેમ હોતાં નથી, એ બાબતોની વખતસર અને ક્રમિકતાથી શોધખોળ કરવાને માર્ગે બાળકોને ન કેળવતાં પાંખડીઓ કે વજ્રપત્ર ગણવાનું અથવા તો પંખીને આંગળાં કેટલાં હોય છે તે પૂછવું વ્યવહારની દૃષ્ટિએ નકામું છે. જે પદાર્થનું તેઓ નિરીક્ષણ કરે તેનાં કારણો શોધી કહાવતી વર્ણને

કેવળ અટકળ કરતાં ન શીખે તે તરફ લક્ષ દેવું. કોઈ સ્પષ્ટ પુરાવાના આધાર વિનાની તરંગી સમજુતી નિરર્થક છે.

વર્ગના ઓરડામાં વિદ્યાર્થીને બેસાડી ગણિત, વ્યાકરણ, કે ઈતિહાસ શીખવીએ છીએ એમ સૃષ્ટિજ્ઞાનનો વિષય એ પુસ્તકદ્વારા શીખું જ્ઞાન આપવાનો વિષય નથી તે બાબત ખાસ કહેવી અહીં જરૂરી છે. હવા કે બીજા સંજોગો અનુકૂળ હોય ત્યારે ખુલ્લા જગામાં એટલે નિશાળના બાગમાં, ગામડાંનાં ખેતરોમાં, શહેરોમાં આવેલા બગીચામાં, અથવા આવાં બીજાં સ્થળે, બાળકોને લઈ જઈ આ જ્ઞાન આપવું.

કુદરતના અભ્યાસને વિજ્ઞાનના શિક્ષણથી અલગ રાખવો. કુદરતને પોતાના મૂળ સ્વરૂપમાં બાળક ખુલ્લી આંખે નિહાળતાં શીખે એ આ શિક્ષણનો હેતુ છે. બાળકોને વિજ્ઞાનશાસ્ત્રી બનાવવાનાં નથી તેમજ વિજ્ઞાનને વિજ્ઞાનના વિષય તરીકે શીખવીએ છીએ તેવા હેતુ પણ આમાં નથી. વિજ્ઞાનનો વિષય તો સિદ્ધાંતો અને નિર્ણયોથી વ્યવસ્થિત બનેલા જ્ઞાન સાથે જોડાએલા છે, અને તેનું શિક્ષણ આ સિદ્ધાંતોને અવલંબીને આપવાનું હોય છે. સૃષ્ટિજ્ઞાનમાં ખાસ કરીને આવી બાબતો દૂર રાખવાની છે. તેમાં કુદરતી પદાર્થો અને તેમની ક્રિયાઓનું અવલોકનજ કરવાનું છે; કેમકે આ બાબતોને બાળકના નિત્યજીવન સાથે સીધો સંબંધ હોય છે. જેવી રીતે પ્રાથમિક શાળામાં વાચન અને વ્યાકરણના વિષયો વચ્ચે ભેદ હોય છે તેવોજ ભેદ કુદરતના અભ્યાસ અને વિજ્ઞાનના અભ્યાસ વચ્ચે માની લેવો. કુદરતનો અભ્યાસ વિજ્ઞાનના શિક્ષણની માત્ર શરૂઆત છે અને વિજ્ઞાનની કેળવણી માટેની જરૂરી પ્રાથમિક તાલીમ પુરી પાડનારું સાધન છે.

વનસ્પતિશાસ્ત્ર, પ્રાણિવિદ્યા અથવા એવા બીજા કુદરતી વિષયોના શાસ્ત્રોનું પારિભાષિક જ્ઞાન સૃષ્ટિજ્ઞાનના શિક્ષકને જરૂરનું હોતું નથી. તેનામાં આવું ખાસ જ્ઞાન હોવુ જોઈએ એમ માની અભ્યાસક્રમ નક્કી કરેલો નથી. આ કામ માટે પોતાની તીવ્ર ઇચ્છા, વિષયની ઉપયોગિતા પ્રત્યે ઉત્સાહવાળી શ્રદ્ધા અને પોતાની આસપાસ નજરે પડતા કુદરતી દેખાવોનો જાતે પરિચય કરતા રહેવાનો ખંત ભરેલો પ્રયાસ, એ લાયકાતો આ વિષયના શિક્ષકમાં હોવી જોઈએ એટલું માની લેવું પડે છે. આથી સૃષ્ટિજ્ઞાનનો ખરો ઉદ્દેશ શિક્ષક લક્ષમાં રાખી તે મુજબ પોતાના શિષ્યોને દોરે તો બસ છે. શીખવવાની કુદરતી બાબતો અને બનાવોનું ઘણું જ્ઞાન શિષ્યો માફક શિક્ષક પણ પ્રત્યક્ષ અવલોકનદ્વારાજ મેળવી શકે છે; તેમજ પુસ્તકોની મદદથી પણ તે પ્રાપ્ત કરી શકશે. આ વિષયમાં અમુક બાબતો શીખવવાની

ખરી પદ્ધતિનું જ્ઞાન જેટલું જરૂરી કે વાસ્તવિક ગણાય છે તેટલે અંશે તે બાબતો જાણવી જરૂરી કે વાસ્તવિક હોતી નથી. આ વિષયમાં પદ્ધતિજ ખરી બાબત મનાય છે; વિષય કે તેને લગતી હકીકત તેવી ગણાતી નથી. સૃષ્ટિજ્ઞાનના શિક્ષકે હકીકત કહી જવાની નથી. વારંવાર પ્રશ્નો પૂછી કુદરતમાંથીજ શિષ્યો પાસે તે હકીકત શોધી કઢાવવી. આ વિષય શીખતી વખતે બાળકો ચાલાક અને ચપળ રહે, અને અવલોકન અને તપાસના કામમાં યોગ્ય માર્ગે દોરાય એજ શિક્ષકનો હેતુ હોવો જોઈએ.

આ વિષયમાં નોટ ઉતારવા દેવી કે ઉતરાવવી નહિ; કેમકે શિક્ષક નોટ ઉતરાવે. અગર કાળા પાટીઆ ઉપર જે લખે તેનું, ને તેનું વિદ્યાર્થીઓ ઉતારી લે, એ વિદ્યાર્થીઓનું પોતાનું સ્વતંત્ર કામ કહી શકાય નહિ.

જો સૃષ્ટિજ્ઞાનનો વિષય શિક્ષક માત્ર વર્ગમાંજ ચલાવશે, તથા નોંધપોથી કે પાઠ્ય પુસ્તકની મદદથી શાળાના સામાન્ય વિષયો માફક શીખવશે, તેમજ પોતે જે બોલે તે પદ્ધતિસર વિદ્યાર્થી ઉતારી લેશે તો શિક્ષક અને શિષ્ય બન્ને ઉદ્દેશ ભૂલી તદ્દન ખોટી અને ખામીવાળી રીતે કામ કરે છે એમ સ્પષ્ટ માનવું; વળી સૃષ્ટિજ્ઞાનનો વિષય ખંતથી નહિ શીખવાય અને વિદ્યાર્થીમાં કુદરત પ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરી નહિ શકાય, તો તેનો હેતુ નિષ્ફળ થશે એમ સ્પષ્ટ સમજવું. કુદરતનો ખ્યાલ મેળવવામાં સૃષ્ટિજ્ઞાનને સહાયભૂત બનાવશો, છતાં કુદરત પ્રત્યે પ્રેમ ઉત્પન્ન નહિ કરાવો તો તે વિષય સાહિત્ય પ્રત્યે પ્રેમ ન ઉત્પન્ન કરનાર સાહિત્યના અભ્યાસ માફક નિરુપયોગી નીવડશે.

સૃષ્ટિજ્ઞાનનું શિક્ષણ દૂરની અથવા ક્વચિતજ મળી આવતી વસ્તુઓ કરતાં પાસેની અને સામાન્ય પ્રકારની વસ્તુનુંજ શિક્ષણ છે એ વાત લક્ષમાં રાખવી. માટે વિદ્યાર્થીના જીવનનો ખરેખર અંશ ગણી શકાય એવી સામાન્ય વસ્તુઓથી આ શિક્ષણની શરૂઆત કરવી; ઉપરાંત પદાર્થ, પ્રાણી, અને છોડનું શિક્ષણ તેમની કુદરતી સ્થિતિમાં અને અનુકૂળ ઋતુઓને અનુસરી આપવું; કુદરતી દેખાવો પણ જેવા અને જ્યાં નજરે પડે તેવા અને તે સ્થળે દેખાડી શીખવવા.

નક્કી કરેલા અભ્યાસક્રમમાં ખાસ પારિભાષિક સ્વરૂપની બાબતોનો સમાવેશ થતો નથી, અને શિક્ષકે તે શિક્ષણમાં કોઈપણ પારિભાષિક સ્વરૂપની બાબત દાખલ કરવી ઇષ્ટ નથી. આ શિક્ષણનો ઉદ્દેશ બાળકોને કેળવવાનો છે, હકીકત કહેવાનો નથી; એટલે કે વિદ્યાર્થીઓ જે વસ્તુઓનું નિરીક્ષણ કરે તે બધી વિષે ખરા વિચારો ધારણ કરે એ માર્ગે તેમને દોરવાનો છે.

'વિદ્યાર્થીઓએ છોડ વિષે મેળવેલું જ્ઞાન પોતાના બાગમાંના નાના ક્યારા ખીલવવામાં લાગુ પાડવું: દરેક વિદ્યાર્થીને પોતાનો એક ક્યારો સોંપવો, અગર તો અમુક વિદ્યાર્થીઓ વચ્ચે એક એમ સોંપવો. પોતાના બાગની બધી વસ્તુઓના જીવનની હકીકતનો હેવાલ પોતાની નોંધપોથીમાં તેમની પાસે રખાવવો; દરેક વસ્તુનો વિકાસ થતો જાય, તેમ તે નોંધાવવો, અને સાદાં ચિત્રો કાઢી તે દર્શાવવાનો પ્રયાસ કરાવવો. બાગકામ કુદરતના અભ્યાસ સાથે જોડાએલો એક ઉપયોગી વિષય છે એમ ફક્ત માનવાનું નથી; પણ તેને તેનું આવશ્યક અંગ ગણવું. પ્રયોગશાળાની વિજ્ઞાનના શિક્ષણમાં જે ઉપયોગિતા છે તેવીજ ઉપયોગિતા બાગકામની સૃષ્ટિજ્ઞાનમાં હોય છે. ઉદ્દેશ શિષ્યોને સંસ્કારી બનાવવાનો છે; ધંધાનું જ્ઞાન આપવાનો નથી. આથી છોડના જીવન પ્રત્યે શાસ્ત્રીય જ્ઞાનનું વલણ બાળકોમાં ઉદ્ભવે તે ઉપર બહુ લક્ષ દેવું; હસ્તકામની કુશળતા ખીલવવાની નથી.

કુદરતના અભ્યાસની માફક શાળાના બાગકામમાં પણ શિક્ષકને પોતાના કામ તરફ યોગ્ય વલણ હોવું જોઈએ એ પહેલી અગત્યની બાબત છે આ વિષય બાળકોને સંસ્કારી બનાવવામાં સામાન્ય રીતે ઉપયોગી છે એવી શ્રદ્ધા તેનામા હોવી જોઈએ. જે શિક્ષકમાં બાગકામ સંબંધી ઓછું જ્ઞાન હશે પણ બાળકોને જે ઓળખે છે અને તેમને વિષે ખરો ખ્યાલ ધરાવે છે, તે શિક્ષક બાગકામ સંબંધી સારૂં જ્ઞાન ધરાવનાર છતાં બાળકની જ્ઞાન પ્રાપ્ત કરવાની શક્તિ વિષે સંકુચિત અને કઢંગા વિચાર ધરાવનાર શિક્ષક કરતાં પોતાના કામમાં વધારે વિજયી થશે.

વર્ગમાં બેસાડી જ્ઞાન આપવાની પદ્ધતિને અનુસરવાનો બીલકુલ પ્રયત્ન શિક્ષકે કરવો નહિ. આથી બાળકોના સ્વાભાવિક પ્રયાસોમાં અચિત ખલેલ પડશે. બાગકામને લગતું સર્વ જ્ઞાન શિક્ષક પાસેથી જ મળી શકે છે એવો ખ્યાલ થવા દેવો નહિ, પરંતુ બાળકો પ્રશ્નો પૂછતાં થાય એવી ટેવને ઉત્તેજન આપતા રહેવાથી શુભ પરિણામ મળશે; આવા બધા સવાલોના ઉત્તર શિક્ષકે સીધા કહી દેવા નહિ; વળી તે મળશે એવી બાળકોને આશા પણ ઉદ્ભવવા ન દેવી. જમીન કે છોડ નીરખી પોતાને મેળવવાનું જ્ઞાન પ્રત્યક્ષ રીતે કેવી રીતે મળી શકે તે બાળકોને સૂચવી શિક્ષકે તેમની જિજ્ઞાસા તૃપ્ત કરવી અને વધારવી જોઈએ. આ માટે બાળકોને કુદરતના સંસર્ગથી જ જ્ઞાન મળશે એવા ખ્યાલવાળાં બનાવવાં. યોગ્ય સંસર્ગ કરાવી આપવો એ શિક્ષકની મુખ્ય ફરજ છે. બાળકો શોધખોળ જાતે કરે, પોતાની મેળ

વિચારો કરે, અને તેને પોતાની ભાષામાં દર્શાવે એજ ઇષ્ટ છે. કંઈક તો તેમને કહેવું પડશે, પણ તે બાગનો બગીચાના તેમના અનુભવ સાથે નિકટ સંબંધ ધરાવનારીજ કહેવી. કાળજીપૂર્વક સૂચના આપ્યા છતાં બાળકો જરૂર ભૂલ કરશે; પરંતુ આ સૂચનાઓને તેમની કેળવણીનો ઘણો અગત્યનો અંશ માનવો. જો કોઈ શાળાને અંગે ખુલ્લી જગા ન હોય તો બાગકામ માટે જમીન મેળવવા મહેતાજીએ ખંતથી પ્રયાસ કરવો. ગીચ વસ્તીવાળા વિભાગોમાં આવી જમીન મેળવવી મુશ્કેલ છે. ગામની આસપાસની જમીન સંભાળપૂર્વક નિરીક્ષા કર્યાથી જણાશે કે મહેતાજી જેટલી જમીન મેળવી શકવાની ધારણા રાખતા હશે તેનાથી વધારે પણ મળી શકે એમ હોય છે. શહેરો અને ગામડાંમાં હમેશાં પડતર જમીનના ટુકડા હોય છેજ. મહેતાજી આવા ટુકડા સ્થાનિક અધિકારી કે કોઈ સદ્ગૃહસ્થની મદદથી નિશાળના બાગકામ માટે સહેલાઈથી મેળવી શકશે. આને માટે તેમણે માલીકને ખાત્રી કરી આપવી જોઈએ કે જમીનનો ઉપયોગ શાળાના બાગકામમાંજ થશે. કેટલેક સ્થળે વિદ્યાર્થીઓના ઘરના પાછળના વાડા અથવા તેમના ખેતરના કુવાની પાસેની જમીનના ટુકડા નિશાળના લાભ માટે આવા ઉપયોગ સારૂ મેળવવાનો આગ્રહ બતાવ્યાથી પણ મેળવી શકાશે.

નિશાળના બગીચા માટે મેળવેલી જમીન સાફ કરાવી સપાટ બનાવવી. તેમાંના કાંકરા કાઢી નાખી ખાડા પુરી દેવરાવવા અને પશુઓને આવતાં રોકવા માટે તારની કે બીજી કોઈ વાડ બાંધવી. પગથીઓ બનાવી પછી તેમાં ટુકડા પાડી વિભાગો પાડવા. દરેકમાંથી વળી નાના લંબચોરસ ક્યારા કાપી કાઢવા. આ ક્યારા બીજા ધોરણ સુધીનાં બાળકો માટે ૩'×૩' ના માપના અને ઉપલાં ધોરણોના વિદ્યાર્થીઓ માટે ૫'×૬' ના માપના રાખવા. વિદ્યાર્થીને સોંપેલા પોતાના ક્યારા ઉપરાંત સામાન્ય પ્રાયોગિક કામ માટે આખી શાળા ખાતેનો પણ એક અલગ ક્યારો (ખુલ્લી જમીન) રાખવો. શાળાનો કમ્પાઉન્ડ મોટો ન હોય તો મોટાં ઝાડ રોપવાં નહિ અને ઝાડવાંને કમ્પાઉન્ડની વચમાં ન રોપતાં ખુણાની જગાએ રોપવાં. પપૈયા ઉછેરવાને થોડીક કે નહિ જેવી જમીન જોઈએ છે; તેનાં ફળ મીઠાં અને સ્વાદિષ્ટ ઉતરે છે; આથી પપૈયાની ઉપયોગિતા બાળકો માનવા લાગશે માટે પપૈયા નિશાળના બાગમાં ઉછેરવા જોઈએ. કેળને બહુ જગા જોઈએ છે તેમ પુષ્કળ પાણી પાવું પડે છે. શાળાના કમ્પાઉન્ડમાં કુવો હોય તો ત્યાં કેળ જથાબંધ ઉછેરવી સલાહકારક છે. ગુલાબ, મોગરો, હજારી, સૂર્યમુખી, જાસુંદી, ટયુબરોઝ (અંગ્રેજી શબ્દ છે) અને

એવા બીજા ફૂલના છોડ પણ સ્થાનિક પરિસ્થિતિ લક્ષમાં રાખી ઉછેરવા જોઈએ. આખા બાગનો દેખાવ સુંદર બને એટલા માટે બને તો ફરતી કિનારી પણ બાંધવી.

બાગકામમાં શિક્ષકને પાણીની મુશ્કેલી નડવાનો સંભવ છે એ વાત સમજી શકાય તેવી છે. વિદ્યાર્થી અને તેમનાં માબાપને આમા રસ લેતા કરી 'સેમેજ આ કામ પ્રત્યે તેમની વ્યાવહારિક મદદ મેળવી આ મુશ્કેલી શિક્ષક કંઈક અંશે ઘટાડી શકશે.

'બાગકામ' માટે જોઈનાં ઓજારો સાદા સ્વરૂપનાં દરેક સ્થળે સહેલાઈથી મળે તેવાં હોય છે. કોદાળી, પાવડા, દાતરડાં, ખુરપી, છોડ કાપવાની કાતર અને પાણી છાંટવાના ઝારા એટલાંની મુખ્ય જરૂર પડે છે.

સૃષ્ટિજ્ઞાન અને બાગકામના ઉદ્દેશ અને પદ્ધતિનો સામાન્ય ખ્યાલ ઉપર આપ્યો છે. હવે આ વિષય માટે મુકરર કરેલા અભ્યાસક્રમના કાર્યને લગતી સવિસ્તર સૂચનાઓ આપીશુ.

## બાળવર્ગ.

બાળવર્ગમાં સામાન્ય છોડવા અને પ્રાણીઓને લગતા વાતચીતના પાઠ જોઈએ. બાળકોની આસપાસ આવી રહેલી સજીવ સૃષ્ટિ પ્રત્યે રસ ઉત્પન્ન કરવો એ આ પાઠોનો ઉદ્દેશ છે. આ પાઠોના સાધનો પુરા પાડવા માટે પોતાને ઘેર, નિશાળના બાગમાં, ગામ બહારના ખેતરોમાં તેમના નિત્યજીવનમાં જે છોડ અને પ્રાણીઓનો સમાગમ બાળકોને થતો હોય તેનું (સામાન્ય સ્વરૂપનુ પણ વિગતવાર નહિ એવુ) અવલોકન કરવા પ્રેરવાં. આ અવલોકન તરફ તેમનો રસ ઉદ્દીપ્ત કરવા શિક્ષકે અઠવાડીઆમાં ઓછામાં ઓછા એક વાર સૃષ્ટિજ્ઞાનને લગતી ટુકી સફરે લઈ જવાં. ખાસ કરીને ખરીફ અને રબીપાકની ઋતુમાં જ્યારે કુદરત પૂર બહારમાં ખીલી હોય છે, અને અવલોકન માટે પુરતી સામગ્રી મળી આવે છે, ત્યારેજ આ સફર કરાવવી. જે પદાર્થોનું અવલોકન શિક્ષકે ખાસ કરાવવુ હોય તે તરફ બાળકોનુ ધ્યાન આવી સફરો વખતે દોરતા રહેવુ. 'દરેક સફર પછી વાતચીત રાખવી. તેમ કરતાં મહાળા પ્રશ્નો પૂછી બાળકોએ અવલોકન કરેલી બાબતો અને જેમાં મન વધારવી ,જડ્યો હોય તેવી બાબતો પોતાની સાદી તેમજ સ્વાભાવિક મળશે એવા ભાષાની પાસે કહેવરાવવી. બાળપોથીમા ગાય અને બળદ, બિલોડી, મુખ્ય ફરજ છે કે, બિલાડી અને ઉંદર અને પોપટને લગતા વાચનપાઠ ચીનનો સંબંધ જોડવો.

બાગકામ માટે બાળકો પાસે ઘેરથી નાનાં કોડીઆં કે ચાયલીઓ મંગાવવી. તેમાં માટી ભરાવવી; પછી ચોખા, ઘઉં, મકાઈ, રાઈ, ચણા, વાલ, વગેરે રોપાવવાં અને તેમાં ઊગતા નાના છોડની સંભાળ રખાવવી. વર્ગમાં રાખેલાં કુંડામાં અથવા શાળાને લગતા સામાન્ય વપરાશના બાગમાં પથરા અને સુકાં પાંદડાં નજરે પડે તો તે જુદાં કાઢી નાખવામાં તેમજ નીંદવાના કામમાં શિક્ષકને મદદ આપવા પ્રેરવાં. આવી બાગકામની અગત્યતામાં ઘણી અગત્યની મનાતી સામાન્ય સ્વચ્છતાની ટેવ પણ બાળકો પ્રામ કરતાં શીખશે.

## ધોરણ ૧લું

(અ) આ ધોરણમાં છોડને સજીવ તેમજ વૃદ્ધિ પામતા પદાર્થ તરીકે તથા તેમનાં મળ, થડ, ફૂલ, ફળ જેવા જુદાંજુદા ભાગો ઓળખાવવાના હોય છે. આ કામ માટે નિશાળના બગીચામાના અથવા નિશાળની પાસેની જગામાં ઊગ્યા હોય તેવા છોડ અવલોકન માટે બાળકો પાસે પસંદ કરાવવા. જે છોડ થોડા વખતમા પુરો વિકાસ પામી શકે છે તેજ છોડની પસંદગી આ ધોરણને માટે અનુકૂળ પડશે. તેમની બીજોદ્‌ભવ-ક્રિયા જલદી થાય છે, તેમજ તેમના બીજા ભાગો જલદી ખીલતા જાય છે તેથી બાળકોને તે છોડની દરરોજની વૃદ્ધિ નિહાળવામા રસ પડે છે. છોડ કે નાના છોડની ઊગવાની પ્રત્યક્ષ ક્રિયા જોયા પછી અવલોકનની મુખ્ય બાબતો વિષે પ્રશ્નો પૂછવા અને બાળકો પાસે નિર્ણય કરાવવો કે પોતાની માફક તેમજ બીજાં પ્રાણીઓની માફક છોડવાને પણ જીવન તથા વિકાસ હોય છે, જીવનની વૃદ્ધિ માટે તેમને હવા, અજવાળુ, ગરમી, પાણી, અને ખોરાકની જરૂર હોય છે. આ પછી નિહાળેલા છોડના જુદાજુદા ભાગોનુ અવલોકન કરાવવું. અવલોકનવાળા ભાગો, તેમનાં સામાન્ય નામ, લક્ષણ, આકાર, કદ, રંગ, વાસ, વગેરેને લગતા સવાલ છોડ આગળ બાળકોને ઉભાં રાખી પૂછવા, અને ખુલાસા માગવા. આમાં જે પ્રશ્નોના ઉત્તરો બાળકો ન દઈ શકે તેમાં શિક્ષકે માર્ગદર્શી થવુ, સૂચનાઓ આપવી, ઉત્તેજન આપવુ, અને ખુલાસા પૂરા પાડવા એ તેનુ કામ છે.

અવલોકનની હકીકત હંમેશાં વિદ્યાર્થીઓ પાસે પોતાની ભાષામાં બોલાવવી. સાદાં ચિત્રો કે રૂપરેખા તેમની સ્લેટમાં બનતા સુધી દોરાવવાં (જેમે તેમ કટંગાં હશે તોપણ ચાલશે). આ હકીકતનાં ચિત્રો (પોતે તૈયાર કરેલી) ભૂરા કાગળની ચોપડીઓમાં બાળકો પાસે ભેગવવા ઠીક પડશે. ઊગતા

નાના છોડવાનો વિકાસક્રમ, તેમજ મુળીઆં, થડ, પાંદડાં, કળીઓ, ફુલ, ફળ વગેરે જે ભાગ બાળકો તપાસે તે દર્શાવનારાં આ ચિત્રો કે રૂપરેખા હોવાં જોઈએ; વળી તેમનાં આ ચિત્રોમાં જે ભૂલ કે મૂળ વસ્તુ વિષે ખોટો ખ્યાલ શિક્ષકને માલમ પડે તે સુધારવા પોતે કાળા પાટીઆ ઉપર ચિત્રો દોરવાં. તે ઉતાવળે દોરેલાં તોપણ સ્પષ્ટ અને ખરો ખ્યાલ આપનારાં તો દોરવાં જોઈએ.

બાગકામના વિષયમાં આર્યુવેરણના વિદ્યાર્થીઓને રાંપડી અગર ખરપીની માહીતી આપવી; વર્ગ માટે નક્કી કરેલા કયારામાંની પોચી માટી ખોદવાનો મહાવરો કરાવવો. બાળકોએ ભેગાં મળી ૭ જાણીતા રોપા પણ ઉગાડવા; તેને લગતું કામકાજ શિક્ષકની દેખરેખ નીચે કરાવવું. ટોળાબંધ ઉભા ન રહે અને વળી ગુંચવાડો ન થાય માટે એકી વખતે પંદરથી વધારે વિદ્યાર્થીઓને બાગના કામમાં રોકવા નહિ.

(ઘ) (૧) ભેંસ તથા ગાય કે બળદ, (૨) મેંઢાં અને બકરાં, (૩) પોપટ તથા કાગડા વચ્ચે મુકાબલો કરાવી તેમનું મળતાપણું અને ભિન્નતા શોધી કાઢવાનું કામ બાળકોનેજ સોંપવું. આ વિષયને લગતી હકીકત શિક્ષક કહેવી શરૂ કરે તે પહેલાં (કેટલાક દિવસ અગાઉ એટલે કે અઠવાડીઆ પહેલાં) આ કામ શરૂ કરાવવું. જેમકે ભેંસ તથા ગાય કે બળદ વચ્ચે જે જે બાબતો ખાસ મળતી હોય અને જેમાં બન્ને ખાસ જુદાં પડે છે તે બાબતોનું અવલોકન તેઓ નિશાળે આવતાં પહેલાં કરીને આવે એવી ટેવ પાડવી. એટલે કે બન્નેના આકાર, રંગ, કદ, રચના, ચામડી, ખોરાક, ખરીઓ, ખાસ હીલચાલ, અવાજ, ટેવો, બચ્ચાંની સંભાળ, બન્નેના મિત્રો કયા છે અને કયાં પ્રાણીઓ સાથે તેમને વિરોધ હોય છે તે, પોતાનાં બચાવનાં કે બીજાને મારવાનાં શસ્ત્ર, માણસને શી બાબતમાં તે પ્રાણી ઉપયોગી છે, વગેરે બાબતોની માહીતી બાળકોને હોવી જોઈએ. પછી જે દિવસ આ વિષયનો પાઠ ચાલવાનો હોય ત્યારે શિક્ષક ઢોરોના વાડા પાસે વિદ્યાર્થીઓને લઈ જવા; તેમણે અવલોકન કરેલી બાબતો વિષે પ્રશ્નો પૂછવા; ભૂલ માલમ પડે તો ત્યાંને ત્યાંજ તેમની પાસેજ વિશેષ અવલોકન કરાવી તે સુધરાવવી. આટલી ચર્ચા કરાવ્યા પછી તેમણે જોએલા અગત્યના મુદ્દા તારવી કઢાવવા; નોંધ તો બીલકુલ ઉતરાવવી નહિ. પોપટ અને કાગડાનો મુકાબલો અલબત અઘરો પડશે; પરંતુ બાળકો કાગડાને હંમેશાં જુએ છે માટે આ બે પંખીના સામાન્ય સ્વરૂપ, રંગ, કદ, આકાર, પીંછાં, ચાંચ, ખોરાક, નહોર, ચાલવાની કે ઊડવાની ખાસ રીત, અવાજ, ટેવો, માળાનું સ્વરૂપ,

મૈત્રી કે વિરોધવાળાં બીજાં પંખીઓ, ઈજા કે બચાવ કરવાનાં સાધન, માણસને આ પ્રાણી શા કામનાં છે તે, વગેરે નજરે પડી આવે એવી સાદૃશ્ય કે વિરોધની બાબતો વિદ્યાર્થીઓ પાસે શિક્ષક સહેલાઈથી કઢાવી શકશે.

કેટલીક બાબતોમાં જુદી પદ્ધતિ અનુસરવી વધારે ઠીક પણ પડે છે. જે પ્રાણી વિષે શીખવવાનું હોય તેની શિક્ષકે તથા વિદ્યાર્થીએ મુલાકાત લેવી અને તેને લગતી વાતચીત પ્રથમ ચલાવવી. પાઠને લગતા જુદાજુદા મુદ્દા કહ્યા વિના શિક્ષકે તેમને જે અવલોકન કરાવવાનું છે તે તરફ તેમનું ધ્યાન દોરવું, વિદ્યાર્થીઓએ શી બાબત તપાસવાની છે તેની તેમને જાણ ન થવા દેવી. એકજ પાઠ જો આ પદ્ધતિએ શિખવાશે તો જે પ્રાણીઓનું અવલોકન કરશે તેમાં સાદૃશ્ય તથા વિરોધના મુદ્દા વિદ્યાર્થીઓ સ્વાભાવિક રીતે અને પોતાની મેળે એટલે શિક્ષકના કહ્યા વગર શોધી શકશે, અને લક્ષમાં રાખશે.

ગુજરાતી વાચનમાળાની પહેલી ચોપડીમાં આપેલા એજ વિષયના પાઠો શરૂ કરતાં પહેલાં આ પ્રાણી તથા પંખીઓનું અવલોકન કરાવેલું હોવું જોઈએ.

(ક) આકાશ, એમાં શું શું નજરે પડે છે, એટલે કે વાદળાં, સુરજ, ચંદ્ર અને તારાનું અવલોકન બાળકો પાસેજ કરાવવું. પછી તેમણે જે નિરીક્ષા કરી હોય તેને લગતી વાતચીત કરવી. આ નિરીક્ષામાં જુદીજુદી વખતે અને જુદી જુદી ઋતુઓમાં વાદળાંનો સામાન્ય દેખાવ તથા તેમનો રંગ, સવારે, બપોરે અને સાંજે સુરજ કેવો દેખાય છે અને તેનું આકાશમાં સ્થાન ક્યાં હોય છે તે, ચંદ્રનું બદલાતું સ્વરૂપ, તારાનો ઝગઝગાટ, સુરજ, ચંદ્ર અને તારાના તેજની ભિન્નતા વગેરે બાબતો લક્ષમાં રાખવા કહેવું. ચોમાસું શરૂ થતાં પહેલાંનો તરતનો સમય વાદળાંની નિરીક્ષા માટે ઉત્તમ સમય છે. આથી ઉનાળાના પ્રકાશિત હલકા વાદળાં અને ચોમાસાનાં કાળાં તથા ભારે વાદળાં વચ્ચેનો તફાવત બાળકો સહેલાઈથી નીરખી શકશે. વાદળાંની હીલચાલની નિરીક્ષા પણ ત્યારેજ સહેલાઈથી કરાવી શકાશે.

પહેલી ચોપડીમાં આપેલો 'આકાશની સહેલ'નો પાઠ તેમજ બાળપોથીમાં આપેલાં ચંદ્ર અને તારાને લગતા ગીત ઉપલી નિરીક્ષા પછી તરત શીખવાશે તો બાળકોને તેમાં રસ પડશે.

* આ વિષયમાં વરસાદના પાણીનો અભ્યાસ પણ આવશ્યક છે. વરસાદ ક્યાંથી અને કેવી રીતે આવે છે, તેનું પાણી ક્યાં વહે છે, મહોલ્લાના રસ્તા અને ખેતરોની જમીન ઉપર તેની થતી અસર અને તેને તે કેવાં સાફ કરે

છે તે બાબતો કાળજીપૂર્વક બાળકો પાસે તપાસાવવી. બાળકો આ અવલોકન જાતે કરી રહે પછી બીજો વરસાદ શરૂ થાય તે સમયની સહેજ અગાઉ અને તે પછી વિશેષ અવલોકન માટે શિક્ષકે બાળકોને પોતાની સાથે બહાર ફરવા લઈ જવાં. દાખલા તરીકે, કેટલુંક પાણી જમીન ચૂસી લે છે છતાં કેવી રીતે ઘણું પાણી વહેળામાં જમા થાય છે અથવા રસ્તાની બાજુઓએ વહીને નાના વહેળા રૂપે બને છે અને આવા વહેળા એકઠા થઈ તેનો પાણીનો ધોધ નીકદ્વારા નાળામાં પડે છે એ દેખાડવું. આમાંનું કેટલુંક પાણી એકઠું અમુક સ્થળે કરી શકાય છે અને ત્યાં સ્થિર ભરી રખાય છે. પાણી સાથે ધસડાએલ કચરાના જથાનો ખ્યાલ બાળકોને આમ સહેલાઈથી મળી શકશે. ચિત્રકામ ને માટીકામના પ્રયોગથી અને મોઢાનાં વર્ણનોની વાતચીતથી બેશક નિરીક્ષાની આ બાબતો વધારે અસરકારક થશે. પહેલી ચોપડીમાં આપેલો વરસાદ તથા પાણી વિષેનો પાઠ આને અંગે શીખવવો.

ધોરણ ૨ જું

(અ) ૧લા ધોરણમાં બાળકોએ રોપાનું અવલોકન સામાન્ય સ્વરૂપનું કર્યું હતું; એટલે એ રોપા બીજા પ્રાણીઓ માફક જીવે છે અને વૃદ્ધિ પામે છે એટલા જ્ઞાનથી તેમની જિજ્ઞાસા તૃપ્ત કરવાની હતી. અમુક સ્થળે ઊગતા છોડ અને તેના ભાગનો નિકટ પરિચય વિદ્યાર્થીઓ કરી શકે એ હેતુથી આ ધોરણમાં એ બાબતોની વિગતવાર હકીકત શીખવવી જોઈએ. અમુક સ્થળે આવેલી શાળાના બાગમાં ઊગતા (ધાન્ય, કઠોળ, ફળના ઝાડ, બાગમાં ઊગતા ફૂલના છોડ અને શાક વગેરે જેવા) છોડની જુદીજુદી જાતના સામાન્ય નમુનાનો અભ્યાસક્રમમાં સમાવેશ કરવો. વળી ગામ બહારનાં ખેતરોમા ઊગતાં બાજરી, જુવાર, ઘઉં, ચોખા, શેરડી, મકાઈ, તુવેર, ચણા, વાલ, ભોંયશીંગ (મગફળી), આંબો, જામફળ, દાડમ, ખજુરી, નાળિયેરી, લીંબુ, ગુલાબ, જુઈ, સૂર્યમુખી, ગુલમહોર, હજારીગોટો, તુલસી, કાકડી, તરબુચ અને દુધીના વેલા વગેરેનું જ્ઞાન પણ આપવું. દરેક છોડ શીખવતી વખતે તેને સમગ્ર રૂપે ઓળખાવવો; પછી તેના ભાગોને લગતું જ્ઞાન આપવું. છોડને લગતા સામાન્ય સંસ્કારો બાળકને મળ્યા હશે તે બધા છોડની સ-તેમ્નર તપાસ કર્યાથી વધારે દૃઢ થશે. (આ નિરીક્ષામાં દરેક છોડને સમગ્ર રૂપે અને પછી તેના ભાગોનું અવલોકન કરાવી જે ખાસ બાબતો હોય તેનો પણ સમાવેશ કરવો.) આથી ભવિષ્યમાં તે છોડ જ્યાં જ્યાં નજરે પડશે ત્યાં ત્યાં તેને તેઓ ઓળખી શકશે. છોડ—ખાસ કરીને ઝાડ—ઓળખાવવામાં તેમનાં પાંદડાં બહુ મદદગાર બને છે. છોડની નિરીક્ષા બનતાં સુધી

તેમની અનુકૂળ ઋતુઓમાં તેમજ સ્વાભાવિક પરિસ્થિતિમાં કરાવવી. તે નિરીક્ષાનું પછી સાદી ભાષામાં હમેશાં વર્ણન કરવા કહેવું; તેને લગનાં ચિત્ર કે ખોખાં ઉતાવળે દોરાવવાં. બનતાં સુધી ચિત્રો દોરાવવાની ફરજ પાડવી. આથી પદાર્થને લગતી વિગત પ્રત્યે ધ્યાન આપવાની ટેવ પડશે; નહિતો તે બાબત તેમની નજર બહાર રહી જશે. આ ચિત્રો જો કાળજીપૂર્વક દોરાશે તો ગમે તેટલા વર્ણન કરતાં ચિત્રો અવલોકનની વધારે સારી નોંધ જેવાં બનશે. આ ચિત્રો સવિસ્તર દોરવાની જરૂર નથી; સાદા પેન્સિલના દોરેલા સ્કેચ ( નમુના ) પણ ચાલશે. વર્ણન કરાવતી વખતે બાળકોએ દરેક મુદ્દાને લગતું જે અવલોકન કર્યું હોય તે બધાની હકીકત તેમની પાસે કહેવરાવવી. તે પછીથી બીજો મુદ્દો લેવડાવવો. આ વર્ણન જેટલુ સ્પષ્ટ કહી જવાની ટેવ પાડશો તેટલે અંશે તેમને મળેલા સંસ્કારો અને વિચારો કાયમના અને સ્પષ્ટ થશે. શીખવવાની બાબતના પ્રત્યક્ષ નમુના બને ત્યાંસુધી બાળકો સમક્ષ રજુ કરી આ વર્ણન કરાવવું. એથી સ્મરણ તાજું થશે અને પદાર્થને અભાવે જે કહેવું ભુલી જવાનો સંભવ રહે છે તે બધું તેઓ કહી શકશે. વિદ્યાર્થી હકીકત કહેતો હોય ત્યારે શિક્ષકે બનતા સુધી વચ્ચે બોલવું નહિ.

ડાંગર અને શેરડીને લગતી બાબતોનુ વર્ણન કરાવ્યા પછીજ બીજી ચોપડીમાં આપેલા તેજ વિષયના પાઠો ચલાવવા.

શાળાના બાગકામમાં સૃષ્ટિજ્ઞાનના અભ્યાસને અંગે આવશ્યક છોડો-માંથી જેટલા બને તેટલા બધા ઉછેરવા જોઈએ; ( ૩'×૩' ના માપના ) નમુનાના ક્યારામાં થતુ શિક્ષકનુ કામ વિદ્યાર્થીઓ જુએ અને પછી બબ્બેની જોડમાં પોતાને સોંપેલા ક્યારામાં તેજ કામ કરે એમ થવું જોઈએ.

(ચ) છોડને અંગે કહ્યું તેમ પ્રાણીને લગતા શિક્ષણમાં પણ આ ધોરણના શિષ્યોને વિગતવાર અવલોકન કરાવવું. ૧ લા ધોરણમાં સામાન્ય પ્રાણીઓને લગતુ જ્ઞાન બબ્બેની જોડ લઈ તેમની વચ્ચે નજરે પડતું મળતા-પણું કે તફાવત ધ્યાનમાં રખાવવા માટે મુકાબલે શીખવવાનું હતું; આ ધોરણમાં તેમનું સ્વરૂપ, રચના, દરેકની હીલચાલ, ખોરાક, રહેઠાણ, અને ટેવ વગેરે તરફ લક્ષ દોરવાનું છે. ઘોડા અને ગધેડાં ઘણે સ્થળે નજરે પડે છે. તેવીજ રીતે બતકો, મરઘાં, ચકલીઓ, કબુતર અને ગોકળગાય પણ બાળકો બધે જુએ છે. ઊંટ આવું બધે વપરાતું પ્રાણી નથી. કેમકે

પર્ણ તથા ભિન્નતા શોધાવવાં, તથા ભેદક ધર્મો લક્ષમાં રખાવવા, નોંધાવવા અને ચિત્રોથી સમજાવવા. દરેક પગથીએ સરખામણી અને વિરોધ ઉપરથી સામાન્ય નિયમ તારવી કઢાવી વર્ગીકરણ કરાવવું. થોડી વિશિષ્ટ હકીકતનું અવલોકન કરી તેને આધારે ઉપરના નિયમ કે વર્ગીકરણ શિક્ષકે કરવા ન દેવાં. સામાન્ય નિયમ (વ્યાપ્તિ ન્યાય) નક્કી કરતાં પહેલાં જેટલા નમુના જોઈ શકાય તેટલા બધા વિદ્યાર્થીએ જોવા જોઈએ એ બાબત શીખવવાની જરૂર છે.

મુળીઆંના જ્ઞાન માટે છોડને જમીનમાંથી ઉખેડી નાખતાં અગાઉ તેમને પુષ્કળ પાણી પાવાની કાળજીની જરૂર છે એવો બોધ વિદ્યાર્થીને આપવો; આથી છોડને ઉખેડતી વખતે નાજુક મુળીઆં તૂટી નહિ જાય એ પણ તેમને જાણવાની જરૂર છે. મુળીઆંને ચોંટેલી માટી ધોઈ નખાવવી.

બીજા વિષયોની માફક આ વિષયમાં પણ વિદ્યાર્થીના પૂર્વ જ્ઞાનનો બને તેટલો પુરો ઉપયોગ કરવાની હમેશાં કાળજી રાખવી. અનાજનાં પુંજમૂળ, કઠોળનાં સોટીમળ, અને મુળા, ગાજર તથા શકરીઆંનાં ગાંઠ-વાળાં મૂળ વિદ્યાર્થીએ જોએલાં હશે. લીમડો અને બાવળના ઝાડનાં ઉભાં થડ પણ જોયાં છે; દુધીના વર્ગની વનસ્પતિના વેલા, તરબુચ અને કહોળાના જમીન પર પથરાતા વેલા, બટાટા અને આદુના જમીનની અંદર વધતા ભાગો પણ બાળકોએ જોએલા છે. વધારામાં પીપળાના ઝાડનાં જાળ જેવી રેષાવાળાં પાંદડાં અને મકાઈ, જુવાર, કેળ વગેરેનાં સમાન્તર રેષાવાળા પાંદડાનું અવલોકન કરેલુ છે. આ પૂર્વ જ્ઞાનનું સ્મરણ કરાવવુ એ શિક્ષકનુ કર્તવ્ય છે. નવા જ્ઞાન પ્રત્યે રસ ઉત્પન્ન કરવામાં અને તે તરફ તેમનું ધ્યાન આકર્ષવામાં આ ઘણુ ઉપયોગી થશે.

મુળીઆં વિષે શીખવતા હોય ત્યારે વિદ્યાર્થીને રસ્તે ઊગેલા વડ, લીમડો અને બાવળના નાના છોડ તેમજ નિશાળની નજદીકમાંના બહુ નાના છોડને ઉખેડવા કહેવુ; અને ઉખેડી શકાય કે ન શકાય તે ઉપરથી મુળીઆં ઝાડને ખાસ શા કામનાં છે તે શીખવવુ. એટલે કે મુળીઆંને લીધે છોડ જમીનમાં સજ્જડ ચોંટી રહે છે અને ટટાર ઉભો રહી શકે છે તે જ્ઞાન આપવું. ઘાસની જાત અને કઠોળની જાતના છોડ સાથે એવાજ પ્રયોગ કરવાથી તેમને જણાશે કે અનાજનાં પુંજમળ કરતાં કઠોળનાં [illegible]ટી ખુલીનમા વધારે ઉંડા ઉતરે છે અને છોડને જમીનમાં સજ્જડ

જમીનથી એક ઇંચ ઉંચેથી કેળનો ઉપલો ભાગ કાપો; છોડનો કાપી નાખેલો ઉપલો ભાગ ટટાર ઉભો રાખવા એક લાકડા સાથે તે બાંધી રાખવો; આ ભાગ સુકાઈ જાય છે તેનું કારણ શું? નીચલા ભાગને પછી કોરી માટીથી દાટી દેવો અને બીજે દિવસે સવારે તપાસવો. માટી તદ્દન પલળી જાય છે તેનું કારણ પૂછવું.

વળી બગીચામાંથી એક તાજો છોડ લઈ તેનાં મુળીઆં ધોઈ સાફ કરો. એ બધો ભાગ પછી દસેક મિનિટ સુધી જમીન ઉપર મુકી રાખો; છોડ સુકાઈ જાય છે તે જોવા કહો. પછી છોડનાં મુળીઆં પાણીના વાસણમાં ડુબાડી રાખો; તાજો રહે છે તેનું કારણ શું?

પાંદડાંને આધાર આપવાનું અને બને તેટલી ખુલ્લી રીતે તે પાંદડાંને હવા અજવાળામાં ડાળીઓ વડે પ્રદર્શિત કરવાનું મુખ્ય અને દેખીતું કામ થડનું છે. સામાન્ય રીતે જે પાંદડાં અને ડાળીઓ તોફાની પવનોના સપાટા સામે વખતો વખત ટકાવી રાખવાનાં હોય છે તેમના પ્રમાણમાં થડનું કદ જાડું પાતળું બનેલું હોય છે.

છોડને થડનો મુખ્ય ઉપયોગ શો હોય છે તેના દૃષ્ટાંત માટે એક નાના છોડનો જમીન ઉપર ઉગેલા ભાગમાંથી ૨ કે ૩ ઇંચ જેટલો ભાગ કાપી લેવો; પછી મુળીઆંમાંથી થડમાં અને તેમાંથી પાંદડાં અને ફુલમાં રસ કે પાણી જેવો પ્રવાહી કેવો ઝરે છે તે જોવા બાળકોને કહેવું.

પાંદડાં સાથે વળી થોડી નાની ડાળીઓ લો. તેમાંની કેટલીક છેડા સુધી પાણીમાં બોળી રાખો. બાકીનીને ખાલી વાસણમાં મૂકો. ખાલી વાસણવાળી ડાળીઓનાં પાંદડાં જલદી સુકાઈ જાય છે. શાથી સુકાતાં હશે તેનું અનુમાન બાળકો પાસે કરાવવું.

મુળીઆં અને થડ વચ્ચેનો ભેદ પણ બાળકોની પાસે શોધી કઢાવવો. મુળીઆં જમીનની અંદર ઉગે છે અને થડ બહાર ખુલ્લી હવામાં ઉગે છે તે મુખ્ય ભેદ તરત નજરે પડશે. બન્નેને ડાળીઓ હોવાનો સંભવ છે: પણ બારીક તપાસ કર્યાથી તેમને સમજાશે કે મુળીઆંમાંથી માત્ર ડાળીઓજ ફુટી શકે છે, પણ થડમાંથી તો પાંદડાં અને ડાળીઓ પણ ફુટી શકે છે. ડુંગળી, બટાટા અને આદુ વગેરે બાળકો પાસે રોપાવી તેમની પાસે નક્કી કરાવવું કે આમાંનાં કયાં થડ કહી શકાય અને કયાં મૂળના વર્ગમાં ગણી શકાય. તેમની વૃદ્ધિ બાળકોએ તપાસતા રહેવી. બટાટા, આદુ વગેરે જમીનની અંદર ઉગતા કંદજ છે એવી તેમને જલદી ખાતરી થશે.

થડના અંદરના ભાગની રચના એ અભ્યાસનું એક રસિક સાહિત્ય છે. આ માટે શરૂઆતમાં બાવળ જેવાં મોટાં ઝાડની બાળવાના કામમાં વપરાતી સુકી જાડી ડાળીઓ પ્રયોગ તરીકે ઠીક કામમાં આવશે. થડના મધ્ય બિન્દુથી બધે ફેલાએલાં કુંડાળાં અને રેખાઓ બાળકો પાસે જોવડાવો અને તેનું વર્ણન કરાવો. જેમ થડ જાડું તેમ કુંડાળાં વધારે એ વાત પણ તેમના જાણવામાં આવી જશે. આવું ખોખારૂપે તેમની પાસે ચિત્ર દોરાવવું અને કુંડાળાંની સંખ્યા પણ નોંધવા કહેવું. થડનાં કુંડાળાં ઉપરથી ઝાડની ઉંમર કહી શકાય છે એમ કહેવાથી તેમને આ કામમાં વધારે રસ પડશે.

આવાં થડની અંદરની રચનાને બારિકાઈથી તપાસવા માટે ધારો કે બાવળની એક ડાળી લીધી. એને છેડા આગળથી શરૂ કરી ચપ્પુ વતી આડા કાપ મુકાવ્યા. લેન્સ વડે (વિપુલદર્શક કાચથી) તે કાપ તેઓ તપાસશે તો ત્રણ ચોકખા ભાગ તેમને જણાશે, એટલે કે એક નાનો ધોળો ભાગ, એટલે વચમાંનો ગર; જેને લાકડું કહીએ છીએ તે ગરની આસપાસનો ભુરો નક્કર ગોળ ભાગ; અને છાલ કહીએ છીએ તે લીલા રંગનું બહારનું કાળું પડ એમ ત્રણ ભાગ છે. ચપ્પુની અણી ખોસવાથી ગર પોચો છે, લાકડું કઠણ છે અને છાલ મહેનતથી કાતરી શકાય છે એ તેઓ સમજી શકશે.

તાજી અને લાંબા સમયથી ઊગેલી ડાળીઓ વચ્ચે ઘણી બાબતમાં મળતાપણું નથી હોતું એ પણ શોધી શકશે. તાજી ડાળીઓની છાલ માફક જુની ડાળીઓની છાલ સુંવાળી, કુમળી અને લીલા રંગની હોતી નથી. તેનું લાકડું વધારે જાડું, અને કઠણ હોય છે.

જેમ ઝાડ મોટું વધે છે, તેમ તેનું થડ જાડું થતું જાય છે. છાલને લાકડાથી જુદું પાડનારૂં એક પાતળું પડ સતત વધે જાય છે. આ પડના અંદરના ભાગનું લાકડું બને છે. બહારનો ભાગ છાલ બને છે. જે લાકડું બની છુટું પડતું જાય છે તેની આસપાસ સામાન્ય રીતે દર વર્ષે એક કાળું ચકરડું બનતું જાય છે. ઝાડ આમ વર્ષે વર્ષે વધે છે અને તેના થડનાં કુંડાળાં પણ વધે છે અને થડ જાડું બનતું જાય છે.

પરંતુ જુદા જુદા છોડના અવલોકનથી તેમને માલમ પડશે કે બધાં ઝાડ અને બધાં છોડમાં આવાં ગોળ ચકરડાં હોતાં નથી. વાંસ કે તાડના થડને એક પણ આવું કુંડાળું હોતું નથી. વચમાં ગર પણ હોતો નથી.

નક્કર લાકડા જેવાં એક પછી એક એમ દેખાતાં ચક્કરડાં પણ નથી હોતાં. તેમજ સુરજમુખી જેવાં ફૂલના એકવર્ષાયુ કે દ્વિવર્ષાયુ છોડોના થડમાં આવુ એક પણ ગોળ કુંડાળું બીલકુલ હોતું નથી. ગરને બદલે તેમાં અનિયમિત રીતે ફેલાએલા વધારે કઠણ પટા અને બારીક રચનાવાળા નરમ તંતુઓ હોય છે.

વિદ્યાર્થીઓ પાસે તેમની લખવાની ચોપડીઓમાં કુંડાળાવાળાં અને કુંડાળા વગરનાં થડોના આડા કાપનાં ચિત્રો દોરાવવાં.

મૂળ કે થડના અભ્યાસ કરતાં પાંદડાંનો અભ્યાસ બાળકોને વિશેષ રસિક નીવડશે.. જે પાંદડાં તેમને આકાર કે સામાન્ય દેખાવને લીધે વધારે પસંદ પડયાં હોય તેના નમુના એકઠા કરવા બાળકોને કહેવું; પછી આકાર મુજબ તેમના વર્ગ પડાવવા. તે પછી અમુક પાંદડુ પંજા આકારનું છે, અમુક ભાલા જેવું છે, તીર જેવું છે, કે ઇંડાંની માફક લંબગોળ છે વગેરે નામ અપાવી અથવા આંબાનાં પાંદડાને મળતાં છે કે વડનાં પાંદડાંને મળતાં છે એમ કહેવરાવી બાળકો પાસે તેમની ભાષામાં હકીકત બોલાવવી. પાંદડાંઓની કિનારી, તેમનો રંગ, અને નસોની રચનાને ધોરણે તથા તેમના ઘાટ ઉપરથી સાદાં અને સંયુક્ત એવા તેમના બે વર્ગ પડાવવા.

નીચે કહેલી પદ્ધતિએ વિદ્યાર્થી પાસે પોતે તપાસેલાં પાંદડાંના જુદી જુદી જાતના નમુના એકઠા કરાવી તેનો સંગ્રહ કરાવવોઃ—

સારીચૂસ કે ભુરા કાગળના અમુક જોઈતા માપના કકડા કપાવો. (આવા કાગળને અભાવે કોઈ છાપાનો કાગળ પણ ચાલી શકશે.)પછી અર્ધા ઇંચની જાડાઇવાળાં અને કાગળ કરતાં કંઈક વધારે લાંબા બે લાકડાનાં પાટીઆ લેવાં. થોડાક પથરા કે ઈંટો લેવરાવશો એટલે સાહિત્યો પુરાં થશે. પહેલાં એક પાટીઉં લેવા કહેવું.તેના ઉપર સુકવનારા કાગળના બે ત્રણ તાવ મુકાવવા. ઉપરના કાગળ ઉપર પાંદડાં સંભાળીને મુકાવવાં. પછી કોરા કાગળના બે ત્રણ તાવ તેના ઉપર ઢાંકવા.તે ઉપર પાંદડાંની બીજી થોકડી મૂકવી. કાગળની બે બાજુમાંથી એકજ બાજુની વચમાં એક-બીજા ઉપર પાંદડાંનાં પડ આવી ન જાય એવી રીતે બે પડો ગોઠવો. આ ક્રિયા બધાં પાંદડાં સુકાઈ રહે ત્યાંસુધી ચાલુ રાખવી. છેવટે બધાં ઉપર બીજું પાટીઉં મૂકી દબાણ માટે પથરા કે ઈંટો તેના ઉપર મૂકવી. બીજેજ દિવસે કાગળો ભેજવાળા જણાશે. તેને બદલી નાંખી રોજ રોજ કોરા મૂકવા. ભિનાશવાળા કાગળ તડકે સૂકવી દેવા. ભવિષ્યમાં કરવાના

પ્રયોગમાં સુકવેલાં પાંદડાંને જાડા કાગળ ઉપર મૂકી ગુંદર લગાડેલા કાગળની નાની પેટીઓ વડે તેને કાગળ ઉપર ચોંટાડી રાખવાના કામમાં લેવા આ કાગળો ઠીક પડશે. પાંદડાં ચોંટાડેલા આવા દરેક કાગળ ઉપર તેની ડાબી બાજુને ખુણે પાંદડાંનું નામ લખવું. અવળી બાજુએ તે પાંદડું જે સ્થળેથી મળ્યું હોય તે સ્થળનું નામ અને બીજી રસિક વિગતો લખવી.

આ શિક્ષણને અંગે ઝાડની ઇન્દ્રિયો અને તેનાં કાર્ય, ઝાડનો રસ, પાંદડાંની રચના વગેરે વિષયના ત્રીજી ચોપડીમાં આપેલા પાઠો શીખવવા સમય નીવડશે; પણ સૃષ્ટિજ્ઞાનના પાઠો પછી આ પાઠો ચલાવવા.

બાગકામમાં ક્યારાની જમીન કેવી રીતે ખોદી, તૈયાર કરવી તે બાબત શિક્ષક વિદ્યાર્થીને બતાવવી; ૫'×૬'ના માપના ક્યારાઓમાં બની શકે તો ત્રણ ત્રણની ટુકડીઓમાં બાળકો પાસે સાથે કામ કરાવવું. સૃષ્ટિજ્ઞાનના વિષયમાં ઉપયોગી થાય એવા છોડ ઉછેરાવવા. જેવાકે મુળા અને ગાજર જેવાં મૂળ, બટાટા, આદુ, હળદર, ડુંગળી અને શકરીઆં જેવાં કંદ, મેથી તથા જેનાં પાન કામમાં આવતાં હોય તેવી અળવીના જેવી વનસ્પતિ, મરચી, રીંગણાં અને કાકડી જેવાં ફળની વનસ્પતિ બાળકો કને ઉછેરાવવી.

( ઘ ) આ ધોરણમાં બાળકોની જાણવાળાં પખીઓની ટેવ તથા ખાસીઅતોનું શિક્ષણ જરૂરી છે. સાથેસાથે તેમને રહેવાનું સ્થળ, ખોરાક, ચાંચ, અને નહોરના તફાવત પ્રમાણે વર્ગીકરણ કરાવવું. આ માટે બાળકો પાસે પોતાને પરિચિત હોય એવા પખીઓની તેમની કુદરતી સ્થિતિમાં નિરીક્ષા કરાવવી. તેમને પંખીઓની કુદરતી ટેવ, લક્ષણ, રહેઠાણ, ખોરાક, ચાંચ, નહોર, ઇડાં મૂકવાની ઋતુ, માળો બાંધવાની પદ્ધતિ, વગેરે બાબતોનું અવલોકન કરાવી તેની નોંધ રખાવવી. પ્રશ્નો પૂછી ઉત્તરોદ્વારા બાળકો પાસે અવલોકનની બાબતો એકઠી કરાવવી અને મુકાબલે સરખાવવી એ શિક્ષકનું કામ છે. આનો હેતુ એજ છે કે એથી દરેક પ્રાણીને અમુક સામાન્ય મથાળાંવાળાં ખાનાં પાડી ગોઠવી શકાશે. આવાં ખાનાંથી પક્ષીઓનો તફાવત દર્શાવનારી સામાન્ય ખાસીઅતો બાળકો ઓળખી કાઢી શકશે અને તે મુજબ તેમના વર્ગ પણ પાડી શકાશે. જેમકે ઝાડની ડાળી ઉપર અધર બેસનારાં ( ચકલી અને કાગડા બેસે છે તેમ બે આંગળાં આગળ અને એક આંગળું પાછળ રાખીને બેસનારાં), ઝાડે ચડનારાં (બે આંગળાં આગળ અને બે પાછળ રાખી બેસનારાં, પોપટ, કાકાકૌઆ અને કોયલ જેવાં), જમીન ખોતરનારાં ( જેનાં બધાં આંગળાંને જમીન ખોતરવા લાયક નહોર હોય તેવાં, જેમકે, મરઘી,

મોર, હોલો, અને કબુતર), તરનારાં (હંસ, બતક, જળકુકડી જેવાં, જેના પગની આંગળીઓ ચામડીથી જોડાએલી હોય છે તેવાં) પ્રાણી દેખાડવાં વગેરે; વળી (પોપટ, કોયલ, કે બુલબુલના જેવી મજબુત વળેલી અને અણીદાર ચાંચવાળાં) કકણ ફળ ખાનારાં પંખીઓ; (કબુતર, ચકલી વગેરે જેવાં ટુંકી શંકુ આકારની ચાંચવાળાં) અનાજના દાણા ખાનારાં; (ગીધ, ઘુવડ વગેરેને મજબુત, વળેલી, અણીદાર ચાંચ હોય છે તેવાં) માંસાહારી અને એવાં બીજાં પંખીઓનું વર્ગીકરણ કરાવવું. અવલોકનને નિયમિત બનાવવા માટે શિક્ષક નિરીક્ષાનો પદાર્થ એક અઠવાડીઆ પહેલાંજ રજુ કરવો; આથી એક વખતે એકજ વિષય પ્રત્યે વિદ્યાર્થીઓનું ધ્યાન રોકી શકાશે.

ત્રીજી ચોપડીમાં સમડી અને ગીધ વિષેના પાઠ પંખીઓને લગતા સૃષ્ટિજ્ઞાનના પાઠો સાથે જોડવાથી રસિક બનશે.

નિશાળના સંગ્રહસ્થાનમાંથી મળી શકે એમ હોય તો ઘાસ ભરી જાળવી રાખેલાં પંખીઓના શરીરના નમુના બતાવ્યાથી ચાંચ, નહોરની ગોઠવણ વગેરે જેવી વિગતોનો બારીક અને ખાત્રીલાયક અભ્યાસ સરળ થઈ શકે છે.

(क) રોજરોજ આકાશમાં ચંદ્રમાનો દેખાવ અને સ્થિતિ જોવાની ટેવ ઉત્તેજવાથી અને જે જુએ તે નોંધી લઈ તેનાં ખોખાં રૂપે ચિત્રો ચીતરવાથી ચંદ્રમાનું અવલોકન રસિક બનશે. અમાસ પછી એક બે દિવસે આ નિરીક્ષા શરૂ કરાવવી અને પૂર્ણિમા સુધી જારી રખાવવી. ચંદ્રની કળા બતાવતી વખતે દરેક રાતે અમુક મુકરર કલાકે આકાશમાં ચંદ્ર કયાં હોય છે તે તેમણે નોંધવું જોઈએ, બે મહીના આવું અવલોકન કરાવ્યા પછી દરેક વિદ્યાર્થીએ જે બાબતો જોઈ હોય તે વિષે વર્ગમાં ચર્ચા કરવી; આ વિવાદને પરિણામે સામાન્ય નિયમો એકઠા કરાવી તારવી કઢાવવા. વરસાદની શરૂઆતનો સમય, અને પહેલો વરસાદ આવે તેની પહેલાંનો અને પછીનો અમુક અઠવાડીઆનો સમય, બંનેમાં જુદી જુદી જાતનાં વાદળાં, તે કેવી રીતે બને છે તે, અને તેમની ગતિનું અવલોકન કરવા માટે પુષ્કળ અનુકૂળ હોય છે. ક્ષિતિજની આસપાસ પરોઢીએ માલમ પડતાં નીચાં વાદળાં; ભારે વજનદાર અને એક ઉપર બીજું એમ ઢગરૂપે દેખાતાં ઊનના ઢગ જેવાં વાદળાં, આપણાથી બહુ દૂર આવેલાં ધોળાં, હલકાં અને ગુચ્છાવાળાં પીછાંના જેવાં વાદળાં, અને ભુરાં, નીચે દેખાતાં, વરસાદનાં વાદળાં બાળકોને દેખાડવાં. વર્ષાઋતુની શરૂઆતમાં જે દિશામાંનાં વાદળાં વરસાદવાળાં હોય તેનું અવલોકન કરાવવું; જે દિવસે વરસાદ પડશે

એમ લાગે તે દિવસે બબ્બે કે ત્રણ ત્રણ કલાકે બાળકોને વાદળાંનો દેખાવ નિરખાવવો, અને અવલોકનની હકીકત બોલાવવી તથા નોંધાવવી. પવન વાદળાં વીખેરી નાંખે છે અથવા ભેગાં કરી વરસાદ જલદી પાડવામાં મદદરૂપ નીવડે છે તે બાબત બાળકોને પ્રત્યક્ષ દેખાડવી; ન કલ્પી શકાય એવા શાંત વાતાવરણના, અથવા વરસાદ પડતાં પહેલાં તરતજ જે તોફાન થાય છે તેવા ચોમાસાના ખાસ કુદરતી દેખાવની નિરીક્ષા કરાવવી; નિરીક્ષાનો વખત અને બીજી ખાસ આકર્ષક બાબતો પણ નોંધાવવી.

ખડક અને જમીન, પ્રાણીઓ, પંખીઓ અને છોડના જેટલાંજ કુદરતના અંશ ગણી શકાય. પ્રાણીઓ, પંખીઓ અને છોડના જેટલોજ આ બાબતનો અભ્યાસ બરાબર કરાય તો પુષ્કળ રસિક બને છે. બાળકો પોતાનાં રહેવાનાં સ્થળમાંની સામાન્ય પ્રકારની કાદવવાળી, માટીવાળી, રેતાળ, ખડકવાળી કે બીજી એવી જમીનોનું અવલોકન કરે એમ તેમને પ્રેરવાં. તેમની પાસે તે જમીન કે ખડક શેનાં બનેલાં છે, પોચાં છે કે કઠણ તે બાબતો તપાસાવવી. આટલું કામ કરાવ્યા પછી ખેતીના ઉપયોગની દૃષ્ટિએ એક બીજાને મુકાબલે જમીનની ફળદ્રુપતા અને ઉપયોગિતા વિષે વાતચીત કરવી. આથી જમીનની સપાટી નીચે શું હોય છે તે જાણવાનું મન થશે. નવો કુવો ખોદાતો હોય અગર નવી રેલ્વે નંખાતી હોય ત્યાં લઈ જવાથી બાળકોને જમીનની નીચેનાં પડો વિષે સ્પષ્ટ અને રસિક ખ્યાલ આવી શકે છે; ચિત્રકામ કે સ્કેચ માટે આથી પુષ્કળ સાધનો પુરાં પડે છે. પાડોશમાં કોઈ પત્થરની ખાણ હોય તો તેની મુલાકાતે બાળકોને લઈ જવાથી ખડકનું સ્વરૂપ, જુદાં જુદાં પડો, વગેરે બાબતો પ્રત્યક્ષ નજરે જોઈ શકાશે. પછી જમીન, તેની અંદરની માટી, અને જમીનમાંના ઉંડા ખડકો કે ઉંડાં પડોના પરસ્પર સંબંધની વાતચીત કરવી.

પુષ્કળ વરસાદનું ઝાપટું પડયા પછી તરતજ ખડક કે જમીન ઉપર પાણી કેવી રીતે વહે છે તે ક્રિયાનું ઉત્તમ અવલોકન કરાવી શકાશે. રેતાળ કે કઠણ પત્થરવાળી જમીનના કરતાં આવાં વહેનાં પાણીની અસર સુંવાળી ને ચીકણી જમીન ઉપર જલદી થાય છે તે એકદમ જોઈ શકાશે. એકાદ વહેળાની મુલાકાત આ જ્ઞાન માટે ઠીક પડશે. છુટી પડી ગએલી જમીન, ગોળ પથરાઓ, પાણીથી ઘસારો પામેલી નદીકાંઠાની જમીન જોવાથી આ બાબતોનો જે તાદૃશ ખ્યાલ મળે છે તે ખ્યાલ વર્ગમાં શિક્ષક મોંએ ખાલી વ્યાખ્યાન કરી જાગે તો નહિજ મળે. જુદીજુદી જાતના ખડકના પથરા, ખનીજો, માટી, ગોળ પથરા વગેરેના નમુના એકઠા કરવાના કામમાં

બાળકોને પ્રોત્સાહિત કરવાં અને નિશાળના સંગ્રહસ્થાનમાં તે બધાં ભેટરૂપે આપી દેવાની લાગણી તેમનામાં ઉત્પન્ન કરવી.

ધોરણ ૪ થું

આ ધોરણમાં પાંદડાંનો પાણી તથા અજવાળાની સાથેનો સંબંધ લક્ષમાં રાખી તે જ્ઞાન આપવાનું છે. આથી બાળકો છોડના જીવનના નિકટ સંસર્ગમાં આવી શકશે. આને અંગે થોડા સાદા પ્રયોગોની શરૂઆત કરવાથી તેમને રસ પડશે.

થોડા દિવસ સુધી એક છોડને તદ્દન અંધારાવાળા સ્થળે મૂકી રાખવો. તેની હાલત તપાસશો તો ફીકો અને મરડાલ થતો દેખાવા લાગશે; તેજ છોડને અજવાળામાં લાવશો એટલે તેમાં સુધારો થતો જણાઈ આવશે.

નિશાળમાં ઊગતા ઘાસ ઉપર ચપટો પ્રત્થર મૂકી થોડો વખત ઘાસને તે સ્થિતિમાં રહેવા દેવાથી પત્થર તળે કચરાએલું તે ઘાસ સત્ત્વહીન અને પિળાશ પડતું માલમ પડશે; તેથી ઉલટું આસપાસનું છુટું ઘાસ લીલું અને તાજું દેખાય છે.

દિવાલોની કાટમાં, બારીઓની તડોમાં, અને એકજ બાજુએથી અજવાળું જ્યાં પડતુ હોય એવી બીજી જગાઓએ ઊગતા છોડોનું અવલોકન કરવા બાળકોને કહેવું; તેમનાં પાંદડાં અજવાળા તરફ કેવાં નમેલાં હોય છે તે તરફ લક્ષ દોરવું.

છેક અંધારાવાળા સ્થાનના છોડ ન લેતાં પુરતા ઉજાશવાળી જગાએ ઊગતા છોડનાં પાંદડાંને પુષ્કળ અજવાળાવાળી જગાએ ઊગતા તેજ જાતના છોડનાં પાંદડાં સાથે સરખાવવાં, અને બન્નેની તંદુરસ્તી અને વિકાસ તરફ લક્ષ ખેંચવું.

જુદી જુદી જાતનાં પાંદડાં તપાસ્યાથી માલમ પડે છે કે જ્યાં અજવાળું પડતું હોય તેવાં સ્થળે આવેલાં પાંદડાંજ ખીલી શકે છે. પાંદડાંને સૂર્યનું તેજ વિકાસ માટે જરૂરનું છે, અને તે મેળવવાનો પ્રયાસ તે કરે છે. ડાળી ઉપર પાંદડાં એવી સ્વાભાવિક રીતે પથરાએલાં હોય છે કે દરેક પાંદડાંને સૂર્યનું તેજ જોઈતા હિસ્સામાં મળી શકે. આથી (૧) થડની છેક ટોચ સુધી બબ્બેની જોડમાં સામસામાં અને દરેક બાજુએ એક એમ ફૂટે છે (જેમકે જમરૂખ અને તુળશીનાં પાન) અથવા (૨) સૂર્યમુખી છોડમાં હોય છે તેવાં થડની આસપાસ સર્પાકાર અને એકાંતરે ફૂટેલાં પણ હોય છે. નીચેનાં પાંદડાંમાંનાં એકાદ પાનની દાંડીને દોરી બાંધી તેની ઉપરના ભાગમાં ઊગતાં જતાં પાંદડાંની દાંડીની આસપાસ પસાર કરવાથી ઉપલી

બાબત સ્પષ્ટ સમજાવી શકાશે. અથવા કરેણમાં હોય છે તેવાં એકજ સ્થળે ફરતાં ઘણા ચક્રાકાર ઉગેલાં પાંદડાં પણ હોય છે. આવી વ્યવસ્થાથી બધાં પાંદડાંને અજવાળું પ્રમાણસર વહેંચાતું મળી શકે છે.

પાંદડાંને પાણીની જરૂરીઆતનું શિક્ષણ પણ એટલુંજ રસિક નીવડે છે. કેળ અને બીજા પહોળા પાંદડાંવાળા છોડ જે પુષ્કળ પાણી પુરૂં પડે તોજ સપાટાબંધ ઊગે છે તેમના પાંદડાંનો મુકાબલો રસ્તાની બાજુએ ઊગતા અને નિયમિત પાણી ન મેળવનારા છોડનાં પાન સાથે કરાવવો. ઉનાળામાં અને વર્ષા ઋતુ પછી પાંદડાં કેવાં દેખાય છે તે જોવા કહેવું, તેની નોંધ કરાવવી અને છોડના પાંદડાની સંખ્યા તથા માપ અને તેમને મળતું પાણી કેટલા જથામાં પુરૂં પડે છે તે સંબંધી વાતચીત કરવી.

છોડને સુંદરતા આપનાર અને આકર્ષક દેખાવવાળો બનાવનાર ભાગ ફૂલ છે. તેનો રંગ, તેની ખુશબો, તેની કળી, તેની પાંખડીઓ, અને તેની વ્યવસ્થા આપણું ધ્યાન ખેંચ્યા વિના રહેતી નથી. આ બધી વિગતો ફૂલને અડયા વિના પણ શીખી શકાય છે. તેમ છતાં ફૂલને તપાસવા માટે એટલે કે પુંકેસર અને સ્ત્રીકેસરની આંતર રચના તપાસવાની હોય છે ત્યારે તે બાળકોના હાથમાં આપવાં પડે છે, એવે વખતે જે ફૂલો વિષે શીખવવાનું હોય તેના નમુના ભેગા કરાવવા; તેમ છતાં બનતાં સુધી બાળકોને સમજાવવું કે નકામાં અને રમતિઆળપણામાં ફૂલો તોડવાની ટેવથી દૂર રહેવું.

ફૂલોની નિરીક્ષામાં પ્રથમ બહારના ભાગ અને પછી અંદરની રચના એ ક્રમે શીખવવું ઠીક પડે છે. એટલે કે પ્રથમ પુષ્પનું વજ્ર, પછી ફૂલમણિ, તે પછી પુંકેસર અને છેવટે સ્ત્રીકેસર એ ક્રમે શીખવવું. ખરૂં જોતાં પુષ્પમાં ( ફૂલમણિ ) બનાવનારી ચકચકિત પાખડીઓજ ધ્યાન ખેંચનારો ફૂલનો મુખ્ય ભાગ છે. પાંખડીઓની બહારની બાજુએ વજ્ર બનાવનારાં વજ્રપત્રો હોય છે ફૂલમણિની અંદર પુંકેસર હોય છે અને તેમની વચ્ચે સ્ત્રીકેસર હોય છે. આ દરેક ભાગને કંઇક કાર્ય કરવાનું હોય છે. ફૂલની કળીઓ ઘણી નાની હોય છે અને પોતાનું રક્ષણ કરી શકતી નથી, ત્યારે તેમનું રક્ષણ વજ્ર કરે છે. ફૂલોની અંગીભૂત જનનેંદ્રિયો છેક કુમળી હોય છે તે વખતે તેમનું રક્ષણ કરવાનું અને પોતાનો રંગ ચકચકિત કે ચળકાટ મારતો હોય તો તે વડે પરાગ લઇ જવાની ક્રિયા માટે જીવજંતુ આકર્ષવાનું કામ પાંખડીઓનું છે. પુંકેસર સ્ત્રીકેસરનું ફલીકરણ કરવા માટે છે. સ્ત્રીકેસરનું કામ બીજને પરિપક્વ અને વિકાસવાળું કરવાનું છે. પોતાનું

કર્તવ્ય કર્યા બાદ પાંખડીઓ, વજ્રપત્ર, અને પુંકેસર સુકાઈ જઈને નાશ પામે છે. પણ ફળ અને બીનો વિકાસ તથા તેને પકવ કરવાની ક્રિયા સંપૂર્ણ થવાનું કામ પુરું થતાં સુધી સ્ત્રીકેસર ટકી રહે છે. ફૂલના જુદા જુદા ભાગોનાં કાર્યો વિદ્યાર્થી પોતે અનુમાનથી શોધી શકશે એવી આશા પણ ન રાખવી. શિક્ષકે તેમની વિચારશક્તિ ખીલવવી અને અવલોકનનો માર્ગ બતાવી રસ જાગૃત કરવો.

જે ફળો બાળકોને પરિચિત હોય તેને કપાવવાં અને તેમના જુદા જુદા ભાગ, તેમનું બહારનું પડ અને કેરીમાં માલમ પડે છે તેવો બીનાં રક્ષણ માટેની ખાસ ગોઠવણવાળો અંદરનો (ઘણે ભાગે રેસદાર) ભાગ બતાવવો. તેમજ તપાસેલાં ફૂલની દરેક જાતમાં બી કેટલાં હોય છે તે બાબત નોંધાવવી અને મોઢે બોલાવવી. સુક્કાં તેમજ રસદાર અને પરિચિત તથા ખાવા ભાવે તેવાં ફળનું શિક્ષણ શરૂ કર્યાથી આ બાબત રસમય નીવડશે. જુવાર, બાજરી, વટાણા, અંજીર વગેરેનાં બી તથા ફળની નિરીક્ષા વડે ફળ તથા બીનો ભેદ ઓળખી કાઢતાં બાળકોને શીખવવું. બીને થતું નુકસાન કે તેનો નાશ થતો અટકાવવા કુદરતી યોજના કેવી કરેલી હોય છે તે પણ બાળકોને દેખાડવું.

બીની જુદી જુદી જાતો તપાસવાની ટેવ બાળકોમાં ઉત્તેજવી અને તેની બનાવટ કેવી છે તે નોંધાવવું. (જમીન, હવા, ભેજ, ઉષ્ણતામાનને લગતી) ફલીકરણને અનુકૂળ સ્થિતિના શિક્ષણમાં મદદરૂપે નાની રકાબીમાં રેતી કે લાકડાનો વહેર મૂકી કેટલાંક બી રોપાવવાં. બાળકોએ આ સંબંધે નીચેના પ્રયોગો કરવા:—

(૧) જુનાં ને નવાં બી સરખી સંખ્યામાં વાવવાં, પરિણામ સરખાવવાં. (૨) ઉકાળેલાં અને આખાં બી રોપી પરિણામ તપાસો. (૩) એ ત્રણ જાતનાં સારાં બી લેવરાવી નીચે મુજબની ક્રિયા કરવી:—

(अ) થોડાં બીને સુકા કાગળ ઉપર મૂકી એક કોરો રૂમાલ ઢાંકવો. (ब) એક ભીના કપડા કે કાગળ ઉપર બી સુકાવી તેમને ભીના કપડા વડે ઢાંકી ભિનાશવાળાં રખાવો. (क) બીને પાણીથી ભરેલી બરણીમાં ડુબાડી રાખો.

બાળકોની દરરોજની નિરીક્ષાની નોંધ તેમજ દેડકાનો ધીમે ધીમે થતો વિકાસ દર્શાવનારા સ્કેચ જાળવી રાખવા. પુરી વૃદ્ધિ પામીને જન્મતા દેડકાનાં લક્ષણો; તેનો ખોરાક વગેરે બાબતો પણ નોંધી રખાવવી.

દેડકાના અભ્યાસ ઉપરાંત ( જ્યાં મળી શકે ત્યાં ) માછલીઓનો અભ્યાસ પણ આ ધોરણમાં કામનો છે. ઉપર કહેલી પદ્ધતિ મુજબ આ વિષય શીખવવો. તેના શિક્ષણમાં નીચેની બાબતોના અવલોકનનો સમાવેશ થવો જોઈએ; જેવી કે—

માછલીના શરીરની રચના અને આકાર, આસપાસની સ્થિતિને અનુકૂળ થવાની રીત, તેનું વજન, તેની હીલચાલ તથા ગતિનાં સાધનો, તેનો ખોરાક, તેના મિત્રો અને દુશ્મનો, વંશવૃદ્ધિની રીત વગેરે તેમની સામાન્ય રચના અને ટેવ પરત્વે વિદ્યાર્થીઓનું લક્ષ દોરવું કે તેના શરીરનો આકાર પાણીમાં તે સહેલાઈથી હરીફરી શકે એવી અજાયબ રીતે અનુકૂળ બનેલો છે. જે પાણીમાં તે તરે છે તેના ઘટ્ટપણા જેટલું ઘટ્ટપણું 'તેનું પોતાનું હોય છે. જે પ્યાલામાં જીવતી માછલી રાખી હોય, તેમાં રહેવા દઈને તેનું ઘટ્ટપણું જોખવાનું કામ સહેલું થશે. તેના શરીર પર લીસાં એક બીજાને વળગી રહેલાં ભીંગડા હોય છે. તે ભીંગડાંની છુટી કિનારીઓ પાછળથી વળેલી હોય છે. આપણને અવયવો છે તેમ ઝાલરની બે જોડ તેને હોય છે. માછલી જો કે પાણી પીતી દેખાય છે પણ ખરૂં જોતાં શ્વાસોચ્છ્વાસ માટે તેમાં ભળેલો પ્રાણવાયુ લેવા માટે તે પાણી મોમાં લે છે.

ચોથી ચોપડીમાં તીડ, મચ્છર, દેડકું, માછલી વગેરેને લગતા રમુજી પાઠો આપ્યા છે. જીવજંતુ અને પ્રાણીઓનું શિક્ષણ આપતી વખતે હંમેશાં સૃષ્ટિજ્ઞાનના શિક્ષકે આ પાઠોની હકીકતનો પુરતો ઉપયોગ કરવો.

( क ) આગલે વર્ષે ચંદ્રમાનો દેખાવ તથા આકાશમાં તેની સ્થિતિને લગતા ફેરફારોની હકીકત શીખ્યા છે. હવે આ ધોરણમાં સૌથી વધારે પ્રકાશિત નક્ષત્રોનું અવલોકન કરાવવાનું છે. હિંદુઓના દરેક મહીનાનાં નામ તે મહીનામાં ઊગતાં અને આથમતાં નક્ષત્રો ઉપરથી પડયાં છે એ વાત દરેક શિક્ષકની જાણમાં હોવી જોઈએ. આથી દરેક મહીનામાં કરવાની નક્ષત્રોની નિરીક્ષા શિક્ષકે તે તે મહીનામાં દેખાતાં નક્ષત્રોને ધોરણે ગોઠવવી. કેટલાંક નક્ષત્રો જેવાં કે ચિત્રા ( ચૈત્ર માસમાં ), જ્યેષ્ઠ ( જેઠ માસમાં ), શ્રવણ ( શ્રાવણ માસમાં ), મૃગશીર્ષ ( માગશર માસમાં ), મઘા ( મહા માસમાં ) એવાં તો ઝગઝગિત પ્રકાશે છે કે બાળકોને એક વખત બતાવીશું તો તે ન ઓળખવાનો કે તેમને ભૂલી જવાનો સંભવ રહેશેજ નહિ. વળી બીજાં નક્ષત્રો જો કે ઓછાં પ્રકાશિત હોય છે છતાં એક બીજાથી સ્પષ્ટ જુદાં પડે એવાં અમુક લક્ષણવાળાં હોવાને લીધે એક વખત તે જોયાથી જોનાર તેમનું આકાશમાં સ્થાન મુકરર બતાવી

શકે છે; જેમકે, કાર્તક માસમાં કૃત્તિકા, ભાદ્રપદ માસમાં પૂર્વા અને ઉત્તરા ભાદ્રપદા, શિઆળામાં સપ્તર્ષિ, આખું વર્ષ માલમ પડતું ધ્રુવ મચ્છ, વૈશાખ માસમાં વૃશ્ચિક વગેરે. આ નિરીક્ષા કરાવતી વખતે લુબ્ધક (સીરીઅસ) અને અગસ્તિ (કૅનોપસ) જેવા પ્રથમ મહત્ત્વના બહુ ચળકાટ મારતા તારાનું અવલોકન કરાવવાનું ભૂલવું નહિ. બાળકો રાતે દિશાઓ ઓળખી શકે અને વખત અટકળથી કહી શકે તે તરફ છેવટે દોરવાં એજ આ આકાશી પદાર્થોના અવલોકનનો હેતુ હોવો જોઈએ. જે જે તારા અને ગ્રહોનું અવલોકન થતું જાય તેની સાથે જો શિક્ષક તેને અંગે પ્રચલિત પૌરાણિક વાર્તા કે દંતકથાઓ કહેશે તો વિષયશિક્ષણ પુષ્કળ રસિક બનશે.

ખડકો કે જમીન ઉપર થતી પાણીની અસર બાળકોને ખાઓચીઆં, મોટા કુવા, ખાણો અને જ્યાં સ્થિર પાણીનો ખડકો સાથે કાયમનો સંબંધ હોય તેવાં સ્થળે લઈ જઈને બતાવવી; અથવા જ્યાં જમીનના કણો એક પછી એક વિખુટા પડે છે, નીચલી સપાટીવાળી જગાએ ઘસડાઈ જાય છે અને ઉપરની જમીન ખુલી બની વધારે ઘસારો પહોંચે એવી સ્થિતિમાં આવી જાય છે એવી પર્વતની ટોચે લઈ જઈ આ અસર બતાવવી વધારે ઠીક પડશે. (પર્વતની ટોચે બને છે તેમ) પવનનો સપાટો ઝીલનાર ખુલી ખડકોની ધીમે ધીમે ઘસાઈ જવાની ક્રિયા પણ બતાવવી અને તેનો ચુરો બનવાની ક્રિયા તરફ લક્ષ દોરવું. ખડકો જેટલે અંશે ઘસાઈ ગયા હોય કે તેના પત્થરો ઉખડયા હોય તે તફાવત બાળકોને સ્પષ્ટ સમજાવવાથી જુદી જુદી જાતના જે ખડકો તેઓ તપાસે છે તે વચ્ચેનો ભેદ ઓળખી શકશે. ટેકરીના જે ભાગો ઉપર પવનના સપાટા અને વરસાદનાં ઝાપટાંની અસર થતી હોય અને જે ભાગ ઉપર ન થતી હોય તે બે વચ્ચેની ભિન્નતા તરફ પણ તેમનું લક્ષ દોરવું. શહેરોમાં મોટાં મકાનોમાં વાપરેલા જુદી જુદી જાતનાં પત્થરો ઉપર પાણી અને હવાની અસરની નિરીક્ષા બાળકોને સહેલાઈથી કરાવી શકાય છે.

## ધોરણ ૫ મું

આ ધોરણમાં વિદ્યાર્થીઓને પરાગવહન, ફલીકરણ, ફળની વૃદ્ધિ, બી, તેનો ફેલાવો, અને બીજોદ્‌ભવ ક્રિયાની રીતોનું જ્ઞાન આપવાનું છે.

પરાગવહન એ અવલોકનનો રસિક વિષય છે. આ પરાગવહન ફલીકરણ તથા બી (ભવિષ્યમાં ઊગનારા છોડનું મરર) બનનાં અગાઉના

એક સ્થિતિ છે એ વાત એક સાદા પ્રયોગથી સમજાવી શકાશે. રાઈ કે કપાસના ફૂલના પરાગકોષને ચીરો; આ ક્રિયા તે ફૂલ ખીલે અગર પોતે પરાગરજ વિખેરી શકે તે પહેલાં થવી જોઈએ. પછી બહારથી ઉડેલી પરાગરજ સાથે તેમનો સંસર્ગ રોકવા માટે તેને કાગળની કોથળીમાં ઢાંકી રાખવી. થોડા દિવસ પછી આવા પ્રયોગવાળાં ફૂલ અને જેના ઉપર પ્રયોગ ન કર્યો હોય તેવાં બીજાં ફૂલ સરખાવવાં અને તફાવત લક્ષમાં રખાવવો. કાથળીમાં મૂકી રાખેલાં ફૂલની વૃદ્ધિ થતી નથી, તેમાં બીનો વિકાસ પણ નથી બનતો, અને તે સુકાઈ ગએલાં માલમ પડે છે. છૂટાં ખીલેલાં ફૂલમાં ફળ અને બીની વૃદ્ધિ થએલી જણાય છે. આથી સ્પષ્ટ સમજાય છે કે ફૂલની વૃદ્ધિ અને બીની ઉત્પત્તિ સાથે પરાગરજને સંબંધ છે. ફૂલનું ફલીકરણ ન થાય તો બીજાણ્ડ વધી બી બનતાં નથી તેમજ ફળ પણ થઈ શકતાં નથી. પુંકેસરના પરાગકોષમાંની પરાગરજ સ્ત્રીકેસરની ટોચ ઉપર પડે અગર મુકાય ત્યારેજ ફલીકરણ થાય છે. પ્રથમ દૃષ્ટિએ આ વાત બહુ નજીવી જણાય છે. જ્યારે અનુકૂળ સમય પ્રાપ્ત થાય અને પુંકેસર તથા સ્ત્રીકેસર પુરાં ભરાએલાં હોય ત્યારે પરાગરજ સ્ત્રીકેસરની ટોચ ઉપર માત્ર વીખરાઈ જવાથી ફલીકરણક્રિયા થશે, એ વાત માનવા જેવી છે. આમ ફલીકરણ થઈ શકે અને થાય છે એ વાત તદ્દન ખરી છે, પણ સાથે સાથે કુદરત કોઈપણ ફૂલનું ફલીકરણ તેની પોતાની પરાગરજથી થવા દેતી નથી એમ પણ જણાય છે. ઘણેખરે સ્થળે એમ પણ દેખાય છે કે બધાં ફૂલોમાં પુંકેસર તથા સ્ત્રીકેસર બન્ને સાથે હોતાં નથી; જેમકે મકાઈ, એરંડા વગેરેના છોડમાં જુદાં જુદાં ફૂલ હોય છે અને પપૈઆ માફક કેટલેક સ્થળે જુદા છોડોમાંજ તે નજરે પડે છે. બીજે કેટલેક સ્થળે બન્ને એકજ ફૂલમાં હોય છે છતાં અરસપરસ એવી રીતે ગોઠવાએલાં હોય છે કે પરાગરજ સ્ત્રીકેસરની ટોચ ઉપર પડી શકતી જ નથી. ઘણેખરે સ્થળે પુંકેસર અને સ્ત્રીકેસર એકી વખતે વૃદ્ધિ પામતા નથી તેથી એકમાંથી બીજામાં પરાગવહન થતુંજ નથી. આવી વખતે અનાજમાં બને છે તેમ પવનથી અને ગુલાબ કે ખસખસ વગેરે છોડમાં જોઈએ છીએ તેમ (ભમરા, પતંગીઆં, કીડા, અને મધમાખ જેવા) જંતુથી આ પરાગવહનની ક્રિયા થાય છે. જે ફૂલ ચકચકિત રંગનું હોય અથવા ખુશબોદાર હોય તે દરેકમાં પરાગવહન જંતુઓથીજ થાય છે. તે ફૂલનું મધ ચૂસવા આ જીવડાં તેના ઉપર બેસે છે તે વખતે પરાગરજ તેમના શરીરને ચોંટે છે અને પછી બીજાં ફૂલ ઉપર તે લઈ જાય છે અને સ્ત્રીકેસરની ટોચ ઉપર તેને ફેંકે છે.

સ્ટીગ્મા(સ્ત્રીકેસર)ની ટોચ ઉપર ખરેલી પરાગરજમાં વૃદ્ધિ શરૂ થાય છે: તેમાંથી એક નળી બહાર નીકળે છે જે વધતી જાય છે અને છેવટે ગર્ભાશયમાં દાખલ થઈ બીજાણ્ડ ઉપર અમર કરે છે; આદિબીજનું પછી ફલીકરણ થાય છે. વૃદ્ધિ પામેલા પરાગરજની કણોની અસર બીજાણ્ડ ઉપર થાય અને ફલીકરણ થાય ત્યારેજ બી તેમાંથી બને છે. ફલીકરણ થયા બાદ ફૂલનો બાહ્ય ભાગ સુકાઈ જાય છે, બીજાણ્ડ વિકાસ પામવા માંડે છે, ગર્ભાશય વધી તેનું ફળ બને છે. એક પાકયું ન હોય તેવું વાલનું બી લઈ તેને ચીરશો તો જણાશે કે ભવિષ્યનુ મુળીઉં જેને ('રેડીકલ') આદિમૂળ કહે છે તે, બે બીજપત્રો (કોટીલીડન) વાળું નાનું થડ અને ભવિષ્યમાં ફૂટનારાં પત્રો (પ્લ્યુમ્યૂલ) નું આ નાનુ બી બનેલું હોય છે.

ઉપર બતાવેલા કુદરતી દેખાવોનું બાળકો અવલોકન કરતાં રહે એવે માર્ગે તેમને દોરવાં. કઈ જાતનાં ફૂલોનું પરાગવહન જંતુઓ કરે છે અને કઈ જાતનાનું પવન કરે છે તે ભેદ, તેમનો રંગ, વાસ, બીજા ભેદક ધર્મો, જંતુઓ કેટલીવાર અને ક્યારે તે ફૂલો ઉપર બેસે છે અને જુદી જુદી જાતોનાં ફૂલમાંથી સંપૂર્ણ સ્વરૂપના ફૂલની વૃદ્ધિ થતાં લાગતો સમય વગેરે બાબતો લક્ષમાં રાખવા કહેવું.

ફળો જલદી સુકાઈ જાય છે અને બીને વિખેરે છે. જુદા જુદા છોડવાના બીના ફેલાવાનુ અવલોકન કર્યાથી જણાશે કે પવન, પ્રાણી અને પંખી તેમજ વહેતા પાણીનો આ ક્રિયામા મોટે ભાગે અગત્યનો હિસ્સો હોય છે ઘણા છોડમાં તો છોડની અંદરજ આ ક્રિયા માટે જોઈતાં સાધનો હોય છે. જેમકે ફળ જોસભેર ફૂટી નીકળે અને એરંડા, વાલ વગેરેમાં બને છે તેમ ફળો બીને બધી દિશાઓમાં વિખેરે એવી જુદી જુદી જાતની ફળ ફૂટવાની વ્યવસ્થા છોડનામાંજ મૂકેલી હોય છે.

હવે બીજોદ્‌ભવની ક્રિયાનો અભ્યાસ વિગતવાર લઈએ. આને માટે બાળકો પાસે નીચેની વિગતો તપાસાવી કામ કરાવો:—

૧. પાણીમાં પલાળી રાખેલા દાણાને ચપ્પુવતી લંબાઈમાંથી કાપો. અને બીમાં ગુપ્ત રહેલા (તેલ, સ્ટાર્ચ, ખાંડ, એલ્બુમન જેવા ઇંડાંની સફેદી જેવા ચીકણા પદાર્થ) જુદી જુદી જાતના ખોરાકનો જથો તેમજ તે નાના છોડનું અવલોકન કરાવો.

૨. બીને પલાળીએ છીએ ત્યારે શું થાય છે, તે કદમાં કેવાં ફૂલે છે અને પાણી શોષી લે છે એની નિરીક્ષા કરાવવી.

અવલોકન કરાવવું. એવી ઉપરું વાંદો પરાવલમ્બી હોવાથી જેને આધારે ઊગે છે તે ઝાડમાં ઉચે ચઢતા રસના ખનીજ તત્ત્વો ખોરાકરૂપે ઉપયોગમાં લે છે. ખાંડ, કાંજી, એલ્બુમેન (ઈંડાની સફેદી જેવો ચીકણો પદાર્થ) જેવા બીજા ખોરાકના પદાર્થો ઝાડની અંદરના ભાગની છાલમાં નમોદારાજ મેળવી શકાય છે તેથી આ વાંદાની જાતના આ વેલાને તે પદાર્થો મળતા નથી તેથી બીજા છોડની માફક પોતાના લીલા પાંદડા વડે તે પદાર્થો બનાવે છે બિલાડીના ટોપને વિલાશવાળા ભાગની ઝાંખી પણ ન હોવાથી તેને તૈયાર સ્વરૂપનો ખોરાક લેવો પડે છે. જે ઠેકાણે તે ઊગે છે તે જમીનની વનસ્પતિમાથી અથવા કહોતા કોઈ પ્રાણીમાથી એ ખોરાક મેળવે છે તેને નિકાસ માટે જરા પણ સૂર્યના પ્રકાશની જરૂર હોતી નથી

પાચમી ચોપડીમા આપેલા એકદળ અને દ્વિદળ ફૂલમાથી ફળ બનવા વિષેના અને અપુષ્પ વનસ્પતિ વિષેના પાઠો ઉપર સૂચવેલી પદ્ધતિએ શીખવવા

આ ધોરણમા બગીચાને લગતુ કામ દરેક રીતે આગળ વધારવું હસરાજ અને નેવાળ માટે બગીચામા છાયાવાળી જગા બનાવવી અને ભીંડા, ટોમેટા, કાકડીના વર્ગના છોડ ગીંગણા, અબાડી (શણ), કપાસ, મકાઈ વગેરે છોડ વિદ્યાર્થીઓએ બબ્બેની જોડમા કામ કરી નિશાળના બાગમા પોતાને સોંપેલા ક્યારામા ઉછેરવા નિશાળના સામાન્ય બગીચાના વિભાગમા બની શકે તેટલા અને સૃષ્ટિજ્ઞાનના અભ્યાસ માટે આવશ્યક હોય તેટલા બધા ફળના ઝાડ પણ ઉછેરવા. આખ ચઢાવી કલમ કરી, ડાળ એકડી બાંધી કલમ કરી અને એવી છોડ ઉગાડવાની બીજી કૃત્રિમ રીતોના પ્રયોગ કરી બતાવવા બગીચાને નુકસાન કરનાર જંતુઓનો અભ્યાસ કરવો અને બાગની સામાન્ય ગોઠવણને પણ અભ્યાસમા ગણી લેવી

ચીરેલા વાસની મસ્તી મનાનટની ફર્નરી (હસરાજ ઉછેરવાના સ્થાન)માંજ હસરાજ મતોષકારક રીતે ઉગાડી શકાય તે ફર્નરીનું છાપરું પણ વાસનુજ જોઈએ, ગરમ ઋતુમા તેના ઉપર ઘાસ પાથરી રાખવુ, આથી અતિશય પ્રકાશ કે ગરમી તે ફર્નરીમા આવતા અટકાવી શકાશે, ફર્નરીનુ ભોયતળીઉં ભિનાશવાળુ રાખવુ જેથી તેના ઉપલા ભાગની હવામા ભેજ સતત કાયમ રહેશે

આખ ચઢાવી કલમ કરવાની ક્રિયામા છાલના થોડાક ભાગ સહિત આંખને થડમાથી કાપી લેવામા આવે છે અને બીજા છોડની છાલ નીચે દાખલ કરવામા આવે છે. અમુક ભાગ અને આ કાપનો પ્રયોગ થવા

માટે બન્ને ધાન્યના છોડની વૃદ્ધિ થઈ શકે એવા પડો ભેગા ઉગાડવા આ ક્રિયા જો સંભાળપૂર્વક કરવી અને ચોમાસુ ઋતુમાં થશે તો બન્ને ફાલ જલદી મળી જશે જે છોડની વૃદ્ધિ ખરખર ભોંયમાંથી નથી થતી અને દાતણ નાખી કરી મુકેલ હોય છે તે છોડની વૃદ્ધિ આંખ ચઢાવવાની રીતે થાય છે આ રીતનો ઉપયોગ ગુલાબ, મોગરા અને નારંગીના છોડ ઉછેરવામાં સામાન્ય રીતે થાય છે ડાળ કાપવાની રીત ઉપરની રીતને મળતી છે, ખરું જોતા આંખ ચઢાવી કલમ કરવાની રીત ડાળ કાપી કલમ તૈયાર કરવાની રીતનું થોડું સુધારેલું સ્વરૂપ છે આમાંથી અમારે તો ડાળ કાપી કલમ કરવાની રીતજ મુખ્યત્વે વપરાય છે

બગીચાને નુકસાન કરનાર જંતુઓના અભ્યાસ પરત્વે જંતુઓ બગીચામાં ઊગતા છોડને કેવી રીતે નુકસાન પહોંચાડે છે તેનું વિદ્યાર્થીઓ પાસે અવલોકન કરાવવું કીડા, ઈયળો, તીડ, અને ઉધઈ છોડને વણજ નુકસાન કરે છે તે જોઈ જવું

(ઘ) વિદ્યાર્થીઓને મધમાખ, કીડી, માખીઓ, મચ્છર, વંદા અને અળશીઆ જેવા નાના જંતુઓને ધ્યાનમાં રાખવા લાયક ગણવાની ટેવ હોતી નથી તેનું જ્ઞાન પણ આ વર્ગણમાં આપવાનું છે પ્રથમ વિદ્યાર્થીની આમાં જિજ્ઞાસા ઉદ્દીપ્ત કરી પછી તેમને આ જંતુનો નિરીક્ષા કરવા કહેવું તેમની શરીરરચના, ખોરાક મેળવવાની શક્તિઓ, ભટકવાની ટેવો, તેમના કાર્ય વગેરેમાં જણાઈ આવતા ધ્યાન ખેંચનાર લક્ષણો લક્ષમાં રખાવી નોંધી લેવા કહેવું જ્યાં સ્થાનિક પરિસ્થિતિ અનુકૂળ હોય ત્યાં મરઘીના ઈંડાની રચના બતાવવી અને વિદ્યાર્થીઓ પાસે તે તપાસાવવી આની સાથે પાચમી ચોપડીમાં આપેલો મરઘીના ઈંડા વિષેનો પાઠ વંચાવવો

(ઙ) આકાશી પદાર્થોનું અવલોકન કરાવતી વખતે જે પદાર્થો માત્ર પ્રકાશિત છે અને જે પોતાની સ્થિતિ બદલે છે તેવા અને તારા જેવા માત્ર ચમકનાર પદાર્થો વચ્ચે ભેદ જાણતા શીખવવું તેમનો ઉદય અને અસ્ત થવાનો સમય, અને તેમનો ખાસ દેખાવ વિદ્યાર્થીઓએ લક્ષમાં રાખવો. આ અવલોકનો કરાવતી વખતે આકાશનકશા ખપતા તારા વગેરે પણ ઓળખાવવા

ધુમ્મસ, ઝાકળ, ગ વગેરે જેવા હવામાં દેખાતા કોઈ ખાસ કુદરતી ફેરફાર તરફ પણ લક્ષ દોરવું વર્ષાઋતુમાં વરસાદનું નિયમિત માપ લેવડાવવું આને માટે એ રેનગેજ ( વરસાદ માપવાનું યંત્ર ) હાથે

તૈયાર કરવુ. એક મોટા નળાકાર પતરાના વાસણની અંદરની બાજુએ એક ગરણી કે વરસાદનુ પાણી ઝીલી શકે તેવા વાસણમા ૮–૭ ઇંચ વ્યાસની પતરાની ગરણી મૂકવી મોટુ વાસણ પડી વરસાદનુ પાણી ઝીલી શકે એટલા માટે તેની ચારે બાજુ વાડ બાધી કોઈક એકાત ખુલી જગામા ગોઠવી રાખવુ. સામાન્ય વપરાશના ક્યીનીકલ માપના આંકવાળા કાચના પ્યાલામા મુકરર કલાકે દરરોજ માપતા રહેવુ. આ કાચના પ્યાલામા $\frac{1}{10}$ ઔંસનો આંકો વરસાદના $\frac{1}{10}$ ઇંચનુ માપ દર્શાવે છે એક આકૃ દોરાવી વરસાદ રોજ પડતો હોય તેના માપની નોંધ નિશાળની દિવાલ ઉપર ટાંગી રાખવી.

ઉષ્ણતામાનનુ માપ નિયમિત રીતે રોજ લેવુ જોઈએ આખુ વર્ષ આ નોંધ રાખતા જવી અને નિશાળના ઓરડાની દિવાલ પર (આકૃના ચિત્ર સાથે) તે નોંધ મુકાવી રાખવી

આ ધોરણમા સ્થાનિક ખડકો અને જમીનનુ જ્ઞાન પણ આવશ્યક છે એટલા માટે શહેર કે ગામની પાડોનમા કાંઈ ખડકો હોય તો તેના મુલાકાત વિદ્યાર્થીઓને કરાવવી, તેમની બનાવટ, સ્થાન વગેરેનો અભ્યાસ કરાવવો, અને વળી વિગતવાર તપાસ માટે તે ખડકોના નાના ટુકડા નમુનારૂપે એકઠા કરાવવા ખડકની બનાવટ ને સ્થિતિ ઉપરથી એક રીતે પૃથ્વીના પડનો ઇતિહાસ જાણી શકાય છે જેવી રીતે અમુક ઝાડોના થડમાના કુંડાળા ઉપરથી ઝાડની ઉમર તથા જીવનકથા માલમ પડે છે તેમ ખડકો ઉપરથી પૃથ્વીની હકીકત જાણી શકાય છે અમુક સ્થળે આવેલા ખડકોના અભ્યાસ ઉપરથી તે સ્થળની જમીન, જમીનની અંદરનો ભાગ, તેમજ તે સ્થળે ઊગતી વનસ્પતિનું જ્ઞાન સ્વાભાવિક રીતે (આપોઆપ) પ્રાપ્ત કરી શકાય છે

## જાહેર ખબર

(ઉ ભા ના એ ઈ ના હુકમ ન ૩૨૭ તા ૭ મી એપ્રિલ, સને ૧૯૨૪ના આધારે) ઇનામ અને લાયબ્રેરી માટે મંજુર કરેલા પુસ્તકોની યાદી એપ્રીલ માસના શાળાપત્રમા છપાઇ છે, તેમાની ત્રિવેણી વાચનમાળાની ચોપડીની કીંમતમાં નીચે મુજબ ફેરફાર કરવામા આવ્યો છે

| | રૂ આ પાઈ |
|---|---|
| પહેલી ચોપડી | ૦—૨—૬ |
| બીજી ચોપડી | ૦—૫—૦ |
| ત્રીજી ચોપડી | ૦—૭—૬ |
| ચોથી ચોપડી | ૦—૯—૬ |

# ગુજરાતી ખેતીવાડી સ્કૂલ.

ખેડુતના છોકરાઓને માટે સને ૧૯૨૦ થી સ્થાપન કરેલી ગોધરા ખેતીવાડી સ્કૂલનું નવું વર્ષ દરવર્ષે તા. ૧ લી જુનથી શરૂ થાય છે, તેના ધારા અને માહિતી નીચે પ્રમાણે છેઃ—

૧. આ નિશાળમાં દાખલ થવા ઇચ્છતા ઉમેદવારોની પ્રાવેશિક પરીક્ષા નથી, પરંતુ ઓછામાં ઓછું ગુજરાતી ચોથું ધોરણ (એથી વધારે અભ્યાસ હોય તો સારૂં) તેણે પાસ કરેલું હોવું જોઈએ, અને તે બદલ જે ગુજરાતી સ્કૂલમાં તેણે અભ્યાસ કર્યો હોય તે સ્કૂલનું લીવીંગ સર્ટિફિકેટ (નિશાળ છોડ્યા બદલનો રીતસરનો દાખલો) અરજી સાથે સામેલ કરેલું હોવું જોઈએ. આ સ્કૂલનો અભ્યાસક્રમ બે વર્ષનો છે.

૨. ઉમેદવારના વાલીનો ધંધો ખેતીનોજ હોવો જોઈએ, અને તે જાતેજ ખેતી કરતા હોવા જોઈએ; કારણ કે આ નિશાળમાં ખેતીને લગતું તમામ કામ છોકરાઓના હાથેજ કરવું પડે છે.

૩. આ શાળામાં ભણ્યા પછી જે ઉમેદવારનો ખેતી કરવાનોજ નિશ્ચય હોય તેણેજ આવવું. જેનો નોકરીનોજ નિશ્ચય હોય તેને માટે આ સ્કૂલ નથી.

૪. ઉમેદવારની ઉમર ૧૫ થી ૨૦ વર્ષની હોવી જોઈએ.

૫. આ નિશાળમાં દાખલ થવા ઇચ્છતા ઉમેદવારના નામ ઉપર જમીન નહિ હોય તો તેના બાપ, કાકા વગેરે કોઈપણ નજીકના સગાના નામ ઉપર પણ હોવી જોઈએ. અને તે જમીન કેટલી છે, સરકારમાં મહેસુલ કેટલું ભરે છે વગેરે બાબતનો દાખલો પટેલ તલાટી તરફથી અરજી સાથેજ મોકલવો જોઇએ.

૬. દરેક વિદ્યાર્થીને ભણવાનું, ખાવાનું અને રહેવાનું જેટલું ખર્ચ થાય તેટલી સ્કોલરશિપ સરકાર તરફથી આપવામાં આવે છે. એટલે વિદ્યાર્થીને ખાવાપીવા વગેરેનો ખર્ચ બીલકુલ કરવો પડતો નથી; પરંતુ અભ્યાસક્રમ પૂરો થતાં પહેલાં (અધવચ) કોઈપણ વિદ્યાર્થી નિશાળ છોડે અથવા ગેરવર્તણૂક ચલાવવા બદલ તેને કાઢી મૂકવામાં આવ્યો હોય તો જેટલો વખત તે નિશાળમાં રહ્યો હોય તેટલા વખતને માટે દરમાસના રૂ. ૧૦ પ્રમાણે તેની પાસેથી દંડ તરીકે વસુલ કરવામાં આવે છે.

પુસ્તક, લાયબ્રેરી વગેરે પરચુરણ ખર્ચ વિદ્યાર્થીના પદરનો હોય છે. તે ખર્ચ (લગભગ વર્ષના રૂ. ૧૦) બદલ વિદ્યાર્થીના વાલીએ દાખલ થતી વેળા રૂ. ૧૦ અનામત તરીકે આપવા પડશે.

૭ આ નિશાળમા બીજી નિશાળો પ્રમાણે વારતહેવારની રજાઓ મળશે. સિવાય દિવાળી ઉપર એક મહિનો, અને ઉનાળામા દોઢ મહિનો રજા પડશે. અને તે બેઉ રજાવેળા વિદ્યાર્થીને ઘેર જવા દેવામા આવશે આ નિશાળ કાઢવાનો સરકારનો હેતુ એ છે, કે બે વર્ષ શિક્ષણ લીધા પછી વિદ્યાર્થી પોતાના માબાપને ખેતીના કામમા વધારે મદદગાર થાય, અને ખેતી પણ વધારે ફાયદાકારક રીતે કરે દરવર્ષે ૫૦ કરતા વધારે નવા છોકરા દાખલ કરવામા આવતા નથી

આ શાળામા નીચે પ્રમાણે વિષયો શીખવવામા આવે છે —

(૧) કૃષિવિદ્યા, (૨) સૃષ્ટિજ્ઞાન, (આ વિષયમા વનસ્પતિ અને જતુ સંબધી વ્યાવહારિક જ્ઞાન આપવામા આવે છે ) (૩) ખેતીવાડીને લગતી ભૂગોળ (૪) ખેતીવાડીને લગતુ અંકગણિત અને જમીનની માપણી. (૫) આરોગ્યવિજ્ઞાન (૬) પેટા ધધા (૭) ગ્રામ્ય અને શહેરી જીવન (ખેડુતને ઉપયોગી કાયદા વગેરેનુ ઉપયોગી શિક્ષણ જેમકે જમીન મહેસુલનો એક્ટ, તગાવી એક્ટ, કળા એક્ટ, લોકલ બોર્ડ એક્ટ ) (૮) વાચન અને લખાણ (૯) ખેતી અને બગીચાનુ કામ (૧૦) ઓઇલ એંજિન કેવી રીતે ચલાવવુ, તેના દરરોજના ઉપયોગી ભાગ દરરોજ સાફ કરી કેવી રીતે બેસાડવા વગેરે (૧૧) ખેતીમા ઉપયોગી ઓજારના ભાગ ભાગેતૂટે ત્યારે કેવી રીતે દુરસ્ત કરવા અને લગતુજ સુથારી લુહારી કામ (૧૨) વણાટ કામ

૮ આ સ્કૂલમા દાખલ થવા ઇચ્છતા ઉમેદવારે ગોધરા (જિલ્લે પચમહાલ) ખેતીવાડી સ્કૂલના હેડ માસ્તરને જેમ બને તેમ જલદી પોતાની અરજી મોકલવી તેમા નામ, જાત, ધધો, ઉમર, તાલુકો, જિલ્લો, પોષ્ટ ઓફિસ વગેરે સ્પષ્ટ જણાવી ગુજરાતીમા અરજી કરવી અરજી ઉમેદવારના હાથનીજ હોવી જોઇએ ઉમેદવારને દાખલ કરવાની, અભ્યાસક્રમ પુરો થતા સુધી રહેવા દેવાની, અને સ્કૂલ છોડયા પછી તેને ખેતીના કામે લગાડવાની ઇચ્છા છે એ બદલની કબુલત લખી તેની નીચે વાલીની સહી લેવી જોઇએ

૯ જે ઉમેદવારને દાખલ કરવાનુ નક્કી થશે તેને તે પ્રમાણે કાગળથી ખબર આપવામા આવશે જે તારીખે હાજર થવા લખ્યુ હોય તે તારીખે તેણે નિશાળમા આવી હાજર થવુ જોઇએ

૧૦. પાસ થયા પછી જે વિદ્યાર્થીને ખેતી કરવા માટે જમીન જોઈતી હશે તેને સ્કૂલની નજીકમા ૧૦ દશ એકર સુધી જમીન રાખી સારી શરતે અપાવવાની ગોઠવણ કરવામા આવશે I. G. Naik,

હેડમાસ્તર ખેતીવાડી નિશાળ—ગોધરા

# જાહેર ખબર.

## રાજકોટ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજની સને ૧૯૨૪ ની સાલની પ્રાવેશિક પરિક્ષા

૧. તમામ નિશાળના માસ્તરો, આસિસ્ટંટો અને સ્ત્રીશિક્ષકોને ખબર આપવામાં આવે છે કે આ કૉલેજમાં દાખલ થવાને જે બાઈઓ ઉમેદ રાખતી હોય, તેમની ઉંમર, અભ્યાસ વગેરે હકીકતનું પત્રક સને ૧૮૯૩ની સાલના ગુજરાત શાળાપત્રના પૃષ્ટ ૨૬૪ મે છાપેલા નમુના પ્રમાણે બનાવી તેમાં માગેલી હકીકત બરાબર પુરી આ જાહેર ખબર પહોંચે કે જેમ બને તેમ તાકીદથી અમારી તરફ મોકલવું. તા. ૨૦ મી માહે ઑગસ્ટ સને ૧૯૨૪ પછી આવાં પત્રકો લેવામાં આવશે નહિ.

૨. પ્રાવેશિક પરીક્ષા હરેકોઈ ઉમરની બાઈ આપી શકશે; પરંતુ જેમની ઉંમર પંદર વર્ષથી ઓછી નહિ હશે, તેમજ ૨૫ વર્ષથી વધારે નહિ હશે, તેમને સ્કૉલરશિપ મળી શકશે.

૩ પ્રાવેશિક પરીક્ષા કન્યાશાળાના સને ૧૯૦૨ના જાન્યુઆરી માસમાં પ્રગટ થએલા ધોરણ ૫ મા પુરાની લેવામાં આવશે.

૪. દાખલ થવા ઉમેદ રાખનાર બાઈઓએ સારી ચાલનું સર્ટિફિકેટ સ્કૂલ કમિટિના મેમ્બરોનું અથવા સારા જાણીતા ગૃહસ્થોનું ઉપરના પત્રક સાથે મોકલવું. ઉમેદવારમાં શરીર સંબંધી કોઈ પણ જાતની ખોડ હોવી ન જોઈએ.

૫. પ્રાવેશિક પરીક્ષા તારીખ ૧૫ સપ્ટેમ્બર સને ૧૯૨૪ સોમવારને દિવસે સવારના અગિઆર વાગે કૉલેજના મકાનમાં શરૂ થશે.

૬. કૉલેજમાં દાખલ કરવા યોગ્ય જે બાઈઓ માલુમ પડશે, તેમની તનદુરસ્તી બાબતની ખાતરી હરસાલ મુજબ કરવામાં આવશે.

રાજકોટ,
તા. ૧લી મે સને ૧૯૨૪

Urmila Mehta.
લેડી સુપરિન્ટેન્ડન્ટ, કાઠિઆવાડ બાર્ટન
ફીમેલ ટ્રેનિંગ કૉલેજ—રાજકોટ.

---

## રણછોડલાલ છોટાલાલ ટેકનીકલ ઇન્સ્ટીટયુટ, અમદાવાદ.

આ સંસ્થાની પ્રવેશક પરીક્ષા તા. ૧૭ મી જુન ૧૯૨૪ ને મંગળ વારને દિવસે દસ વાગે આ ઇન્સ્ટીટયુટમાં લેવામાં આવશે.

આ ઇન્સ્ટીટયુટની અંદર.

૧. મીકેનીકલ એન્જીનીઅરીંગ,

૨. કોટન વીવીંગ,

૩. કોટન સ્પીનીંગ.

આ પ્રમાણે ત્રણ જુદાં ખાતાં રાખવામાં આવ્યાં છે. આ ત્રણ પૈકી ગમે તે એકજ ખાતામાં વિદ્યાર્થીની ઇચ્છા મુજબ દાખલ કરવામાં આવે છે. દરેક ખાતામાં વ્યવહારીક શિક્ષણ આપવા માટે પુરતા સાંચાની ગોઠવણ કરી છે, તેથી પાસ થએલો વિદ્યાર્થી મીલ અગર કારખાનામાં કામ કરવાને સારો લાયક બની શકે છે.

અભ્યાસક્રમ—દરેક ખાતાની અંદર અભ્યાસક્રમ ત્રણ વર્ષનો છે.

લાયક વિદ્યાર્થીઓ માટે સ્કોલરશીપો તેમજ માફીની જગાઓ રાખવામાં આવી છે. અભ્યાસમાં જરૂરીઆતી ઓજારો સ્કૂલમાંથી આપવામાં આવે છે.

બહાર ગામના વિદ્યાર્થીઓની સવડ માટે બોર્ડીંગ-હાઉસ પણ ઉઘાડવામાં આવેલું છે.

ઉમર-ઉમેદવારની ઉમર પ્રવેશક પરીક્ષાને દિવસે ૧૫ વર્ષની પુરી થતી હોવી જોઇએ.

લાયકાત-જેણે ગુજરાતી વર્નાક્યુલર ફાઇનલ પરિક્ષામાં પાસ થએલાને તેમજ અંગ્રેજી ત્રીજા ધોરણમાં પાસ થએલા વિદ્યાર્થીને દાખલ કરવાને લાયક ગણવામા આવે છે. પરંતુ મેટ્રીક પાસ થએલાને અગર અંગ્રેજી ૭ ધોરણ સુધીના અભ્યાસવાળાને એટલે અંગ્રેજી પાંચમું ધોરણ પાસ કરેલા વિદ્યાર્થીઓને વધારે પસંદ કરવામાં આવે છે.

દાખલ થવા ઇચ્છનાર ઉમેદવારોએ પોતાની અરજી ઇન્સ્ટીટ્યુટના છાપેલા ફોર્મ ઉપર મોડામાં મોડી તા. ૧૫ મી જુન ૧૯૨૪ સુધીમાં અમને મોકલી આપવી. ત્યાર પછી લેવામાં આવશે નહિ. પ્રવેશક પરિક્ષાની ફીનો રૂ. ૧) એક પરીક્ષાને દિવસે લેવામાં આવશે. પ્રવેશક પરીક્ષામાં પાસ થએલા વિદ્યાર્થીઓ પૈકી ફક્ત જરૂર જેટલા વિદ્યાર્થીઓનેજ દાખલ કરવામાં આવશે.

બહાર ગામના વિદ્યાર્થીઓ માટે અરજીનાં ફોર્મ ઇન્સ્ટીટ્યુટનું વિગતવાર બોધક પત્ર મંગાવ્યેથી દરેક સ્કૂલના હેડમાસ્તર ઉપર મોકલી આપવામાં આવશે. અમદાવાદમાં રહેતા વિદ્યાર્થીઓએ જોઇતો ખુલાસો અમારી ઓફીસમાં આવી મેળવવો.

આ ઇન્સ્ટીટ્યુટ અમદાવાદ રેલ્વે સ્ટેશન પાછળ સરસપુર રોડ ઉપર માધુભાઇની મીલ પાસે આવેલું છે.

આર. સી. ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ, અમદાવાદ. તા. ૨૨-૨-૨૪

J. H. Mehta
પ્રિન્સીપાલ

કિંમત રૂ૦ ૧-૮-૦

# બ્રિટિશ સામ્રાજ્યનો સંક્ષિપ્ત ઇતિહાસ.

કર્તા

જી. ઍન્ડર્સન, એમ. એ.,

અને

ઇ. માર્સ્ડન, બી. એ., એફ. આર. જી એસ., હિંદુસ્તાનના

ભાષાન્તરકર્તા

રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ.,

---

મુંબાઈ સરકારે સ્કૂલ ફાઇનલ પરીક્ષા માટે નક્કી કરેલો ઇતિહાસનો અભ્યાસક્રમ આ ગ્રન્થના રચનારાઓને માર્ગસૂચક થયો છે. ઇંગ્લંડના ઇતિહાસ સાથે સંબંધ ધરાવતાં પ્રકરણો માટે મુખ્યત્વે કરીને મિ૦ ઍન્ડર્સન જવાબદાર છે અને જે પ્રકરણો હિંદુસ્તાનના ઇતિહાસને લગતાં છે અને જેમાં બ્રિટિશ રાજ્યમાં થયલી હિંદુસ્તાનની વૃદ્ધિનું તેમજ બ્રિટિશ હિંદુસ્તાનના હાલના રાજ્યતન્ત્રનું વર્ણન કરવામાં આવ્યું છે, તેને માટે મિ૦ માર્સ્ડન જવાબદાર છે.

---

Short History of the British Empire. By G. Anderson, M. A. and E. Marsden, Rs. 1-8. Gujarati Edition.

મૅકમિલન ઍન્ડ કંપનિ લિમિટેડ, મુંબાઈ.

# નવાં બહાર પડેલાં પુસ્તકો.

બારોટકૃત

## હિંદનો ઇતિહાસ.

હિંદના રાજ્ય બંધારણ સહિત ૧૯૨૩ સુધીનો સંપૂર્ણ ઇતિહાસ. ઐતિહાસિક બાબતો સમજાવનારા નકશા તથા ચિત્રો યુક્ત. પ્રત્યેક પ્રકરણને અંતે પુનરાવર્તન કરાવવામાં ઉપયોગી થઈ પડે એવા પ્રશ્નો મૂકવામાં આવેલ છે. છેલ્લાં ૨૫ વર્ષથી મીડલ સ્કુલોમાં તથા પ્રાથમિક સ્કુલોના ઉપલાં ધોરણોમાં આ ઇતિહાસ પાઠ્ય પુસ્તક તરીકે વપરાઈ અતિ ઉપયોગી છે, એમ પુરવાર થઈ ચૂક્યુ છે. કાઠિયાવાડ એજન્સિ સ્કુલોમાં તથા કાઠિયાવાડનાં ઘણાં ખરાં સ્ટેટોની સ્કુલોમાં પાઠ્ય પુસ્તક તરીકે મંજૂર થએલ છે. સુધારા વધારા સાથેની ૧૭ મી આવૃત્તિ. મૂલ્ય ૦-૧૦-૦.

બારોટ અને શાહ કૃત

## ગુજરાતનો ઇતિહાસ.

ઉપયોગી ચિત્રો તથા ગુજરાતના નકશા સાથે સાદી રમુજી વાર્તાઓના રૂપમા આ પુસ્તકની યોજના કરેલી છે. આ ઇતિહાસને સરકારી કેળવણી ખાતાએ પાઠ્ય પુસ્તક તરીકે મંજુર કરેલ છે ગુજરાતી ભાષામાં ગુજરાતના અનેક ઇતિહાસ રચાયેલ છે પરંતુ આટલો પ્રચારમાં આવેલ, ઉપયોગી સાથે આટલી સસ્તી કિંમતનો ઇતિહાસ બીજો ભાગ્યે જ હશે. સુધારા વધારા સાથેની ૧૧ મો આવૃત્તિ. મૂલ્ય ૦-૨-૦.

### માસ્તરી ગુજરાતી કોપીબુકો—નં. ૧ થી ૬ સુધી.

નં. ૧ લો—મોટા કદના પોકળ બળાક્ષરના ખડ, મૂળાક્ષર તથા અંક.
નં. ૨ જો—મોટા કદના પોકળ મૂળાક્ષર તથા મૂળાક્ષરના શબ્દો.
નં. ૩ જો—મધ્યમ કદના બાળબોધ તથા ગુજરાતી શબ્દો.
નં. ૪ થો—મધ્યમ કદના અક્ષરનાં ગુજરાતી તથા બાળબોધ વાક્યો.
નં. ૫ મો—નાના કદના અક્ષરનાં ગુજરાતી તથા બાળબોધ વાક્યો.
નં. ૬ ઠ્ઠો—નાના કદના અક્ષરથી ગુજરાતી તથા બાળબોધ વ્યવહારિક લખાણના નમુના.

---

# નવાં બહાર પડેલાં પુસ્તકો.

બારોટકૃત

## હિંદનો ઈતિહાસ.

હિંદના રાજ્ય બંધારણ સહિત ૧૯૨૩ સુધીનો સંપૂર્ણ ઈતિહાસ. ઐતિહાસિક બાબતો સમજાવનારા નકશા તથા ચિત્રો યુક્ત. પ્રત્યેક પ્રકરણને અંતે પુનરાવર્તન કરાવવામાં ઉપયોગી થઈ પડે એવા પ્રશ્નો મૂકવામાં આવેલ છે. છેલ્લાં ૨૫ વર્ષથી મીડલ સ્કૂલોમાં તથા પ્રાથમિક સ્કૂલોના ઉપલાં ધોરણોમાં આ ઇતિહાસ પાઠ્ય પુસ્તક તરીકે વપરાઈ, અતિ ઉપયોગી છે, એમ પુરવાર થઈ ચૂક્યુ છે. કાઠિયાવાડ એજન્સિ સ્કૂલોમાં તથા કાઠિયાવાડનાં ઘણાં ખરાં સ્ટેટોની સ્કૂલોમાં પાઠ્ય પુસ્તક તરીકે મંજૂર થએલ છે. સુધારા વધારા સાથેની ૧૭ મી આવૃત્તિ. મૂલ્ય ૦-૧૦-૦.

બારોટ અને શાહ કૃત

## ગુજરાતનો ઈતિહાસ.

ઉપયોગી ચિત્રો તથા ગુજરાતના નકશા સાથે સાદી રમુજી વાર્તાઓના રૂપમા આ પુસ્તકની યોજના કરેલી છે. આ ઈતિહાસને સરકારી કેળવણી ખાતાએ પાઠ્ય પુસ્તક તરીકે મંજુર કરેલ છે ગુજરાતી ભાષામાં ગુજરાતના અનેક ઇતિહાસ રચાયેલ છે પરંતુ આટલો પ્રચારમાં આવેલ, ઉપયોગી સાથે આટલી સસ્તી કિંમતનો ઈતિહાસ બીજો ભાગ્યે જ હશે. સુધારા વધારા સાથેની ૧૧ મી આવૃત્તિ. મૂલ્ય ૦-૨-૦.

માસ્તરકૃત ગુજરાતી કૉપીબુકો—નં. ૧ થી ૬ સુધી.

નં. ૧ લો—મોટા કદના પોકળ મૂળાક્ષરના ખંડ, મૂળાક્ષર તથા અંક.
નં. ૨ જો—મોટા કદના પોકળ મૂળાક્ષર તથા મૂળાક્ષરના શબ્દો.
નં. ૩ જો—મધ્યમ કદના બાળબોધ તથા ગુજરાતી શબ્દો.
નં. ૪ થો—મધ્યમ કદના અક્ષરનાં ગુજરાતી તથા બાળબોધ વાક્યો.
નં. ૫ મો—નાના કદના અક્ષરનાં ગુજરાતી તથા બાળબોધ વાક્યો.
નં. ૬ ઠ્ઠો—નાના કદના અક્ષરથી ગુજરાતી તથા બાળબોધ વ્યવહારિક લખાણના નમુના.

---

# નવાં બહાર પાડેલાં પુસ્તકો.

## ૧. શાળોપયોગી હિંદનો ઇતિહાસ પા. ૩૫૫

ચિત્રો અને નકશા સાથે સરળ ભાષામાં દરેક પ્રકરણને છેડે પ્રશ્નો સાથે ૧૯૧૯ ના નવા સુધારાના સમય સુધીનો. કી. ૧-૦-૦

## ૨. હિંદના ઇતિહાસનું પ્રથમ દર્શન પા ૧૭૬

કર્તા. ભાનુભાઈ લલ્લુભાઈ નાયક કી. ૦-૧૨-૦

ચિત્રો અને નકશા સાથે

## ૩. શાળોપયોગી ગુજરાતનો ઇતિહાસ.

કર્તા જેમ્સ ઉકાભાઈ કી ૦-૪-૦

ચીત્રો અને નકશા સાથે સરળ વાર્તાના રૂપમાં ચોથા ધોરણમાં ઉપયોગ માટે.

## ૪. શાળોપયોગી ગુજરાતની ભૂગોળ.

કર્તા—વલ્લભભાઈ લલ્લુભાઈ પટેલ. કી. ૦-૪-૦

નકશા અને ચિત્રો સાથે.

## ૫. આંક અને તેનો ઉપયોગ. ૦-૧-૬.

નવી મુખગણીતની પદ્ધતિસર ચીત્રો સાથે.

## ૬. આંના કોપી બુક નંબર ૧ થી ૫ કીં ૦-૨-૬.

ઉત્તમ જાડા ફુલસ્કેપ કાગળ ઉપર.

સ્કુલોની ટેક્સ્ટ બુકો, ડ્રોઈંગ બુકો, ધોરણની નોટો, એક્સરસાઈઝો, રબર વગેરે મોટા જથ્થામાં વહેપારી ભાવથી મોકલીએ છીએ માટે તમારાં ઓરડરો તુરત મોકલો આફસલીસ્ટ તૈયાર છે

ધી ગુજરાત ઓરીએન્ટલ બુક ડીપો.

અમદાવાદ.

:ઘણી બહેનોને રસોઈ વિષે ઘણું ઓછું જ્ઞાન હોય છે; અને રસોઈ એ હિંદુઓના ઘરની વિદ્યા અને કળા બને છે, એ લક્ષમાં રાખીએ તો 'પાકશાસ્ત્ર' જેવો ગ્રન્થ ગુજરાત સમક્ષ મુકનાર બહેનોએ રોજને રોજની ચાલુ સેવા આપણને અર્પી છે, એમ કહેવું એ અતિશયોક્તિ નથી."

"સાહિત્ય" મે. ૧૯૨૩.

મળવાનું ઠેકાણું:— **એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.**

કાલબાદેવી રોડ મુંબાઈ.

---

# દસ્કત શિક્ષક કોપીબુકો

**કોપીની પહેલ કાઢનાર હુમો છીએ. બીજાઓએ પછી નકલ કીધી છે.**

ગુજરાતી અને બાળબોધ આઠ નંબરમાં તૈયાર છે.

**કેળવણી ખાતાંના મે. ડિરેક્ટર સાહેબે મુંબઈ ઇલાકાની દરેક ગુજરાતી નિશાળમાં ચલાવવાને મંજુર કરીછે,**

દરેક નંબરની કિંમત અઢી આના રાખી છે.

૨૫૦ તથા તેથી વધુ કોપી ખરીદનારને પંદર (૧૫) ટકા કમિશન ઉપરાંત પેકિંગ અને રેલ્વે ખર્ચ આપવામાં આવશે; પણ પોસ્ટ માર્ફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ. દસ્કત શિક્ષક કોપી બુકોની સ્ટીલ પેનો દરેક નંબરને બંધ બેસતી ૧ થી ૮ નંબરની, દરેક બોક્ષમાં એકજ જાતની દા. ૬ કિંમત રૂ. ૦।।। નક્કી [હાલ માલ નથી.]

મળવાનું ઠેકાણું:-**આદરજી કાવસજી માસ્તર.**

**ઠે. નં. ૨૮-૩૦ ધોબીતલાવ-મુંબઈ**

---

જોઈએ.-છીએ—ક્વોલીફાઈડ અને ટ્રેઇન્ડ ગુજરાતી મુસલમાન શિક્ષકો કે જેઓ કુરાનનું શિક્ષણ પણ આપી શકે. પગાર ગવર્નમેન્ટ સ્કેલ મુજબ તથા ક્વોલીફાઇડને પાંચ અને ટ્રેઇન્ડને દશ રૂપીઆ ઉગાવી અલાવન્સ મલશે. લખો—

સેક્રેટરી સ્કૂલબોર્ડ
કરાચી મ્યુનિસિપાલિટી

શિક્ષકો તેમજ શિષ્યવર્ગમાં અતિશય પ્રિય થઈ પડેલાં

# સૃષ્ટિજ્ઞાનનાં પુસ્તકો.

મે. સરકારી કેળવણી ખાતાનો મેડલ મેળવનારા અને અનુભવી સીનિઅર શિક્ષક પાસે ધોરણવાર સૃષ્ટિજ્ઞાનના પુસ્તકો પ્રશ્નોત્તર રૂપે અને સંપૂર્ણ વિવેચન સાથે અમે તૈયાર કરાવ્યાં છે જે ઘણાં ઉપયોગી હોઈ શિક્ષકવર્ગમાં પ્રશંસાપાત્ર નીવડ્યાં છે એ પુસ્તકોનો ટુંક સમયમાં એટલો બધો પ્રચાર થયો છે કે તેનામાંના ઘણા તો છઠ્ઠી અને સાતમી આવૃત્તિએ પહોંચી ગયા છે

વળી વર્નાક્યુલર ફાઇનલ અને ટ્રેનિંગ કૉલેજના ઉમેદવારો માટે

# સૃષ્ટિજ્ઞાન યા વિદ્યાના પાઠો.

એ નામનું પુસ્તક એજ શિક્ષકો પાસે તૈયાર કરાવી બહાર પાડ્યું છે તેમાં સાતમી ચોપડીના વિદ્યાના પાઠોનું સંપૂર્ણ વિવેચન કરવામાં આવ્યું છે તેમજ ભિન્નભિન્ન દૃષ્ટિએ પરીક્ષામાં પુછાએલા સવાલોનો પણ તેમાં સંગ્રહ કરવામાં આવ્યો છે જેથી એના અભ્યાસ પછી વિદ્યાના વિષયમાં નાપાસ થવાનો ભય પણ ભાગ્યે રહેતો નથી વધારે પ્રશંસાની જરૂર નથી બુક વાંચવાથી ખાત્રી થશે જુની નકલો સીલીકમાં છે, ત્યાં સુધી એ બુક રૂ ૦-૫-૬ કિંમતે આપવામાં આવશે બીજી કોઈ કોઈ બુકોની કિંમતમાં થોડોથોડો વધારો કરવાની જરૂર પડી છે આશા છે કે અમારા સુજ્ઞ ગ્રાહકો મોંઘવારીની તથા પ્રેસ બીલોની વધતી જતી મોંઘવારીને લીધે આ ફેરફારને ધ્યાનમાં લેશે નહિ જથાબંધ લેનારને માટે કમિશન ધોરણવાર કિંમત નીચે મુજબ —

બાળોપયોગી પ્રશ્નોત્તર રૂપે મળ સૃષ્ટિજ્ઞાન ધો. ૧ લુ (આ ૫) કિંમત રૂ ૦-૨-૦

| | | | |
|---|---|---|---|
| " | ધોરણ ૨ જુ | (આ ૭) | રૂ ૦-૧-૬ |
| " | ધોરણ ૩ જુ | (આ ૮) | રૂ ૦-૩-૦ |
| " | ધોરણ ૪ થુ | (આ ૭) | રૂ ૦-૩-૦ |
| " | ધોરણ ૫ મુ | (આ ૬) | રૂ ૦-૪-૦ |
| " | ધોરણ ૬ ઠ્ઠુ | (આ ૫) | રૂ ૦-૪-૬ |
| " | ધોરણ ૭ મું | (આ ૧) | રૂ ૦-૫-૬ |
| પ્રશ્નોત્તરરૂપ ભરતખંડનો સરળ ઇતિહાસ | | (ધો ૫) | રૂ ૦-૩-૦ |
| | | (ધોરણ ૬) | રૂ ૦-૪-૦ |

કમિશન ટકા ૨૫ આપવામાં આવશે તા. ક.—આ ઉપરાંત ધોરણવાર નોટો પણ અમોએ પ્રગટ કરી છે તેને માટે પણ યોગ્ય કમિશન આપીશું

લખો—મણિલાલ મુળજીભાઈ ઉપાધ્યાય
બુકસેલર એન્ડ પબ્લિશર પેટલાદ (વાયા આણંદ)

## સૌ ઉપયોગી પુસ્તકોનું લિસ્ટ.

| | |
|---|---|
| વીર અને વીરપૂજા ... | ૩-૦ |
| વિવિધ સુવાસ ... | ૩-૦ |
| ભીષ્મ ચરિત્ર. ... | ૩-૮ |
| મનોરમા ... ... | ૨-૦ |
| વહેમી વનિતા. ... | ૨-૮ |
| મોહબ્બત કે મુસીબત (સચિત્ર) ... | ૫-૦ |
| કતાપીનો કેસરવ. ... | ૪-૦ |
| ફૂલનું વહાણ ... | ૪-૦ |
| મૈત્રીકની સૃષ્ટી. ... | ૪-૦ |
| શ્રીમતિ વિજયા. ... | ૪-૦ |
| મણીમન્ત કાવ્યમાળા. | ૪-૦ |
| મોતી, ગૌરી. ... | ૨-૮ |
| સતી સીવેણી ... | ૧-૮ |
| દુઃખીને દિલાસો ભાગ. ૧ થી ૬ દરેકના. ... | ૦-૧૨ |
| ગુલીસ્તાનનું ચમન. ... | ૫-૦ |
| પ્રેમીગવાણી. ... | ૩-૦ |
| ભોજ અને કાળિદાસ (સચિત્ર) | ૪-૦ |
| ઈસપકૃત કલ્પિત વાતો. ભાગ ૧, ૨ (સચિત્ર) | ૨-૮ |
| લોર્ડ ચેસ્ટરફીલ્ડનો પોતાના પુત્ર-પ્રતિ ઉપદેશ. | ૧-૮ |
| બાનસ, બોધવાર્તાશતક. | ૧-૮ |
| કાઉન્ટ ટોલ્સ્ટોયની વાતો. | ૦-૮ |
| નવરંગી બાગ ... | ૦-૮ |
| ટચુકડી વાતો ભાગ ૧-૨-૩ | ૩-૧૨ |
| દીવાલુ શી રીતે થવાય. | ૨-૦ |
| શિક્ષણ, બોધમાળા ભાગ ૧-૨-૩. ... | ૧-૪ |
| મધુબિન્દુ ... | ૨-૮ |
| મધુબિન્દુ (સચિત્ર) | ૧-૦ |
| બાળકોને ગમ્મત ... | ૧-૪ |
| નવી જીંદગી ... | ૩-૦ |
| રોબીન્સન ક્રુઝોનું મનુ પરાક્રમ | ૧-૦ |
| સ્વદેશ. (સર રવીન્દ્રનાથ ટાગોર કૃત) ... | ૧-૦ |
| બાળકોને આનંદ ભાગ ૧-૨. | ૧-૮ |
| સૂર્યો ... ... | ૦-૧૦ |
| ચતુરસિંગ .. ... | ૦-૮ |
| કીનરમાળા અને બોધવચન. | ૧-૦ |

Registered No B 43



પુસ્તક ૬૩ મું ] [ અંક ૬-૭

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

## જુન—જુલાઈ, સને ૧૯૨૪

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (જાન્યુઆરિ ૧૯૨૪ થી)

કૃષ્ણલાલ સુરજરામ વકીલ, M Ed, I E S

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉત્તર ભાગ, અમદાવાદ



[illegible] પ્રિં૦ પ્રેસમાં, મુળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યું

ઠે૦ [illegible]—રાયપુર [illegible]—અમદાવાદ

# જુન—જુલાઈ, સને ૧૯૨૪

| વિષય | અનુક્રમણિકા | પૃષ્ઠ |
|---|---|---|


૧ ગુજરાતની કેળવણી સંબંધી સ્થિતિ .. . .. ૧૬૯
૨ આખા હિંદુસ્તાનમાં પ્રાન્તોવાર કેળવણી પાછળ થએલું ખર્ચ. ૧૭૮
૩ બાળકના હક ... .. . ... ૧૭૫
૪ બાળસંરક્ષણને લગતા કાયદાનો ખરડો . ... ... ૧૭૫
૫ વાર્તા માટે ચિત્રો ... .. ... ૧૭૮
૬ અંકગણિતના વિષયમાં છોકરાઓ કરતા છોકરીઓ શા કારણથી નબળી માલમ પડે છે ? ... . . ... .. ૧૭૯
૭ હિંદુસ્તાનનું મહેસુલ અને માથાદીઠ આવક ... ... ૧૮૦
૮ શિક્ષકોને સૂચના .. ... .. .. ... ૧૮૦
૯ સૃષ્ટિજ્ઞાન તથા બાગકામના શિક્ષણમાં શિક્ષકોને સૂચનાઓ ૧૮૩
૧૦ ઇંગ્લંડમાં કેળવણી પ્રત્યે પ્રજાની લાગણી ... ... ૧૮૮
૧૧ ખેતીકામનો વિકલ્પે લેવાનો અભ્યાસક્રમ .. .. ૧૯૫
૧૨ સને ૧૯૨૪ની કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાના ધારાઓ ૨૦૦
૧૩ મહારાણી મેરીનો સંદેશો . ... ... ... ૨૦૬
૧૪ ખેડા જિલ્લાની પ્રાથમિક શાળાઓમાં દંતમંજનનો ઉપયોગ . ૨૦૭
૧૫ વિધવાઓનું જીવન સમાજસેવાનાં કામો—માદાની માવજત વગેરે . .. ... .. ૨૧૦
૧૬ મુંબઈ સરકાર, કેળવણી ખાતુ . ... ... ૨૧૨
૧૭ શુદ્ધિપત્રક . . .. ... ૨૧૩
૧૮ સરકારી જાહેરખબર... .. .. ... .. ૨૧૪
૧૯ ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર કરેલાં પુસ્તકોની યાદી . ૨૧૫
૨૦ પંચાંગ, ઇ. સ. ૧૯૨૪, સંવત્ ૧૯૮૦-૮૧ ... ... ૨૧૮
૨૧ ઇનામપત્રક ... . ... ... ... ૨૨૦
૨૨ જાહેરખબર ... ... .. ... ... ૨૨૧

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૩મું   જુન-જુલાઈ, સને ૧૯૨૪   અંક ૬-૭મો

## ગુજરાતની કેળવણી સંબંધી સ્થિતિ

ગુજરાતમાં એટલે અમદાવાદ, ખેડા, પંચમહાલ, ભરૂચ, અને સુરત એ પાંચ અંગ્રેજી જિલ્લાઓમાં ગયા સરકારી વર્ષની આખરે એટલે સને ૧૯૨૪ના માર્ચ મહીનાની ૩૧ મી તારીખે જાહેર અને ખાનગી શાળાઓ એકંદરે ૨૮૧૬ હતી, અને એમાં ભણનારાંઓની સંખ્યા કુલ ૨૧૮૧૭૧ હતી.

શાળાઓમાં ૨ આર્ટ્સ કૉલેજો, ૭૧ માધ્યમિક શાળાઓ, ૨૨૦૪ પ્રાથમિક શાળાઓ, અને ૫૩૯ બીજી શાળાઓ હતી. એ શાળાઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા અનુક્રમે ૮૭૩, ૧૨૨૫૦, ૧૬૭૮૦૭, અને ૩૭૩૪૧ હતી.

પ્રાંતનાં ક્ષેત્રફળ, શહેરો અને ગામોની સંખ્યા, અને વસ્તી સાથે ઉપલા આંકડા સરખાવતાં માલમ પડે છે કે દર ૩·૬ ચોરસ માઈલે, દર ૧·૨ શહેર તથા ગામોમાં, અને દર ૧૦૫૪ માણસની વસ્તીએ સરાસરી ૯૫ ભણનારાંની સંખ્યાવાળી ૧ શાળા આવેલી છે. વસ્તીના પ્રમાણમાં ભણનારાંઓની સંખ્યા સેંકડે ૭·૪ છે, એટલે કે ફરજીઆત કેળવણી દાખલ થતાં હાલ જે ભણનારાંઓની સંખ્યા છે તે આપણે લગભગ બેવડી કરવી પડશે.

ઉપર જણાવેલી શાળામાંથી ૨૩૧૩ ( છોકરાની ૧૯૭૭ + છોડીઓની ૩૩૬ ) જાહેર છે ને ૫૦૩ ( છોકરાની ૪૧૯ + છોડીઓની ૮૪ ) ખાનગી છે. જાહેર શાળામાંથી ૧૯૭૭ છોકરાની છે અને ૩૩૬ છોડીની છે. છોકરાની શાળાઓમાં ૧૫૩૮૨૪ અને છોડીની શાળામાં ૨૮૭૨૮ વિદ્યાર્થી ભણે છે. જ્યારે મરદની વસ્તીમાંથી દર સેંકડે ૯.૧ છોકરા ભણે છે ત્યારે સ્ત્રીની વસ્તીમાંથી દર સેંકડે ૨.૯ છોડીઓ ભણે છે. છોડીઓ છોકરાઓ કરતાં કેળવણીમાં કેટલી બધી પાછળ છે તે આ આંકડા પરથી સ્પષ્ટ જણાઈ આવે છે.

કુલ ૨૧૮૧૭૧ વિદ્યાર્થીઓમાંથી ૨૪૧૩૪ બ્રાહ્મણ, ૧૪૩૪૧૦ અ-બ્રાહ્મણ, ૩૮૭૭૮ મુસલમાન, ૩૧૦૨ પારસી, ૮૬૮૮ હિંદી ખ્રીસ્તી, અને ૫૯ બીજી જાતના છે.

ગયા વર્ષમાં કુલ ખર્ચ રૂ. ૪૯૬૧૭૦૪ થયુ હતું. એમાંથી ૪.૯ ટકા યુનિવર્સિટિ કેળવણી પાછળ, ૧૬.૯ ટકા માધ્યમિક કેળવણી પાછળ, ૬૯.૬ પ્રાથમિક કેળવણી પાછળ, ૪. શિક્ષકોના ખાસ શિક્ષણ પાછળ, ૨.૧ ઔદ્યોગિક કેળવણી પાછળ, અને .૩ વ્યાપારી કેળવણી પાછળ થયું હતું. ઉપલા ખર્ચમાંથી ૬૨.૯ ટકા સરકારે, ૭.૭ મ્યુનિસિપાલિટિઓએ અને ૬.૨ લોકલ બોર્ડોએ કર્યું હતું, ત્યારે ૯.૬ ટકા ફીની ઉપજમાંથી અને ૧૩.૬ ખાનગી ફંડો, ઉઘરાણાંઓ વગેરેમાંથી થયુ હતું. કુલ વસ્તીમાંથી માથા દીઠ રૂ. ૧–૧૦–૦ નું અને તેમાંથી સરકાર તરફથી રૂ. ૧ નું જાહેર કેળવણી પાછળ ખર્ચ થયું હતું. એમાંથી છોકરાઓની કેળવણી પાછળ ૮૩.૮ ટકા અને છોડીઓની કેળવણી પાછળ ૧૬.૨ ટકા થયું હતું. ૨૨૦૪ પ્રાથમિક શાળાઓમાંથી ૧૦ સરકારી, ૧૬૧૧ લોકલ બોર્ડની, ૨૨૮ મ્યુનિસિપાલિટિની, ૩૪૧ સરકારી મદદ લેતી, અને ૧૪ મદદ નહિ લેતી શાળાઓ છે. તેમાં ભણતાં છોકરાંની સંખ્યા અનુક્રમે ૯૬૦, ૧૧૨૮૮૮, ૩૩૦૮૬, અને ૧૫૫૯ છે.

સરકારી, લોકલ બોર્ડની, મ્યુનિસિપાલિટિની, મદદ લેતી ને મદદ નહિ લેતી દરેક શાળાની સરાસરી સંખ્યા અનુક્રમે ૯૬, ૭૦, ૧૪૫, ૫૭, અને ૧૧૧ છે. પ્રાથમિક શાળાઓમાં સરાસરી હાજરી ૭૩.૯ ટકા છે.

પ્રાથમિક શાળાઓમાંથી ૧૮૭૮ શાળા છોકરાઓની અને ૩૨૬

છોડીઓની છે. પ્રાથમિક શાળાઓમાં ભણતાં છોકરાંઓમાં ૧૨૬૭૪૫ છોકરા અને ૪૧૦૬૨ છોડીઓ છે.

પ્રાથમિક શાળામાં ભણતાં છોકરાંમાંથી માત્ર ૧૦.૭ ટકા ઉપલાં ધોરણો ૫, ૬, તથા ૭ માં છે; ત્યારે ૮૯.૩ ટકા નીચલાં ધોરણોમાં છે. એમાંથી સૌથી વધારે સંખ્યા બાળવર્ગમાં છે. આંકડા તપાસતાં માલુમ પડે છે કે બાળવર્ગમાંજ કુલ સંખ્યાના ૩૨.૩ ટકા છે, ત્યારે ધોરણ ૧, ૨, ૩, ૪, ૫, ૬, અને ૭માં અનુક્રમે-૧૮.૮, ૧૫.૭, ૧૨.૬, ૯.૯, ૫.૩, ૩.૧, અને ૨.૩ ટકા છે. અર્થાત, લગભગ ત્રીજા ભાગનાં છોકરાં બાળવર્ગમાં છે, ત્રીજા ભાગનાં ધો. ૧ તથા ૨મા છે, અને બાકીના ત્રીજા ભાગનાં ધો. ૩, ૪, ૫, ૬, અને ૭માં છે. નિશાળમાંથી દર વર્ષે છોકરાં શા પ્રમાણમાં ખરતાં જાય છે તે આ આંકડા પરથી સ્પષ્ટ જણાય છે. જે છોકરાં અભ્યાસક્રમ પુરો કર્યા વગર વચ્ચેથી નિશાળમાંથી ઊઠી જાય તો તે ઊઠી ગયા પછી ટુંક વખતમાં ભણેલું બધું ભૂલી જાય એમાં કાંઈ નવાઈ પામવા જેવું નથી. જ્યાંસુધી ફરજીઆત કેળવણી દાખલ થાય નહિ અને ઓછામાં ઓછો ધો. ૪ થા સુધી અભ્યાસ કરવાની ફરજ પડે નહિ ત્યાંસુધી આ સ્થિતિ સુધરી શકે એમ જણાતું નથી

પ્રાથમિક કેળવણીનું કુલ ખર્ચ રૂ. ૨૯૮૩૩૦૬ થાય છે–૮૧. ૫ ટકા છોકરાઓ પાછળ અને ૧૮.૫ ટકા છોડીઓ પાછળ. એમાંથી સરકાર ૭૩.૪ ટકા, લોકલ બોર્ડ ૬.૯ ટકા, અને મ્યુનિસિપાલિટિઓ ૧૦.૩ ટકા કરે છે.

પંચમહાલ જિલ્લાની નાણાં સંબંધી સ્થિતિ ઘણી નબળી હોવાથી સરકાર તેને થતા કેળવણીના ખર્ચના ૯૦.૯ ટકા જેટલી મદદ આપે છે.

મ્યુનિસિપાલિટિઓને પ્રાથમિક કેળવણી પાછળ થતા ખર્ચનો અર્ધો ભાગ સરકાર તરફથી મદદ તરીકે મળે છે.

પ્રાથમિક શાળાના શિક્ષકોની કુલ સંખ્યા ૬૧૬૬ છે ( ૬૪૨ સ્ત્રી ). તેમાંથી ૪૦૦૦ ટ્રેન્ડ છે ( ૪૯૩ સ્ત્રી ) ને બાકીના અનટ્રેન્ડ છે; અર્થાત, ૬૫ ટકા ટ્રેન્ડ છે; તે નીચે પ્રમાણે:–

| જિલ્લો | કુલ શિક્ષક | ટ્રેન્ડ શિક્ષક | ટ્રેન્ડ શિક્ષકનું પ્રમાણ |
|---|---|---|---|
| અમદાવાદ | ૧૬૧૧ | ૧૦૨૬ | ૬૩.૭ |
| ખેડા | ૧૬૦૨ | ૧૦૭૦ | ૬૬.૮ |
| સુરત | ૧૫૯૦ | ૮૭૯ | ૫૫.૩ |
| ભરૂચ | ૮૪૬ | ૬૧૬ | ૭૨.૮ |
| પંચમહાલ | ૫૧૭ | ૪૦૯ | ૭૯.૧ |
| કુલ | ૬૧૬૬ | ૪૦૦૦ | ૬૫. |

દરેક શિક્ષકને હસ્તક સરાસરી ૨૭ વિદ્યાર્થી આવે છે.

શાળાનાં મકાનોમાં ૩૧.૬ ટકા લોકલ બોર્ડનાં પોતાનાં છે; ૮.૬ ટકા અર્ધા લોકલ બોર્ડનાં અને અર્ધા ભાડુતી છે; ૩૧.૮ ટકા માત્ર ભાડુતી છે: અને ૨૮ ટકા ધર્મશાળા, મંદિર, ચોરા વગેરે જેવાં મફત વાપરવાને મળેલાં છે.

સુરત જિલ્લાના પારડી તાલુકામાં સલવાવ ગામ છે ત્યાંના કોળી ફળીઆના કોળીઓએ ગઈ દિવાળીના તહેવારોમાં આસપાસનાં શહેરોમાં ઘેરીઆ રમી પોતાના ફળીઆની નિશાળના મકાન માટે રૂપીઆ ઉઘરાવ્યા* હતા, તેને માટે જોઈતી જમીન મફત આપી હતી, અને મકાન બાંધવું શરૂ કર્યું હતું. એ મકાન હવે તૈયાર થઈ ગયું છે. એ પ્રમાણે ગામલોકો પોતપોતાની શાળાને માટે ઉત્સાહ રાખે તો થોડાં વર્ષમાં કોઈ પણ શાળા મકાન વિનાની રહે નહિ.

ગામડાંના છોકરાઓને ઉપલાં ધોરણોમાં ખેતીને લગતું શિક્ષણ આપવાની અજમાયસ ચાલુ વર્ષથી શરૂ થઈ છે. આસા છે કે એ અજમાયશ ફતેહમંદ નીવડશે.

ગુજરાતમાં ચાર જગ્યાએ લોકલ બોર્ડ પ્રાથમિક શાળામાં ઉપલા ધોરણોમાં અંગ્રેજી શિક્ષણ અજમાયશ તરીકે દાખલ કર્યું છે; તેમાંથી અમદાવાદ જિલ્લામાં બાવળાની અને ખેડા જિલ્લામાં માતરની સ્કૂલમાં એ અજમાયશ ફતેહમંદ નીવડી છે. સુરત જિલ્લામાં ઓરપાડ સ્કૂલમાં અને ભરૂચ જિલ્લામાં ઝનોર સ્કૂલમાં એ નિષ્ફળ નીવડી છે તેથી ત્યાં એ શિક્ષણ

* ઉઘરાણીમાંથી અમને પણ છોડયા નથી.

બંધ કરી બીજી વધારે અનુકૂળ પડતી નિશાળોમાં તે દાખલ કરવાનો વિચાર ચાલે છે.

૬૭ શાળાઓમાં છોકરાઓએ સહકારી મંડળો સ્થાપ્યાં છે. એવાં મંડળો ભરૂચ જિલ્લામાં સૌથી વધારે (૨૧) છે અને પંચમહાલમાં સૌથી થોડાં (૭) છે. આ જાતનાં મંડળો બધી મોટી સ્કૂલોમાં ઊભાં થાય એ ઇચ્છવા જોગ છે.

એકંદરે ૧૧ રાત્રિશાળાઓ છે ને તેમાં ૨૬૮ વિદ્યાર્થી ભણે છે.

ગયા જુન માસની ૧ લી તારીખથી પારડી તાલુકાના પંચલઈ ગામમાં એ તાલુકાના આસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મિ. કેસનજી મોહનભાઇ વસીની મહેનતથી કાળીપરજ જાતના બધી ઉંમરના વિદ્યાર્થીઓને માટે એક રાત્રિશાળા અજમાયશ તરીકે કાઢવામાં આવી છે. એમાં છોકરા છોડીઓ તેમજ પુરુષ તથા સ્ત્રીઓ મળી કુલ ૪૫ વિદ્યાર્થીઓ દાખલ થયાં છે. એ વિદ્યાર્થીઓ દહાડે મજુરીમાં રોકાએલાં રહેતાં હોવાથી કોઈ પણ દિવસની શાળામાં જઈ શકે તેમ નથી. એ શાળા ગામના કાળીપરજ પટેલે વગર ભાડે આપેલા પોતાના ઘરની સામે આવેલા ટેકરા પર બેસાડવામા આવે છે. એ ટેકરો બધી બાજુએથી ખુલ્લો છે. ઉપર માત્ર એક ઉંચું છાપરૂં છે. એ શાળાના શિક્ષક તરીકે એ ગામના વતની એક કાળીપરજ શિક્ષક જે પાસેના ગામની લોકલ બોર્ડ નિશાળના મહેતાજી છે ને કામ કરે છે. જો આ શાળા ચાલશે તો એ શિક્ષકને રૂ. ૫ નું માસિક અલાવન્સ આપવાનો વિચાર છે. જો આ અજમાયશ ફતેહમંદ નીવડશે તો બીજી એવી રાત્રિશાળાઓ ખોલવાનો પ્રયત્ન કરવામાં આવશે.

ફરજીઆત કેળવણી ફક્ત સુરત મ્યુનિસિપાલિટિમાં દાખલ થઈ છે. એ મ્યુનિસિપાલિટિમાં એકંદર ૪૩ પ્રાથમિક શાળા છે ને તેમાં ૫૧૫૨ છોકરાં ( ૪૦૩૦ છોકરા અને ૧૧૨૨ છોડી ) ભણે છે.

મફત કેળવણી નીચેની મ્યુનિસિપાલિટિમાં દાખલ થઈ છેઃ—અમદાવાદ, સુરત, રાંદેર, અંકલેશ્વર, જંબુસર, ડાકોર, ગોધરા, તથા દોહદ.

---

# બાળકના હક



આપણી કાઉન્સિલની આવતી બેઠકમાં બાળસંરક્ષણને લગતા કાયદાનો ખરડો રજુ થવાનો છે. એ સંબંધમાં બાળકના હક શા છે એ વિષે કોઈક સવાલ કરે તો તેનો જવાબ નીચે પ્રમાણે છેઃ–

જાતિભેદ, ધર્મભેદ, અથવા ભૂમિભેદ વગર

(૧) દરેક બાળકને પોતાની કુદરતી, આધિભૌતિક તેમજ આધ્યાત્મિક ખીલવણીને માટે પુરતાં સાધન મળવાં જોઈએ;

(૨) ભૂખ્યાં બાળકને ખાવાનું મળવું જોઈએ; માંદાં બાળકની સારવાર થવી જોઈએ; મંદબુદ્ધિ બાળકને મદદ મળવી જોઈએ; ગુનેગાર બાળકને સુધરવાની તક મળવી જોઈએ; અને નબાપાં તથા નિરાધાર બાળકને રક્ષણ અને મદદ મળવાં જોઈએ;

(૩) સંકટ સમયે પ્રથમ બાળકને મદદ મળવી જોઈએ.

(૪) બાળક પોતાનું ગુજરાન કરી શકે એવી સ્થિતિમાં મુકાવું જોઈએ, અને બીજાઓ તેમનો ઉપયોગ કરી તેમાંથી અયોગ્ય કમાણી કરે તો તેમનાથી તેનું રક્ષણ થવું જોઈએ;

(૫) બાળકને એવી રીતે ઉછેરવું ને કેળવણી આપવી કે તેને સમજ રહે કે તેને તેની બુદ્ધિનો ઉપયોગ તેના જનબંધુઓની સેવામાં કરવાનો છે.

આ હકોનો સ્વીકાર યુરોપ અમેરિકાના આગળ પડેલા દેશોમાં થવા માંડયો છે, અને આપણે અહીં પણ કેળવણીનો બહોળો પ્રસાર થતાં થશેજ.

---

## બાળસંરક્ષણને લગતા કાયદાનો ખરડો



ઉપરના કાયદાનો ખરડો ધારાસભાની ચાલુ બેઠકમાં રજુ કરવામાં આવવાનો છે. સદરહુ કાયદાનો ઉદ્દેશ ૧૬ વર્ષની અંદરના છોકરાંઓનું રક્ષણ કરવાનો છે. એમાં એ ઉંમરના ગુનેગારોને પહેરામાં રાખવા માટે, તેમનો ઇન્સાફ કરવા માટે તથા તેમને શિક્ષા કરવા માટે નિર્દેશ કર્યો છે.

ગુનો કરવાની અથવા દારૂ પીવાની કુટેવવાળા માબાપ કે વાલીના હવાલામાં રહેતા, ચોરોની સોબતમાં ફરતા, વેશ્યાની સાથે રહેતા, તેમજ ઘર વગર અથવા આજીવિકાનાં સાધન વગર રખડતાં છોકરાંઓને કોઈ પણ પોલીસ અમલદારને અથવા અધિકાર આપેલા કોઈ બીજા શખ્સને મેજિસ્ટ્રેટ આગળ રજુ કરવાનો અધિકાર છે. મેજિસ્ટ્રેટ તેમને કોઈ પણ ઉદ્યોગશાળામાં મોકલી શકશે અથવા કોઈ સગાની સંભાળમાં સોંપી શકશે.

કોઈ માબાપ અથવા વાલી છોકરાંને કબજામાં રાખવા અશક્ત હોય તો તે તેને કોઈ ઉદ્યોગશાળામાં મોકલી આપવા અરજી કરી શકશે.

બાળકો પ્રત્યે ઘાતકીપણે વર્તનારને, ભીખ મંગાવનાર માબાપ કે વાલીને, કુટણખાનામાં રહેવા દેનાર માબાપ કે વાલીને, તથા છોકરાને કુમાર્ગે દોરાવનાર માબાપ કે વાલીને અમુક વખત માટે કેદની તથા અમુક દંડની અથવા બંનેની શિક્ષા થશે.

નાની ઉમરના ગુનેગારોને કાળાપાણી મોકલવાની અથવા ફાંસીની અથવા કેદની શિક્ષા હાલમાં થઈ શકે છે તેમાં ફેરફાર કરી તેમને સન્માર્ગ-પ્રવર્તક શાળામાં મોકલવાનો અથવા સારી વર્તણુક માટે જામીન લઈ છોડવાનો તથા ન છૂટકે કેદ કરવાનો નિર્દેશ છે. માબાપ કે વાલીની બે-દરકારીને લીધે બગડેલા નાની ઉમરના ગુનેગારને કોર્ટ દંડ કરી શકશે ને તે દંડ માબાપ અથવા વાલીને ભરવો પડશે.

સરકાર આ કાર્ય માટે ઉદ્યોગશાળાઓ સ્થાપશે અને નિભાવશે, અથવા જો અનુકૂળ લાગશે તો હાલની ઉદ્યોગશાળાઓનો ઉપયોગ કરશે. આ ખરડામાં નિર્દિષ્ટ કરેલી બાબતોનો ફેંસલો કરવા માટે સરકાર ખાસ કોર્ટો પણ સ્થાપશે.

કોઈ બાળકને અથવા નાની ઉમરના ગુનેગારને શાળામાં અથવા કોઈ લાયક શખ્સને સોંપતાં બાળકને તેનાજ ધર્મ પ્રમાણે ઉછેરવામાં આવે એવી બની શકે તેવી વ્યવસ્થા કરવામાં આવશે.

---

## વાર્તા માટે ચિત્રો

સામે પાને અનુક્રમે આપેલાં ૪ ચિત્રો પરથી વાર્તા જોડો.
રસભરી વાર્તા જોડનાર શિક્ષકને રૂ. ૨ નું ઇનામ આપવામાં આવશે.
વાર્તા સપ્ટેમ્બરની ૧લી સુધીમાં આવી જવી જોઇએ.

તંત્રી

## અંકગણિતના વિષયમાં છોકરાઓ કરતાં છોકરીઓ શા કારણથી નબળી માલમ પડે છે?



નિશાળોની પરીક્ષા લેતાં વારંવાર માલમ પડે છે કે અંકગણિતના વિષયમાં છોકરાઓ કરતાં છોડીઓ સામાન્ય રીતે નબળી હોય છે. એ બાબત લંડન એજ્યુકેશન કમિટિએ બરાબર તપાસ કરવાને એક કમિટિ નીમી હતી તેનો રિપોર્ટ હાલમાંજ બહાર પડ્યો છે તે પરથી જણાય છે કે

(૧) અંકગણિતના વિષયની પરીક્ષામાં છોકરા કરતાં છોડીઓ પાસે ૧૦–૧૨ ટકા ઉતરતા કામનીજ આશા રાખવી;

(૨) આ ઉતરતું પરિણામ કન્યાશાળામાં અપાતું અંકગણિતનું શિક્ષણ છોકરાઓની નિશાળમાં અપાતા શિક્ષણ કરતાં ઉતરતું હોવાને લીધે, છોકરાઓની નિશાળના શિક્ષકો કરતાં છોડીઓની નિશાળના શિક્ષકો ઉતરતા હોવાને લીધે, અથવા તો છોકરાઓ કરતાં છોડીઓ આ વિષય પર ઓછું લક્ષ આપતી હોવાને લીધે નથી. તપાસ પરથી જણાય છે કે છોકરા છોકરીઓની કુદરતી શક્તિમાંજ થોડોક તફાવત રહેલો છે તેને લીધે છોકરાઓના કામને મુકાબને છોડીઓનું કામ આ વિષયમાં નબળું ઉતરે છે.

---

## વાર્તા માટે ચિત્રો

સામે પાને અનુક્રમે આપેલાં ૪ ચિત્રો પરથી વાર્તા જોડો.
રસભરી વાર્તા જોડનાર શિક્ષકને રૂ. ૨ નું ઇનામ આપવામાં આવશે.
વાર્તા સપ્ટેમ્બરની ૧લી સુધીમાં આવી જવી જોઈએ.

તંત્રી

## અંકગણિતના વિષયમાં છોકરાઓ કરતાં છોકરીઓ શા કારણથી નબળી માલમ પડે છે?



નિશાળોની પરીક્ષા લેતાં વારંવાર માલમ પડે છે કે અંકગણિતના વિષયમાં છોકરાઓ કરતાં છોડીઓ સામાન્ય રીતે નબળી હોય છે. એ બાબત લંડન એજ્યુકેશન કમિટિએ બરાબર તપાસ કરવાને એક કમિટિ નીમી હતી તેનો રિપોર્ટ હાલમાંજ બહાર પડ્યો છે તે પરથી જણાય છે કે

(૧) અંકગણિતના વિષયની પરીક્ષામાં છોકરા કરતાં છોડીઓ પામે ૧૦–૧૨ ટકા ઉતરતા કામનીજ આશા રાખવી;

(૨) આ ઉતરતું પરિણામ કન્યાશાળામાં અપાતું અંકગણિતનું શિક્ષણ છોકરાઓની નિશાળમાં અપાતા શિક્ષણ કરતાં ઉતરતું હોવાને લીધે, છોકરાઓની નિશાળના શિક્ષકો કરતાં છોડીઓની નિશાળના શિક્ષકો ઉતરતા હોવાને લીધે, અથવા તો છોકરાઓ કરતાં છોડીઓ આ વિષય પર ઓછું લક્ષ આપતી હોવાને લીધે નથી. તપાસ પરથી જણાય છે કે છોકરા છોકરીઓની કુદરતી શક્તિમાંજ થોડોક તફાવત રહેલો છે તેને લીધે છોકરાઓના કામને મુકાબલે છોડીઓનું કામ આ વિષયમાં નબળું ઉતરે છે.

# હિંદુસ્તાનનું મહેસુલ અને માથાદીઠ આવક

હિંદુસ્તાનમાં માણસ દીઠ દરરોજના ૨ શેર અનાજની ખપત પ્રમાણે ગણતાં વરસનું ૮૦૦૦૦૦૦૦ ટન અનાજ જોઈએ છે. અનાજની પેદાશ વરસની ૭૫૦૦૦૦૦૦ ટનની છે. બીજ માટે જોઈતા અનાજનો, બગાડનો અને નિકાસનો ખ્યાલ રાખી હિસાબ ગણતાં હિંદુસ્તાનમાં ૫૦૦૦૦૦૦૦ ટન અનાજ હિંદુસ્તાનના લોકો માટે રહે છે. અને એથી વસ્તીના ત્રણ માણસમાંથી માત્ર બે માણસને ખોરાક પુરો પડે એટલું અનાજ રહે છે. જાણવા લાયક બાબત તો એ છે કે "આપણા દેશની જમીનનો ફક્ત એક તૃતીયાંશ ભાગજ ખેડાય છે. જંગલનો ભાગ ૧૨·૯ ટકા જેટલો છે, અને ખેડી નહિ શકાય એવી જમીન ૨૩·૧ ટકા જેટલી છે. એટલે કુલ ક્ષેત્રફળની ૨૩·૮ ટકા જેટલી મતલબ કે ૧૫૧૦૦૦૦૦૦ એકર જમીન હજુ ખેતી થાય તેવી પડતર છે. ખોરાક તરીકે ઉપયોગમાં આવે એવા પાકનું પ્રમાણ ૮૪ ટકા અને બીજા પાકનું ૧૬ ટકા છે. આ પ્રમાણે ખોરાક પુરતું પણ અનાજ ઉગાડી શકાતું નથી એવી સ્થિતિ છે તે વખતે હિંદુસ્તાનના જુદા જુદા પ્રાન્તોની કર ભરવાની શક્તિ વિષે તપાસ ચલાવવાનું નક્કી થયું છે; તો હિંદુસ્તાનનું મહેસુલ કેટલું છે અને માથાદીઠ આવક કેટલી છે તે જાણવું જરૂરનું થઈ પડશે, અને તે નીચેના કોઠા ઉપરથી માલમ પડશે:—

| પ્રાન્ત | કુલ જમીનનું મહેસુલ | માથાદીઠ આવક |
|---|---|---|
| બંગાળા | ૨,૯૩,૫૬,૦૦૦ | ૦—૧૧—૦ |
| મદ્રાસ | ૬,૯૦,૫૭,૦૦૦ | ૧—૧—૦ |
| મુંબઈ | ૩,૪૫,૬૪,૦૦૦ | ૨—૫—૦ |
| સિંધ | ૯૨ ૪૪,૦૦૦ | ૨—૧૩—૦ |
| સંયુક્ત પ્રાન્તો | ૬,૯૯,૫૮,૦૦૦ | ૦—૯—૦ |
| બિહાર અને ઓરિસા | ૧ ૫૬,૬૦,૦૦૦ | ૦—૭—૦ |
| પંજાબ | ૪,૯૦,૪૮,૦૦૦ | ૨—૬—૦ |
| બ્રહ્મદેશ | ૫,૩૭,૪૪,૦૦૦ | ૪—૧—૦ |

| | | |
|---|---|---|
| મધ્ય પ્રાન્તો | ૧,૨૩,૬૮,૦૦૦ | ૧—૨—૦ |
| વરાડ | ૮૮,૪૮,૦૦૦ | ૨—૧૧—૦ |
| વાયવ્ય સરહદનો પ્રાન્ત | ૨૬,૮૬,૦૦૦ | ૧—૨—૦ |
| આસામ | ૯૫,૮૧,૦૦૦ | ૧—૫—૦ |
| અજમેર | ૩,૪૭,૦૦૦ | ૦—૧૧—૦ |
| દિલ્હી | ૩,૮૧,૦૦૦ | ૦—૧૩—૦ |
| કૂર્ગ | ૩,૮૦,૦૦૦ | ૨—૦—૦ |
| મણિપુર | ૧૬,૦૦૦ | ૩—૩—૦ |
| કુલ | ૩૬,૪૨,૩૨,૦૦૦ | ૧—૮—૯ |



# શિક્ષકોને સૂચના



સૃષ્ટિજ્ઞાન તથા બાગકામ સંબંધી અમુક પ્રકારના શિક્ષણને માટે અમુક ઋતુ ખાસ કરીને અનુકૂળ હોય છે તે કહેવાની જરૂર નથી. આ સાલનું ચોમાસું શરૂ થઈ ગએલું હોવાથી બાગકામ નવેસરથી કરવા અથવા તો જ્યાં ચાલતું હોય ત્યાં યોગ્ય સુધારા વધારા કરવા માટે યોગ્ય અવસર આ છે તે બાબત શિક્ષકવર્ગનું ખાસ લક્ષ ખેંચીએ છીએ. માહે એપ્રિલ ૧૯૨૪ના શાળાપત્રમાં પૃઙ ૧૨૭–૭ માં આપેલા બાગકામની રચનાના નમુનાઓનો યોગ્ય ઉપયોગ શિક્ષકો ખુશીથી કરી શકશે.

વળી દેડકાનો ધીમે ધીમે વિકાસ શી રીતે થાય છે તે વિદ્યાર્થીઓને સાક્ષાત્ બતાવવાનો સમય પણ આ છે. અમુક અનુકૂળ સ્થળમાં દેડકાંનાં ઈંડાં ગામડાંમાં તથા શહેરોમાં બધેજ ઉછેરી શકાશે. ગયા મે માસના શાળાપત્રમાં પૃઙ ૧૫૫–૫૬ માં તેમજ આ અંકમાં સૂચવ્યા મુજબ દેડકાની ક્રમિક વૃદ્ધિ નિહાળવા તથા નોંધપોથીમાં નોંધી લેવા તેમજ વિકાસ દર્શાવનારા સ્કેચો (ચિત્રો) પાડવા જરૂરની સૂચનાઓ આપવાથી વિદ્યાર્થીને એ વિષયમાં અત્યંત રસ પડશે એમાં સંશય નથી. પુરી વૃદ્ધિ પામેલાં દેડકાંનાં લક્ષણો, તેમની વિલક્ષણ જીભ, શિકાર પકડવાની અદ્ભુત ચંચળતા, તેમનો ખોરાક વગેરે સઘળું બનાવતા જઈ વિદ્યાર્થી પાસે નોંધી રખાવવા ખાસ કાળજી રાખવી.

જિલ્લાની સર્વ નિશાળોમાંથી જે નિશાળનો બાગ જિલ્લાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉત્તમમાં ઉત્તમ હોવાનું જણાવશે તેને દશ રૂપીઆનું ઇનામ આપવામાં આવશે.

વિશેષમાં બાગકામને માટે કોઈ શિક્ષકને બી જોઈતાં હશે તો અમને જણાવ્યેથી તે તેને અમારી તરફથી મોકલી આપવા બનતી સગવડ કરવામાં આવશે.

---

# સૃષ્ટિજ્ઞાન તથા બાગકામના શિક્ષણમાં શિક્ષકોને સૂચનાઓ.

—:૦:—

( ગુ. શાળાપત્ર પુ. ૬૩, અંક ૫ માં છાપેલી સૂચનાઓમાં રહી ગએલો ભાગ, પા. ૧૫૫ ના ત્રીજા પેરાના અનુસંધાનમાં લેવાનો ).

બાળકોએ આ પ્રયોગોમાં પરિણામોની નોંધ કરવી અને જાતેજ તેમાંથી અનુમાનો ઉપજાવી કાઢવાં. પછી જુદાં જુદાં બી માટે કોઠા તૈયાર કરી તેમાં તે વિષે નોંધ કરવી. એ તો ખાસ જરૂરનું છે કે બાળકો પ્રયોગો જાતેજ ગોઠવે અને કરે.

આ સૂચનાઓ સાથે સાથે ચોથી ચોપડીમાં આપેલા પાંદડાં, ફૂલો અને બી ઉપરના પાઠો લેવા.

શાળાના બાગકામમાં નીચે પ્રમાણેનું ક્રમ જોઈએઃ—ફૂલઝાડનાં બીને માટે છાછરી પેટીઓ અથવા કુંડાં કેવી રીતે તૈયાર કરવાં તે બાબત ઉપર વર્ગશિક્ષણઃ ખાતર વિષેનો અને ખાતર કેવી રીતે પૂરવું તે વિષેનો અભ્યાસ; કિનાર અથવા વાડ જેવા શાળાના બાગના શણગારરૂપ ભાગોની સંભાળ; કલમ અથવા કંદ વાવીને રોપાઓની વંશવૃદ્ધિ; બીમાંથી ઉગાડેલા રોપાઓનો સ્થાનબદલો; રોપાઓને એક કુંડામાથી બીજા કુંડામાં મૂકવા.

બાળકની સમક્ષ ફૂલઝાડો માટેની પેટીઓ અથવા કુંડાં તૈયાર કરવાં. પહેલાં તો જોવું કે ઉપયોગમાં લેવાનાં કુંડાં સાફ છે કે નહિ. કુંડાં જો નવાં અને બહુ સુકાં હોય તો તેમને પાણીમાં ભીંજવવાં અને વાપરતા પહેલાં તેમને નીતરી જવા દેવાં. પછીથી પેટીઓ અથવા કુંડામાં ઝીણી અને સારી રીતે ખાતરથી ભરેલી માટી તેમાં ભરવી. પણ માટી ભર્યા પહેલાં માટીની નીચે ઈંટ અથવા પથ્થરના નાના નાના કકડા મૂકવા અને પેટી અથવા કુંડાને તળીએ છિદ્રો પાડવાં જેથી વધારાનું પાણી સારી રીતે નીતરી જાય.

એની એજ માટીમાં એકજ જાતના રોપાઓ વારંવાર વાવવાથી માટીનો કસ જતો રહે છે એ બાબત બાળકોને કહેવી. અને તેથી રોપાઓને પુરતો ખોરાક મળ્યા કરે એવી કસવાળી માટી રાખવી હોય તો તેમાંનાં ગએલાં તત્ત્વો પુરાં પાડવાં માટે ખાતર નાખવું જોઈએ અને એ પ્રમાણે તેને તાજી રાખવી જોઈએ. બહાર ખેતરોમાં જમીન તૈયાર

કરવાની રીત અને તેમાં ખાતર નાખવાની રીત જોવાથી બાળકોને વહેવારૂ રીતે ખાતર કેમ નખાય છે, કેવાં ખાતર વપરાય છે, અને શામાટે વપરાય છે એ બાબતો પ્રત્યક્ષ માલુમ પડશે. સૌથી વધારે વપરાશમાં આવતાં ખાતર લાદ અને છાણનાં છે. તે દરેક જગ્યાએ સહેલાઈથી મળી શકે છે અને બધાજ રોપાઓને માફક પણ આવે છે. ખાતર પુરેપુરૂં કોહાવા દીધેલું હોવું જોઈએ. ખાતર લીલા પડતું પાથરવું જોઈએ નહિ.

કિનાર અને વાડ વગેરે બાગના સુશોભિત ભાગોની પુરતી સંભાળ રાખવી જોઈએ, તેમજ એ ભાગો બહુ સારી સ્થિતિમાં રહેવા જોઈએ. નકામા રોપાઓ, ખરી પડેલાં પાંદડાં, નખળી, મરી ગએલી અથવા તો હદ બહાર વધી ગએલી ડાળીઓ, વધારે ઉંચી ઉગી ગએલી વાડો વગેરેથી બાગનો દેખાવ બગડી જાય છે અને એટલા માટે તે બધાં કાઢી નાંખવાં જોઈએ.

અત્યાર સુધી શાળાના ભાગમાં બાળકોએ સૌથી સહેલી રીતે અને કુદરતી રીતે એટલે કે બી વડે રોપા ઉગાડયા હશે. તોપણ કેટલાક રોપા એવા હોય છે કે જે બીથી ઉગાડી શકાતા નથી. તેથી કેટલીક કૃત્રિમ રીતોથી તેમની વંશવૃદ્ધિ કરવામાં આવે છે. આ રીતોમાંની એક કલમ કરીને રોપો ઉગાડવાની છે, તે ઘણા બાળકો જાણતાં હશે. ગુલાબ, જુઈ વગેરેના રોપાની કલમ કરીને તે જમીનમાં રોપીને કેવી રીતે ઉગાડવામાં આવે છે એ તેઓએ જોયુ હશે. આસરે ૧" લાંબી ડાળી કાપવામાં આવે છે અને તે જાણીતી નવી ડાળીમાંથી કાપી લેવામાં આવે છે.

ડાળીની ગાંઠ નીચે એક ત્રાંસો કાપ મૂકવામાં આવે છે, અને પછી એવી રીતે કાપી લીધેલી ડાળ કરી, છાયાવાળી અને સારા ભેજવાળી જગ્યાએ પાણી ભરાઈ ન રહે એવી જમીનમાં રોપવામાં આવે છે. બટાટા, આદુ, હળદર જેવા કંદવર્ગના રોપાની બાબતમાં તેમની વંશવૃદ્ધિ કંદને કાપીને અને તે વાવીને કરવામાં આવે છે. કંદના કકડા કરવામાં આવે છે. તે દરેક કકડામાં એક આંખ હોય છે. આ કકડા જમીનમાં વાવવામાં આવે છે. પછી એ દરેક કકરો ફુટે છે અને તેમાંથી રોપો ઊગે છે. બીમાંથી ઊગે એવા રોપાઓનો સ્થાનબદલો કરવાનું તેઓ જાણીતું છે. ચોખા, રીંગણાં, કોબી વગેરેની બાબતમાં આવો સ્થાનબદલો તેઓ જોમથી ઊગે એવા હેતુથી કરવામાં આવે છે. ફુલ ઊગે એવા રોપાની બાબતમાં એવાજ હેતુથી કુંડાં બદલવામાં આવે છે. રોપાની વંશવૃદ્ધિની

અને તેમના વિકાસની આવી સઘળી કૃત્રિમ રીતો બાળકોને બતાવવી જોઈએ. બની શકે તો શાળાના બાગમાં આવા પ્રયોગો બાળકો પાસેજ કરાવવા.

બાગમાં બાળકોએ રોપા જો જાતેજ ઉગાડ્યા હશે તો તેમને કુદરતમાં પુષ્કળ જંતુઓ માલમ પડ્યા વિના રહ્યા નહિ હોય. એ વખતે બાળકોને એ જંતુઓનું જીવન અને તેનું રહસ્ય નજીવાં અથવા તો નિરુપયોગી લાગ્યાં હશે, તેમજ તેમનું અસ્તિત્વ રોપાઓને નુકસાનકારક જણાયું હશે. પણ કીડી, પતંગીઆં વગેરે જંતુઓ એકજ જંતુની જુદી જુદી જીવનક્રિયા-રૂપેજ છે એમ જો તેમને કહેવામાં આવે તો તેમને અજાયબી થયા વિના રહેશે નહ. નિરીક્ષણ માટે પુષ્કળ નમુનાઓ રજુ કરી જંતુઓનાં અવયવો અને તેમનાં શરીરબંધારણ ઉપર એક કે બે પાઠ, જો આપવામાં આવે તો બાળકો એ જંતુઓની જીવનદશા વિષે તપાસ કરવા બહુ ઉત્સુક બનશે. જે જંતુઓ પ્રત્યે બાળકોએ પહેલાં દુર્લક્ષ આપ્યું હશે તેજ જંતુઓનું તેઓ જો વિપુલદર્શક કાચ વડે નિરીક્ષણ કરશે તો તેમને એ જંતુઓની અજાયબી ભરેલી શરીર રચના માલમ પડશે.

આ જંતુઓને ૭ પગ હોય છે; તેમનું શરીર માથું, છાતી અને જઠર—એમ ત્રણ અવયવોનું બનેલું હોય છે. માથામાં બે મૂછો અને બે આંખો હોય છે. વિપુલદર્શક કાચ વડે આ અવયવો જો જોયાં હોય તો તેઓ રત્નજડિત છે એમ માલમ પડશે. ૭ પગો અને પાંખો છાતી સાથે જોડાએલાં હોય છે.

બાળકોને આ બાબતમાં રસ ઉત્પન્ન થયા પછી તેમની પાસે બાગમાં માલમ પડતાં વિશિષ્ટ પ્રકારનાં જંતુઓ ઉછેરાવવાં જોઈએ અને દરરોજ નેમજ અઠવાડીએ અઠવાડીએ એ જંતુઓની વૃદ્ધિ થતી હોય તેનું અથવા તો રૂપાન્તર થતું હોય તેનું નિરીક્ષણ બાળકો પાસે કરાવવું જોઈએ અને તેની નોંધ કરાવવી જોઈએ.

જંતુઓની ઈંડાંથીજ શરૂ થતી જીવનદશાનો અભ્યાસ શરૂ કરવો ઇષ્ટ છે. બારીક નિરીક્ષા કરવાથી માલમ પડશે કે અમુક જાતના રોપાનાં (કોબી) પાંદડાં ઉપર (સામાન્ય રીતે નીચલી સપાટી ઉપર) એકજ જાતનાં પુષ્કળ ઈંડાં હોય છે, અને તે ઈંડાં જુદી જુદી જાતના રોપા ઉપર જુદા જુદા પ્રકારના હોય છે. આ ઈંડાંવાળાં પાંદડાં જુદાં કાપી કાઢવાં જોઈએ અને નિરીક્ષણને માટે એક મોટા પ્યાલા નીચે મૂકવાં જોઈએ, અને

તે ઈંડાંમાંથી ઈયળો ઉત્પન્ન થાય ત્યાંસુધી તેમની દરરોજ બારીક તપાસ રાખવી જોઈએ.

૧૮"×૮"×૬" ના માપની કાચના ઢાંકણાવાળી એક પેટી તૈયાર કરી તેમાં અજવાળું અને તાજી હવા આવવા માટે છિદ્રો પાડો અને ઉત્પન્ન થએલી ઈયળો તે પેટીમાં મૂકો. પછી એ કીડા, તેમની ઈયળ જેવી આકૃતિ, તેમની પાંખ વિનાની હાલત, માથા ઉપરના મૂછો, ખોરાક લેતી વખતે જડબાની હાલચાલ વગેરેનું બાળકો પાસે નિરીક્ષણ કરાવવું અને તે વિષેની દિવસ દિવસની નોંધ તેમની પાસે કરાવવી. ઈંડાંવાળાં નવાં પાંદડાં તે પેટીમાં દરરોજ મૂકતાં જવું. જેમ જેમ વૃદ્ધિ પામે તેમ તેમ આ જંતુઓની ખાવાની શક્તિ વધતી જતી માલમ પડશે.

તેઓએ ઉતારી નાખેલી ચામડી, તેમના જીવનમાં આવેલી મંદતા અને પોતાની આસપાસ પોતેજ ( સુષુપ્તિ અવસ્થા દરમિઆન ) ઉત્પન્ન કરેલાં ઢાંકણાં વગેરેનું પણ નિરીક્ષણ કરવું જોઈએ. કેટલાક દિવસ પછી ( આ સમય બહુજ અગત્યનો છે અને તે કેટલાક મહીના સુધીનો પણ હોય છે. ) પોતાની આસપાસના ઢાંકણાંથી પતંગીઆં બહાર નીકળી ઈંડાં મૂકી મરી જતાં જોવામાં આવશે. આવાં નિરીક્ષણની નોંધો ચિત્રો સહિત કરી રાખવી. ઈંડાં શોધી કાઢવાને માટે બાળકોને ઉત્તેજવાં, અને જે જગ્યાએથી અને જે પરિસ્થિતિમાંથી તે મળી આવ્યાં હોય તેની નોંધ પણ તેમની પાસે રખાવવી. સુષુપ્તિ અવસ્થામાં પડી રહેલા કીડાઓ પણ ભેગા કરાવી રાખવા અને તેમની કોશેટા બનાવવાની અજાયબી ભરેલી યુક્તિઓ વિષે બાળકોનું ધ્યાન ખેંચવું. પણ તીતીઘોડા જેવા કેટલાક જંતુઓ આવી સુષુપ્તિ અવસ્થા ભોગવતા નથી એ ભૂલવું નહિ. ઈંડાંમાંથી બહાર નીકળે કે તરતજ તેઓ પોતાના સ્થાનનો ત્યાગ કરે છે.

તેઓ સામાન્ય આકૃતિ અને જીવનદશામાં પોતાનાં માબાપને મળતાં આવે છે. માત્ર પાંખોજ શરૂઆતમાં હોતી નથી. તેમની વૃદ્ધિ થતી વખતે અને કેટલીક ખોળ ઉતર્યા પછી તેમનાં એ અવયવ ફૂટે છે. આ પ્રમાણે સુષુપ્તિ અવસ્થા ભોગવ્યા વિના પણ તેઓ સંપૂર્ણ જંતુ બને છે.

કેટલાંક પ્રાણીઓની પણ જીવનદશા જંતુઓની જીવનદશા કરતાં કંઈ ઓછી રસિક હોતી નથી. ચોમાસામાં પાણીથી ભરેલાં ખાબોચીઆં અને તળાવોમાંથી વચમાં કાળા ડાઘવાળાં ચીકણા રસનાં બનેલાં દેડકાંનાં ઈંડાં બાળકો ભેગા કરી શકે અને તેનો વિકાસ નીચે પ્રમાણે તેઓ કરી શકે:—

એક પહોળી કાચની બરણી અથવા તો હિંદુઓના ઘરમાં સારે પ્રસંગે દીવા બાળવા માટે વપરાતી મોટી હાંડી લો. આ કાચના વાસણને એક લાકડાના ચોકઠામાં જડી લો અથવા એક નાની પેટીમાં રેતી ભરી તેમાં તે મૂકો. આથી તે મજબુત અને હાલેચાલે નહિ એવી રીતે ગોઠવી શકાશે. મૂળમાં પુષ્કળ માટી વળગી રહેલી હોય એવા તળાવના પાણીના રોપાઓ મૂકી બે ત્રણ ઈંચની ઉંડાઈ સુધી રેતી અને કાંકરા આ કાચના વાસણને તળીએ નાખો. પછી તેમાં પાણી ભરો. રોપાઓ પાણીની સપાટી ઉપર દેખાતા રહે એવી રીતે ગોઠવો. અંદરના જંતુઓને આથી ખોરાક અને રક્ષણ મળતાં રહેશે. એટલુંજ નહિ પણ રોપાઓ ઓક્સિજન કાઢશે તેથી પાણી પણ સ્વચ્છ રહેશે. આવી રીતે જળકુંડ ( એક્વેરીઅમ ) તૈયાર કર્યા પછી દેડકાંના ઈંડાં ભેગાં કર્યાં હોય તે તેમાં મૂકો. થોડા વખતમાં ચીકણો પ્રવાહી પદાર્થ જે ઈંડાંની આસપાસ હોય છે તે જતો રહેશે અને નાનાં કાળાં ટપકાં આમતેમ તરવા માડશે. પછી વખત જતાં એ કાળાં ટપકાં લાંબા થઈ લાંબી પૂછડીવાળી નાની માછલીઓના આકારનાં પ્રાણી જેવાં દેખાશે.

આ પૂછડીઓ વડે પાણીમાં તેઓ આમતેમ ઝડપથી દોડે છે અને તેમાં મૂકેલા રોપાઓને મોટાં ઝુંડમાં વળગી રહે છે. આ કામ તેઓ તેમની ડોકની બાજુમાંથી ઊગી નીકળતા માંસના લોચા જેવા ભાગો જેને ઝાલર કહે છે તેવડે કરે છે. પછી બહારની ઝાલરોને બદલે અંદરની ઝાલરો થાય છે. શ્વાસોચ્છ્વાસ ક્રિયા માટે પાણીમાં ભળેલો ઓક્સિજન લેવાને માટે મ્હોં વડે જે પાણી લીધું હોય તે પાણી કાઢી નાખવાને આ ઝાલરની ડાબી બાજુએ એક છિદ્ર રહે છે. આ દેડકાંના બચ્ચાં હજુ પાણીની બહાર જઈ શક્તાં નથી, કારણ કે તેઓને ફેફસાં થયાં હોતાં નથી. આ ઝાલર પણ ધીમે ધીમે અદૃશ્ય થઈ જાય છે. પછી ફેફસાં થવા માંડે છે. લાંબી પૂછડીઓ પણ ટુંકી થઈ અંતે જતી રહે છે. પહેલા પાછલા બે પગો અને પછી આગળનાં અવયવો ફૂટે છે; નાનું મ્હોં મોટું થાય છે, જીભ અને દાંત ઉત્પન્ન થાય છે અને અંતે સંપૂર્ણ દેડકાઓ બને છે.

# ઇંગ્લંડમાં કેળવણી પ્રત્યે પ્રજાની લાગણી

( મળેલું )

ઇંગ્લંડમાં સામાન્ય રીતે કેળવણીમા લોકો ઘણો રસ લે છે; અને શાળામાં પણ બાળકોની કુદરતી શક્તિ પ્રમાણે વર્ગ પાડી દરેકને યોગ્ય કેળવણી મળે તેવી ગોઠવણ કરવામાં આવે છે. તેમજ શરીરે અથવા મને નબળા હોય એવા વિદ્યાર્થીએ જનસમાજને જેમ બને તેમ ઓછા બોજારૂપ થઈ પડે તેવી યોજના કરવામાં આવે છે, અને જેટલું બને તેટલું ઉત્તમ શિક્ષણ દરેક બાળકને આપવામાં આવે છે. બાળકો છેક ૧૮ વર્ષની ઉમર થાય ત્યાંસુધી પણ ભણી શકે એટલા માટે વધારાના અભ્યાસ માટેની ખાસ શાળાએ–Continuation schools–પણ ખોલવામાં આવનાર છે.

૨. શિક્ષકોને પણ અમુક હદ સુધી શિક્ષણવિષયની તેમજ શિક્ષણપદ્ધતિની પસંદગી કરવામાં સ્વતંત્રતા આપવામાં આવે છે. આથી કેળવણી સંગીન આપી શકાતી જણાય છે. બધાજ શિક્ષકોને હાથે આ સ્વતંત્રતાનો સદુપયોગ ન થઈ શકે એ બનવા જોગ છે. તોપણુ એકજ પ્રકારની પદ્ધતિ, એટલે કે મુકરર કરેલો અભ્યાસક્રમ, અમુકજ પાઠ્ય પુસ્તકો, અને અમુકજ પ્રકારની શિક્ષણપદ્ધતિ જ્યાં હોય, ત્યા જે બાબત ન બનવા જોગ છે તે આવી યોજનામાં બનવાનો સંભવ છે; અને કેટલાક શિક્ષકો આવી રીતે વિશિષ્ટ પ્રકારનાં શિક્ષણપદ્ધતિના અને બીજા લક્ષણો ખીલવી શકે છે. ઇંગ્લંડમા તો દરેક શિક્ષક પોતેજ પોતાના કામની યોજના ઘડી કાઢે છે, અને તેથી એ યોજના પાર પાડી શુભ પરિણામ લાવવાની ચિંતા તેને પોતાનેજ રહે છે. જ્યાં આવી પદ્ધતિ નથી ત્યાં શિક્ષણનું અને કેળવણીનું કામ એકજ ઢબનું અને કંઈ પણ ચેતન વિનાનું રહે છે.

૩. ઇંગ્લંડમાં હેડમાસ્તર અને આ. માસ્તરો એ સૌને પોતપોતાના વિચાર પ્રમાણે કામ કરવા દેવામાં આવે છે. તેઓ એ પ્રમાણે કામ કરી શકે છે એનું કારણ એ છે કે તેમને બને તેટલી સગવડ કરી આપવામાં આવે છે. શિક્ષકોને આ સગવડોનો પુરેપુરો ઉપયોગ કરવાની ફરજ પડે છે. કારણકે એ સગવડનો લાભ જો શિક્ષક તરફથી લેવામાં

ન આવે તો તે પછાત પડી જાય અને તેથી તેને નબળા શિક્ષક તરીકે ગણાઈ જવાની મ્હોટી બ્હીક રહે છે. સાધારણ શિક્ષકને પણ મારામાં સારા પુસ્તકાલયની સગવડ હોય છે, એટલુંજ નહિ, પણ કસબાની કાઉન્સિલો પણ શિક્ષણને લગતાં નવામાં નવાં પુસ્તકો, વર્તમાનપત્રો વગેરે શાળામાં પુરાં પાડે છે. એથી ઉલટું હિંદુસ્તાનમાં શિક્ષકો આવી બાબતોમાં છેક અંધારામાંજ રહે છે, અને કેળવણીની બાબતમાં તેમને કોઈ પણ માહીતી હોતી નથી. આથી તેમનું જ્ઞાન ઘણું કાચું રહે છે અને જુનું થઈ જાય છે. તેમના જીવનમાં કંઈ ચેતન જોવામાં આવતું નથી, અને પોતાના ધંધામાં કંઈ સુધારાવધારા તેઓ કરી શકતા નથી.

પ્રદર્શનોમાં અને બીજી સંસ્થાઓમાં જ્ઞાન મળે એવી ઘણી વસ્તુઓ જોવામાં આવે છે, અને રજા દરમિઆન પણ ઘણી ઘણી જગાએ વર્ગો, સભાઓ વગેરે ભરવામાં આવે છે. શિક્ષકો એવી સભાઓમાં જાય છે અને પોતાને મનગમતા વિષયોનો ખાસ અભ્યાસ કરે છે, અને કેળવણીની બાબતમાં રસ લે છે. આવી સગવડો જ્યાં હોય ત્યાં તેમનો ઉત્સાહ વધ્યા વિના રહેજ નહિ. તેઓ જનસમાજને લગતા સઘળા પ્રશ્નોમાં પોતપોતાની સૂચનાઓ આપવાને અને તેમા મદદ કરવાને હમેશ તૈયારજ હોય છે. દાખલા તરીકે, ઇગ્લંડ જેવા દેશમાં પણ ફરજીઆત કેળવણીની બાબતમાં, અને માધ્યમિક તેમજ ઉંચા પ્રકારની કેળવણીમાં કંઈ બધાનેજ નાણાની સગવડ કરી દેવાતી નથી; તો ત્યા નાણાનો ખોટો વ્યય કેમ ન થાય, કઈ જગાએ તેનો સારામા સારો ઉપયોગ થઈ શકે, વગેરે બાબતોનો શિક્ષકોને વિચાર કરવો પડે છે, અને એ પ્રશ્નનો ઉકેલ પણ શિક્ષકોની 'કોન્ફરન્સ'માં થઈ જાય છે. કેળવણીકારો અને માનસશાસ્ત્રીઓ પ્રજાવર્ગની સામાન્ય શક્તિઓનું બારીક અવલોકન કરવા મંડી જાય છે, અને તમામ શિક્ષકો તેમાં મદદ કરે છે. આવાજ મંજોગો ફરજીઆત કેળવણીના સંબંધમાં ઊભા થશેજ; કારણકે દેશમાં બધી જગાએ બુદ્ધિનું ધોરણ એકજ કોટિનું હોઈ શકે નહિ, અને તેથી એ પ્રશ્ન મહેલાઈથી ઉકલે તેટલા માટે દેશમાં કેળવણી સંબંધી નવામાં નવું સાહિત્ય ઘણુજ ફેલાવવું જોઈએ; અને તો જ તે વિષય મહેલાઈથી હાથ ધરી શકાય તેમ છે, બધા નહિ, તો થોડાક તો નવા કામમાં યથાશક્તિ અજવાળું પાડી શકે.

આમ નહિ થાય તો હિંદુસ્તાનમાં શિક્ષકો માત્ર અનુકરણજ કરવાના. ભલે તો તેઓ પોતાના ધંધામાં કંઈ નવું અજવાળુ પાડી શકતા કે ચેતન

રગ્બી સ્કૂલમાં તો વિદ્યાર્થીઓ પાસેથીજ એવી આશા રાખવામાં આવે છે કે તેઓ સ્વાશ્રયથીજ પોતાને જોઇતો લાકડાનો સરસામાન જાતેજ બનાવી લે, અને તેઓ ધાતુનું કામ પણ કંઇક શીખે. જ્યાં પોતાથી બની શકતુ હોય ત્યાં પારકા ઉપર તેઓને આધાર રાખવાનોજ નહિ.

ઉન્ડલ સ્કૂલમાં પણ સઘળા વિદ્યાર્થીઓનું શિક્ષણ સુતારી, લુહારી કે ખેતીના કામ જેવા વહેવારૂ શિક્ષણથીજ શરૂ થાય છે.

વિદ્યાર્થીઓના ચારિત્રને ઘડવાનો જેમાં હેતુ છે એવી 'બોયસ્કાઉટ'-ની યોજનાનો આધાર પણ વિદ્યાર્થીઓ જુદાજુદા કાર્યમાં પોતાની મેળેજ ઉત્સાહ લેતા થાય એ બાબત ઉપરજ છે.

વિદ્યાર્થીઓને પોતપોતાની મનગમની પ્રવૃત્તિઓમાં રોકાવાને ઉત્તેજવામાં આવે છે, અને એથી તેમની બુદ્ધિમાં વધારો થાય છે; એ પ્રમાણે નવરાશના વખતનો પણ સારામાં સારો ઉપયોગ કરી તેઓ લાભ મેળવે છે.

જ્ઞાન મેળવવામાં તેમને જાતમહેનત અને સ્વાશ્રયની ટેવ પાડવામાં આવે છે. વિદ્યાર્થીઓ જાતેજ મૂળ પુસ્તકોમાંથી જ્ઞાનમાં વધારો કર્યા જાય છે. વાચનની ટેવ પણ વધારવામાં આવે છે. પણ એને માટે પુસ્તકો ઘણાં જોઇએ. કાઉન્ટિ કાઉન્સિલો ફરતાં પુસ્તકાલયો રાખી તે ખોટ પુરી પાડે છે. (લંડનની કાઉન્ટિ કાઉન્સિલ એવાં ૨૦,૦૦૦૦૦, પુસ્તકો ફરતાં રાખે છે).

ઇતિહાસ અને ભૂગોળ જેવા વિષયોમાં નાની ઉમરના વિદ્યાર્થીઓના તેવાજ પ્રકારના સ્વપ્રયાસને પોષવામાં આવે છે. તેમની પાસે મૂળ લેખો, ગેઝેટીઅરો, અને બીજી વિગતો પુરી પાડનારાં સાધનો રાખવામાં આવે છે. એ પ્રમાણે વિદ્યાર્થીઓ વિચારો કરતાં કે અભિપ્રાયો બાંધતાં શીખે છે. જ્યાં તેઓ જાતમહેનતથીજ શીખી શકે તેમ હોય ત્યાં તેમને તેમ કરવા ઉત્તેજવામાં આવે છે.

શાળાનું એક વિદ્યાર્થીમંડળ હોય છે; અને તેમાં વિદ્યાર્થીઓ વિષયો પસંદ કરી લે છે. જે જે વિગતો જોઈતી હોય તે તે ચોપડીઓ વગેરેમાંથી મેળવી લઈ પોતાના વિષયો તૈયાર કરી મંડળ સમક્ષ તેઓ વાંચે છે. ઑક્સફર્ડના કનઝર્વેટિવ પક્ષના વિદ્યાધિકારીની છોકરી 'શાળાની પાર્લામેન્ટ'માં મજુરપક્ષના સભ્ય તરીકે વાદ ચલાવે એ કેટલા રમની વાત છે!

જ્ઞાન સંપાદન કરવામાં વિદ્યાર્થીઓની એકાગ્રીજાને મદદ કરવાની અને સ્વપ્રયાસની વૃત્તિને ઉત્પન્ન કરવામાં આવે છે અને શાળામાં એ પ્રમાણે વિદ્યાર્થીના ભવિષ્યના ઉજ્જ્વલ જીવનનો પાયો રોપાય છે.

૮. સોળ કે સત્તર વર્ષની ઉંમરે શાળા છોડતી વખતે અંગ્રેજ વિદ્યાર્થીમાં જ્ઞાન અને ચોકસાઈ કેટલાં હોય છે એ સહેજ જાણવા જેવું છે. આવું પરિણામ સંગ્રહાલય, પુસ્તકાલય, કે સારી શિક્ષણપદ્ધતિથી આવે છે એ ખરૂં; પણ એમાંએ સ્વભાષાદ્વારા શિક્ષણ અપાય છે તે બાબત પણ વિચારવા જેવી છે. હિંદી વિદ્યાર્થીને ૧૬–૧૭ વર્ષની ઉંમરે વિજ્ઞાનનું જ્ઞાન અપાય છે, ત્યારે ઇંગ્લંડમાં વિદ્યાર્થી ૧૦–૧૧ વર્ષની ઉંમરે શીખવાનું શરૂ કરે છે; અને એ સારી રીતે શીખી શકે છે તેનું કારણ પણ એ છે કે શિક્ષણ સ્વભાષાદ્વારાજ અપાય છે. ઇંગ્લંડમાં જ્યારે ૧૫–૧૬ વર્ષની ઉંમરે વિદ્યાર્થી ઇતિહાસના સામાન્ય મુદ્દાઓ સહેલાઈથી સમજી શકે છે ત્યારે હિંદમાં વિદ્યાર્થી જે કંઈ વાંચે અને સાંભળે તેનો અર્થ સમજવાને ફાંફાં મારે છે, અથવા તો પોતાને જે કંઈ કહેવું હોય તેને માટે યોગ્ય વાક્ય શોધવા કે ગોઠવવા મથે છે. બની શકે તેટલા વિષયમાં જો સ્વભાષાદ્વારાજ શિક્ષણ અપાય તોજ વિદ્યાર્થીઓમાં પુરેપુરી સમજ અથવા પાકું જ્ઞાન આવે અને વખતના પ્રમાણમાં ત્યારેજ વધારે શિક્ષણ તેમને મળી શકે. આમ ન હોય ત્યારે તો જેમ એક અંગ્રેજ વિદ્યાર્થી રશિઅન ભાષાદ્વારા પોતાનો અભ્યાસ શરૂ કરે અને એમાં જેવું પરિણામ આવે તેવું આ વસ્તુસ્થિતિમાં પણ આવેજ; અને એટલા માટેજ થોડા વખત ઉપર બેઠેલી કમિટિના પ્રેસિડેન્ટે સ્વભાષાના વધારે સારા શિક્ષણ ઉપર, તેમજ તેને વહેવારના અને કેળવણીના સાધન તરીકે ગણવા ઉપર વિશેષ ભાર મૂકયો હતો.

૯. *ઇંગ્લંડની શાળાઓમાં બીજી જાણવા જેવી બાબત* એ છે કે શિક્ષણને જેમ બને તેમ વિદ્યાર્થીઓના આસપાસના સંજોગોને અનુકૂળ બનાવવામાં આવે છે; અને તેમાં પણ એવો હેતુ હોય છે કે તેઓ ભવિષ્યના બુદ્ધિશાળી નાગરિક બને અને સામાજિક તેમજ પ્રજાકીય સેવાવૃત્તિ તેનામાં ઉદ્ભવે. એક નાની પાર્લામેન્ટની માફક ચર્ચામંડળોમાં પણ વાદવિવાદ ચલાવવામાં આવે છે. જરૂર પડે ત્યારે પ્રજાસેવાના પ્રસંગોમાં ઉપયોગી થાય એવી લશ્કરી તાલીમ જેવી તાલીમ આપવામાં આવે છે; અને એથી જરૂર પડે ત્યારે દેશસેવા પણ બજાવી શકાય વ્યવસ્થાવાળી રમતગમતો વડે વિદ્યાર્થીઓના જીવનમાં બહુ ઉપયોગી એવી હળામળીને કામ કરવાની વૃત્તિ ઉત્પન્ન કરવામાં આવે છે. ‘ સ્કાઉટ ’ ની ટુકડીઓનો

ઉદ્દેશ વિદ્યાર્થીઓને સામ્રાજ્યના વિશ્વાસું, બુદ્ધિશાળી, સ્વમાનની ભાવનાવાળા અને સમાજસેવામાં ઉત્સાહી એવા નાગરિકો બનાવવાનો હોય છે. શિક્ષણપદ્ધતિથી ગણિત જેવા વિષયમાં પણ રસ ઉત્પન્ન કરવામાં આવે છે; અને પોતાની કાર્યશક્તિ માટે સામ્રાજ્યનો આખો પટ પડેલો છે એવી ઉચ્ચ ભાવનાથી તેનું મન બળવાન બને છે, અને તેથી તેનો વિચાર-પ્રદેશ પણ તેટલોજ વિસ્તૃત રહે છે.

આવી રીતના સ્પષ્ટ ઉદ્દેશ વિના હિંદી વિદ્યાર્થીઓ તો ગુમાસ્તી અથવા તો વકીલાતના ધંધામાં ઘસડાય છે.

૧૦. ઉપસંહારરૂપે નીચે પ્રમાણેની સૂચનાઓ ઇષ્ટ ગણાશેઃ—

૧ શિક્ષકોના હિત માટેઃ—

(અ) તેમને કેળવણી ઉપરનાં નવામાં નવાં પુસ્તકો અને વર્તમાનપત્રોની સગવડ કરી દેવી જોઇએ.

(બ) પરવાનગી મેળવ્યા પછી શિક્ષકોને પોતપોતાની શિક્ષણપદ્ધતિઓને અમલમાં મૂકવા દેવી જોઇએ, કે જેથી તેમનામાં કંઇક સર્ગશક્તિ આવે.

૨ વિદ્યાર્થીઓના હિત માટેઃ—

(અ) હસ્તકળાશિક્ષણ દાખલ કરી તે મિડલ સ્કૂલોમાં ફરજીઆત કરવું; અને હાઇસ્કૂલોમાં ચોથા ધોરણથી તે ઐચ્છિક વિષય તરીકે રાખવું, કે જેથી વિદ્યાર્થીઓમાં જાતમહેનતના કામ તરફ પ્રેમ અને માન ઉત્પન્ન થાય, અને પરિણામે ધંધાદારી શિક્ષણના પાયારૂપ પણ તે બને.

(બ) વિદ્યાર્થીઓ શારીરિક તેમજ માનસિક શુભ પ્રવૃત્તિઓમાં રોકાય એટલા માટે તેમને સ્કાઉટની રમતગમતો, તરવાના કુંડો, જાહેર પ્રદર્શનો, ફરતાં પુસ્તકાલયો, અને ચર્ચામંડળો વગેરેની સગવડો કરી આપવી જોઇએ.



ડિરેક્ટર ઑવ પબ્લિક ઇન્સ્ટ્રક્શનના તા. ૬-૨-૨૩ નં. એલ. બી.-૪૦૬ના કાગળમાં જણાવ્યા પ્રમાણે

# પ્રાથમિક શાળાનાં ઉપલાં ધોરણમાં ખેતીકામનો વિકલ્પે લેવાનો અભ્યાસક્રમ

## ધોરણ ૫ મું

માર્ક

૧૦૦ પહેલો વિષય—ગણિત :

(અ) ધો. ૪ થામાં થએલા અભ્યાસ ઉપરાંત સાદું અને ચક્રવૃદ્ધિ વ્યાજ. માત્ર વ્યાજ ગણવું.

૭૫ (બ) ખેડુતવર્ગ માટેના પવારના ગણિતમાંના પા. ૭ થી ૧૮ સુધીના દાખલાના જેવા જરૂરી કોઠાઓ સહિત દાખલા.

૨૫ (ક) સામાન્ય અભ્યાસક્રમ પ્રમાણે મુખગણિત. માત્ર ૮ અને ૧૬ ના ગુણોત્તર. કાચી રીતથી વ્યાજ ગણવું.

૭૫ બીજો વિષય—વાચન :

૫૦ (અ) ખાતાની પાંચમી ચોપડી, ભાગ ૧, વિષયની સમજુતી અને શબ્દોના અર્થ, પદચ્છેદ, નામ અને ક્રિયાપદનાં રૂપો ( accidence ) અને સાદો વાક્યવિન્યાસ ( પ્રયોગો સહિત ).

૨૫ (બ) હસ્તલેખોનું વાચન.

૭૫ ત્રીજો વિષય—લેખન :

૫૦ (અ) વાંચેલી ચોપડીમાંથી શ્રુતલેખન. સાદા પત્રો અથવા ટુંકું વર્ણનાત્મક લખાણ. ખાનગી કાગળો લખવાની રીતનું જ્ઞાન.

૨૫ (બ) ચાલુ મરોડવાળા મોટા અક્ષરો લખવા. નં. ૪ની પુરેપુરી લખેલી કોપીબુક.

૧૦૬ ચોથો વિષય—ખેતીકામ અને ભૂગોળ :

૬૦ (અ) જુદી જુદી જમીનો અને તેની કેળવણી; જુનાં અને નવાં ખેતીકામનાં ઓજારો.

૪૦ (બ) મુંબઈ ઇલાકાના ખેતીવાડીને લગતા હુન્નર ઉદ્યોગો. અને તેની પેદાશો. રેલ્વે અને જળમાર્ગનાં વ્હેવારનાં સાધનો. આયાત અને નિકાસ. કિનારો અને ભૂસ્તરો. આબોહવા. પવન અને વરસાદની અસર. નદીમંડળો.

૫૦ પાંચમો વિષય—આરોગ્ય :

૫૦ ગ. જી એમ. દેશમુખનું "આરોગ્યશાસ્ત્ર", ભાગ ૧, પા. ૧-૧૧૪.

છઠ્ઠો વિષય—કુદરતનો અભ્યાસ અને પ્રાયોગિક કામ :

૧૦૦ ૫૦ (અ) સામાન્ય અભ્યાસક્રમ મુજબ કુદરતનો અભ્યાસ અને શાળાનું બાગકામ. તેની સાથે સંબંધ ધરાવતું ચિત્રકામ.

૫૦ (બ) ૧૦'×૬' થી ઓછો નહિ એવા ક્યારામાં શિક્ષકની દેખરેખ નીચે પાંચ જાતના રોપાઓ પુરેપુરા પોષી. ગ્હે ત્યાં સુધી ઉગાડવા.

૫૦૦

(અ) અને (બ) માં કરેલા નિરીક્ષણની નોંધો સાચવી રાખવી અને પરીક્ષકને બતાવવી. નોંધમાં રોપાઓ ઉપરથીજ દોરેલાં ચિત્રોનો સમાવેશ હોવો જોઈએ.

## ધોરણ ૬ ઠું.

માર્ક

પહેલો વિષય—ગણિત:

૭૫ (અ) પાંચમાં ધોરણમાં થએલા અભ્યાસ ઉપરાંત સપાટી-ના ક્ષેત્રફળ સંબંધી સાદું માપકરણ.

(બ) પવારના "ખેડુતો માટેના ગણિત"માંના પા. ૬૮-૨૫ સુધીના દાખલાના જેવા દાખલા.

૨૫ (ક) ખેતીકામની જરૂરીઆતો પ્રમાણેનું દેશીનામું. રોજ-

૭૫ બીજો વિષય—વાચન:

૫૦ (અ) ખાતાની છઠ્ઠી ચોપડી, ભાગ ૧, વ્યાકરણ પુરૂં.

૨૫ (બ) ઑફિસના સામાન્ય હસ્તલેખોનું વાચન.

૭૫ ત્રીજો વિષય—લેખન:

૫૦ (અ) સામાન્ય અભ્યાસક્રમ મુજબ ગામડાને લગતા અને ખેતીને લગતા વિષયોનો સમાવેશ.

૨૫ (બ) „ „ „ „

૧૦૦ ચોથો વિષય—ખેતીકામ અને ભૂગોળ:

૬૦ (અ) બીજોની અને ખાતરની પસંદગી કરવા બાબતના પાઠો. પાક. પરસારના બાગમાં શાક વગેરે વાવવા સંબંધીના પુસ્તક પ્રમાણે જમીનની કેળવણી.

૪૦ (બ) ધો. ૫મા પ્રમાણેનો અભ્યાસક્રમ પણ આખા હિંદુસ્તાન સંબધી.

૧૦૦ પાંચમો વિષય—નગરજન તરીકેના ધર્મ અને આરોગ્ય:

૪૦ (અ) હિંદની રાજ્યવ્યવસ્થા.

૨૦ (બ) સહકાર, તેના લાભો, સહાયકારી મંડળોઃ તેની વ્યવસ્થા અને તેને ફતેહમંદ બનાવવાના સંજોગો.

૪૦ (ક) રા. દેશમુખનું "આરોગ્યશાસ્ત્ર," પા. ૧૧૫--૯૧

૧૫૦ છઠ્ઠો વિષય—કુદરતનો અભ્યાસ અને પ્રાયોગિક કામ:

૫૦ (અ) નીચેના રોપાઓ જે વર્ગના હોય તે વર્ગનાં ખાસ લક્ષણોનો અભ્યાસ.

૧ સંતરાં, લીંબુ અને નારંગી.
૨ વટાણા, તજ અને લગ્નમણી.
૩ કાકડી, દુધી અને તરબુચ.
૪ મેલો અને રૂ.
૫ કમળ, ડુંગળી અને એસ્પેરેગસ.

૫૦ (બ) ૧૫' × ૯' થી નાના નહિ એવા એક ક્યારામાં

ઉપરના દરેક વર્ગમાંથી એક જાતનો રવી અને ખરીફ પાક પુરેપુરો ઉગાડવો. ધો. ૫મા પ્રમાણે નિરીક્ષણની નોંધો રાખવી.

૫૦ (ક) સાદું ગામડામાં ઉપયોગી થાય એવું સુતારી કામ. સામાન્ય ઇમારતી લાકડું નીકળે એવાં ઝાડોના ગુણો અને ઉપયોગોનું જ્ઞાન.

૬૦૦

## ધો. ૭ મું

માર્ક.

૧૦૦ **પહેલો વિષય—ગણિત:**

(અ) સાદું માપકરણ પુરૂં.

૭૫ (બ) પવારનાં "ખેડુતવર્ગ માટેનું ગણિત" નામના આખા પુસ્તકમાંના દાખલાના જેવા દાખલા.

૨૫ (ક) ખેતી વિષયક હિસાબો, ખાતાવહી, મજુરપત્રક, ખેતીપત્રક, સરવાયુ.

૭૫ **બીજો વિષય—વાચન:**

૫૦ (અ) ખાતાની સાતમી ચોપડી.

૨૫ (બ) ઑફિસનાં અઘરાં હાથનાં લખાણોનું સરળતા-પૂર્વક વાચન.

૭૫ **ત્રીજો વિષય—લેખન:**

૫૦ (અ) સામાન્ય અભ્યાસક્રમ મુજબ ગામડાને લગતા અને ખેતીને લગતા વિષયોનો સમાવેશ.

૨૫ (બ) સામાન્ય અભ્યાસક્રમ મુજબ.

૧૦૦ **ચોથો વિષય—ખેતીકામ અને ભૂગોળ:**

૭૦ (અ) જુદો પાક, મિશ્રપાક, પાકની ફેરબદલી, ઢોરો, રોપાઓ અને ઢોરોના સામાન્ય રોગો ઉપરના પાઠો. ધો. ૫મા અને ૬ઠ્ઠાના કામનું પુનરાવર્તન.

૩૦ (બ) ભૂગોળ-ધો. ૫ મા અને ૬ ઠ્ઠાના અભ્યાસક્રમનું પુનરાવર્તન.

૧૦૦ **પાંચમો વિષય—નગરજન તરીકેના ધર્મ અને આરોગ્ય :**

૪૦ (અ) હિંદની રાજ્યવ્યવસ્થા.

૩૦ (બ) ખેતીકામને લગતી સહાયકારી મંડળીઓ, ખાતર પુરૂં પાડનારી સહાયકારી મંડળીઓ, ઢોરોના વિમા સંબંધી કામકાજ કરનારી મંડળીઓ, તેવા ધોરણ ઉપરના વસ્તુભંડાર, વસ્તુની ખરીદી, બીજ પુરાં પાડનારી પેઢીઓ, અનાજની પેઢીઓ, જિલ્લાના મધ્યસ્થળની બેંકો, લવાદ કામ

૩૦ (ક) રા. દેશમુખનું "આરોગ્યશાસ્ત્ર" પુરૂં.

૧૫૦ **છઠ્ઠો વિષય—કુદરતનો અભ્યાસ અને પ્રાયોગિક કામ :**

૫૦ (અ નીચેના રોપાઓ જે વર્ગના હોય તે વર્ગનાં ખાસ લક્ષણોનો અભ્યાસ:—

૧ બટાટા, તમાકુ અને રીંગણાં.
૨ સૂર્યમુખી ફૂલ, કસુંબાનાં ફૂલ અને લેટ્યુસ
૩ તુલસી, સેલ્વીઆ અને કોલીઅસ.
૪ રાઈ અને મૂળો.
૫ ચોખા, ઘઉં અને મકાઇ.

૫૦ (બ) એક ગુંઠા જમીન ઉપર સ્થાનિક ત્રણ જાતના મુખ્ય પાક ઉગાડવા.

૫૦ (ક) ગામડાને લગતા સુતારી કામનો વધારે ઉંચો અભ્યાસ. લોણીની સ્કૂલના બીજા વર્ષના અભ્યાસક્રમ પ્રમાણે લુહારી કામ.

———
૬૦૦

(અ) અને (બ) માં ધો. ૫ મા અને ૬ ઠ્ઠા પ્રમાણે નિરીક્ષણની નોંધો.

———

# સને ૧૯૨૪ ની કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાના ધારાઓ

———०+०———

૧ કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા જિલ્લાના મધ્ય સ્થળે તેમજ પુરતી સંખ્યામાં વિદ્યાર્થીઓ હોય તેવા બીજા સ્થળે કેળવણીખાતા તરફથી લેવામાં આવશે. આ પરીક્ષા મુંબઇ, મધ્ય ભાગ તથા દક્ષિણ-ભાગમાં સપ્ટેમ્બર માસમાં લેવામાં આવશે અને ઉત્તરભાગમાં નવેમ્બર અથવા ડિસેમ્બર માસમાં લેવામાં આવશે. પરીક્ષાના દિવસો બે માસ અગાઉથી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરફથી નક્કી કરી જણાવવામાં આવશે.

૨. પરીક્ષા જિલ્લાની દરેક ભાષામા એક મધ્યસ્થળની કમિટિની ખરેખ નીચે લેવામાં આવશે. આવી ત્રણ કમિટિઓ નીમાશે. ઉત્તર ભાગમાં ગુજરાતી તેમજ ઉર્દુ માટેની એક કમિટિ અમદાવાદમાં; મધ્ય ભાગ અને મુંબાઈમાં મરાઠી અને ઉર્દુ માટેની એક પુણામાં; અને દક્ષિણ ભાગમાં કાનડી અને ઉર્દુ માટેની એક ધારવાડમાં.

૩. દરેક ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર આ કમિટિના પ્રમુખ તરીકે રહેશે.

૪. આ મધ્યસ્થળની કમિટિ ઉપરાંત એ. ઇન્સ્પેક્ટર બીજી સ્થાનિક પરીક્ષક કમિટિ નીમશે; અને જિલ્લાના ડે. એ. ઇન્સ્પેક્ટર તે કમિટિના ચેરમેન તરીકે રહેશે. આ કમિટિ મધ્યસ્થળની કમિટિના કાર્યક્રમ પ્રમાણે પરીક્ષા લેવાની વ્યવસ્થા કરશે.

૫. પરીક્ષામાં બેસવાની અરજી એક છાપેલા ફૉર્મમાં કરી અને તે અરજી પરિશિષ્ટ અ. માં બતાવ્યા પ્રમાણે પરીક્ષાના મહીનાના અગાઉના મહીનાની પહેલી તારીખે અથવા તે પહેલાં જિલ્લાના ડે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરને મળી જવી જોઇએ. વિદ્યાર્થીએ પસંદ કરેલા સ્થળે પોતે પસંદ કરેલી ભાષામાં અથવા તો વિષયમાં વિદ્યાર્થીની પરીક્ષા લેવામાં મુશ્કેલી લ[illegible] તો એ. એ. ઇન્સ્પેક્ટર તે વિદ્યાર્થીને અમુક સ્થળે પરીક્ષામાં બેસવાન[illegible] આપશે.

૭૦ [illegible] અરજી આપવાથી ડે. એ. ઇન્સ્પેક્ટર પાસેથી પરીક્ષાનું ફૉર્મ મ[illegible]

૬. પરીક્ષામાં બેસવાની ફી લેવામાં આવશે નહિ.

૭. પાસ થએલા વિદ્યાર્થીઓનાં નામ ગવર્નમેન્ટ ગેઝેટમાં તેમજ જિલ્લાના મુખ્ય સ્થળે પ્રગટ કરવામાં આવશે; તેમજ દરેક જિલ્લામાં પાસ થએલા વિદ્યાર્થીઓનાં નામ દરેક જિલ્લાની ડિસ્ટ્રિક્ટ લો. બોર્ડની ઑફિસમાં પ્રગટ કરવામાં આવશે.

૮. પાસ થએલા વિદ્યાર્થીઓને એ. ઇન્સ્પેક્ટર તરફથી સર્ટિફિકેટ (જુઓ પરિશિષ્ટ ક.) આપવામાં આવશે. દરેક સર્ટિફિકેટમાં વિદ્યાર્થીની સહી હોવી જોઈએ. મૂળ સર્ટિફિકેટ ખોવાઇ ગયું છે અથવા નાશ પામ્યું છે એમ એ. ઇન્સ્પેક્ટરને ખાત્રી થશે તો રૂ. ૨ ફીના લઈ એ. ઇન્સ્પેક્ટર બીજી નકલ કાઢી આપશે.

૯. એક વખત પરીક્ષામાં પાસ થયા પછી અને સર્ટિફિકેટ મેળવ્યા પછી કોઈ પણ ઉમેદવારને કોઈ પણ સંજોગમાં પરીક્ષામાં ફરીથી બેસવાની રજા આપવામાં આવશે નહિ.

૧૦. પરીક્ષા જે માસમાં લેવાની હોય તે માસની પહેલી તારીખે ૧૮ વર્ષની નીચેની વયવાળી છોકરીઓ માટે રૂ. ૧૦ નું અને રૂ. ૫ નું એમ બે ઇનામો રાખવામાં આવશે અને તે પાસ થએલી છોકરીઓમાંથી પહેલા અને બીજા નંબરને આપવામાં આવશે.

---

## પરિશિષ્ટ અ.

### કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં બેસવા માટે અરજીનું ફૉર્મ

ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર,

સાહેબ, જિલ્લો ________

________ સ્થળે લેવામાં આવતી કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં બેસવાની મને પરવાનગી આપવાની હું અરજ કરૂંછું. હું ________ × ________ ભાષામાં અને ________ × ________ વિષયમાં પરીક્ષા દેવા ઇચ્છુંછું

૬૦ (બ) વાંચેલા ગદ્ય અને પદ્યના પાઠોની સમજુતી.

વ્યાકરણ—

(૧) શબ્દોનું પદચ્છેદ (નામ, સર્વનામ વગેરે), જાતિ, વચન, પુરુષ અને વિભક્તિ.

(૨) સકર્મક અને અકર્મક ક્રિયાપદ: સાદા કાળ.

(૩) આદેશ વાક્યવિન્યાસ:

(૪) સાદાં વાક્યોનું પૃથક્કરણ.

૨૦ (ક) હાથના લખાણનું વાચન.

૭૫ **બીજો વિષય—નિબંધ અને અક્ષર:**

૫૦ (અ) કન્યાઓના રોજના અનુભવમાં આવતા વિષયોમાંથી કોઈ એક પર સાદો નિબંધ.

જોડણી, વ્યાકરણ અને વિરામચિન્હો ઉપર લક્ષ આપવું.

૨૫ (બ) નિબંધમાં અક્ષરના અને શબ્દો યોગ્ય રીતે છુટા પાડવા માટેના.

૧૦૦ **ત્રીજો વિષય—ગણિત અને નામુ:**

૮૦ (અ) ગણિત—કન્યાઓ માટેના ધો. ૬ ના નક્કી કરેલા અભ્યાસક્રમ પ્રમાણે.

૨૦ (બ) ઘરના હિસાબ: ખાતાવહી રાખવી.

૭૫ **ચોથો વિષય—ભૂગોળ:**

કન્યાઓ માટેના ધો. ૩, ૪ અને ૫ માટે નક્કી કરેલા અભ્યાસક્રમ પ્રમાણે.

૭૫ **પાંચમો વિષય—આરોગ્ય:**

કન્યાઓ માટેનાં ધો ૪, ૫ અને ૬ માટે નક્કી કરેલા અભ્યાસક્રમ પ્રમાણે.

## વેમ્બલી ખાતે ભરાએલા પ્રદર્શન વખતે મળેલી સ્ત્રીઓની ખાસ સભામાં હિંદની સ્ત્રીઓને ઉદ્દેશીને, મહારાણી મેરીએ નીચે પ્રમાણે સંદેશો મોકલ્યો હતો:—

"હિંદની મારી બે મુલાકાતોથી, અને હિંદની સ્ત્રીઓના સ્વભાવના, હેતાળ સ્વભાવ, અને સાદાઈના ગુણોની યાદ, રહી ગઈ છે. હું તેમને વારવાર યાદ કરૂંછું અને તેમના હિત, માટેના વિચારો હંમેશાં મારા મનમાં આવ્યા કરે છે. ગૃહરૂપી તેમના ઉમદા પ્રદેશ વિષે હું બે વખત તેમને સંદેશા મોકલી ચૂકી છું. બધી વસ્તુઓમાં ગૃહ સૌથી પહેલું સ્થાન લે છે. ગૃહથીજ પ્રજા બને છે અને સામ્રાજ્યરચના થાય છે. દૃઢ અને ડાહ્યા વિચારો-વાળી અને ઉત્તમ આદર્શોવાળી તંદુરસ્ત અને બળવાન બાળકોની હિંદુસ્તાનને હાલની સ્થિતિમાં ખાસ જરૂર છે. હિંદુસ્તાન સિવાય દુનીઆના બીજા કોઈ પણ દેશમાં ગૃહ આટલું બધું પવિત્ર અને દેશની ઉન્નતિને લાભકારક નથી; કારણકે ગૃહ પ્રત્યે પ્રેમ અને કુટુંબ પ્રત્યે ભક્તિભાવ એજ મનુષ્યજીવનને પ્રેરનારાં છે, અને હિંદની સ્ત્રીઓની ગૃહસત્તા દુનીઆના બીજા કોઈ પણ દેશની સ્ત્રીઓની ગૃહસત્તા કરતાં વધારે પ્રબળ છે.

આ પ્રબળ સત્તા ભલે પડદા પાછળ રહેલી હોવાથી દેખાય નહિ, પણ તે છેજ, અને એથીજ આપણી બેનોને સામાજિક સેવા માટે હિંદુસ્તાનમાં એક યશમય ક્ષેત્ર પડેલું છે. પુરાણા રીતરિવાજો પ્રબળ અને મજબ઼ૂત થઈ ગયા છે તેથી આ કામ મુશ્કેલ છે. એ કામ કરવામાં ધીરજ રાખવાની અને સંસારની અનેક પ્રકારની ઝીણી ઝીણી જંજાળો પ્રેમપૂર્વક ધ્યાનમાં રાખવાની જરૂર છે. એ કામનાં પરિણામો આવતાં કદાચ વાર લાગશે તોપણ તે આવશે તો ખરાંજ; અને આપણે યાદ રાખવું જોઈએ કે પુરુષ કરતાં સ્ત્રીનાં આવાં કામથીજ હિંદના લોકો દુનીઆની પ્રજાઓની પંક્તિમાં માનપૂર્વક બેસવાનો સરખો હક મેળવી શકશે. તમે બધાં આ ઉમદા સામાજિક ઉન્નતિના કામમાં સેવા કરી શકો એમ છો, અને એ કામમાં-દ્રવ્યદાન કરતાં જાતસેવા વધારે ફળદાયી અને કિંમતી છે. આ કાર્યની શરૂઆત ઘરથીજ કરો: પોતાનાજ દાખલાથી અને નમ્રતાપૂર્વક કરેલા ઉપદેશથો સઘળું કામ પાર પડશે અને જય મળશે."

---

# ખેડા જિલ્લાની પ્રાથમિક શાળાઓમાં દંતમંજનનો ઉપયોગ



**દંતમંજનની શરૂઆત.**

ભરૂચ શહેરની પ્રાથમિક શાળાઓનાં બાળકોની શારીરિક તપાસ ત્યાંની સેનિટરિ એસોસિએશને કરાવી. આ તપાસના પરિણામે દાક્તરે જણાવ્યું કે બાળકો પોતાના દાંત ઘણા અસ્વચ્છ રાખે છે. આ ઉપરથી એ મંડળની એક સભા મળી અને તેમાં આ વાત ચર્ચાઈ. હું પણ આ મંડળનો સભાસદ હોવાથી ચર્ચા પ્રસંગે મેં જણાવ્યું કે જે ફરિયાદ દાક્તર શહેરની શાળાઓ માટે કરે છે, તેજ ફરિયાદ મારે ગામડાની નિશાળોને માટે પણ કરવાની છે. આ ઉપરથી ગામડાની તેમજ શહેરની શાળાઓ પૈકી થોડીએકમા દાંતને સાફ કરવાનો અખતરો શરૂ કરવા માટે તે મંડળે રૂ. ૧૦૦) એકે સો રૂપીઆ ખરચવાનું નક્કી કર્યું. પરંતુ આવી છેક નાની રકમમાંથી પરદેશી કે દેશી બનાવટની દંતમંજનની દાબડીઓ ખરીદ કરી કામ શરૂ કરવામાં આવે તો બહુજ થોડું કામ કરી શકાય એમ હતું, અને પરિણામે અખતરો સફળ કે નિષ્ફળ નીવડે એ ચોક્કસ કરી શકાય એમ નહતું. સસ્તું અને સારૂં દંતમંજન તૈયાર કરાવવાનું અને તે નિશાળોમાં વહેંચવાનું તેમજ વપરાવવાનું કામ મેં માથે લીધું; કારણકે એક ડેપ્યુટી તરીકે મારો શાળાઓ સાથે ગાઢ સંબંધ હતો; અને વળી મને ખાત્રી હતી કે શિક્ષક બંધુઓને તે કામના ફાયદા સમજાવવાથી મને તેઓ તેમાં પૂર્ણ મદદ કરશે.

દંતમંજનની દવાઓ જલદ ન પડે માટે તેમાં કોઈ બીજી એવી ચીજ મેળવવી પડે છે, કે જેની અસર કોઈ પણ પ્રકારે દાંત ઉપર ખરાબ નીવડે નહિ. કેટલાક લોકો ચાકનો ઉપયોગ કરે છે, પરંતુ ચાક મોંઘો પડે છે, તેથી તે મને અનુકૂળ આવે એમ નહોતો. મેં દાંતના દાક્તર મિ. ચંદુલાલ દેસાઈની સલાહ લીધી, અને તેમની સૂચના અનુસાર ચાળેલી રાખોડીમાં તેમણે સુચવેલી દવાઓ અમુક પ્રમાણમાં મેળવવાનું નક્કી કર્યું એ ત્રણ વખત કપડાથી ચાળેલી અડાયાં છાણાંની રાખોડીની સાથે દાંત ઉપરથી કચરો કાઢનાર વસ્તુઓ અને દાંતમાં થતી કીડ મારનારી દવાઓ મેળવી કામ શરૂ કર્યું, ને તે મિશ્રણ એક પછી એક નિશાળમાં ઉત્સાહી

શિક્ષકોની દેખરેખ હેઠળ એ વપરાવવા માંડ્યું. પરિણામ ધાર્યા કરતાં એ સારું આવવા લાગ્યું. ભરૂચ શહેરમાં અને જિલ્લામાં એજ વખતે પ્રયોગ ચાલતો હતો. ભરૂચ શહેરની મ્યુનિસિપાલિટિની સ્કૂલ કમિટિએ રૂ. ૨૫) અંકે પચીસ મને આપ્યા ને તેમાંથી મેં તેમની નિશાળો માટે લગભગ ચારેક મણ દંતમંજન તૈયાર કરાવી તેમની બધી નિશાળોમાં વહેંચ્યું. નિશાળના વખતની અંદર શિક્ષકો પાસે ઊભા રહી પોતાના વર્ગના છોકરાઓ પાસે આંગળી વતી દંતમંજન ઘસાવવા લાગ્યા. એમ સર્વ જગોથી એવા ઉદ્ગારો નીકળવા લાગ્યા કે આ દવાથી દાંત ઉત્તમ પ્રકારે સ્વચ્છ થાય છે. તપાસ કરતાં જણાયું કે આ ઉદ્ગારો વાસ્તવિક હતા. થોડા માસમાં લગભગ ૫૦૪૦ છોકરાઓએ આ દંતમંજનનો લાભ લીધો. એવામાં મારી બદલી ખેડા જિલ્લામાં થઈ.

**ખેડા જિલ્લામાં થએલું કામ.**

ખેડા જિલ્લામાં આવ્યા પછી ધીમે ધીમે શિક્ષકો, ગામલોકો અને જિલ્લાના આગેવાનો સાથે પરિચયમાં આવતા મેં તે પ્રવૃત્તિ પાછી શરૂ કરી. અહીં કંઈ મોનિટરિ એસોસિએશન જેવી કોઈ સંસ્થા નથી કે મને પૈસાની મદદ મળી શકે, પણ અહીં ગામે ગામ શાળાનાં બાળકો માટે નાના મોટાં ફંડો છે. ગામ લોકોની મંજુરી મેળવી એ ફંડ ખાતે ખરચ પાડી દંતમંજન બનાવાય તો કામ ચાલે એમ છે, એવી મારી ખાતરી થયા પછી મેં એ દિશામાં પ્રયત્ન આરંભ્યો. શિક્ષકવર્ગ એ જનસમાજનું એક મહત્ત્વનું અંગ છે અને તેથી તેમણે કોઈ પણ પ્રકારે સમાજની સેવા કરવી જોઈએ, એ સૂત્ર મેં શિક્ષકવર્ગને સમજાવવા માંડ્યું. તથા એ કામમાં મારા આસિસ્ટંટ ડેપ્યુટીઓ મને પુરતી મદદ કરવા લાગ્યા. જ્યારે મને લાગ્યું કે મારા ઉપદેશની અસર થવા માંડી છે ત્યારે મેં આ કામ શરૂ કરવા વિચાર કર્યો. આમ કરવામાં પૈસાની મદદ જોઈએ તે મને વીરસદ તાલુકે બોરમદના ગૃહસ્થ મિ. ભાઈલાલ દાજીભાઈ અમીન તરફથી મળી. તેમણે રૂ. ૩૯) ઓગણચાળીસની દવાઓ મને આપી. આ રીતે મારી થાપણ એકઠી થઈ. હવે મેં મારું કામ શરૂ કર્યું. દર દશ શેર રાખોડી સાથે મેળવી શકાય એવી દવાની કિંમત મને બારથી તેર આના પડવા લાગી. જે ગામોમાંથી લોકોના ફંડમાંથી એટલા પૈસા મળી શક્યા, તે ગામોમાં દવા સાથે મિશ્રિત કરેલું દંતમંજન તૈયાર કરાવી શાળાના વિદ્યાર્થીઓ તેનો નિયમિત ઉપયોગ કરે એવી ગોઠવણ કરી અને બીજા

ઓમાંમાં દિવાસરહિત સાથી રીખોડી કિમાં ફક્ત દશ શેર અડધેથી પોણા તોલા સુધી માત્ર જે મેળવ્યું હોય એવું મંજન વાપરવા માંડ્યું. લોકોએ અને શિક્ષકોએ ઉત્સાહના પ્રમાણમાં કામ ચોખવા માંડ્યું. હું અને આ-સિસ્ટંટ ડેપ્યુટીઓ તો ફક્ત સલાહ આપતા અને રાખોડી બરાબર ચળાઈ છે કે કેમ અને તેનો ઉપયોગ થાય છે કે કેમ તે જોતા. પૈસા ગામ લોકોના હતા ને ખરી મહેનત શિક્ષકવર્ગની હતી અને તેથી ખરેખરો જશ તો તેમને જ ઘટે છે. કોઈ વ્યક્તિ જનસમાજની અમુક પ્રકારની સેવા કરવી શરૂ કરે, એમ તે સેવાની વધારે ને વધારે માગણી ચારે દિશા-ઓમાંથી થવા લાગે, ત્યારે એમ સમજાય છે કે એ સેવાની કદર જન-સમુદાયે કરવા માંડી છે. આવી કદર અમારા સંસ્થા પ્રયત્નની થવા લાગી; ધીમે ધીમે દરેક તાલુકેથી વધારે ને વધારે પ્રમાણમાં દવાઓની માગણી થવા લાગી. ત્રણ માસની અંદર તો ૪૦ ઉપરાંત નિશાળોમાં, ભણનારાં લગભગ ૪૦૦૦ બાળકો પોતાના દાંત સાફ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યાં અને એકંદરે ૧૨ થી ૧૩ મણ સુધી દવાવાળું દંતમંજન વપરાઈ ગયું. આ ઉપરાંત દવા રહિત દંતમંજન પણ ઘણી શાળાઓમાં વપરાયું.

**બીજા જિલ્લાઓ માટે દંતમંજનની સગવડ.** બીજા જિલ્લાના વિદ્યાર્થીઓને પણ આ મંજનનો લાભ મળે એ ઇચ્છવા જોગ છે અને તેથી એવો નિયમ રાખવામાં આવ્યો છે કે કોઈ પણ તાલુકાના શિક્ષકો એકત્ર મળી માગણી કરે, તો તેમની માગણી પ્રમાણે દર દશ શેર દંતમંજનને સારુ જોઈતી દવાઓ પેકિંગ પોસ્ટેજ સાથે ફક્ત ચૌદ આના લઈને મોકલી આપવામાં આવશે. પૃથક્ પૃથક્ માગણીઓ સ્વીકારવામાં આવશે નહિ, કેમકે દવાઓ વ્યવસ્થિત રીતે મોકલતાં ઘણી અડચણ પડે છે. જો શિક્ષકવર્ગ પોતાના જિલ્લાના ઉપરી અધિકારી સાહેબને દવાની માગણી સંબંધી લખી જણાવે અને તેઓ બધી માગણીઓ એકત્ર કરી લખી મોકલે તો દવા મોકલી આપવાનું કામ વધારે સરળતાભરેલું થઈ પડે એમ છે. કોઈ પણ મ્યુનિ-સિપાલિટિ જેવી સંસ્થાઓની ઇચ્છા હશે, તો તેમની સેવા બજાવવાને માટે પણ મારાથી બનતું કરીશ.

**દંતમંજન બનાવવાની રીત.** દંતમંજન બનાવવાની રીત ઘણી સહેલી છે. પ્રથમ અડાયાં છાણાંની રાખોડીને ઝીણી ચાળણીથી ચાળી નાખીને તેની અંદર દાંત સાફ કરવાની શક્તિ ધરાવતો સફેદ ભૂકો,

શિક્ષણના અભાવે સ્થિતિ બહુ બારીક બની જાય છે, અને એથી અણધારી આપત્તિ આવી પડે છે. હાલનો જમાનામાં સ્ત્રીઓને પણ હુન્નરકળા શીખવાની જરૂર છે. આવી રીતનું શિક્ષણ મળવાથી તેઓ પોતાના ઉપરજ આધાર રાખતાં શીખશે અને દુઃખના પ્રસંગોમાં ધીરજ રાખી પોતાનું જીવન સુખેથી ગાળશે. વિધવા સ્ત્રીઓને જો હુન્નરકળાનું શિક્ષણ મળેલું હોય તો તેઓ જે કેટલીએક વખત આપત્તિઓના ભોગ થઈ પડે છે તે ન થતાં પોતાને મળેલા શિક્ષણના પ્રતાપે નિષ્કલંક અને સુખરૂપ જીવન ગાળી શકે.

વડોદરામાં હાલ એક સંસ્થા ચાલે છે, જેમાં એવી બ્હેનો માંદાની માવજત કરી સેવાપરાયણ બની શકે. ખાવાપીવા તથા કપડાં માટે શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી દર માસે રૂ. ૩૦ ની શિષ્યવૃત્તિ મળે છે. ત્રણ વર્ષ સુધી આ કામમાં પારંગત થઈને જો પરોપકારી જીવન ગાળવું હોય તો તેમ; નહિ તો આજીવિકા મેળવવા કામ પણ મેળવી શકે છે. સરકાર તરફથી મકાનની સગવડ છે. ખાવાને અને રહેવાને બોર્ડિંગ છે. તેમાં દેખરેખ રાખનાર વડોદરાના દીવાન સાહેબનાં બ્હેન છે. તે પણ ધાર્મિક ને બીજું ઉપયોગી શિક્ષણ આપે છે. તો જેમને આનો લાભ લેવો હોય તેમણે નીચે પ્રમાણે લાયકાત મેળવેલી હોવી જોઈએઃ—

(૧) અભ્યાસ—પાંચ ધોરણ; સારું લખતાં, વાંચતાં અને સમજતાં.

(૨) ઉમર—૧૮ થી ૨૫ સુધી.

(૩) સારું કુટુંબ, મજબુત નીરોગી શરીર, સ્વચ્છતા.

આ બોર્ડિંગનું મકાન, સ્ટેટ જનરલ હોસ્પિટલની સામે છે. ત્યાં તેમને સ્ત્રીઓના વૉર્ડમાં કામ કરવાનું છે. બધી વ્યવસ્થા સ્ત્રીઓજ કરે છે. માત્ર છોકરાંવાળી બ્હેનોને છોકરાં સાથે દાખલ કરવામાં નહિ આવે. જેમણે લખવું હોય તેમણે નીચલે સરનામે લખવુંઃ—

સૌ. સુલોચના દેસાઈ.
મેટ્રન, સુપરઇન્ટેન્ડન્ટ.
પુલબારી, વડોદરા.
સુલોચના દેસાઈ



# મુંબઈ સરકાર, કેળવણીખાતુ

---

## સરકારી ઠરાવ નં ૫૬૦ તા ૨૬-૯-૧૯૨૪

સને ૧૯૨૪ ના ફેબ્રુઆરિ-માર્ચ માસમાં ધારાસભાની બેઠકમા ઓ. મિ. માટે અને ઓ મિ પ્રાઞ્જપેની પ્રાથમિક શાળાના શિક્ષકોની પગાર મર્યાદીની યોજના તરતમા અમલમાં મૂકવા માટે ઠરાવ લાવવામા આવ્યો હતો પણ એ ઠરાવ ઉપર સુધારો થાવવામાં આવ્યો હતો અને તે સુધારો ધારાસભાએ પસાર કર્યાથી એ યોજનાનો તરતમા અમલ કરવાનુ મુલતવી રાખવામા આવ્યુ છે અને બીનસરકારી મેમ્બરોની બહુમતિવાળી એક સંયુક્ત કમિટિ નીમવામા આવી છે આ કમિટિને નીચે જણાવેલી બાબતો ઉપર રિપોર્ટ કરવાનો છે —

(૧) માઠે—પ્રાઞ્જપેની, પગારની યોજનાથી પ્રાથમિક કેળવણીનો પ્રચાર વધતો જતો અટકશે કે કેમ?

(૨) આ યોજના પ્રમાણેના શિક્ષકોના પગારને લીધે નાણા સબંધી આવી પડતો બોજો સ્થાનિક મડળો સહન કરી શકશે કે કેમ?

(૩) જીવન માટે જરૂરીઆતની ચીજોની મોંઘવારીને સબબે કયા ભાગોને માટે ખાસ ગોઠવણ કરવી જરૂરની થઈ પડશે

ધારાસભાએ પસાર કરેલા ઉપરના સુધારાની રૂઈએ ઉપરની બાબતો નો વિચાર કરી રિપોર્ટ ઘડવાને નીચે પ્રમાણે સરકારે એક કમિટિ નીમી છે —

**સરકારી સભ્યો**

કેળવણી ખાતાના પ્રધાન

સ્થાનિક સ્વરાજ્યખાતાના પ્રધાન

કેળવણીખાતાના ડિરેક્ટર

**બીનસરકારી સભ્યો**

૧ મૌલવી રફીઉદ્દીન અહમદ બેરિસ્ટર એમ એલ સી

૨ રા ગ આર ડી શિન્ડે બી એ એલ એલ બી, એમ એલ સી

રા. રા. એચ. બી. શિવદાસાની, એમ. એલ. સી.

[illegible] બી. એ. એલ એલ. બી. એમ. એલ. સી.

આ કમિટિનો રિપોર્ટ તૈયાર થાય કે તરતજ સરકારને મોકલવાનો છે.

( કેળવણીખાતાના ડે. ઇન્સ્પેક્ટરના હુકમ ન ૨૬૮૦ તા. ૩૧-૫-૧૯૨૪ ના આધારે. )

---

## શુદ્ધિપત્રક

( [illegible] )

શાળાપત્ર પુ. ૬૩ મુ, અંક ૪ થો, પા. ૧૨૦.

| અશુદ્ધ | શુદ્ધ |
|---|---|
| અને ૧૯૦૪માં | અને ૧૯૧૪મા |

શાળાપત્ર પુ ૬૩ મુ, અંક ૪ થો, પા. ૧૨૭.

| | | | |
|---|---|---|---|
| પુસ્તક ૧. | ૦-૪-૦ | | ૦-૪-૬ |
| " | ૬ | શાળોપયોગી ભૂગોળમાળા, મણકો પહેલો | શાળોપયોગી ભૂગોળમાળા, મણકો પહેલો, |
| | | | ગુજરાત પ્રાંત (પહેલી આવૃત્તિ) |
| " | | વતાનિક | વૈતાનિક |

---

શાળાપત્ર પુ ૬૩ મુ, અંક ૫ મો, પા. ૧૬૪.

### ત્રિવેદી વાચનમાળાની ચોપડીની કિંમત

ઉપરની વાચનમાળાની ચોપડીઓની કિંમત એપ્રિલના શાળાપત્રમા આપેલી મંજુર થએલા પુસ્તકોની યાદીમાં જણાવ્યા પ્રમાણે છે આથી મને ૧૯૨૪ ના શાળાપત્ર પુસ્તક ૬૩, અંક ૫માના પા ૧૬૪ ઉપર જે સુધારો કરવામાં આવ્યો છે તે રદ સમજવો

---

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | પાંચમી ચોપડી<br>છઠ્ઠી ચોપડી<br>સાતમી ચોપડી | | | ૦—૯—૩<br>૦—૧૦—૦<br>૦—૧૨—૦ | પાઠ્ય પુસ્તક. | પ્રાથમિક શાળાઓ અને ઍંગ્લો વર્નાક્યુલર મિડલ સ્કૂલો માટે. |
| ૯ | રીતા દેવી ( પહેલી આવૃત્તિ ) | રા. ડાહ્યાભાઈ આર. મહેતા. | રા. ડાહ્યાભાઈ આર. મહેતા, "ભારત જીવન" ના તંત્રી, અમદાવાદ. | ૨—૮—૦ | ઇનામ અને લાઇબ્રેરી | પ્રાથમિક શાળાઓ માટે. |
| ૧૦ | સંવાદમાળા ( પહેલી આવૃત્તિ ) | રા. જીવણલાલ એ. મહેતા. | રા. જીવણલાલ એ. મહેતા, પીરમશા રોડ, અમદાવાદ. | ૨—૦—૦ ( કાચું પુઠું )<br>૨—૮—૦ ( પાકું પુઠું ) | | પ્રાથમિક, માધ્યમિક શાળાઓ અને ટ્રેનિંગ સંસ્થાઓ માટે. |
| ૧૧ | ઈરાન અને ઈરાનમાં મુસાફરી ( પહેલી આવૃત્તિ ) | બાઈ કુંવરબાઈ એમ. દાલા. | બાઈ કુંવરબાઈ એમ. દાલા, ૨૧૫, આર. ચોપાઈન્સ, ફેરાગી. | ૫—૦—૦ | ,, | ,, |
| ૧૨ | વિદ્યુત અને વિદ્યુત ઉત્પત્તિ ( પહેલી આવૃત્તિ ) | શા. જી. કે. દાને. | વિદ્યુત કાર્યાલય, મલાડ, પોસ્ટ મલાડ. | ૧—૮—૦ | ઇનામ. | ,, |

# પંચાંગ ઇ. સ. ૧૯૨૪ સંવતૂ ૧૯૮૦-૮૧.

લેખક:-મગનલાલ હીરાચંદ શાહ, લો. બો. સ્કૂલ, કંજરી, જિ. પે

| તારીખ | જાન્યુઆરિ. માગશર-પોષ તિથિ | વાર | ફેબ્રુઆરિ. પોષ-મહા તિથિ | વાર | માર્ચ મહા-ફાગણ તિથિ | વાર | એપ્રિલ ફાગણ-ચૈત્ર તિથિ | વાર | મે ચૈત્ર-વૈશાખ તિથિ | વાર | જુન વૈશાખ-જેઠ તિથિ | વાર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૯ | મંગળ | ૧૧ | શુ | ૧૧ | શ | ૧૨ | મ | ૧૩ | ગુ | ૧૪ | ર |
| ૨ | ૧૧ | બુ | ૧૨ | શ | ૧૨ | ર | ૧૩ | બુ | ૧૪ | શુ | ૦)) | સો |
| ૩ | ૧૨ | ગુ | ૧૩ | ર | ૧૩ | સો | ૧૪ | ગુ | ૦)) | શ | ૧ | મ |
| ૪ | ૧૩ | શુ | ૧૪ | સો | ૧૪ | મ | ૦)) | શુ | ૧ | ર | ૨ | બુ |
| ૫ | ૧૪ | શ | ૦)) | મં | ૦)) | બુ | ૧ | શ | ૨ | સો | ૩ | ગુ |
| ૬ | ૦)) | ર | ૨ | બુ | ૧ | ગુ | ૨ | ર | ૨ | મં | ૪ | શુ |
| ૭ | ૧ | સો | ૩ | ગુ | ૨ | શુ | ૩ | સો | ૩ | બુ | ૫ | શ |
| ૮ | ૨ | મં | ૪ | શુ | ૩ | શ | ૪ | મ | ૪ | ગુ | ૬ | ર |
| ૯ | ૩ | બુ | ૪ | શ | ૪ | ર | ૫ | બુ | ૫ | શુ | ૭ | સો |
| ૧૦ | ૪ | ગુ | ૫ | ર | ૫ | સો | ૬ | ગુ | ૬ | શ | ૮ | મં |
| ૧૧ | ૫ | શુ | ૬ | સો | ૬ | મં | ૭ | શુ | ૭ | ર | ૯ | બુ |
| ૧૨ | ૬ | શ | ૭ | મં | ૭ | બુ | ૮ | શ | ૮ | સો | ૧૦ | ગુ |
| ૧૩ | ૭ | ર | ૮ | બુ | ૭ | ગુ | ૯ | ર | ૯ | મં | ૧૧ | શુ |
| ૧૪ | ૮ | સો | ૯ | ગુ | ૮ | શુ | ૧૦ | સો | ૧૦ | બુ | ૧૨ | શ |
| ૧૫ | ૯ | મં | ૧૦ | શુ | ૯ | શ | ૧૧ | મં | ૧૧ | ગુ | ૧૩ | ર |
| ૧૬ | ૧૦ | બુ | ૧૧ | શ | ૧૦ | ર | ૧૨ | બુ | ૧૨ | શુ | ૧૪ | સો |
| ૧૭ | ૧૧ | ગુ | ૧૨ | ર | ૧૧ | સો | ૧૩ | ગુ | ૧૩ | શ | ૧૫ | મં |
| ૧૮ | ૧૨ | શુ | ૧૩ | સો | ૧૨ | મ | ૧૪ | શુ | ૧૫ | ર | ૧ | બુ |
| ૧૯ | ૧૩ | શ | ૧૪ | મ | ૧૩ | બુ | ૧૫ | શ | ૧ | સો | ૩ | ગુ |
| ૨૦ | ૧૪ | ર | ૧૫ | બુ | ૧૪ | ગુ | ૧ | ર | ૨ | મં | ૪ | શુ |
| ૨૧ | ૧૫ | સો | ૧ | ગુ | ૧૫ | શુ | ૨ | સો | ૩ | બુ | ૫ | શ |
| ૨૨ | ૧ | મં | ૨ | શુ | ૧ | શ | ૩ | મં | ૪ | ગુ | ૬ | ર |
| ૨૩ | ૨ | બુ | ૩ | શ | ૩ | ર | ૪ | બુ | ૫ | શુ | ૭ | સો |
| ૨૪ | ૩ | ગુ | ૪ | ર | ૪ | સો | ૫ | ગુ | ૬ | શ | ૮ | મં |
| ૨૫ | ૪ | શુ | ૫ | સો | ૫ | મં | ૭ | શુ | ૭ | ર | ૯ | બુ |
| ૨૬ | ૫ | શ | ૬ | મં | ૬ | બુ | ૮ | શ | ૮ | સો | ૧૦ | ગુ |
| ૨૭ | ૬ | ર | ૭ | બુ | ૭ | ગુ | ૯ | ર | ૯ | મં | ૧૧ | શુ |
| ૨૮ | ૭ | સો | ૯ | ગુ | ૮ | શુ | ૧૦ | સો | ૧૦ | બુ | ૧૨ | શ |
| ૨૯ | ૮ | મં | ૧૦ | શુ | ૯ | શ | ૧૧ | મં | ૧૧ | ગુ | ૧૩ | ર |
| ૩૦ | ૯ | બુ | | | ૧૦ | ર | ૧૨ | બુ | ૧૨ | શુ | ૧૩ | સો |
| ૩૧ | ૧૦ | ગુ | | | ૧૧ | સો | | | ૧૩ | શ | | |

# પંચાંગ ઇ. સ. ૧૯૨૪ સંવત્ ૧૯૮૦–૮૧

લેખકઃ-મગનલાલ હીરાચંદ શાહ, લો. બો. સ્કૂલ, કંજરી, જિ. ખેડા.

| તારીખ. | જુલાઈ | | ઑગષ્ટ | | સપ્ટેમ્બર | | ઑક્ટોબર | | નવેમ્બર | | ડિસેમ્બર | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | જેઠ–આષાઢ | | શ્રાવણ–ભાદરવો | | ભાદરવો–આસો. | | આસો–કારતક | | કાર્તક–માગશર | | માગશર–પોષ | |
| | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર |
| ૧ | ૧૪ | મં | ૧ | શુ | ૨ | સો | ૩ | બુ | ૫ | શ | ૫ | સો |
| ૨ | ૦)) | બુ | ૨ | શ | ૩ | મં | ૪ | ગુ | ૬ | ર | ૬ | મં |
| ૩ | ૧ | ગુ | ૩ | ર | ૪ | બુ | ૫ | શુ | ૭ | સો | ૭ | બુ |
| ૪ | ૨ | શુ | ૪ | સો | ૫ | ગુ | ૬ | શ | ૮ | મં | ૮ | ગુ |
| ૫ | ૩ | શ | ૫ | મં | ૭ | શુ | ૭ | ર | ૯ | બુ | ૧૦ | શુ |
| ૬ | ૪ | ર | ૬ | બુ | ૮ | શ | ૮ | સો | ૧૦ | ગુ | ૧૧ | શ |
| ૭ | ૫ | સો | ૭ | ગુ | ૯ | ર | ૯ | મં | ૧૧ | શુ | ૧૨ | ર |
| ૮ | ૬ | મં | ૮ | શુ | ૧૦ | સો | ૧૧ | બુ | ૧૨ | શ | ૧૨ | સો |
| ૯ | ૭ | બુ | ૯ | શ | ૧૧ | મં | ૧૨ | ગુ | ૧૩ | ર | ૧૩ | મં |
| ૧૦ | ૮ | ગુ | ૧૦ | ર | ૧૨ | બુ | ૧૩ | શુ | ૧૪ | સો | ૧૪ | બુ |
| ૧૧ | ૯ | શુ | ૧૧ | સો | ૧૩ | ગુ | ૧૪ | શ | ૧૫ | મં | ૧૫ | ગુ |
| ૧૨ | ૧૧ | શ | ૧૨ | મં | ૧૪ | શુ | ૧૫ | ર | ૧ | બુ | ૧ | શુ |
| ૧૩ | ૧૨ | ર | ૧૪ | બુ | ૧૫ | શ | ૧ | સો | ૨ | ગુ | ૨ | શ |
| ૧૪ | ૧૩ | સો | ૧૫ | ગુ | ૧ | ર | ૨ | મં | ૩ | શુ | ૩ | ર |
| ૧૫ | ૧૪ | મં | ૧ | શુ | ૨ | સો | ૩ | બુ | ૪ | શ | ૪ | સો |
| ૧૬ | ૧૫ | બુ | ૨ | શ | ૩ | મં | ૪ | ગુ | ૫ | ર | ૫ | મં |
| ૧૭ | ૧ | ગુ | ૩ | ર | ૪ | બુ | ૫ | શુ | ૬ | સો | ૬ | બુ |
| ૧૮ | ૨ | શુ | ૪ | સો | ૫ | ગુ | ૫ | શ | ૭ | મં | ૭ | ગુ |
| ૧૯ | ૩ | શ | ૫ | મં | ૬ | શુ | ૬ | ર | ૮ | બુ | ૮ | શુ |
| ૨૦ | ૪ | ર | ૬ | બુ | ૭ | શ | ૭ | સો | ૯ | ગુ | ૯ | શ |
| ૨૧ | ૫ | સો | ૭ | ગુ | ૮ | ર | ૮ | મં | ૯ | શુ | ૧૦ | ર |
| ૨૨ | ૬ | મં | ૮ | શુ | ૯ | સો | ૯ | બુ | ૧૧ | શ | ૧૧ | સો |
| ૨૩ | ૭ | બુ | ૯ | શ | ૧૦ | મં | ૧૦ | ગુ | ૧૨ | ર | ૧૨ | મં |
| ૨૪ | ૮ | ગુ | ૯ | ર | ૧૧ | બુ | ૧૧ | શુ | ૧૩ | સો | ૧૩ | બુ |
| ૨૫ | ૯ | શુ | ૧૦ | સો | ૧૨ | ગુ | ૧૨ | શ | ૧૪ | મં | ૧૪ | ગુ |
| ૨૬ | ૧૦ | શ | ૧૧ | મં | ૧૩ | શુ | ૧૩ | ર | ૦)) | બુ | ૦)) | શુ |
| ૨૭ | ૧૧ | ર | ૧૨ | બુ | ૧૪ | શ | ૧૪ | સો | ૧ | ગુ | ૧ | શ |
| ૨૮ | ૧૨ | સો | ૧૩ | ગુ | ૦) | ર | ૦)) | મં | ૨ | શુ | ૩ | ર |
| ૨૯ | ૧૩ | મં | ૧૪ | શુ | ૧ | સો | ૧ | બુ | ૩ | શ | ૪ | સો |
| ૩૦ | ૧૪ | બુ | ૦)) | શ | ૨ | મં | ૨ | ગુ | ૪ | ર | ૫ | મં |
| ૩૧ | ૧૫ | ગુ | ૧ | ર | | | ૪ | શુ | | | ૬ | બુ |

| | | | |
|---|---|---|---|
| કતારગામ-સુરત | નાનુભાઈ રણછોડજી | ૬-૦-૦ | મિઠાઈ વહેચી |
| કતારગામ-સુરત | મુળચંદભાઈ ભુલાભાઈ | ૩૧-૦-૦ | સ્કૂલ જમાડી |
| ઊમરા-ચોધાર | જીવાભાઈ એ | ૪૫-૦-૦ | સ્કૂલ જમાડી |
| સુવાલી-જુનાગામ | ગામના મેમ્બરોએ | ૧૧-૦-૦ | સ્કૂલ જમાડી |
| ભાદપુર-ચોર્યાસી | ગામના લોકોએ | ૪૦-૧૨-૦ | ઇનામ ત્યા મિઠાઈ વહેચી |
| ભેસણ-ઓરપાડ | ગામ લોકોએ | ૨૯-૪-૦ | સ્કૂલ જમાડી |
| છઉ-ઓલપાડ | આત્મારામ નારણદાસ | ૧૫-૦-૦ | પેડા વેહેચ્યા |
| સુરત સુરત | મ્યુ. સ્કૂલ નં. ૨૨ ના | ૪૨-૨-૦ | પતાસાં વહેચ્યાં |

ભરૂચ જીલો.

| | | | |
|---|---|---|---|
| કોલીબાં-આમોદ | મીઠાભાઈ વરધભાઈ | ૩-૦-૦ | સાકર વહેચી |
| કોલખા-આમોદ | ગામના બ્રાહ્મણ આગેવાનોએ | ૬-૦-૦ | મિઠાઈ વહેચી |
| કોલખા-આમોદ | ઈશ્વરભાઈ કલ્યાણભાઈ | ૫-૪-૦ | મિઠાઈ વહેચી |
| નોધણ-જંબુસર | દીપચંદ બાપુભાઈ | ૧૧-૦-૦ | ઇનામ વહેચ્યું |
| ગજેરા-જંબુસર | પા. ગોકળભાઈ ભવાનીદાસ | ૭૫-૦-૦ | ઇનામ વહેચ્યું |
| કનગામ-જંબુસર | હરિવલ્લ નાથાભાઈ પટેલ | ૧૫-૦-૦ | ઇનામ વહેચ્યાં |
| મગણાદ-જંબુસર | બાહાર ગામના આગેવાનોએ | ૬૪-૦-૦ | ઇનામ ત્યા મિઠાઇ વહેચી |
| નોધણ-જંબુસર | નારણભાઇ પરાગભાઈએ | ૨૦-૮-૦ | મિઠાઈ વહેચા |
| ઉબેર-જંબુસર | બાહારગામના આગેવાનોએ | ૨૦-૦-૬ | મિઠાઇ ત્યા ઈનામ વહેચ્યું |
| ડોલ-આમોદ | ગામ લોકોએ | ૨૫-૦-૦ | સ્કૂલ જમાડી |
| હાંસોટ હાંસોટ | ગામના આગેવાનોએ | ૪-૦-૦ | પતાસાં વહેચ્યાં |
| નોંધણા-જંબુસર | જીવાભાઇ ખુશાલભાઈ ત્યા ચતુરભાઇ શીવાભાઈ | ૭૪-૦-૦ | ઇનામ વહેચ્યાં |
| અંકલેશ્વર-ભરૂચ | શેઠ હીરાચંદ નાગજી | ૨૫-૦-૦ | સ્કૂલ જમાડી |
| નોંધણા-જંબુસર | સોલંકી નાગજી રાયજી | ૪૦-૦-૦ | સ્કૂલ જમાડી |
| કાવલી-જંબુસર | સ્કૂલ કમેટીના મેમ્બરોએ | ૩-૮-૦ | સાકર વહેચી |

પંચમહાલ જીલ્લો.

| | | | |
|---|---|---|---|
| કંડાચ-ગોધરા | મે. ઠાકોર સાહેબે | ૧૫-૦-૦ | ઇનામ વહેચ્યું |

| | | | |
|---|---|---|---|
| ખાનપુર-લુણાવાડા | મેમ્બર. મગનલાલ લલુભાઈ | ૬-૮-૦ | ઇનામ વહેચ્યું |
| નરસીંહપુર-પાંડુ મેવાસ | પટેલ ગોકળભાઈ લક્ષ્મીદાસ | ૧૯-૦-૦ | સ્કૂલ જમાડી |
| રૂસ્તમપુરા-હાલોલ | અમનજી અરદેસર દલાલ | ૩૨-૦-૦ | ઇનામ વહેચ્યાં |
| વોરા સંખેડા મેવાસ | મે. ઠાકોર સાહેબે | ૫-૦-૦ | મિઠાઇ વહેચી |
| કોલીઆરી-ગોધરા | મે. ખાનસાહેબ કોઠાવાળા | ૧૫-૧૫-૦ | સ્લેટો તથા મિઠાઇ વહેચી |
| લુણાવાડા-રેવાકાંઠા | દશરથલાલ ચુનિલાલ | ૧૧-૦-૦ | ઇનામ વહેચી |
| મહેલોલ-ગોધરા | તલાટી સુંદરલાલ રણછોડલાલ | ૬-૭-૨ | મિઠાઇ તથા ઇનામ વહેચ્યાં |
| વેજલપુર-કાલોલ | માહાસુખલાલ મનસુખલાલ | ૧૦-૦-૦ | મિઠાઈ વહેચી |
| ગંભીરપુર-હાલોલ | મે. ઠાકોર સાહેબ | ૧૦-૦-૦ | ઇનામ વહેચ્યાં |
| કોઠંબા-લુણાવાડા | ગામ લોકો તરફથી | ૧૭-૦-૦ | ઘડીઆળ આપ્યું |
| મહેમોલ-ગોધરા | શંકરલાલ ગરબડદાસ | ૫૫-૦-૦ | સ્કૂલ જમાડી |
| રતનપુર-ગોધરા | ગામ લોકોએ | ૫૫-૦-૦ | સ્કૂલ જમાડી |
| જંત્રાલ-કાલોલ | સ્કૂલકમેટીના મેમ્બરોએ | ૮-૧૦-૦ | પતાસાં તથા ચોપડીઓ વહેચી |
| નંદીસર-ગોધરા | શંકરલાલ અંબાશંકર પુરૂષોતમ દાજીભાઈ | ૮-૦-૦ | સાકર વહેચી |
| વોર-સંખેડા મેવાસ | જસવંતરાય ગણપતરાયે | ૧૦-૦-૦ | મિઠાઇ વહેચા |
| ખાનપુર-લુણાવાડા | મગનલાલ લલ્લુભાઈ | ૫-૦-૦ | પુસ્તકો વહેચ્યાં |

ખેડા જિલ્લો.

| | | | |
|---|---|---|---|
| ખડોલ-બોરસદ | ગામ લોકોએ | ૨૮૧-૦-૦ | સ્કૂલ જમાડી |
| જનોડ-ઠાસરા | મગનલાલ ગાંધી | ૧૬-૦-૦ | ઘડીઆળ ભેટ આપ્યું |
| આના-આણંદ | પા. મોતીભાઇ દેશાઇભાઈ | ૬૦-૦-૦ | સ્કૂલ જમાડી |
| વહેસોલ-આણંદ | પટેલ બહેચર હરિભાઈ | ૧૫-૦-૦ | સ્કૂલ જમાડી |
| આરમા-આણંદ | પટેલ મથુરભાઇ ઓતમભાઇ પા. ગોવીંદભાઇ અમથાભાઈ | ૪૦૦-૦-૦ | સ્કૂલ જમાડી. |

| | | | |
|---|---|---|---|
| કારગામ-સુરત | નાનુભાઈ રણછોડજી | ૬-૮-૦ | મિઠાઈ વહેંચી |
| કારગામ-સુરત | મુળચંદભાઈ ખુશાલભાઈ | ૩૧-૦-૦ | સ્કૂલ જમાડી |
| ઊમરા-ચોર્યાસી | જીવાભાઈએ | ૪૫-૦-૦ | સ્કૂલ જમાડી |
| સુવાલી-જુનાગામ | ગામના મેમ્બરોએ | ૧૧-૦-૦ | સ્કૂલ જમાડી |
| ભાટપુર-ચોર્યાસી | ગામના લોકોએ | ૪૦-૧૨-૦ | ઇનામ ત્યા મિઠાઈ વહેંચી |
| સેગણ-ઓરપાડ | ગામ લોકોએ | ૨૯-૪-૦ | સ્કૂલ જમાડી |
| ઠઠ-ઓલપાડ | આત્મારામ નારણદાસ | ૧૫-૦-૦ | પેંડા વહેંચ્યા |
| સુરત સુરત | મ્યુ. સ્કૂલ નં. ૨૨ આ- | ૪૨-૨-૦ | પતાસાં વહેંચ્યાં |

## ભરૂચ જીલ્લો.

| | | | |
|---|---|---|---|
| કોઠીઆં-આમોદ | મીઠાભાઈ વરધભાઈ | ૩-૦-૦ | સાકર વહેંચી |
| કોલવા-આમોદ | ગામના બ્રાહ્મણ આગેવાનોએ | ૬-૮-૦ | મિઠાઈ વહેંચી |
| કોલવા-આમોદ | ઇશ્વરભાઈ કલ્યાણભાઈ | ૫-૪-૦ | મિઠાઈ વહેંચી |
| નોબણ-જંબુસર | દીપચંદ બાપુભાઈ | ૧૧-૦-૦ | ઇનામ વહેંચ્યું |
| ગજેરા-જંબુસર | પા. ગોકળભાઈ ભવાનીદાસ | ૭૫-૦-૦ | ઇનામ વહેંચ્યું |
| કનગામ-જંબુસર | હરિવલ્લ નાથાભાઈ પટેલ | ૧૫-૦-૦ | ઇનામ વહેંચ્યાં |
| મગણાદ-જંબુસર | બાહાર ગામના આગેવાનોએ | ૬૪-૦-૦ | ઇનામ ત્યા મિઠાઈ વહેંચી |
| નોબણ-જંબુસર | નારણભાઈ પરાગભાઈએ | ૨૮-૮-૦ | મિઠાઈ વહેંચી |
| ઉબેર-જંબુસર | બાહારગામના આગેવાનોએ | ૨૦-૮-૯ | મિઠાઈ ત્યા ઇનામ વહેંચ્યું |
| ડોલ-આમોદ | ગામ લોકોએ | ૨૫-૦-૦ | સ્કૂલ જમાડી |
| હાંસોટ હાંસોટ | ગામના આગેવાનોએ | ૪-૦-૦ | પતાસાં વહેંચ્યાં |
| નોબણ-જંબુસર | જીવાભાઈ ખુશાલભાઈ ત્યા ચતુરભાઈ શીવાભાઈ | ૭૪-૮-૦ | ઇનામ વહેંચ્યાં |
| અંકલેશ્વર-ભરૂચ | શેઠ હીરાચંદ નાગજી | ૨૫-૮-૮ | સ્કૂલ જમાડી |
| નોબણ-જંબુસર | સોલંકી નાગજી રાયજી | ૪૦-૦-૦ | સ્કૂલ જમાડી |
| કાવલી-જંબુસર | સ્કૂલ કમેટીના મેમ્બરોએ | ૨-૮-૦ | સાકર વહેંચી |

## પંચમહાલ જીલ્લો.

| | | | |
|---|---|---|---|
| ફેડાવ-ગોધરા | મે. કોહાર સાહેબે | ૧૫-૦-૦ | ઇનામ વહેંચ્યું |

| | | | |
|---|---|---|---|
| ખાનપુર-લુણાવાડા | મેમ્બર. મગનલાલ લલુભાઈ | ૬-૮-૦ | ઇનામ વહેચ્યું |
| નરસીહપુર-પાંન્ડુ મેવાસ | પટેલ ગોકળભાઈ લક્ષ્મીદાસ | ૧૯-૦-૦ | સ્કૂલ જમાડી |
| રૂસ્તમપુરા-હાલોલ | બમનજી અરદેસર દલાલ | ૩૨-૦-૦ | ઇનામ વહેચ્યાં |
| વોરા સંખેડા મેવાસ | મે. ઠાકાર સાહેબે | ૫-૦-૦ | મિઠાઇ વહેચી |
| કોલીઆરી-ગોધરા | મે. ખાનસાહેબ કોડાવાળા | ૧૫-૧૫-૦ | સ્લેટો તથા મિઠાઇ વહેચી |
| લુણાવાડા-રેવાકાંઠા | દશરથલાલ ચુનિલાલ | ૧૧-૦-૦ | ઇનામ વહેચી |
| મહેલોલ-ગોધરા | તલાટી ચુંદુલાલ રણછોડલાલ | ૬-૭-૨ | મિઠાઇ તથા ઇનામ વહેચ્યાં |
| વેજલપુર-કાલોલ | શાહ સુખલાલ મનસુખલાલ | ૧૦-૦-૦ | મિઠાઈ વહેચી |
| ગંભીરપુર-હાલોલ | મે. ઠાકાર સાહેબ | ૧૦-૦-૦ | ઇનામ વહેચ્યાં |
| કોઠબા-લુણાવાડા | ગામ લોકો તરફથી | ૧૭-૦-૦ | ઘડીઆળ આપ્યું |
| મહેમેલ-ગોધરા | શંકરલાલ ગરબડદાસ | ૫૫-૦-૦ | સ્કૂલ જમાડી |
| રતનપુર-ગોધરા | ગામ લોકોએ | ૫૫-૦-૦ | સ્કૂલ જમાડી |
| જંત્રાલ-કાલોલ | સ્કૂલકમેટીના મેમ્બરોએ | ૮-૧૦-૦ | પતાસાં તથા ચોપડીઓ વહેચી |
| નંદીસર-ગોધરા | શંકરલાલ અંબાશંકર પુરૂષોતમ દાજીભાઈ | ૮-૦-૦ | સાકર વહેચી |
| વોર-સંખેડા મેવાસ | જસવંતરાય ગણપતરાયે | ૧૦-૦-૦ | મિઠાઇ વહેચા |
| ખાનપુર-લુણાવાડા | મગનલાલ લલ્લુભાઈ | ૫-૦-૦ | પુસ્તકો વહેચ્યાં |

ખેડા જિલ્લો.

| | | | |
|---|---|---|---|
| ખડોલ-બોરસદ | ગામ લોકોએ | ૨૮૧-૦-૦ | સ્કૂલ જમાડી |
| જનોડ-ઠાસરા | મગનલાલ ગાંધી | ૧૬-૦-૦ | ઘડીઆળ ભેટ આપ્યુ |
| બાના-આણંદ | પા. મોતીભાઇ દેશાઇભાઈ | ૬૦-૦-૦ | સ્કૂલ જમાડી |
| વઘાસોલ-આણંદ | પટેલ બહેચર હરિભાઈ | ૧૫-૦-૦ | સ્કૂલ જમાડી |
| આરસા-આણંદ | પટેલ મથુરભાઇ ઓતમભાઇ પા. ગોવીંદભાઇ અમથાભાઈ | ૪૦૦-૦-૦ | સ્કૂલ જમાડી. |

| | | | |
|---|---|---|---|
| ઈસણાવ-બોરસદ | શા. નરસીહભાઈ ગંગાદાસ | ૫૦૬-૦-૦ | સ્કૂલ ખુલ્લી મૂકી પતાસાં વહેંચ્યાં |
| મોકવા-મહેમદાવાદ | ગામ લોકોએ | ૧૦૦-૦-૦ | મિઠાઈ વહેંચી |
| ચકલાશી-નડિઆદ | પંડયા. સોમેશ્વર મહાશંકર તથા પટેલ સોમાભાઈ સર્વદાસ | ૩૪-૦-૦<br>૩૪-૦-૦ | પતાસાં તથા પ્યાલા વહેંચ્યા |
| મોકવા-મહેમદાવાદ | તલશીભાઈ. મથુરભાઈ ત્યા રણછોડ મંછારામ | ૯૫-૦-૦ | સ્કૂલ જમાડી ઈનામ વહેંચ્યા |
| ધોબીકુવા-બોરસદ | મી. દેશાઈભાઈ અંબાભાઈ | ૨૮-૦-૦ | સ્કૂલ જમાડી |
| વારસંગ-માતર | શા. પોપટલાલ નાથાલાલ | ૧૦-૦-૦ | ઈનામ વહેંચ્યાં. |
| હીરંજ-નડિઆદ | પા. મંગળભાઈ ખુશાભાઈ | ૪૦-૦-૦ | સ્કૂલ જમાડી |
| સંણુસોલી-મહેમદાવાદ | ગામ લોકોએ | ૯૫-૦-૦ | સ્કૂલ જમાડી |
| સંધ્રુલ-નડિઆદ | ગામના આગેવાનોએ | ૨૪૩-૧૫-૦ | સ્કૂલ જમાડી |
| સોડપુર-નડિઆદ | પટેલ ઝવેરભાઈ મોતીભાઈ | ૨૫-૦-૦ | સ્કૂલ જમાડી |
| કંજોડા નડિઆદ | શા. મોહનલાલ મથુરદાસે | ૨૮-૦-૦ | સ્કૂલ જમાડી |
| મહુધા-નડિઆદ | ગામના આગેવાનો | ૧૭૫-૦-૦ | ઈનામ વહેંચ્યાં |
| રમદાવત-કપડવંજ | ગામના વણિક પંચ તથા સુતાર મંછારામ પુરશોતમ | ૪૦-૦-૦ | સ્કૂલ જમાડી |
| વડથલ-નડિઆદ | પા. ભીમાભાઈ બહેચરદાસ | ૧૩૨-૦-૦ | સ્કૂલમાં પરબનો તથા પતાસાં વહેંચ્યા |
| વહેરા-આણંદ | ગામ લોકોએ | ૩૦-૦-૦ | સ્કૂલ જમાડી |
| ડભાણ-આણંદ | ગામ લોકોએ | ૧૦૬-૦-૦ | સ્કૂલ જમાડી |
| દેવાતજ-નડિઆદ | મીરાજી મોતીજી | ૧૪-૦-૦ | પાલ્યા તથા પતાસાં વહેંચ્યાં |
| વેહેરા-આણંદ | ગામ લોકોએ | ૯૦-૦-૦ | સ્કૂલ જમાડી |
| સોડપુર-નડિઆદ | કોળીદાસ મંગળભાઈ | ૪૦-૦-૦ | સ્કૂલ જમાડી |
| મહુધી-નડિઆદ | ગાંધી ગીરધરભાઈ ઈશ્વરભાઈ | ૫૫-૦-૦ | ખડીઓ વહેંચ્યા |
| વહેરા-આણંદ | પટેલ ફુલાભાઈ કાશીભાઈ | ૮-૦-૦ | પિતળના પ્યાલા વહેંચ્યા |

| | | | |
|---|---|---|---|
| ભાટેરા-કપડવણજ | પટેલ નારણભાઈ કાશી-ભાઈ તથા બાઈ ગંગા | ૪૫-૦-૦ | સ્કૂલ જમાડી |
| ચકલાશી નડિઆદ | શા. હિરાલાલ નાથજી | ૩૬-૪-૦ | ઈનામ વહેંચ્યું |
| મંજીપુરા નડિઆદ | પટેલ જાદવજી બાપુજી | ૧૨-૦-૦ | ઈનામ વહેંચ્યું |
| મંજીપુરા-નડિઆદ | ચકોભાઈ તળશીભાઈ | ૧૪-૦-૦ | ઈનામ વહેંચ્યું |
| છીપડી-કપડવણજ | ગામ લોકોએ | ૧૮-૦-૦ | પતાસાં વહેંચ્યાં |
| મિઠાઈ-કપડવણજ | બાઈ ચંચળ | ૩૫-૦-૦ | સ્કૂલ જમાડી |
| પાંડવાણીાાસરા | પટેલ જેઠાભાઈ ભુલાભાઈ પટેલ ફકીરભાઈ ભાઈજીભાઈ | ૩૮-૦-૦ | સ્કૂલ જમાડી |
| કંજોડા-નડિઆદ | ચતુરભાઈ ઉમેદભાઈ પા. | ૩૧-૮-૦ | સ્કૂલ જમાડી |
| અંજમાવંત-કપડવંજ | માધવદાસજી હુરિચરણ-દાસજી | ૧૮-૦-૦ | સ્કૂલ જમાડી |
| વહેરી-બોરસદ | પટેલ નાથાભાઈ મકનદાસ પટેલ બેચરભાઈ દાજીભાઈ | ૯૦-૦-૦ | સ્કૂલ જમાડી |
| વહેરા-આણંદ | ગામના આગેવાનોએ | ૯૦-૦-૦ | સ્કૂલ જમાડી |
| કંજરી-નડિઆદ | ગામ લોકોએ | ૨૫-૦-૦ | પરબમાં આપ્યા |
| સૈજપુર-બોરસદ | ગામના આગેવાનોએ | ૧૩૭-૦-૦ | સ્કૂલ જમાડી |
| અંબોજર-આણંદ | લવાર ગરબડ ખુશાલ | ૧૦૧-૦-૦ | સ્કૂલ જમાડી |
| બોચાસણ-બોરસદ | પટેલ હાથીભાઈ દેશાભાઈ | ૭૫-૦-૦ | સ્કૂલ જમાડી |
| મહેરા-આણંદ | બે. સદ્‌ગૃહસ્થોએ | ૩૦-૦-૦ | સ્કૂલ જમાડી |
| આથી-બોરસદ | ગામના સદ્‌ગૃહસ્થોએ | ૧૪૦-૦-૦ | સ્કૂલ જમાડી |
| દહેમી-બોરસદ | ગામ લોકોએ | ૧૪-૮-૦ | પતાસાં વહેંચ્યાં |
| રકુ-માતર | ઠક્કર ગોવીંદભાઈ દેવચંદ | ૪૦-૦-૦ | સ્કૂલ જમાડી |
| વહેરા-આણંદ | બાઈ હરખા પા. રઈજી નાથુભાઈની વિધવા | ૫૨-૦-૦ | સ્કૂલ જમાડી |
| ભાલસર-ડાસરા | જોશી છોટાલાલ રામશંકર | ૮-૦-૦ | ઈનામ વહેંચ્યું |
| ભાલસર-ડાસરા | સુતાર બાબર બહેચર | ૧૫૦-૦-૦ | સ્કૂલ જમાડી |
| બોરસદ-બોરસદ | મોહનલાલ હેમચંદ શાહ | ૪૫-૦-૦ | પ્યાલા રકાબી ઈનામ વહેંચ્યું |
| જાલીયા-મહેમદાવાદ | ચંદાજી અણદાજી | ૧૧-૪-૦ | સ્કૂલ જમાડી |

| | | | |
|---|---|---|---|
| સોડપુર-નડિઆદ | પટેલ મોતીભાઈ કાળીદાસ | ૩૫-૦-૦ | સ્કૂલ જમાડી |
| **રાજપીપળા સ્ટેટ** | | | |
| પાણેથી-ભાલોદ | ગામ લોકોએ | ૨૭૪-૦-૦ | ઇનામ વહેચ્યુ |
| દૂધીયા-આરીયા | સ્કૂલ કમેટીના મેમ્બરો | ૧૨-૦-૦ | ઇનામ વહેચ્યુ |
| દૂધીયા-આરીયા | શેઠ શંકરલાલ ગીરધરલાલ ગાંધી | ૫-૦-૦ | ઇનામ વહેચ્યું |
| પાણેથી-ભાલોદ | બહારગામના આગેવાનોએ | ૪૭-૦-૦ | ઇનામ વહેચ્યું |
| પાંન્દુરવાડા લુણાવાડા | ગામ લોકોએ | ૬૦-૦-૦ | સ્કૂલ જમાડી |
| દૂધીયા-રેવાકાંઠા | મૂળશંકર તોળાશંકર | ૩-૪-૦ | સાકર વહેંચી |

---

## જાહેર ખબર

:o:

ચોથી સુરત જિલ્લાની પ્રાથમિક શિક્ષક પરિષદે તા. ૨-૬-૨૪ એ પાસ કરેલો ઠરાવ.

ચાલુ પ્રાથમિક કેળવણી પર નિબંધ અને છોકરા છોકરીઓના ગુજરાતી ઉર્દુ ધોરણોના અભ્યાસક્રમનો ખરડો ગુજરાતના શિક્ષકો પૈકી જેઓ તા. ૩૧-૧૨-૨૪ સુધીમાં નીચેના સરનામે મોકલી આપશે અને તેમાથી જેનું કામ ઉત્તમ હોવાનો એક નીમેલી કમિટિ અભિપ્રાય આપશે તેને રૂ. ૫૦) સુધી ઇનામ આપવા આ સભા ઠરાવ કરે છે.

સરનામું:—

હરિભાઇ ગુલાબભાઇ નાયક,

સેક્રેટરી, સુરત જિ. પ્રા. સિ. મંડળ

મુ. ખડસુપા, વાયા નવસારી, ડિ. સુરત.

---

## જાહેર ખબર.

નવરોજજી પેસ્તનજી વકીલ સ્કૉલરશિપ માટે હરિફાઈની પરીક્ષા.

આથી જણાવવામાં આવે છે કે અમદાવાદ શહેરની કે તેની આસપાસની કોઇ પણ સરકારે સ્વીકારેલી શાળાની હિંદી છોકરીઓ માટે નવરોજજી પેસ્તનજી વકીલની ચાર સ્કૉલરશિપો માટેની હરિફાઈની પરીક્ષા સને ૧૯૨૪, તા. ૨૫ મી ઑગસ્ટ સોમવારે અને તે પછીના દિવસોએ ૧૧ થી ૫ સુધી લેવામાં આવશે. પરીક્ષા અમદાવાદ મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ કૉલેજ 'ફૉરવિમેનના' મકાનમાં લેવામાં આવશે.

૨. ઉ. ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર આ પરીક્ષા લેશે. પરીક્ષામાં બેસવા માટેનો અરજી ઉ. ભાગના એ. ઇન્સ્પેક્ટરને કરવી અને તે અરજી ૧૯૨૪ના ઑગસ્ટના તા. ૧૫ મીએ કે તે પહેલાં મોકલી દેવી. એ તારીખ પછી કોઈ અરજી સ્વીકારશે નહિ.

૩. ઉમેદવારની ઉંમર, પરીક્ષાના વિષયો, સ્કૉલરશિપની રકમ અને મુદ્દત વગેરેની વધારાની માહિતી નિયમોમાંથી મળી શકશે.

| | |
|---|---|
| એ. ઈ. ઑફિસ, | કે. એસ. વકીલ, |
| તા. ૨૫-૭-૧૯૨૪. | એ. ઇન્સ્પેક્ટર, ઉ. ભાગ. |

# નવાં બહાર પાડેલાં પુસ્તકો.

## ૧. શાળોપયોગી હિંદનો ઇતિહાસ પા. ૩૫૫

ચિત્રો અને નકશા સાથે સરળ ભાષામાં દરેક પ્રકરણને છેડે પ્રશ્નો સાથે. ૧૯૧૯ ના નવા સુધારાના સમય સુધીનો. કી. ૧-૦-૦.

## ૨. હિંદના ઇતિહાસનું પ્રથમ દર્શન પા. ૧૭૬ .

કર્તા. બાપુભાઈ લલ્લુભાઈ શાહ કી ૦-૧૨-૦.

ચિત્રો અને નકશા સાથે.

## ૩. શાળોપયોગી ગુજરાતનો ઇતિહાસ.

કર્તા. જેઠમલ ઉકાભાઈ કી. ૦-૪-૦.

ચીત્રો અને નકશા સાથે સરળ વાર્તાના રૂપમાં ચોથા ધોરણમ ઉપયોગ સારૂ.

## ૪. શાળોપયોગી ગુજરાતની ભૂગોળ.

કર્તા-વલ્લભાઇ લલ્લુભાઇ પટેલ. કી. ૦-૪-૦.

નકશા અને ચિત્રો સાથે.

## ૫. આંક અને તેનો ઉપયોગ. ૦-૧-૬.

નવી શુભગણીતની પદ્ધતિસર ચીત્રો સાથે.

## ૬. આના કોપી બુક નંબર ૧ થી ૫ કીં. ૦-૧-૬.

ઉત્તમ [illegible] જાડા ફુલસ્કેપ કાગળ ઉપર.

સ્કુલોની [illegible] એક્સરસાઇઝ બુકો, ડ્રોઈંગ બુકો, ધોરણની નોટો, એક્સરસાઇઝો [illegible] વગેરે સોદા [illegible] વહેપારી ભાવથી મોકલીએ છીએ માટે તમારા ઓરડરો તુરત મોકલો મારફત [illegible] જ્યામેટ્રીસર, સીસ્ટ તૈયાર છે.

ધી ગુજરાત [illegible] ઓરીએન્ટલ બુક ડીપો.

અમદાવાદ.

# હંટર મેઈલ ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષા.

—:૦:—

૧. હંટર મેઈલ ટ્રેનિંગ કૉલેજની ચાલુ સાલની પ્રાવેશિક પરીક્ષા તા. ૨૦ માહે સપ્ટેમ્બર સને ૧૯૨૪ શનિવારે સવારના અગિઆર વાગે કૉલેજના મકાનમાં શરૂ થશે.

૨. સામાન્ય રીતે જે વર્ષમાં ઉમેદવાર પ્રાવેશિક પરીક્ષા આપવા આવે તે વર્ષની ૧ લી ડીસેમ્બરે તેની ઉંમર પૂરાં ૧૬ વર્ષથી ઓછી કે ૨૨ વર્ષથી વધુ નહિ હોવી જોઇએ. શિક્ષક તરીકે ખાતામાં દાખલ થએલા ઉમેદવારોની ઉંમરની હદ ૩૦ વર્ષ સુધી ચાલશે.

૩. ૧૬ વર્ષથી ઓછી ઉમરના તથા ૨૨ વર્ષથી વધારે ઉમરના ઉમેદવારો કાઠિ. એ. એજ્યુ. ઓફીસર સાહેબની મંજુરીથી આ પરીક્ષા આપી શકશે. પરંતુ તેવા ઉમેદવારો કૉલેજમાં દાખલ થઈ શકશે નહીં.

૪. દરેક ઉમેદવારે સાતમું ધોરણ અથવા વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા પાસ કર્યાનું સર્ટીફિકેટ લાવવું જોઇશે. પરંતુ જેણે છઠ્ઠું ધોરણ પાસ કરી હંટર મેઈલ ટ્રેનિંગ કૉલેજના પ્રાવેશિક વર્ગમાં દાખલ થઈ તે વર્ગમાં પરીક્ષા પહેલાં ઓછામાં ઓછી છેલ્લા ત્રણ માસની હાજરી આપી હશે, ખાતાએ સ્વીકારેલી કોઈ પણ સ્કૂલમાં અને ઉપલા પ્રાવેશિક વર્ગમાં મળીને એકંદર નવ માસનો સાતમા ધોરણનો અભ્યાસ કર્યો હશે તેને તે ધોરણ પસાર કર્યા વિના પણ આ પરીક્ષામાં દાખલ કરવામાં આવશે.

૫. મુંબઈ સરકારના કેળવણી ખાતા તરફથી સને ૧૯૧૩ માં પ્રસિદ્ધ થએલા ગુ૦ સાતમા ધોરણના અભ્યાસક્રમ મુજબ પરીક્ષા લેવાશે; ફક્ત તેમાં ત્રીજા વિષયમાં માર્કની વહેંચણી નીચે મુજબ રહેશે.

ગુ. સાતમીના સામાન્ય જ્ઞાનના પાઠ વિષે લેખી પરીક્ષા માટે માર્ક:—૫૦

| | | | |
|---|---|---|---|
| નિબંધ | ... | ,, | ૨૫ |
| અક્ષરને લેખન શુદ્ધિ માટે | ... | ,, | ૨૫ |

૬. છેક નાના કદના, કાનની કે આંખની શક્તિમાં ખામીવાળા ઓછા કે અશુદ્ધ ઉચ્ચારવાળા, તથા દાક્તરી તપાસમાં નાપાસ થએલાને કૉલેજ માટે પસંદ કરવામાં નહિ આવે.

હંટર મેઈલ ટ્રેનિંગ કૉલેજ—રાજકોટ. તા. ૧૫-૫-૨૪.

મુ. ચ. પટેલ.
પ્રિન્સિપલ.

*Registered No. B. 43*

પુસ્તક ૬૩ મું ] [ અંક ૮

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

ઑગસ્ટ, સને ૧૯૨૪

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (જાન્યુઆરિ ૧૯૨૪ થી)

કૃષ્ણલાલ સુરજરામ વકીલ, M. Ed., I. E.S.

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ



મનપ્રકાશ પ્રિ૦ પ્રેસમાં, મુળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યું.

ઠેકાણું—કાળુપુર ટંકશાળ—અમદાવાદ

# ઑગસ્ટ—સને ૧૯૨૪

વિષય — અનુક્રમણિકા — પૃષ્ઠ


૧ કેળવણીના ત્રણ મુખ્ય ઉદ્દેશ ... ... ... ... ૨૨૭
૨ મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફૉર વિમેનનો સુવર્ણમહોત્સવ (જ્યુબિલિ) ૨૨૯
૩ શિક્ષક અને ગ્રામ્યજીવન ... ... ... ... ૨૪૦
૪ બાળપોથી: કવિતાનું નોટેશન ... ... ... ... ૨૪૩
૫ તારીખ ઉપરથી વાર જોવાનું ૧૬૦૦ વર્ષનું કેલેન્ડર ... ૨૪૪
૬ સરકારી જાહેરખબર ... ... ... ૨૪૬
૭ ઉ. ભા. ની સને ૧૯૨૪ માં લેવાએલી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોની યાદી ... ... ૨૪૭
૮ શુદ્ધિપત્રક ... ... ... ... જા. ખ. ૪૯


## કવિતાના સંગ્રહ.

સને ૧૯૨૪ ના માર્ચના શાળાપત્રના પા. ૮૮ ઉપરની તંત્રીની જાહેરખબર પ્રમાણે નીચેના શિક્ષક તરફથી સંગ્રહો મળ્યા છે.—તંત્રી

| સંગ્રહનું નામ | સંગ્રહ કરનાર |
|---|---|
| ૧ "વિદ્યાર્થી–ગીતસંગ્રહ" | જેઠાલાલ પ્રભુરામ પંડ્યા પ્રે સ્કૂલ. પી. આર. ટ્રેનિંગ કૉલેજ અમદાવાદ. |
| ૨ "કવિતાસંગ્રહ" | ચંદુલાલ ચુનિલાલ ત્રિવેદી આ. મા. પ્રેક્ટિસિંગ સ્કૂલ, પી. આર. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ. |
| ૩ "શાળોપયોગી બાળગીતમાળા" | મગનભાઈ દેસાઈભાઈ પટેલ. હેડ-માસ્તર, વનોડા. |
| ૪ "ગુજરાતી કવિતાઓનો સંગ્રહ" | પુરુષોત્તમ ભોળાનાથ દેવાશ્રયી મુ. લીંચ |
| ૫ કવિતાઓનો સંગ્રહ | ઝવેરભાઈ બાજીભાઈ પટેલ, અમદાવાદ. |
| ૬ "પદ્યસંગ્રહ" | ભાઈચંદ પૂજાશાહ, હેડમાસ્તર, તાલુકા-સ્કૂલ, ડભોઇ. |
| ૭ "મધુમંજુ" | નરસિંહભાઈ મોતીભાઈ પટેલ, આ. મા. લો. બો. શાળા, તા. બોરસદ, મુ. આસોદર |
| ૮ "શાળોપયોગી ગુજરાતી કવિતાસંગ્રહ" | રેવાશંકર પ્રભુશંકર રાવળ તા. મા. ઉના (કાઠિઆવાડ) |
| ૯ "કાવ્યવિલાસ" | ડાહ્યાલાલ વ્રજલાલ પંડિત, હેડ-માસ્તર, જિ. લો. બો. સ્કૂ. મુ. અગાડી. |
| ૧૦ "રસકુંજ" | ભોળાભાઈ મોતીલાલ ઠાકોર (પ્રેમયોગી) નર્મદા આશ્રમ, શુક્લ તીર્થ. |

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૩ મું ઑગસ્ટ સને ૧૯૨૪ અંક ૮ મો


## કેળવણીના ત્રણ મુખ્ય ઉદ્દેશ

ચાલુ માસમાં સાંગલી ખાતે એક નવી કૉલેજનો સમારંભ કરતી વખતે મુંબઈના નામદાર ગવર્નર સર લેસ્લિ વિલ્સને જણાવ્યું હતું કે કેળવણીના ત્રણ મુખ્ય ઉદ્દેશ છે, જે સાધવા સહેલા નથી પણ સાધવાને આપણે પ્રયત્ન કરવો જોઈએ. તેમાં પહેલો એ છે કે નામદાર શહેનશાહની સમસ્ત પ્રજાને વાચન, લેખન, અને અંકગણિત એ ત્રણ વિષયનું સંગીન શિક્ષણ મળવું જોઈએ; બીજો એ છે કે કોઈ પણ યુવક તેનામાં પુરતી બુદ્ધિ હોય તો માત્ર ગરિબાઈના કારણથી દેશમાં મળતી ઉંચામાં ઉંચી કેળવણી લેતાં અટકવો જોઈએ નહિ; અને ત્રીજો એ કે દરેક વિદ્યાર્થી શિક્ષણ સારી રીતે ગ્રહણ કરી શકે તે માટે શરીરે સાજો હોવો જોઈએ. પહેલો ઉદ્દેશ સરકાર અને સરકાર તરફથી કામ કરનારા સ્થાનિક સત્તાધિકારીઓ ધીરજથી અને લાંબા વખત સુધી કામ કરે તોજ પાર પડી શકે તેમ છે. બીજો ઉદ્દેશ ઉંચી કેળવણી સસ્તી અને હલકી કરવાથી નહિ પણ ઉંચી કેળવણી ઉત્તમ કરવાથીજ અને આપણા હોશિયારમાં હોશિયાર યુવકો તે લઈ શકે તે માટે તેમને માટે સ્કોલરશિપો કાઢવાથીજ પાર પડી શકશે. ત્રીજો ઉદ્દેશ કસરત અને રમતગમતનાં સાધનો અને એવી બીજી સગવડો આપવાથી પાર પાડી શકાય તેમ છે, અને તે પાર પાડવાની જરૂર પણ દિનપ્રતિદિન વધારે ને વધારે સમજાતી જાય છે.

આ વિચારો સંબંધે બે મત હોઈ શકે નહિ. આપણા દેશમાં પ્રથમ

ફરજિઆત પ્રાથમિક કેળવણીની જરૂર છે, અને એ હેતુથીજ ફરજિઆત કેળવણીને લગતો કાયદો ઘડાયો છે, અને તે અમલમાં મૂકવાની તૈયારીઓ ચાલી રહી છે. ઉંચી કેળવણીનો વિષય તપાસવાને સરકારે એક કમિટિ થોડા વખત પરજ નીમી છે, અને આશા રાખી શકીએ કે એ સવાલનો કાંઈક સંતોષકારક રીતે નિકાલ થોડાં વખતમાં થશે. ત્રીજો સવાલ શારીરિક કેળવણીનો અતિશય અગત્યનો છે. જો આપણને બાળપણ માટે પૂજ્ય-ભાવ હોય તો તો આપણે બાળકની શારીરિક ખીલવણીનું કામ પહેલું કરવું જોઈએ. સામાન્ય રીતે, શારીરિક વૃદ્ધિ વગર માનસિક વૃદ્ધિ થઈ શકતી નથી. શરીરનાં સ્નાયુઓ અને ઇંદ્રિયોનો બરાબર ઉપયોગ થાય છે તોજ મનની બરાબર ખીલવણી થઈ શકે છે. ફ્રેંચ તત્ત્વજ્ઞાની અને કેળવણીકાર રૂસોએ લખ્યું છે કે "આપણા તત્ત્વજ્ઞાનના પ્રથમ શિક્ષકો તો આપણાં હાથ, પગ, અને આંખો છે. વિચાર કરતાં શીખવાને આપણે આપણા હાથપગ, આપણી ઇંદ્રિયો, અને આપણા શરીરનાં અવયવોને બરાબર કસવાં જોઈએ; કારણ કે એજ બુદ્ધિનાં ઓજાર છે. આ ઓજારનો ઉત્તમ લાભ લેવાને માટે જે શરીર આપણને એ ઓજારો પુરાં પાડે છે તેને આપણે મજબુત અને સાજું રાખવું જોઈએ." કેળવણીનાં ઉત્તમ પરિણામ મેળવવાને એકલી માનસિક કેળવણી પુરતી નથી. શરીરની ખીલવણીને માટે-જ શારીરિક કેળવણીની જરૂર છે એમ નથી. મગજ અને ચારિત્ર્યની ખીલવણી-ને માટે પણ તેની જરૂર છે. અંગકસરત કરવાથી બાળકને પોતાની જાતને કાબુમાં રાખવાની અને નિયમિત રીતે વર્તવાની અજાણતાંજ ટેવ પડી જાય છે, તેમજ તે મળેલા હુકમનો ઉલટભેર અને તાબડતોબ અમલ કરતાં પણ શીખે છે. વળી, અનેક જાતની કસરત શીખતાં તેની સ્મરણ-શક્તિને પણ પુષ્ટિ મળે છે. જેમ કસરત અઘરી થતી જાય છે તેમ બાળકને એકચિત્ત થવાની, શ્રમ સહન કરવાની, અને નિશ્ચયપૂર્વક કામ કરવાની વધારે ને વધારે જરૂર પડે છે. કસરત કરતી વખતે અને રમતો રમતી વખતે વારંવાર મન પર સંકોચ તથા દાબ રાખવો પડે છે, અને બીજાઓ સાથે હળીમળીને હાલવું ચાલવુ પડે છે; તેથી બાળકમાં નિઃસ્વાર્થીપણું ઉત્પન્ન થાય છે અને ભવિષ્યની જિંદગીમાં કિંમતી થઈ પડે તેવો જાહેર જુસ્સો આવે છે. બાળક એ દેશની દોલત છે, અને તેની શરીરસંપત્તિ પર સર્વ વસ્તુનો આધાર રહે છે. બાળકનું શરીર જો દુરસ્ત હોય તો તે મજ-બુત પાયા પર આપણે પ્રજાનું બંધારણ રચી શકીશું. પણ તે જો દુરસ્ત ન હોય તો રેતીમાં બાંધેલા મકાનની માફક આપણી સ્થિતિ થશે.

# મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફૉર વિમેનનો સુવર્ણ-મહોત્સવ ( જ્યુબિલિ )

અમદાવાદની મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફૉર વિમેનના મકાનનો પાયો સને ૧૮૭૪ ના ઑગસ્ટ માસની બાવીસમી તારીખે નાખવામાં આવ્યો હતો, એટલે ચાલુ માસમાં એ સંસ્થાને બરાબર પચાસ વર્ષ પુરાં થયાં છે. એ અર્ધશતકમાં ગુજરાતમાં સ્ત્રીકેળવણીનો ઘણો પ્રચાર થયો છે, અને એ પ્રચારમાં એ સંસ્થાનો હિસ્સો ઘણો મોટો છે. છેલ્લાં પચાસ વર્ષ દરમિઆન આપણા પ્રાંતમાં સ્ત્રીકેળવણીની પ્રગતિનો સંક્ષિપ્ત ઇતિહાસ આલેખવાનો આ લેખનો હેતુ છે.

સને ૧૮૧૩ માં ઇંગ્લંડની પાર્લમેન્ટે ઇસ્ટ ઇન્ડિઆ કંપનિને હિન્દુસ્તાન સાથેના વેપાર અને રાજ્યવહીવટ માટે જે પટો કરી આપ્યો તેમાં એક શરત એવી નાખવામાં આવી હતી કે કંપનિએ હિન્દુસ્તાનમાં કેળવણીનો પ્રચાર કરવો. આ શરત અનુસાર દેશના જુદા જુદા ભાગોમાં શાળાઓ ખોલવામાં આવી, અને ખાસ કરીને ગ્રામ્ય શાળાઓને ઉત્તેજન આપવામાં આવ્યું. ત્યારપછી સને ૧૮૨૦માં "બૉમ્બે એજ્યુકેશન સોસાઇટી" નામની સંસ્થાની સ્થાપના થઈ અને વિશેષ પદ્ધતિસરના અભ્યાસની શાળાઓ સ્થપાઈ. આ શાળાઓ સ્થપાયાની સાથે ગ્રામ્ય શાળાઓનો અંત આવ્યો.

આપણા પ્રાંતમાં કેળવણીની શરૂઆત સને ૧૮૨૬ માં કરવામાં આવી. એ સાલમાં સુરતમાં ૩, અમદાવાદમાં ૨, ભરૂચમાં ૨, ખેડામાં ૧, નડિઆદમાં ૧ અને ધોળકામાં ૧ એમ દસ નિશાળો સ્થાપવામાં આવી. બૉમ્બે એજ્યુકેશન સોસાઇટી (જે પાછળથી "હિન્દ શાળાસમાજ" ને નામે ઓળખાઈ) તરફથી કેટલાક શિક્ષકોને શિક્ષણપદ્ધતિનું જ્ઞાન આપવા મુંબઈ બોલાવવામાં આવ્યા હતા. ત્યારપછી સને ૧૮૪૫ માં મુંબઈ એલ્ફિન્સ્ટન શાળાને અંગે એક નૉર્મલ સ્કૂલ સ્થાપવામાં આવી. કેટલાંક કારણોથી એ સંસ્થા ચાલી શકી નહિ તેથી સને ૧૮૫૪ માં સુરતમાં નૉર્મલ સ્કૂલ શરૂ કરવામાં આવી.

લૉર્ડ ડેલ્હાઉસીના અમલ દરમિઆન સને ૧૮૫૪ માં સરકારી કેળવણીખાતું સ્થાપવામાં આવ્યું અને હાલની પદ્ધતિ અનુસાર પ્રાથમિક, અને માધ્યમિક કેળવણી અને વિશ્વવિદ્યાલયોની શરૂઆત થઈ.

સને ૧૮૫૫-૫૬ માં અમદાવાદમાં મોટા પાયા પર નૉર્મલ સ્કૂલ સ્થાપવા માટે શહેરના આગેવાન ગૃહસ્થોમાં ઉઘરાણું કરવામાં આવ્યું અને સરકારે પણ પોતાની તરફનો હિસ્સો આપી ઘીકાંટે શેઠ ડાહ્યાભાઈની વાડીમાં પ્રથમ નૉર્મલ સ્કૂલ સ્થાપી. આ સંસ્થા સ્થાપવામાં અત્રેની સરકારી હાઇસ્કૂલના હેડમાસ્તર મિ. કર્ટિસે ઘણોજ પરિશ્રમ લીધો હતો અને શેઠ મગનભાઈ કરમચંદે તથા શેઠાણી હરકુંવરબાઈએ સારો ફાળો આપ્યો હતો.

આપણા પ્રાંતમાં સર ટી. સી. હોપ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર નીમાતાં તેમણે સરકારી વાચનમાળા અને બીજા વિષયોને લગતાં પુસ્તકો રચાવવાનું શરૂ કર્યું; અને શિક્ષણપદ્ધતિનો વિશેષ અભ્યાસ કરવા તથા પશ્ચિમના દેશોમાં શાળાઓની વ્યવસ્થાનો જાતે અભ્યાસ કરવાના હેતુથી સને ૧૮૬૦ માં રા. સા. મહીપતરામ, જે તે વખતે ધોળકા અને ધંધુકાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર હતા, તેમને વિલાયત મોકલ્યા. અને ૧૮૬૧ માં મહીપતરામ વિલાયતથી પાછા આવ્યા અને તેમને તે નૉર્મલ ક્લાસના હેડમાસ્તર નીમવામાં આવ્યા. આ સંસ્થાનું નામ તે વખતથી " ટ્રેનિંગ સ્કૂલ " રાખવામાં આવ્યું.

દિનપ્રતિદિન કેળવણીનો વિકાસ થવા માંડયો અને સને ૧૮૬૮-માં શેઠ પ્રેમચંદ રાયચંદની સખાવતથી પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ સ્થાપવામાં આવી. *

છોકરાઓ માટેની પ્રાથમિક, માધ્યમિક અને કૉલેજની કેળવણીની વ્યવસ્થાનો સંક્ષિપ્ત ઇતિહાસ આપણે ઉપર જોયો. હવે કન્યાકેળવણી માટેની વ્યવસ્થાનો ઇતિહાસ ટુંકમાં જોઇએ.

આપણા પ્રાંતમાં ઉંચી ગણાતી કોમોમાં કન્યાઓને સાધારણ વાંચવા-લખવાનું શિક્ષણ ઘરમાં ઘણા જુના વખતથી આપવામાં આવતું હતું. પ્રાચીન કાળમાં શાસ્ત્રો અને કળાનો અભ્યાસ કરેલી સુશિક્ષિત સ્ત્રીઓનાં નામ જાણીતાં છે, પરન્તુ કન્યાઓને કેળવણી આપવા માટે છોકરાઓના જેવાં બુદ્ધસમયની ધર્મસંસ્થાઓ સિવાયનાં ગુરુકુળો અગર વિદ્યાલયો હોવાના ચોક્સ પુરાવા જાણવામાં નથી. મધ્યકાલીન હિન્દમાં તો પ્રાચીન કાળ જેવી સુશિક્ષિત કન્યાઓ કે સ્ત્રીઓ ભાગ્યેજ જોવામાં આવે છે

* આટલી હકીકત સને ૧૯૧૩ ના શાળાપત્રનાં પૃષ્ઠ ૪૧૬-૪૩૦ માંથી લીધી છે.

છેલ્લાં હજાર વર્ષ દરમિઆન આપણા સમાજના મૂળ બંધારણમાં અનેક પ્રકારના ફેરફાર થયા અને પરિણામે સ્ત્રીઓની કેળવણી–સુવ્યવસ્થિત શિક્ષણ–છેક નાબુદ થઈ. પચાસ વર્ષ ઉપર આપણા પ્રાંતમાં, આપણા સમાજમાં સ્ત્રીઓમાં લગભગ બધેજ નિરક્ષરતા હતી એમ કહીએ તો છેક ખોટું ગણાય નહિ.

આવી સ્થિતિમાં કન્યાકેળવણીનું કામ શરૂ કરવામાં આવ્યું. અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની સ્થાપના તે માત્ર ગુજરાતી સાહિત્યના ઉદ્ધારની સંસ્થાની સ્થાપનાજ ન હતી. સોસાઇટીદ્વારા કેળવણી અને સમાજસુધારાના પ્રયત્નોને પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે અનેક પ્રકારે જીવન, ઉત્સાહ અને ઉત્તેજન મળ્યાં છે. આપણા શહેરમાં સખાવતે બહાદુર શેઠાણી હરકુંવરબાઈના ઉદાર આશ્રયથી પ્રથમ કન્યાશાળા શરૂ કરવામાં આવી અને તેની વ્યવસ્થાનું કામ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને સોંપવામાં આવ્યું. આ પછી કેટલેક વર્ષે રાયપુરમાં શેઠ મગનભાઈ કન્યાશાળા ઉઘાડવામાં આવી. આ બન્ને કન્યાશાળાઓમાં આપણા સમાજમાં ઉચ્ચ ગણાતી કોમોની કન્યાઓ અભ્યાસ કરવા લાગી.

દેશના સમાજમાં સ્ત્રીઓનું સ્થાન, સમાજમાં તેમની પ્રતિષ્ઠા અને તેમની સર્વ નૈસર્ગિક શક્તિઓને ખીલવવાની જે તક સમાજ તરફથી તેમને આપવામાં આવી હોય તે ઉપર કોઈ પણ દેશના સમાજની ઉન્નતિનો મુખ્ય આધાર રહેલો છે. જે સમાજમાં સ્ત્રીઓને શિક્ષણ અને કેળવણીની અનુકૂળતા ન હોય, જેમાં તેમને પોતાની સર્વ કુદરતી શક્તિઓને ખીલવવા માટે યોગ્ય સાધન ન હોય, એટલુંજ નહિ, પણ જે સમાજનાં કેટલાંક બંધારણ અને રૂઢિઓ એવી હોય કે જેથી એ પ્રકારની ખીલવણીના માર્ગમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે અવરોધ થાય, તે સમાજની ઉન્નતિ તેટલે દરજ્જે ઓછી થાય એ નિઃસંશય છે. આપણા સમાજના કેટલાક રિવાજોને લીધે, જો કે કેટલીક કોમોની કેટલીક કન્યાઓ કન્યાશાળામાં જતી હતી, છતાં લગભગ દસ વર્ષે તેમનું શિક્ષણ સમાપ્ત થતું. આને લીધે થોડું લખવા વાંચવા ઉપરાંત વિશેષ શિક્ષણ નિશાળોમાં કન્યાઓને મળતું નહિ.

રા. સા. મહીપતરામ ટ્રેનિંગ કૉલેજમાં નીમાયા કે તરત ઈંગ્લંડના એમના વસવાટ દરમિઆન થયેલા અનુભવને પરિણામે એમની દૃષ્ટિ વિશાળ થએલી હોવાથી, તેમણે કન્યાઓના વિશેષ શિક્ષણની વ્યવસ્થા કરવાનું

કામ હાથમાં લીધું. તેમની સૂચનાથી શેઠ મગનભાઈ કરમચંદની મોટી દીકરી બાઈ સમરથ તરફથી એવી ઇચ્છા પ્રદર્શિત કરવામાં આવી કે મોટી ઉંમરની કન્યાઓ આગળ જતાં શિક્ષિકાઓ થાય તેમને માસિક સ્કૉલરશિપનું ઉત્તેજન આપવું અને એ રીતે શિક્ષિકાવર્ગ શરૂ કરવો. આ માગણી સ્વીકારવામાં આવી, અને તેમાં બીજાં સખી સ્ત્રી પુરુષોની આર્થિક મદદ મળી.

આજ વખતમાં શહેરની મ્યુનિસિપાલિટિ તરફથી પણ રા. સા. મહીપતરામના ખાસ પ્રયાસથી–મોટી ઉંમર સુધી કન્યાઓને શિક્ષણ લેવામાં ઉત્તેજન અર્થે, તેમજ શિક્ષકાવર્ગ શરૂ કરવા સ્કૉલરશિપ આપવા માટે, દર માસે રૂ. ૫૦ ની રકમ મંજુર કરવામાં આવી; આ વખતે મગનભાઈ કન્યાશાળામાં રા. રા. વિઠ્ઠલદાસ ધનજીભાઈ હેડમાસ્તર તરીકે નીમાયા હતા. વિઠ્ઠલદાસ રા. સા. મહીપતરામના માનીતા શિષ્ય હતા અને તેમના વિચારના ઊંડા સંસ્કાર તેમના ઉપર પડેલા હતા. લોકોને દાખલો બેસાડવાને, તેમજ શુભ કાર્ય કોઈ પણ રીતે જાગૃત રાખવાના ઉચ્ચ હેતુથી પ્રેરાઈ, મોટી ઉંમરની કન્યાઓના આ વર્ગમાં બહારથી કોઈ કન્યા ન આવે ત્યાંસુધી, પોતાના કુટુંબની અને મિત્રના ઘરની કન્યાઓ તથા સ્ત્રીઓને તે વર્ગમાં મોકલવાનો દૃઢ નિશ્ચય તેમણે કર્યો. આ ઠરાવ અનુસાર પ્રથમ વર્ષે શરૂઆતના વર્ગમાં રા. સા. મહીપતરામનાં પત્ની, રા. લાલશંકરનાં પત્ની અને રા. વિઠ્ઠલદાસનાં પત્નીથી આ વર્ગની શરૂઆત થઈ. પોતાના પતિ અને પતિના મિત્ર પાસે શિક્ષણ લેતાં થતા સ્વાભાવિક સંકોચને લીધે લાંબો ઘુમટો કાઢીને અથવા નીચું ઓઢીને આ સન્નારીઓ વર્ગમાં શિક્ષણ લેતી તેનો રા. વિઠ્ઠલદાસ બહુ રમુજી હેવાલ આપે છે. કન્યાકેળવણી માટે લોકાપવાદનો ભય ન રાખતાં, આ ત્રણ સન્નારીઓએ જે હિંમતથી શરૂઆત કરી અને ભવિષ્યની સ્ત્રીશિક્ષકાઓનો માર્ગ સુલભ કરી આપ્યો તેને માટે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે. જાહેર હિંમત, પોતાના નિશ્ચયને દૃઢતાથી વળગી રહેવાનો આગ્રહ, લોકસેવાની ઉન્નત ભાવના અને સમાજસુધારાના આદર્શો લોકમાં પ્રચલિત કરવાનો સૌથી સાચો અને યોગ્ય માર્ગ–પોતાના સિદ્ધાંતો પોતેજ પોતાના જીવનવ્યવહારમાં અમલમાં મૂકી બતાવવા–એ સર્વ માટે તે વખતના સુધારકના આ અગ્રણીઓને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. આવા પ્રકારની વૃત્તિ હાલ, પચાસ વર્ષ પછી પણ, આપણા 'સુધારકો'માંથી કેટલામાં આવે છે? દેશસેવા અને સમાજસેવાની સંસ્થાઓના

સ્થાપકો અને ચાલકોમાંથી પોતાના કુટુંબી જનોને તે કામમાં સૌથી પહેલા પ્રેરનારા કેટલા નીકળે છે ?

આ વર્ગથી 'ફીમેલ નૉર્મલ ક્લાસ'ની શરૂઆત થઈ. આ વર્ગમાં શિક્ષક થવાની લાયકાત મેળવનારાં ઉપરાંત જ્દું ધોરણ અને તેથી આગળ અભ્યાસ કરતી–નોકરીને અગર ધંધાને માટે નહિ, પરંતુ જ્ઞાનપ્રાપ્તિને માટે–બીજી કેટલીક કન્યાઓ પણ હતી. ધીમે ધીમે આ વર્ગમાં લગભગ ત્રીસ કન્યાઓ થઈ. પ્રત્યેક વિદ્યાર્થીને ૩થી ૭ રૂપીઆ સુધીની સ્કૉલરશિપ આપવામાં આવતી હતી.

સ્ત્રીઓ માટેની ટ્રેનિંગ કૉલેજનો ઇતિહાસ એ એક દૃષ્ટિએ આપણા પ્રાંતનો પાછલી અર્ધી સદીનો સમાજસુધારણાના પ્રયાસોનો ઇતિહાસ છે. જે અરસામાં રા. સા. મહીપતરામ ટ્રેનિંગ કૉલેજમા પ્રિન્સિપલ નીમાયા તેજ અરસામાં, વિલાયતથી આપણા દેશની સામાજિક સ્થિતિ અને ખાસ કરીને સ્ત્રીઓની સામાજિક સ્થિતિનો અભ્યાસ કરવા માટે મિસ મેરી કાર્પેન્ટર નામે સન્નારી અત્રે આવ્યાં, હિન્દુસ્તાનમાં જુદાં જુદાં શહેરોમાં તેઓ ફર્યા અને અનેક આગેવાન પુરુષોની મુલાકાત લીધી. મિસ કાર્પેન્ટર વિલાયતના એક અતિ ધાર્મિક, સુશિક્ષિત, વિદ્વાન અને પ્રતિષ્ઠિત કુટુંબમાં જન્મ્યાં હતાં. લોકસેવાનું તેમને શિક્ષણ આપવામાં આવ્યું હતું, અને ઊંડા ધાર્મિક ભાવથી આ દેશની અજ્ઞાન અને અશિક્ષિત પોતાની ભગિનિઓની ઉન્નતિ કરવાનો પ્રયત્ન કરવાનું કાર્ય તેમણે માથે લીધું.

મગનભાઈ કન્યાશાળામાં વાચન લેખન ઉપરાંત શીવણ અને ભરત શિખવવાની વ્યવસ્થા કરવામાં આવી અને તેને માટે મિસિસ વેનરાઈટ (Mrs Wainright) નામનાં અંગ્રેજ બાઈ તે શાળામાં શિક્ષક તરીકે રાખવામાં આવ્યાં. તે શાળાના શિક્ષકોમાં અંગ્રેજ શિક્ષક તરીકે એ બાઈનું નામ સૌથી પહેલું જોવામાં આવે છે. એ બાઈ માત્ર શીવણ અને ભરત ગુંથણ શિખવતાં. તેમણે થોડા વખત પછી પોતાની જગાનું રાજીનામું આપ્યું. મિસ મેરી કાર્પેન્ટરે અત્રે આવીને ફીમેલ નૉર્મલ ક્લાસની યોજના કરી અને એમની ખાસ ભલામણથી મિસ ચેમ્બરલેન નામનાં બાઈને ફીમેલ નૉર્મલ ક્લાસનાં મુખ્ય અધ્યાપિકા તરીકે નીમવામાં આવ્યાં. સ્ત્રીશિક્ષકો માટેની સંસ્થા જે વર્ગથી શરૂ કરવામાં આવી તેનાં પ્રથમ લેડી સુપરિન્ટેન્ડન્ટ તરીકે આ રીતે મિસ ચેમ્બરલેન ગણી

ફીમેલ નૉર્મલ સ્કૂલની શરૂઆત સને ૧૮૭૦ માં થઈ. થોડા વખત પછી એ સંસ્થાને "ફીમેલ ટ્રેનિંગ સ્કૂલ" નામ આપવામાં આવ્યું. ફીમેલ ટ્રેનિંગ સ્કૂલ એ નામ લગભગ સને ૧૮૭૧ થી વાપરેલું જોવામાં આવે છે. "ફીમેલ ટ્રેનિંગ કૉલેજ" એ નામ સને ૧૮૭૪ ના અરસામાં પહેલ-વહેલું વાપરેલું જણાય છે. ફીમેલ ટ્રેનિંગ કૉલેજ માત્ર ૭ વિદ્યાર્થીઓથી શરૂ કરવામાં આવી. તે વખતે કૉલેજના હેડમાસ્તર તરીકે રા. રા. રેવાશંકર અંબારામ ભટ્ટ હતા, અને લેડી સુપરિન્ટેન્ડન્ટ તરીકે મિસ મિચલ હતાં. આ રીતે હાલની ફીમેલ ટ્રેનિંગ કૉલેજની શરૂઆત સને ૧૮૭૪ માં મિસ મિચલ અને રા. રા. રેવાશંકરને હાથે કરવામાં આવી. તે શાળા તે વખતે મગનભાઈની કન્યાશાળાના મકાનમાંથી ખસેડી સાંકડીશેરીમાં લાખા પટેલની પોળને મોઢે મુનશીજીના ડેલાને નામે ઓળખાતા મકાનમાં શરૂ કરવામાં આવી હતી. આ સંસ્થા શરૂ કરનાર હેડમાસ્તર રા. રેવાશંકર તેમજ લેડી સુપરિન્ટેન્ડન્ટ મિસ મિચલ અને ફીમેલ નૉર્મલ ક્લાસના પહેલા હેડમાસ્તર રા. વિઠ્ઠલદાસ સુભાગ્યે હાલ હયાત છે એ પણ આ પ્રસંગે શુભ સંયોગ ગણવો જોઈએ.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના ચાલકોના શુભ પ્રયાસથી અને સંસારસુધારાસમાજના ઉત્સાહી નેતાઓના સતત ઉદ્યોગથી આપણા શહેરમાં કન્યાકેળવણી તરફ લોકોનું લક્ષ દિનપ્રતિદિન વધારે ખેંચાતું ગયું. શહેરના આગેવાન ધનિકોની વૃત્તિ કન્યાકેળવણીના ઉત્તેજન અર્થે ધન વાપરવાની થતી ગઈ અને તેને પરિણામે આપણા શહેરના સુપ્રસિદ્ધ આગેવાન શેઠ બહેચરદાસ લશ્કરીએ પોતાની પુત્રી મહાલક્ષ્મીના સ્મરણાર્થે ફીમેલ ટ્રેનિંગ કૉલેજ માટે મકાન બાંધવા સારી રકમની બક્ષીસ કરી. તેને પરિણામે સને ૧૮૭૪ ના ઑગસ્ટ માસની બાવીસમી તારીખે મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનિંગ કૉલેજના મકાનનો પાયો નાખવામાં આવ્યો.

સ્ત્રીશિક્ષકો તૈયાર કરવા માટેની સંસ્થા, આપણે ઉપર જોયું તે પ્રમાણે, સને ૧૮૭૧ માં શરૂ થઈ. પરંતુ મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજનો પાયો સને ૧૮૭૪ માં નાખવામાં આવેલો હોવાથી એ સંસ્થાનો સુવર્ણ-મહોત્સવ ૧૯૨૪માંજ ગણાય, અને ઑગસ્ટ માસની બાવીસમી તારીખે તેને બરાબર પચાસ વર્ષ પુરાં થયાં છે.

રા. બહેચરદાસ લશ્કરીને આ પરોપકારી કામમાં પ્રેરણા કરવાનું અને માર્ગદર્શકનું કાર્ય રા. સા. મહીપતરામ તથા સરદાર રા. બ.

ભોળાનાથ સારાભાઈએ કર્યું હતું; ગુજરાતની સામાજિક તથા ધાર્મિક ઉન્નતિની છેલ્લાં પચાસ વર્ષની સર્વ પ્રવૃત્તિઓ તેમનાજ ઉત્સાહ, આગેવાની અને પ્રેરણાને લીધે થએલી છે. આ સંસ્થાનું મકાન બંધાવવા માટે આપણે રા. બ. બહેચરદાસ લશ્કરીના ઘણા આભારી છીએ તેની સાથે આપણે રા. સા. મહીપતરામ તથા રા. બ. ભોળાનાથ સારાભાઈનો આભાર માનવાનું ભૂલવું જોઈએ નહિ.

મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજનો પાયો નંખાયા પછી થોડા માસમાં મિસ મિચલ એ સંસ્થાથી છુટાં થયાં અને તેમણે સુરતના તે વખતના એસિસ્ટન્ટ કલેક્ટર મિ. લિલિ (જેઓ પાછળથી આપણા પ્રાંતના કમિશનર સર ફ્રેડરિક લિલિ તરીકે જાણીતા છે) સાથે લગ્ન કર્યું. ત્યાર પછી શાળાનાં લે. સુપરિન્ટેન્ડન્ટ તરીકે મિસ કૉલેટ આવ્યાં.

મિસ કૉલેટની કારકીર્દી દરમિઆન સને ૧૮૭૫ની બારમી જુલાઈને દિવસે મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ નવા મકાનમાં લાવવામાં આવી.

મિસ કૉલેટના વખતમાં આ સંસ્થાની ઘણી ઉન્નતિ થઈ. શહેરમાંની મોટી ઉંમરની ઘણી કન્યાઓ ત્યાં શિક્ષણ માટે આવવા લાગી. ધીમે ધીમે કન્યાઓને અંગ્રેજી શિખવવાની સગવડ કરી આપવાની માગણી કન્યાઓનાં માતપિતા તરફથી કરવામાં આવી. તેને પરિણામે સને ૧૮૮૬ ના અરસામાં એ સંસ્થામાં અંગ્રેજીનું શિક્ષણ શરૂ કરવામાં આવ્યું. અંગ્રેજી શિક્ષણ શરૂ થયું તે વખતે કૉલેજનાં લેડી સુપરિન્ટેન્ડન્ટ મિસ સોરાબજી હતાં. એમનું કુટુંબ ઘણું સુશિક્ષિત હતું. એમનાં એક બ્હેન મીસ મેરી સોરાબજી પણ મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજનાં લેડી સુપરિન્ટેન્ડન્ટ તરીકે નીમાયાં હતાં. તેમનાં બીજાં બેન મિસ કોર્નીલિઆ સોરાબજી ઘણા વર્ષ ઉપર ગુજરાત કૉલેજમા અંગ્રેજીના લેક્ચરર નીમાયાં હતાં,

રા. સા. મહીપતરામ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપલ તરીકે હતા ત્યાંસુધી ફીમેલ ટ્રેનિંગ કૉલેજની સર્વ વ્યવસ્થામાં તેઓ ઘણી મદદ કરતા અને જ્યારે જ્યારે કાંઈ પણ મુશ્કેલીનો પ્રશ્ન ઊભો થતો ત્યારે પ્રાંતના અને ઇલાકાના ઉપરી અમલદારો પણ લેડી સુપરિન્ટેન્ડન્ટને રા. સા. મહીપતરામની સલાહ લઈ તે પ્રમાણે વર્તવાની સૂચના આપતા. એ સંસ્થામાં હાલનાં લેડી સુપરિન્ટેન્ડન્ટ મિસ ચયનને બાદ કરતાં, સૌથી લાંબી મુદત સુધી મિસિસ મૅકફીએ લેડી સુપરિન્ટેન્ડન્ટ તરીકે કામ કરેલું છે. એમનાજ વખતમાં એ સંસ્થામાંથી પહેલ વહેલી ત્રણ બાળાઓ (બે હિન્દુ અને એક પારસી) યુનિવર્સિટિની મૅટ્રિક્યુલેશન પરીક્ષામાં પસાર થઈ.

ગુજરાતમાં તે અગાઉ કોઈ કન્યા મૅટ્રિક્યુલેશનમાં પસાર થઈ હતી નહિ. ઉત્તરોત્તર એ સંસ્થામાં શિક્ષકો અને વિદ્યાર્થીઓની વૃદ્ધિ થતી ગઈ અને ચાર વર્ષ ઉપર કન્યાઓ માટેની હાઇસ્કૂલ અને ટ્રેનિંગ કૉલેજ એ બે સંસ્થાઓ જુદી પાડવામાં આવી. આ વર્ષમાં એ બને સંસ્થાઓ પાછી એકત્ર કરવામાં આવી છે.

આ પ્રમાણે આ સંસ્થાનો સંક્ષિપ્ત ઇતિહાસ છે. છેલ્લાં વીસ વર્ષ દરમિઆન એ સંસ્થામાં શિક્ષણ લીધેલી અનેક કન્યાઓએ ઉચ્ચ શિક્ષણ મેળવ્યું છે. લગભગ પંદરેક સ્ત્રીઓ ગ્રેજ્યુએટો થઈ છે, અને લગભગ હજારેક સ્ત્રીશિક્ષિકાઓએ એ સંસ્થામાં કેળવણી લઈ, ગામડાંઓમાં કન્યા કેળવણીનો પ્રચાર કરવામાં મદદ કરી છે. પચાસ વર્ષની કારકીર્દીમાં એ સંસ્થા તરફથી ઘણું સારૂં કામ થયું છે એ નિઃસંશય છે, અને ગુજરાતની સામાજિક પ્રગતિમાં એ સંસ્થાએ જે ફાળો આપ્યો છે તે માટે આજે તેના સુવર્ણમહોત્સવ પ્રસંગે સમસ્ત ગુજરાતે તેને અભિનન્દન અને આભારની લાગણી દર્શાવવાની ફરજ છે.

આપણા દેશની ઉન્નતિનો મુખ્ય આધાર સ્ત્રીશિક્ષણ અને સમાજમાં સ્ત્રીઓની પ્રતિષ્ઠા એ ઉપર રહેલો છે, એ સત્ય તરફ દેશજનોનું વધારે ને વધારે લક્ષ રહે, અને આ સંસ્થા જેવી બીજી અનેક સંસ્થાઓ નીકળે, તથા સ્ત્રીઓને ઉચ્ચ શિક્ષણનો લાભ લેવાની અનુકૂળતા વિશેષ પ્રમાણમાં થાય; તેમજ કેળવાએલી અને સુશિક્ષિત સ્ત્રીઓ ગૃહ સમાજ અને દેશને ઉત્તરોત્તર સંસ્કારી, સુખી અને ઉન્નત બનાવવાના કાર્યમાં પ્રવૃત્ત થાય, તથા આ સંસ્થાની દિનપ્રતિદિન વૃદ્ધિ થઈ તેની શતસંવત્સરી ઉજવવાને પ્રસંગે કન્યાકેળવણીનો એટલા મોટા વિસ્તારમાં પ્રચાર થાય કે દેશમાં એક પણ અભણ કન્યા રહે નહિ એવી સ્થિતિ પરમાત્મા પ્રાપ્ત કરાવે એવી તેની પાસે અંતઃકરણપૂર્વક પ્રાર્થના છે.

ભરૂચ.
તા. ૧૨-૭-૨૪.

ગટુલાલ ગોપીલાલ ધ્રુ.



# શિક્ષક અને ગ્રામ્યજીવન



**ગામડાંમાં ભણેલા ગણાતાં માણસો:** શિક્ષકોની સંખ્યામાં ગ્રામ્યજીવન સેવતા શિક્ષકો એકંદરે વધુ પ્રમાણમાં હોય છે. પોતાના ગામોમાં ઉપયોગી નીવડવાના ઘણા સંજોગો તેમને મળે છે. ગામડાંની વસ્તીનો મોટો ભાગ ભણેલો હોતો નથી. ભણેલા અગર કંઈક સંસ્કારી માણસોની શોધ કરવામાં આવે તો તલાટી અને શિક્ષક સિવાય બીજા કોઈ મળવા મુશ્કેલ છે. કોઈ કોઈ ગામમાં પાંચ સાત પુરષો છુટાછવાયા અપવાદરૂપે આગળ દર્શાવેલી બે વ્યક્તિ ઉપરાંત વાંચી લખી સમજી શકે એટલું અક્ષરજ્ઞાન ધરાવતા નજરે પડે છે.

**ગામડાંમાં નિર્દોષપણાની ઉણપનાં કારણો:** કુદરતી રીતે ગામડું નિર્દોષ હોય અને રહી શકે એવી આશા રાખી શકાય; પણ મનુષ્યજીવનમાં સ્વાર્થને લીધે ગામડાંમાં નિર્દોષપણાની કેટલીક ઉણપ રહે છે. એ સ્વાર્થને પરિણામે કજીઆ ઊભા થાય છે. ઘણા કજીઆ ત્યાં બે કારણોને લીધે પોષાય છે. પહેલું કારણ વારસાની મિલકતની વહેંચણી અને બીજું કારણ સ્વચ્છંદી મોટાઈની વાસના હોય છે.

**ગામનું વાતાવરણ:** વારસા સંબંધી તકરાર ઘણેક અંશે જમીનની વહેંચણીને લગતી હોય છે. ભાગ થતાં કોઈ એક પક્ષને એકાદ બે વીઘા, કેટલીક વખતે એકાદ બે ગુંઠા, જમીન ઓછી વત્તી આવે કે તકરાર પડે, ઝઘડો અદાલતે ચઢે અને પરિણામે ટુકડા જમીન ખાતર પણ હજાર પંદરસો રૂપીઆ ખરચાય અને બે પક્ષમાં હમેશની કડવાશ બંધાય. એ કડવાશના નતીજા તરીકે વેરને શાંતિ આપવા ઘરોને આગ લગાડી શકાય, ખેતરમાં તૈયાર થએલો પાક પણ કાપી નખાય, ધાડ પણ પડાવાય અને ક્વચિત્ ક્વચિત્ ખુન પણ કરાવાય. આવી કડવાશભરેલી લાગણી કેટલાક કુટુંબોમાં પરંપરા ઉતરી આવે છે અને લાંબો વખત સુધી તેની જ્વાળા ભભૂકી રહે છે.

ખોટી મોટાઈની વાસના ગામડાંમાં કંકાસનું એક બીજું મૂળ છે. પાંચ સારી સ્થિતિનાં, પૈસામાં ઠીકઠીક ગણાતાં, કંઈક વગવસીલાવાળાં, ગામડાના પ્રમાણમાં કંઈક બહોળું ઓળખાણ ધરાવનારાં કુટુંબો ઘણી વખત કુસંપી નીવડે છે. લોકો તેમજ ગામડાંમાં ફરતા અમલદારો તેનાં

કુટુંબોને બીજાં બધાં કરતાં વિશેષ માન આપે, એવી આતુરતા ધરાવે છે. જો એવા અગ્રગણ્ય કુટુંબોમાંના એકાદને ઓછું વત્તું માન મળે કે બીજાઓમાં ઈર્ષા ઊભી થાય છે. ઓછું માન પામેલું કુટુંબ દુભાઈ જાય છે. અને વધુ માન પામેલુ ફુલાઈ જાય છે. પરિણામે કટુ વચનનો અરસપરસ પ્રહાર થાય છે. અને તેથી કજીઆની ઝુંબેશ ઊઠે છે. ગામના કોઈ પણ બે પ્રતિષ્ઠિત કુટુંબનો કજીઓ કોઈ કોઈ વખત આખા ગામનો કજીઓ થઈ પડે છે. ગામ બે પક્ષમાં વહેંચાઈ ગએલું માલુમ પડે છે. ગામના હલકી વૃત્તિનાં માણસો જાસુસી કામ કરી વૈરાગ્નિ સતેજ રાખે છે.

**શિક્ષકની ગામ પ્રતિ ફરજ:** આવું વાતાવરણ બધા ગામનું તો નહિ, પણ ઘણા ગામોનું હોય છે. એવાં ગામોમાં શિક્ષક અને તલાટીને નોકરી કરી રહેવાનું હોય છે. તલાટીને ગામડામાં આખું વર્ષ રહેવાનું હોતું નથી. શિક્ષકને તો આખું વર્ષ ગામેજ રહેવાનું હોય છે. એ બેમાં ગમે તે એક વ્યક્તિની અગર બન્નેની સાહાય્ય ગામનાં પક્ષો શોધે છે. જ્યાં તેઓ યોગ્ય સલાહકાર હોય છે ત્યાં કજીઆનો જલદી અંત આવે છે. તેવા શિક્ષક અને તલાટી તરફ ગામનો પ્રેમ વધે છે અને લોકમાં તેમની આબરૂ વધે છે.

**શિક્ષક તરફ ગામ લોકની નજર:** શિક્ષકને બારે માસ ગામમાં રહેવાનુ હોવાથી તેના સદ્‌ગુણ તેમજ દુર્ગુણ ત્યાંના રહીશોની નજરે બહુ-અંશે આવે છે. તે ભણેલો ગણાવાથી તેને પગલે ચાલવા કેટલાક પ્રયત્ન કરે છે; આથી શિક્ષક હંમેશા પોતાનો પ્રભાવ યોગ્ય રીતે ગામમાં પાડવા ધ્યાનમાં રાખવુ.

**શિક્ષકનું મુખ્ય કર્તવ્ય:** શિક્ષકનું ખરૂં કામ તો તેની નિશાળ આબાદ કરવાનુ હોય છે. તેનો ઉદ્દેશ ગામલોકનો ભાવ નિશાળ તરફ વિશેષ પ્રમાણમા આકર્ષવાનો અને બાળકોને યોગ્ય અભ્યાસ કરાવી તેમના ચારિત્ર ઉપર શક્તિ અનુસાર મચોટ છાપ પાડવાનો હોય છે.

**સાવચેતી.** ઉપરાંત, શિક્ષક ગામસમાજની એક વ્યક્તિ પણ છે. સંસ્કારી માણસ તરીકે તેની કેટલીક ફરજો ગામ તરફ પણ છે. પોતે કંઈ ભણેલો છે એ બાબત તેના લક્ષ બહાર જવી જોઈએ નહિ. પોતાની વિદ્યાને છાજે તેવી વર્તણુક ગામમાં હોવી જોઈએ. ગામમાં શિક્ષક પરગામી તો ગણાય છે; છતાં નોકરીવાળા ગામની સ્થિતિમાં પોતાના સદ્‌ગુણથી કંઈક સુધારો કરી શકાતો હોય તો તે તેણે કરવો. તેણે ગામલોકથી તદ્દન અતડા તો

નજ રહેવું; ચોગ્ય પ્રમાણમાં મળવું અને તેઓ સારે રસ્તે ચઢે એવા બોધ વાતચીતમાં આપતા રહેવું. કોઈને કદીએ ખોટી સલાહ તો નજ આપવી. ગામના કોઈ પણ પક્ષમાં તેણે ભળવુંજ નહિ, કોઈ પક્ષના નેતાને ત્યાં ગામગપાટાં મારવા જવુંજ નહિ, કોઈની વાત બીજાને આપવી નહિ અને પેટ સાગર જેવું રાખવું. જે કોઈ કહે તે કદીએ બહાર ન પાડવું; ઉલટી એક-બીજાની ગેરસમજ થતી હોય તો તે દૂર કરવા ચૂકવું નહિ.

**પક્ષપાતી શિક્ષકથી થતું નુકસાનઃ** જે શિક્ષક ગામના બે પક્ષમાંથી ગમે તે એકમાં ભળી જાય છે તે પોતાની આબરૂને ધોકો પહોંચાડે છે. તે એક પક્ષી ગણાય છે એટલે બીજા પક્ષનાં માણસોના તિરસ્કારને પાત્ર ઠરે છે. એ સ્થિતિમાં તેનું છચોક અપમાન પણ થાય છે. તે અમુક પક્ષમાં બહુ રસ લેતો થાય છે, એટલે તે પક્ષનાં માણસો તેના ગાઢા સહવાસને લીધે તેની કદર કરી શકતા નથી. તેઓ તેના સ્વમાનનો વારંવાર ભંગ કરે છે. તેની નાની ગફલતોનો લાભ સામો પક્ષ તેને હેરાન કરવા લે છે. એવો શિક્ષક નિશાળની બરબાદી કરે છે

**બેઠકીઓ શિક્ષકઃ** કેટલીક વખતે શિક્ષક બેઠકીઆ થઈ જાય છે. ગામમાં ઘણાં માણસને ત્યાં ગમે તે વખતે આવજા કરતો હોવાથી ગમે ત્યારે કોઈ તેને બોલાવવા આવે ત્યારે તે ના પાડી શકતો નથી. જો ના પાડે છે તો તરત તેને કહેવામાં આવે છે કે " મહેતાજી, ફલાણાને ત્યાં તો ગયા હતા, અમારે ત્યાં આવતાં શી હરકત? પાંચેક મિનિટ ચાલો. ". ગામડીઓ માણસ દેખીતો અન્યાય સમજી શકે છે અને તેથીજ ઉપર મુજબ કહે છે. એવા શિક્ષકને એટલે જવું પડે છે. પછી ગમે તો તે ઘરના કે નિશાળના કામમાં રોકાયો હોય. અમુક નિયમનો એક વખત ભંગ કરવાથી તેનો વારંવાર તેને ભંગ કરવો પડે છે. આથી ગામલોક આડકતરી રીતે સમજી શકે છે કે શિક્ષક પોતાની ખરી ફરજ ચૂકે છે; પણ જ્યાં-સુધી કડવાશ ઊભી થતી નથી ત્યાંસુધી આ બધો કારભાર ઠીકઠીક ચાલે છે. સહેજ કડવાશનો જન્મ થતાં આપોઆપ સઘળી ઠપકાપાત્ર બીના બહાર પડી જાય છે.

**મળતાવડાપણું અને બેઠકીઆપણુંઃ** આ ઉપરથી એમ સમજવા-નું નથી કે શિક્ષકે મળતાવડા ન થવું. મળતાવડા થવું અને બેઠકીઆ થવું એમાં ફેર છે. મળતાવડો માણસ વિવેક અને નિયમની મર્યાદા છોડતો નથી. બેઠકીઆને તે બધુંએ છોડવું પડે

છે.. મળતાવડો માણસ ન્યાયી રહી શકે છે. અને , ગામલોક તેને પૂજે છે. એકઢીઓ ન્યાયી રહી શકતોજ નથી તેથી ગામલોક તેને વહેલામોડા ધિક્કારે છે. મળતાવડા શિક્ષકનો પ્રભાવ પડી શકે છે; એકઢીઆનો પ્રભાવ પડતોજ નથી. આ ઉપરથી શિક્ષકે સમજવું કે મળતાપણું સદ્ગુણ છે અને એકઢીઆપણું દુર્ગુણ છે,

**નમૂનેદાર ચારિત્રના આવશ્યક સદ્‌ગુણોઃ** શિક્ષકની રહેણી ગામના લોક તપાસ્યાજ કરે છે. સારા ચારિત્રની હમેશાં કદર થાય છેજ. એવા કેટલા શિક્ષકો છે કે જેમનો પ્રભાવ ગામલોકમાં સારો પડયો હોય છે. પણ તેવા તો ઘણા થોડાજ. તેઓનું ચારિત્ર નમૂનેદાર હોય છે. એવા ચારિત્રમાં નીચેના સદ્‌ગુણોનો સમાવેશ થાય છેઃ—

(૧) **વિદ્યાર્થીઓ તરફ એક સરખો પ્રેમ**· વિદ્યાર્થીઓ તરફ એક સરખો પ્રેમ રાખવાથી બાળકોનો પ્રેમ . શિક્ષક સહેલાઈથી મેળવી શકે છે. નિશાળમાં કોઈ ઠાકોરનો છોકરો હોય, કોઈ જાગીરદારનો હોય, કોઈ મોટા વતનદારનો હોય, કોઈ સાધારણ માણસનો છોકરો પણ હોય અને કોઈ ગરીબ મજુરવર્ગનો પણ હોય; તો તે બધા તરફ ન્યાયપૂર્વક પ્રેમ દર્શાવવામાં આવે અને કોઈ પણ પ્રકારનો નિશાળમા પક્ષપાત કરવામાં ન આવે તો શિક્ષક તે સર્વ બાળકો ઉપર લાંબો વખત ટકે તેવી સારી છાપ પડી શકે છે.

(૨) **ગામના બધા લોક પ્રતિ એક સરખી લાગણીઃ** ગામનો સમૂહ જુદી જુદી પંક્તિનાં માણસોનો બનેલો હોય છે. ઉચ્ચ કોમ તરફ વિશેષ પ્રીતિ બતાવવી અને હલકી કોમ તરફ તેટલી દિલસોજી ન ધરાવવી એ અયોગ્ય છે. વગવાળા માણસની મદદે જવું અને જરૂર પડતાં ગરીબની મદદે જવુ એ ગેરઇન્સાફ સમજવો. મોટાના તેજમાં તણાઈ નાનાને ચગદવા સહેજ પણ ઈશારો કરવો એ મોટામાં મોટો જુલમ. આ સ્થિતિ અભણ માણસ પણ સમજી શકે છે. જો શિક્ષક ઉચ્ચ, નીચ, નાના, મોટા, ગરીબ અને તવંગર સર્વ તરફ એક સરખો ભાવ રાખે તો તેને કોઈ પણ પ્રકારની હરકત નડતી નથી.

(૩) **સત્ય**· આ સદ્‌ગુણ સિવાય બધું નકામુ છે. ચારિત્રનો પાયો એના પરજ ચણાય છે.

(૪) **જાહેરહિંમત**· વિવેકબુદ્ધિ વડે જે ખરૂ લાગે તે કહી દેવું અને તે મુજબ વર્તવુ. પછી તો ગમે તેવા મોટા સમક્ષને તે અરુચિકર

નીવડે તેનો ખ્યાલ કરવો. આ સદ્‌ગુણ દૃઢતાનો વિકાસ કરે છે. ઘણામાં એની ખામી હોય છે.

(૫) નિષ્પક્ષપાતપણું: સંસ, હિંમત અને સારાસારનો તોલ કરવાની શક્તિને પરિણામે આ સદ્‌ગુણ પ્રાપ્ત થાય છે. એનો પ્રભાવ ભારે છે. નબળાં માણસો તેનાથી હંમેશાં આવાજ રહે છે.

(૬) વ્યવહારકુશળતા: અમુક સંજોગોમાં કેવા પ્રકારનું વર્તન રાખવું, સામા માણસનો હેતુ હોય તે સમજી જવો, છેતરાવું નહિ, પાંચ માણસો હોય ત્યાં વજન પડે તેવી રીતે બોલવું અને હાંસી ન થાય તેવી રીતે વર્તવું, એ સર્વનો સમાવેશ વ્યવહારકુશળતામાં થાય છે. આ શક્તિનો ઉપયોગ ભલા માટેજ કરવો.

(૭) સમયસૂચકતા: કેટલેક દરજ્જે એ વ્યવહારકુશળતાનું અંગ છે. તેમાં હાજરજવાબીપણાનો સમાવેશ થાય છે. અમુક સંજોગોમાં કેવો જવાબ આપવો, ગભરાઈ કે ડરી જવું નહિ અને મનની બધી વૃત્તિઓ શાંત રાખી રસ્તો શોધી કાઢી વર્તવું એ સમયસૂચકતા કહેવાય.

(૮) નિશાળ તરફ પવિત્ર ભાવના: જેટલે દરજ્જે શિક્ષક નિશાળને પવિત્ર રાખે તેટલે દરજ્જે તે રહી શકે છે. ગામના ગમે તે માણસને નિશાળ મકાન અગર કમ્પાઉંડમાં સ્વચ્છંદીપણે બોલવા ન દેવો; નિશાળના કોઈ ભાગને નુકસાન ન થવા દેવું; નિશાળના મકાનમાં કોઈ પણ પ્રકારની અયોગ્ય ચેષ્ટા થવા ન દેવી; બહાર તેમજ અંદર ગંદવાડ થાય નહિ તે વિષે કાળજી રાખવી. ખંતથી આ પ્રમાણે વર્તવાથી અને બીજાઓ પાસે વર્તાવવાથી પવિત્ર ભાવના ખીલવી શકાય છે.

જો શિક્ષક ઉપર્યુક્ત સદ્‌ગુણોની ખીલવણી કરશે, તે પોતાના ગામના સમાજના અંગ તરીકે સારી સેવા બજાવી શકશે. લુચ્ચા, ઠગારા, ચાંપલા અને દાંભિક લોકો તેનો તાપ જીરવી શકશે નહિ. ગામના વાતાવરણમાં અમુક ફેરફાર તે કરી શકશેજ. એનું ઓજસ્ આસપાસ પ્રકાશ્યા સિવાય નજ રહે. આવી નિઃસ્વાર્થી રીતે રહેવાથી તે ઉચ્ચ જીવનની લહેજત આપોઆપ મેળવી શકશે.

**ટપાલ કામ અને જરૂરી નિયમિતપણું:** શિક્ષકે ગામમાં પોતાના સમાગમથી નિયમિતપણું કેળવવું. કેટલાક શિક્ષકોને પોસ્ટ ઑફિસનું કામ કરવાનું હોય છે. આમાં અનિયમિતપણું ઘણું

જોવામાં આવે છે. ગામલોકની એવી ખોટી માન્યતા છે કે શિક્ષક ગમે તે વખતે પોરટ કાર્ડ, ટિકિટ વગેરે વેચાતાં આપી શકે. આ ખોટી સમજ કેટલાક અતિ ઉપકારવૃત્તિવાળા શિક્ષકોએ પોષેલી લાગે છે. ગમે તે વખતે શિક્ષક પાસે લેવા જવાથી એના યોગ્ય કામને ખલેલ પહોંચે છે. ઉપરાંત, જે શિક્ષક ઠરાવેલા વખત સિવાય ગમે તે વખતે ટપાલખાતાનું કામ કરે છે તે નિશાળને હાનિકર્તા છે એટલુંજ નહિ, પણ ગામમાં અનિયમિતપણુનો પ્રવર્તક બને છે. કેટલાક તો એવા વિચિત્ર છે કે ગજવામાં કાર્ડ, પાકિટ, ટિકિટ વગેરે રાખી મૂકે છેઃ રસ્તે ચાલતાં કોઈ કહે કે "માસ્તર, એક કાર્ડ આપો;" કે તરતજ મહેતાજી ગજવામાંથી કાર્ડ કાઢી પૈસો લઈ ખરીદનારને આપે છે; જાણે કે શિક્ષક ચાલતી અને ફરતી પોષ્ટ ઓફિસજ હોયની ! આમાં શિક્ષકનો હેતુ લોકને થોડી તકલીફ ઉપયોગી થવાનો હોય અગર તો લોકપ્રિય થવાનોએ હોય. બન્નેમાં તે આખરે નાસીપાસ થાય છે. કોઈ પણ સદ્‌ગુણ તેની હદ બહાર દુર્ગુણનુ કામ સારે છે. ખુદ શિક્ષકને વારંવાર લોક મહેનત આપે છે. ટેવને બળે લોકો માને છે કે શિક્ષક તે પ્રમાણે આપવા બંધાએલો છે. તદ્દન અનિયમિતપણે વસ્તુ લેવા આવે છે, અને નિશાળમા કામ ચાલતુ હોય ત્યારે ખરીદી કરવાએ આવે છે. આવી નિશાળનું મુખ્ય કામ બગડે છે; એના પછી આવનાર નવા શિક્ષકને કામ કરવું વસમું પડે છે; જો તે શરૂઆતમાં નિયમિતપણે અમુક વખતેજ પોસ્ટનું કામ કરવા નક્કી કરે તો જુની પદ્ધતિથી કામ કરનાર શિક્ષકની અયોગ્ય રીતિથી તેને ઇતરાજી હોરવી પડે છે. શરૂઆતની ઇતરાજી સારી. આખરે લોક નિયમ સમજે છે, અનિયમિતપણે માગણી કરવાનુ છોડી દે છે અને તેજ શિક્ષિકની છેવટે વાહવાહ બોલાય છે.

**શિક્ષક–ઉપદેશકઃ** શિક્ષક પોતાના કામ ઉપરાંત ઉપદેશક પણ હોવો જોઇએ. પોતાનું મુખ્ય કામ બગાડી ઉપદેશક થવુ એ પાપ છે. ઉપદેશક થવા એણે ઠેરઠેર ભાષણો આપવાની જરૂર નથી; પણ જ્યારે જ્યારે પોતાના સમાગમમાં આવતાં ગામડી માણસોને ઉપદેશ કરવાની તક મળે ત્યારે તે ગુમાવવી નહિ. તેમાંએ મિતપણું હોવુ જોઇએ.

**ઉત્સાહી શિક્ષકઃ** ઉપદેશક થવા ઉત્સાહની જરૂર છે. ઉત્સાહ એ મુશ્કેલી દૂર કરનારૂં જબરૂ બળ છે. ઉત્સાહી શિક્ષક એટલે ધમાલીઓ શિક્ષક તો નહિજ. જે શિક્ષક નિશાળમા નવચેતન લાવી શકે, ગામમાં નવું જીવન ઊભું

કરી શકે, અને ગામલોકમાંથી પ્રમાદ અને સ્વચ્છંદી મોટાઈની વાસના દૂર કરી શકે તે ઉત્સાહી કહેવાય. કેટલાક શિક્ષકનો ઉત્સાહ સતેજ હોય છે તો કેટલાકનો મંદ. મંદ ઉત્સાહને પોષણ મળતાં જાગૃત કરી શકાય છે. પણ ઘણા શિક્ષક તો નિરુત્સાહી લાગે છે. જુવાન તાજા ટ્રેઇન્ડ થએલા શિક્ષકોમાં પણ નિરુત્સાહ ઘણી વખતે દેખાવ દે છે. કેટલાક તો જાણે બે ત્રણ વર્ષના અભ્યાસના બોજા નીચે ચગદાઈ ગએલા હોય એવા ઢીલા માલમ પડે છે. કેટલાકમાં ઉત્સાહ સાથે સ્વચ્છંદીપણું હોય છે. કેટલાક નિશાળમાં ઠીક ઠીક કામ કરે છે, તો સમાજના અંગ તરીકે વઢવાડીઆ નીવડે છે. કેટલાકમાં ભણતર હોય છે તો ગણતર દેખાતું નથી; અને કેટલાક પ્રભાવશાળી, મારો ખ્યાલ ધરાવનારા, ઉત્સાહી અને સદ્‌ગુણી હોય છે. આ છેલ્લી જાતનો વર્ગ નિશાળ તેમજ ગામમાં સુંદર કામ કરી શકે છે. એવો વર્ગ હાલ છે તેના કરતાં વિશેષ સંખ્યાથી ભરપુર થાય તો ગ્રામ્ય જીવનમાં સમાએલી અમુક ક્લિષ્ટતા તો ચોક્કસ દૂર થાય. આવા શિક્ષકો સ્વમાન જાળવી શકે છે અને ગામમાં કાયમની પવિત્ર યાદગીરી મૂકી જાય છે.

રતિલાલ ચુનીલાલ દિવાન



## બાળપોથીઃ 'કવિતાનું' નોટેશન

રાગ કલ્યાણ, તાલ ચતુશ્રજાતિ, એકતાલ; માત્રા ૪
૧૨૩૪

| | | | |
|---|---|---|---|
| સ સ | મ ધ સ રી | ગ ધ | પ |
| S S | / | S° | ઠ |
| આ ઈ | શ્ર ૨ ભ જી | એ ત | ને |

| | | |
|---|---|---|
| ગ ગ રી | સ ધ સ રી | ગ |
| S | / | |
| મો ટું – | છે – તુ જ, | નામ |

| | | | |
|---|---|---|---|
| ગ ગ ગ | પ પ પ | ધ પ | સં ધ પ |
| S | S | S° | S |
| ગુ ણુ તા | શે નો ત | ગા ઈ | એ – – |

| | | |
|---|---|---|
| ગ ગ રી | સ રી ગ રી | સ |
| S | | ઠ |
| ચા ય અ | મા – રાં – | કામ |

નોટ—પહેલી ચોપડીમાં–"પરોઢીએ...," ઘરડાં લૂલાં...,
બીજી ચોપડીમાં–"જગપતિ...," "કરતાં જાળ...," "મધમાખી...,"

ઉપરની ઢબ મુજબ બતાવેલી કવિતાઓ ગાવી. માત્ર સાધારણ લઘુ-ગુરુમાં ફેરફાર હોય તો કરી લેવો.

રાગ—ભીમપલાસ, તાલ ચતુશ્રજાતિ, ત્રતાલ; મધ્યકાલ, માત્રા ૧૬

| | | | |
|---|---|---|---|
| ૧૨ ૩૪ | ૫૬૭૮ | ૯૧૦૧૧૧૨ | ૧૩૧૪૧૫૧૬ |
| | | 7 | |
| ની મ ગૅ | પ ધ પ | ગૅ મ પ મ | ગૅ રી ગૅ રી સ |
| / | S | | S |
| કા ળી ધો ળી | રા તી ગાય | પી એ પા ણી | ચ ર વા – જાય |
| | | 7 | |
| પ પ પ મ પ ગૅ મ | પ ની સં | રી મ ની ની પ ગૅ મ | |
| | S | | |
| ચા ર પ ગો – ને – | આં ચ ળ ચાર | વા છ ર ડાં – પ ર | |
| | | 7 | |

## સરકારી જાહેરખબર

(ઉ. ભા. ના એ. ઇન્સ્પેક્ટરના હુકમ નં. ૫૯૯૯, તા. ૧૬–૮–૨૪ ના આધારે.)

કેળવણીખાતું 'મુંબઈ તા. ૪–૪–૧૯૨૪

### વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાનો ચોથો નિયમ—

નં. ૨૨૮૮.

વ. ફા. પરીક્ષાના નિયમો જે સને ૧૯૧૫, જુનની તા. ૧૪ મીના નં. ૧૭૩૮–અના સરકારી નોટિફિકેશનમાં છપાએલા છે અને જે તા. ૨૧–૧૨–૧૯૧૮ ના નં. ૩૪૩૮, તા. ૧૬–૬–૧૯૨૧ ના નં. ૩૧૦૭, તા. ૫–૫–૧૯૨૩ ના નં ૨૨૮૮, અને તા. ૨૪–૧૧–૧૯૨૩ ના નં ૨૨૮૮ પ્રમાણે સુધારેલા છે તેમાંના ચોથા નિયમને બદલે નીચેનો નિયમ તા. ૧–૫–૧૯૨૪ થી અમલમાં મૂકવામાં આવ્યો છેઃ—

વ. ફા. પરીક્ષામાં બેસે તે પહેલાં દરેક ઉમેદવારે (છોકરાએ) અરજી આપ્યાની તારીખ પછીની એપ્રિલ (મુંબઈ ઇલાકામાં) / સપ્ટેમ્બર (સિંધમાં) ની પહેલી તારીખ સુધીમાં પોતાની ઉમર ૨૫ વર્ષની પુરી થઈ નથી એવી અને જિલ્લામાં તે છેલ્લા છ માસ સુધી રહેલો છે એવી સંતોષપૂર્વક ખાત્રી કમિટિને આપવી જોઈશે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર આ નિયમને અંગે કેટલીક ખાસ છુટો આપી શકશે. છોકરીઓની બાબતમાં ઉંમર સંબધી કોઈ બાધ નથી. જે ઉમેદવારો સરકારી કાયમી નોકરીમાં હોય અથવા તો જેણે કોઈ જાહેર કેળવણીની સંસ્થામાં ઓછામાં ઓછાં બે વરસ સુધી શિક્ષક તરીકે નોકરી કરી હોય તેમને આ વધારેમાં વધારે ઉંમરની હદ લાગુ પડતી નથી.

મુંબઈ સરકારના હુકમથી (ટ્રાન્સફર્ડ ડિપાર્ટમેન્ટ)
જી. એ થોમસ; ગવર્મેન્ટ સેક્રેટરી.

## કેળવણીખાતું

નં. ૩૧૪૧. મુંબઈ તા. ૧૮–૬–૧૯૨૪.

ઉપરના નંબરો પ્રમાણે છપાએલા અને સુધારેલા વ. ફા. પરીક્ષાના નિયમો સાથેના પરિશિષ્ટ બ (પરીક્ષાનો અભ્યાસક્રમ) માં નીચે પ્રમાણે સુધારો કરવામાં આવ્યો છેઃ—

પરિશિષ્ટ બ
(પરીક્ષાનો અભ્યાસક્રમ)
પાંચમો વિષય

પહેલી લીટીમાં "પુરૂં" એ શબ્દ પછી "અથવા 'શરીરશાસ્ત્ર અને આરોગ્ય' (રા. રા. જી. એમ. દેશમુખ)" એ ઉમેરો.

મુંબઈ સરકારના હુકમથી (ટ્રાન્સફર્ડ ડિપાર્ટમેન્ટ)
જી. એ. થોમસ; ગવર્મેન્ટ સેક્રેટરી.

## સરકારી જાહેરખબર

### ઉ. ભા. ની સને ૧૯૨૪ માં લેવાએલી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોની યાદી (ઉ. ભા. ના એ. ઇન્સ્પેક્ટરના હુકમ નં. ૫૬૧૫, તા. ૬-૮-૨૪ના આધારે)

| નં. | નામ | માર્ક | નં. | નામ | માર્ક |
|---|---|---|---|---|---|
| | અમદાવાદ | | | | |
| ૧ | ધનજીભાઈ તુલસીદાસ શાહ. | ૪૦૪ | ૧૬ | માણેકલાલ વિઠ્ઠલ રાવળ. | ૩૩૫ |
| ૨ | ફરસુરામ મહાશંકર દવે. | ૪૦૨ | ૧૭ | નાથાલાલ મોતીદાસ પટેલ. | ૩૩૨ |
| ૩ | સોમાભાઈ ચતુરભાઈ પટેલ. | ૩૭૯ | ૧૮ | ચમનલાલ કેશવલાલ પંડિત. | ૩૩૦ |
| ૪ | રામપ્રસાદ માનેકલાલ મહેતા. | ૩૬૩ | ૧૯ | હિંમતલાલ પીતાંબર પંડ્યા. | ૩૨૩ |
| ૫ | બળવંતરાય ડાહ્યાભાઈ ત્રિપાઠી. | ૩૫૯ | ૨૦ | નાથાલાલ ગોવિંદભાઈ પટેલ. | ૩૧૮ |
| ૬ | નટવરલાલ જેશંકર ઠાકર. | ૩૫૯ | ૨૧ | અંબાલાલ ગોવિંદભાઈ પટેલ. | ૩૧૭ |
| ૭ | ચુનિલાલ હરિરામ રાવળ. | ૩૫૮ | ૨૨ | રામશંકર ગુલાબીદાસ ત્રવાડી. | ૩૧૫ |
| ૮ | ભોગીલાલ મંગળજી ભટ્ટ. | ૩૫૭ | ૨૩ | હરિશંકર અંબારામ પંડ્યા. | ૩૧૨ |
| ૯ | રેવાભાઈ છગનભાઈ પટેલ. | ૩૪૬ | ૨૪ | અમુલખ ત્રિભુવન વેલાની. | ૩૧૧ |
| ૧૦ | મોતીલાલ શંકરલાલ સુતાર. | ૩૪૫ | ૨૪ | ચંદુલાલ રણછોડલાલ ત્રવાડી. | ૩૧૧ |
| ૧૧ | મકુર સાજી મોડાસીઆ. | ૩૪૩ | ૨૪ | રેવચંદ ચુનીલાલ શાહ. | ૩૧૧ |
| ૧૨ | બીખુભાઈ જીવાભાઈ શેખ. | ૩૪૨ | ૨૭ | અમુલખ શિવરામ પુરોહિત. | ૩૧૦ |
| ૧૨ | જેઠાલાલ વિશ્વનાથ પંડ્યા. | ૩૪૨ | ૨૮ | છોટાલાલ ચુનિલાલ શાહ. | ૩૦૯ |
| ૧૪. | બીખાલાલ ગંગારામ ભટ્ટ. | ૩૪૧ | ૨૮ | ફુલશંકર લલ્લુભાઈ અધ્યારુ. | ૩૦૯ |
| ૧૫ | ચતુરભાઈ જાદવજી રાવળ. | ૩૪૦ | ૩૦ | ગુલાબજી ભગાજી ઝાલા. | ૩૦૮ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૩૨ | મણિલાલ જીવાભાઈ પટેલ | ૩૦૮ | ૫૩ | મહનાજી વસ્તુભાઈ ખાનપુરા | | ૨૯૩ |
| ૩૨ | દેવશંકર લીલાધર રાવળ | ૩૦૭ | ૫૫ | મગનભાઈ ગગાલાલ પટેલ | | ૨૯૨ |
| ૩૩ | અમરશી નના પટેલ | ૩૦૬ | ૫૫ | રતિલાલ વનમાળીદાસ પંડ્યા. | | ૨૯૨ |
| ૩૩ | પનામીઆ અમરઅલી સૈયદ | ૩૦૬ | ૫૭ | જેઠાલાલ મહાશંકર જાની | | ૨૯૧ |
| ૩૫ | હીરાલાલ રઘુરામ રાવળ | ૩૦૫ | ૫૮ | અંબાલાલ નારણભાઈ પટેલ | | ૨૮૮ |
| ૩૫ | વખતસંગ ધીરાજી ઠાકોર. | ૩૦૫ | ૫૮ | ચંદુલાલ છોટાલાલ લિંબાચીઆ | | ૨૮૮ |
| ૩૭ | દામોદર કાળીદાસ પટેલ | ૩૦૪ | ૫૮ | મગનલાલ સનાભાઈ પટેલ | | ૨૮૮ |
| ૩૭ | પ્રવીણસિંહ પ્રભાતસિંહજી રેહવાર | ૩૦૪ | ૫૮ | નંદલાલ હરજીવન જોશી | | ૨૮૮ |
| ૩૯ | કુનાભાઈ જીકારજી બ્રહ્મભટ્ટ | ૩૦૩ | ૬૨ | છોટાલાલ મણિલાલ ઓઝા | | ૨૮૬ |
| ૪૦ | રતિલાલ વસ્તુભાઈ મહેતા | ૩૦૨ | ૬૨ | રમણલાલ ત્રિભોવન વ્યાસ | | ૨૮૬ |
| ૪૦ | તલસી ઠાકરશી પટેલ | ૩૦૨ | ૬૪ | ગુલામમીઆ અમીરમીયા મીરજા | | ૨૮૪ |
| ૪૨ | મગનલાલ લક્ષ્મણભાઈ પટેલ | ૩૦૧ | ૬૪ | લક્ષ્મણ પુંજાભાઈ ખ્રિસ્તી | | ૨૮૪ |
| ૪૨ | રતિલાલ રમાશંકર અધ્યારૂ | ૩૦૧ | ૬૪ | પ્રભાતસિંહ માલીજી મોનકી | | ૨૮૪ |
| ૪૪ | ભલાભાઈ નાથાલાલ શાહ | ૩૦૦ | ૬૭ | છગનલાલ છોટાલાલ પરીખ | | ૨૮૩ |
| ૪૪ | નર્મદાશંકર હરિશંકર ત્રવાડી | ૩૦૦ | ૬૮ | મગનભાઈ આગરભાઈ | | ૨૮૨ |
| ૪૪ | નાથાભાઈ જીવાભાઈ [illegible] | ૩૦૦ | ૬૮ | વલ્લભભાઈ પુંજાભાઈ પટેલ. | | ૨૮૨ |
| ૪૭ | ઉમરાવમીઆ અમરમીઆં મીરજા | ૨૯૮ | ૭૦ | નાનચંદ ચુનિલાલ શાહ. | | ૨૮૧ |
| ૪૭ | મણિલાલ ખેમચંદ શાહ | ૨૯૮ | ૭૧ | માણેકલાલ મૂલચંદ શાહ | | ૨૮૦ |
| ૪૯ | રણછોડલાલ મણિલાલ રાવળ — | ૨૯૫ | ૭૧ | ડાહ્યાલાલ જેશંકર જોશી. | — | ૨૮૦ |
| ૪૯ | ચીમનલાલ હરજીવન ભટ્ટ | ૨૯૫ | ૭૧ | હિંમતલાલ વસંતરાય પંડ્યા. | | ૨૮૦ |
| ૫૧ | ચીમનલાલ ગેરધનદાસ શાહ | ૨૯૪ | ૭૪ | હડમનજી કાનુજી બારેદ | | ૨૭૯ |
| ૫૧ | મહાશંકર મગનલાલ રાવળ | ૨૯૪ | ૭૪ | રેવાશંકર વસ્તુભાઈ મહેતા | | ૨૭૯ |
| ૫૩ | પરશુલાલ જેઠાલાલ ગોર | ૨૯૩ | ૭૬ | મહેરચરજી બાપુજી વાઘેલા | | ૨૭૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭૬ | ભાઈશંકર વજેશંકર ઓઝા. | ૨૭૮ | ૧૦૦ | છોટાલાલ નારણભાઈ પટેલ. | ૨૬૪ |
| ૭૮ | અમૃતલાલ હીરાચંદ કોઠારી. | ૨૭૬ | ૧૦૦ | ધુળાભાઈ ફુલભાઈ ઠક્કર. | ૨૬૪ |
| ૭૮ | ભાવસંગ પ્રહ્લાદ પટેલ. | ૨૭૬ | ૧૦૦ | કચરાભાઈ મૂળજીભાઈ વ્યાસ. | ૨૬૪ |
| ૭૮ | ભીખા હીરજી મોરી. | ૨૭૬ | ૧૦૩ | પુનમલાલ રણછોડલાલ ભટ્ટ. | ૨૬૩ |
| ૮૧ | મણિલાલ મનસુખલાલ શાહ. | ૨૭૪ | ૧૦૪ | ડાહ્યાભાઈ મગનભાઈ પટેલ. | ૨૬૨ |
| ૮૧ | નારણભાઈ વલ્લભભાઈ પટેલ. | ૨૭૪ | ૧૦૪ | ગણપત મોરલીધર બારોટ. | ૨૬૨ |
| ૮૩ | મૂળચંદ માણેકલાલ શાહ. | ૨૭૩ | ૧૦૪ | મફતલાલ માધાભાઈ પટેલ. | ૨૬૨ |
| ૮૩ | પ્રભુદાસ તેજાભાઈ ગઢવી. | ૨૭૩ | ૧૦૪ | મણિલાલ પ્રહ્લાદજી વ્યાસ. | ૨૬૨ |
| ૮૫ | ચીમનદાસ મોહનદાસ સાધુ. | ૨૭૨ | ૧૦૪ | પુરુષોત્તમ મનસુખરામ શાહ. | ૨૬૨ |
| ૮૫ | શનાભાઈ વિઠ્ઠલદાસ પટેલ. | ૨૭૨ | ૧૦૯ | અમૃતલાલ છોટાલાલ જોશી. | ૨૬૧ |
| ૮૫ | વાસુદેવ મોહનલાલ પંડયા. | ૨૭૨ | ૧૦૯ | છોટાલાલ છગાભાઈ પટેલ. | ૨૬૧ |
| ૮૮ | ભાઈશંકર ઉત્તમરામ રાવળ. | ૨૭૧ | ૧૦૯ | શનાજી રણછોડજી પટેલ. | ૨૬૧ |
| ૮૯ | ચુનિલાલ મોહોલાલ શાહ. | ૨૭૦ | ૧૧૨ | ડાહ્યા મેઘજી ગઢીઆ. | ૨૬૦ |
| ૮૯ | શિવાભાઈ જેસંગભાઈ પટેલ. | ૨૭૦ | ૧૧૨ | મનસુખ પરભુદાસ સોલંકી. | ૨૬૦ |
| ૯૧ | દેસલજી નાનજી બહીઓલ. | ૨૬૯ | ૧૧૨ | વજેશંકર સેવકરામ વ્યાસ. | ૨૬૦ |
| ૯૨ | ઈશ્વરલાલ મોતીરામ રામી. | ૨૬૮ | ૧૧૫ | અંબાલાલ મોતીભાઈ પટેલ. | ૨૫૮ |
| ૯૩ | નાથાલાલ મોતીરામ ત્રવાડી. | ૨૬૭ | ૧૧૫ | સોમેશ્વર લલ્લુભાઈ શાહ. | ૨૫૮ |
| ૯૩ | સુલેમાન પીટરભાઈ ખ્રિસ્તી. | ૨૬૭ | ૧૧૭ | જગાદ હેમાભાઈ લુહાની. | ૨૫૭ |
| ૯૫ | અંબાલાલ છગનલાલ ઉપાધ્યાય. | ૨૬૬ | ૧૧૭ | મણિલાલ બહેચરભાઈ પટેલ. | ૨૫૭ |
| ૯૫ | યોહાન દાનીએલ ખ્રિસ્તી. | ૨૬૬ | ૧૧૯ | શાંતિલાલ મૂળજીભાઈ પટવારી. | ૨૫૬ |
| ૯૭ | ગણપતલાલ વિઠ્ઠલદાસ શાહ. | ૨૬૫ | ૧૨૦ | જતુભા રઘાભાઈ ચુડાસમા. | ૨૫૫ |
| ૯૭ | ગોકળદાસ જેચંદ શાહ. | ૨૬૫ | ૧૨૦ | શાંતિલાલ દોલતચંદ શાહ. | ૨૫૫ |
| ૯૭ | સોમચંદ હાથીચંદ ગાંધી. | ૨૬૫ | ૧૨૨ | ગૌરીશંકર ગિરિજાશંકર રાવળ. | ૨૫૩ |

| | | |
|---|---|---|
| ૧૨૨ | કાળિદાસ સોમાભાઈ પટેલ. | ૨૫૩ |
| ૧૨૨ | સોમાભાઈ મગનલાલ ત્રિવેદી. | ૨૫૩ |
| ૧૨૫ | શંકરલાલ મંગળભાઈ પટેલ. | ૨૫૨ |
| ૧૨૬ | મફતલાલ નાથુરામ જોશી. | ૨૫૧ |
| ૧૨૭ | ભોગીલાલ મગનલાલ પટેલ. | ૨૪૯ |
| ૧૨૭ | ડાહ્યાભાઈ મ્હેરાભાઈ ભરવાડ. | ૨૪૯ |
| ૧૨૭ | મુસાભાઈ યાકુબભાઈ માંડલી. | ૨૪૯ |
| ૧૩૦ | નારણભાઈ વર્જાભાઈ પટેલ. | ૨૪૮ |
| ૧૩૦ | રામજી રાયજી પગી. | ૨૪૮ |
| ૧૩૨ | જસવંતસિંહ કાલુભાઈ ચોહાણ. | ૨૪૭ |
| ૧૩૨ | નગીનલાલ કાળિદાસ ભોઈ. | ૨૪૭ |
| ૧૩૪ | ગોવિંદભાઈ બહેચરભાઈ પટેલ. | ૨૪૬ |
| ૧૩૪ | હેમાભાઈ મગનભાઈ પટેલ. | ૨૪૬ |
| ૧૩૪ | રતિલાલ જાદવજી પંડિત. | ૨૪૬ |
| ૧૩૭ | જેઠાલાલ ધનજીભાઈ શાહ. | ૨૪૫ |
| ૧૩૭ | જીવરામ લલ્લુરામ રાજગોર. | ૨૪૫ |
| ૧૩૭ | નાથાભાઈ ભુલાભાઈ પટેલ. | ૨૪૫ |
| ૧૩૭ | મોતીલાલ મગનલાલ રાવળ. | ૨૪૫ |
| ૧૪૧ | શંકરલાલ પુંજારામ ત્રવાડી. | ૨૪૪ |
| ૧૪૨ | જતુભા રામસિંહજી ચુડાસમા. | ૨૪૩ |
| ૧૪૨ | જેઠાલાલ લક્ષ્મણદાસ પટેલ. | ૨૪૩ |
| ૧૪૨ | વસ્તારામ પુંજારામ પંડ્યા. | ૨૪૩ |
| ૧૪૫ | પુંજા કેશા ભરવાડ. | ૨૪૨ |

| | | |
|---|---|---|
| ૧૪૬ | હરગોવિંદ ધરમચંદ મોદી. | ૨૪૧ |
| ૧૪૭ | બહેચરલાલ હરિનારાયણ મહેતા. | ૨૩૮ |
| ૧૪૭ | ગોરધનલાલ ઈશ્વરલાલ બ્રહ્મભટ્ટ. | ૨૩૮ |
| ૧૪૯ | મથુરભાઈ મોહનલાલ વ્યાસ. | ૨૩૭ |
| ૧૫૦ | ચત્રુભુજ જેઠાલાલ રાજપરીઆ. | ૨૩૪ |
| ૧૫૦ | સોમાલાલ છગનલાલ ભાવસાર. | ૨૩૫ |
| ૧૫૦ | સોમેશ્વર અંબારામ પંડ્યા. | ૨૩૪ |
| ૧૫૩ | ત્ર્યંબકલાલ નર્મદાશંકર-આચાર્ય. | ૨૩૪ |
| ૧૫૪ | સાંકળેશ્વર છોટાલાલ જોષી. | ૨૩૩ |
| ૧૫૫ | મણિલાલ કિશોરભાઈ પટેલ. | ૨૨૯ |
| ૧૫૬ | ભાઈલાલ મૂળજી જોષી. | ૨૧૯ |
| ૧૫૬ | શનાભાઈ ગોપાલ બ્રહ્મભટ્ટ. | ૨૧૮ |
| ૧૫૬ | શંકરરાવ ગોવિંદરાવ પવાર. | ૨૧૬ |
| ૧૫૯ | મગન મૂળજીભાઈ પટેલ. | ૨૧૬ |
| ૧૬૦ | અબ્દુલગફુર હકીમભાઈ વોરા. | ૨૧૫ |
| | **ઉર્દુ-ગુજરાતી** | |
| ૧ | કાલેખાન હસનખાન કલ્યાણી. | ૩૯૮ |
| ૨ | અબ્દુલ રહેમાન સાલેહ મોદન. | ૩૮૫ |
| ૩ | નુરમહમદ મહમદ હસન. | ૩૫૮ |
| ૪ | અસદખાન નૂરખાન કલ્યાણી. | ૩૪૩ |
| ૫ | મહયુદીન હુસેનમીઆં સૈયદ. | ૩૨૯ |
| ૬ | સરફદીન બડાસાહેબ કાદરી. | ૩૦૯ |
| ૭ | બડાસાહેબ અબ્દુલકાદર બુખારી. | ૩૦૧ |

| | | |
|---|---|---|
| ૮ | ઝરીરૂદીન સૈયદ અહમદ સૈયદ. | ૨૭૧ |
| ૯ | ગુલામ રસુલ ઇસ્માઇલ શેખ. | ૨૬૪ |
| | ગુજરાતી–ઉર્દૂ | |
| ૧ | ઇસ્માઇલ યુસફભાઈ રછીટ. | ૨૯૯ |
| | નડિઆદ | |
| ૧ | ભાઇલાલભાઈ બાપુજીભાઈ પટેલ. | ૪૧૬ |
| ૨ | રમણલાલ દ્વારકાદાસ દુધારા. | ૩૯૭ |
| ૩ | દલપતસિંહ પ્રભાતસિંહ પરમાર. | ૩૯૨ |
| ૪ | જીવણલાલ વાડીલાલ બારોટ. | ૩૮૯ |
| ૫ | અંબાલાલ ચુનીલાલ પરીખ. | ૩૮૨ |
| ૬ | થીઓફીલ ફકીરભાઈ રાઠોડ. | ૩૭૩ |
| ૭ | અંબાલાલ ગોપાળદાસ પટેલ. | ૩૭૨ |
| ૮ | સોમાભાઈ ગોપાળભાઈ કાકા. | ૩૭૧ |
| ૯ | મંગળભાઈ ઉત્તમરામ પંડયા. | ૩૬૯ |
| ૯ | ગુલાબસીંગ મથુરભાઈ પરમાર. | ૩૬૯ |
| ૧૧ | શંકરલાલ અંબાલાલ દવે. | ૩૬૨ |
| ૧૨ | અંબાલાલ મંગળભાઈ પટેલ. | ૩૬૧ |
| ૧૩ | રતનલાલ ભીખાભાઈ પટેલ. | ૩૬૦ |
| ૧૪ | ક્યુથર નાથા નાએલ પરમાર. | ૩૫૩ |
| ૧૫ | સેમ્યુઅલ વિશ્રામ ખ્રિસ્તી. | ૩૫૧ |
| ૧૬ | શાંતિલાલ વજેંગેગ બારોટ. | ૩૪૯ |
| ૧૭ | ગીરધરલાલ શિવલાલ પ્રભુભટ. | ૩૪૮ |
| ૧૮ | પરશુરામ અંબકરામ મોદક. | ૩૪૩ |

| | | |
|---|---|---|
| ૧૮ | નરસીભાઈ ફુલાભાઈ પટેલ. | ૩૪૩ |
| ૨૦ | મુસા માતી પરમાર. | ૩૪૧ |
| ૨૧ | અંબાલાલ રામભાઇ પટેલ. | ૩૪૦ |
| ૨૨ | સેમ્યુઅલ ડુંગર હોદત. | ૩૩૫ |
| ૨૩ | પાઉલ આન્ડ્રીઅસ દાભી. | ૩૩૨ |
| ૨૪ | રણછોડભાઈ મનોરભાઈ પટેલ. | ૩૩૧ |
| ૨૫ | ડાહ્યાભાઈ ભાઇલાલભાઈ પટેલ. | ૩૨૪ |
| ૨૬ | મુસા તેજપાલ મોગેરા. | ૩૨૨ |
| ૨૬ | ચંદુલાલ તુલસીદાસ પરીખ | ૩૨૨ |
| ૨૮ | શાંતિલાલ છગનલાલ બારોટ. | ૩૨૧ |
| ૨૯ | મગનભાઈ ધુળાભાઈ પટેલ. | ૩૧૬ |
| ૩૦ | ગજાનન રામરાવ મજુમદાર. | ૩૧૨ |
| ૩૦ | શિવાભાઈ હરમાનભાઈ પટેલ. | ૩૧૨ |
| ૩૨ | એન્ટોપંત શામરાવ મોદક. | ૩૧૦ |
| ૩૩ | અંબાલાલ તલસીભાઈ પટેલ. | ૩૦૮ |
| ૩૩ | રહેમાન હસન વહોરા. | ૩૦૮ |
| ૩૫ | છોટાભાઈ સોમાભાઈ પટેલ. | ૩૦૪ |
| ૩૬ | પુરુષોત્તમ નારણભાઈ પટેલ. | ૩૦૨ |
| ૩૬ | અંબાલાલ માણેકલાલ શાહ. | ૩૦૨ |
| ૩૮ | મણિલાલ તુળસીભાઈ બારોટ. | ૩૦૦ |
| ૩૮ | હેરમન મેહનરડ પરમાર. | ૩૦૦ |
| ૪૦ | મણિલાલ ભાઈશંકર પડયા. | ૨૯૯ |
| ૪ | ભાઇલાલભાઈ શંકરભાઈ પટેલ. | ૨૯૮ |

| | | |
|---|---|---|
| ૧૩૩ | અંબાલાલ બાપુભાઈ પટેલ. | ૨૩૨ |
| ૧૩૫ | મંગળભાઈ શંકરભાઈ ધુહાર. | ૨૩૦ |
| ૧૩૫ | અંબાલાલ હાથીભાઈ પટેલ. | ૨૩૦ |
| ૧૩૭ | રૂપા જીવા ચોળાવીઆ. | ૨૨૯ |
| ૧૩૭ | ગફુરભાઇ રસુલભાઈ વહોરા. | ૨૨૯ |
| ૧૩૯ | ચિનુભાઈ વિઠ્ઠલભાઈ પટેલ. | ૨૨૮ |
| ૧૩૯ | બહેચરરાત ફુલારાત વાળંદ. | ૨૨૮ |
| ૧૪૧ | નીતમલાલ મગનલાલ બારોટ. | ૨૨૭ |
| ૧૪૧ | હારવલવ છોટાલાલ પંડયા. | ૨૨૭ |
| [illegible] | ફુલાભાઈ ભીખાભાઇ પટેલ. | ૨૨૭ |
| ૧૪૪ | કૃષ્ણારામ લલ્લુભાઇ ગોર. | ૨૨૬ |
| ૧૪૫ | જેઠાલાલ સોમચંદ શાહ. | ૨૨૪ |
| ૧૪૬ | મહમદમીયાં હુસેનમીયાં કાજી. | ૨૨૩ |
| ૧૪૬ | ફુલાભાઇ મંગળભાઈ પટેલ. | |
| ૧૪૬ | નારણભાઈ મોતીભાઈ પટેલ. | ૨૨૩ |
| ૧૪૬ | નારણભાઇ ઝીણાભાઈ સુતાર. | ૨૨૩ |
| ૧૫૦ | સોમાભાઇ મોતીભાઇ મીઠાભાઈ પટેલ. | ૨૨૩ |
| ૧૫૦ | અંબાલાલ દામોદર શાહ. | ૨૨૧ |
| ૧૫૦ | હરમાન ભાઈલાલભાઇ વાળંદ. | ૨૨૧ |
| ૧૫૦ | પુરુષોતમ રણછોડભાઈ પટેલ. | ૨૨૧ |
| ૧૫૪ | આદિતભાઇ રામજીભાઇ પટેલ. | ૨૨૧ |
| ૧૫૪ | મોતીભાઇ લલ્લુભાઇ પટેલ. | ૨૨૦ |
| ૧૫૬ | છોટાભાઇ મોતીભાઈ પટેલ. | ૨૨૦ |
| | | ૨૧૯ |

| | | |
|---|---|---|
| ૧૫૬ | રણછોડભાઈ ઝવેરભાઈ પટેલ. | ૨૧૯ |
| ૧૫૬ | ઉમિયાશંકર રેવાશંકર વ્યાસ. | ૨૧૯ |
| ૧૫૯ | કિશોરભાઈ રણછોડભાઈ કુંભાર. | ૨૧૮ |
| ૧૬૦ | રમિકલાલ પીતાંબરદાસ વ્યાસ. | ૨૧૭ |
| ૧૬૧ | મંગુલાલ છગનલાલ શાહ. | ૨૧૫ |
| ૧૬૧ | જયરણછોડ કોદરભાઈ ત્રિવેદી. | ૨૧૫ |
| ૧૬૩ | શંકરભાઈ જીવાભાઈ રજપુત. | ૨૧૪ |
| ૧૬૪ | રહેમાનશા મોતીશા ફકીર. | ૨૧૧ |
| ૧૬૫ | સોમાભાઈ ભગીરથદાસ સાધુ. | ૨૧૦ |
| ૧૬૬ | ઈશ્વરભાઈ સોમાભાઇ પટેલ. | ૨૦૯ |
| ૧૬૭ | અમૃતલાલ હિંમતભાઈ જલભટ્ટ. | ૨૦૫ |
| ૧૬૮ | ઈશ્વરભાઈ પુરુષોત્તમ પટેલ. | ૨૦૪ |

### ગુજરાતી–ઉર્દુ

---

### ઉર્દુ–ગુજરાતી

| | | |
|---|---|---|
| | | ૩૨૭ |
| ૧ | મહમદ સૈયદ આલમ સૈયદ. | ૩૧૭ |
| ૨ | રસુલખાન મહમદખાન પઠાણ. | ૩૧૦ |
| ૩ | ગુલામમહંમદ અબ્દુર રઝાક શેખ. | ૩૦૨ |
| ૪ | પીરસાહેબમીયાં રસુલમીયાં સૈયદ. | ૨૯૭ |
| ૫ | હુસેનમીયાં અમુમીયાં સેલોટ. | ૨૯૪ |
| ૬ | નિયાઝખાન હમીદખાન પઠાણ. | ૨૮૬ |
| ૭ | એહમદ અન્વર મલેક. | ૨૭૯ |
| ૮ | અમીરશેખ હુસેનભાઈ શેખ. | ૨૬૯ |
| ૯ | હુસેનમીયાં પનુમીયાં મલેક. | ૨૬૫ |
| ૧૦ | નનામીયાં ખાનસાહેબ શેખ. | |

| | | |
|---|---|---|
| ૧૧ | ભીખુ ચંપકુ મલેક. | ૨૫૯ |
| ૧૨. | ઇસ્માઇલ સુલેમાન વહોરા | ૨૫૬ |
| | ગોધરા | |
| ૧ | તેરસીંગ નાથાભાઈ મહીદ. | ૪૫૭ |
| ૨ | કડવાભાઇ મથુરભાઈ પટેલ. | ૪૩૬ |
| ૩ | અંબાલાલ ત્રિભોવનદાસ મહેતા. | ૪૨૧ |
| ૪ | દેવાભાઈ ફતેસીંગ પટેલ. | ૩૯૫ |
| ૫ | હિંમતસિંગ ભગવાનસિંગ પટેલ. | ૩૮૯ |
| ૬ | લક્ષ્મીનારાયણ મોતીલાલ પંડયા. | ૩૮૫ |
| ૭ | કેશવરાવ વામનરાવ મુલે. | ૩૭૪ |
| ૮ | મગનલાલ નાથાલાલ પવી. | ૩૫૫ |
| ૯ | છબીલદાસ જેઠાલાલ મહેતા. | ૩૫૫ |
| ૧૦ | ભીમભાઈ વેચતભાઈ પરમાર | ૩૪૭ |
| ૧૧ | દામોદર પુરુષોત્તમ શાહ. | ૩૪૦ |
| ૧૨ | બાબુભાઈ રૂપાભાઈ પટેલ. | ૩૩૭ |
| ૧૩ | હીરાલાલ પુંજાભાઈ લુહાર. | ૩૩૬ |
| ૧૪ | ભગવાન સુખલાલ નવી. | ૩૩૪ |
| ૧૫ | મહાસુખ સબુરભાઈ મહેતા. | ૩૩૩ |
| ૧૬ | જસભાઈ સોમાભાઈ પટેલ. | ૩૨૯ |
| ૧૭ | કચરા ગોડા ભુરીઆ. | ૩૨૭ |
| ૧૮ | રમણલાલ વલભદાસ મહેતા. | ૩૨૩ |
| ૧૯ | રૂપાભાઈ હાથીભાઈ દામોર. | ૩૨૧ |
| ૨૦ | હીરાભાઈ મેઘાભાઈ મીણામા. | ૩૧૯ |
| ૨૧ | વહાલભાઈ દીતાભાઈ બારૈયા. | ૩૧૬ |
| ૨૨ | કૃષ્ણરાવ અર્જુનરાવ ભુજબાલ. | ૩૧૦ |
| ૨૩ | ભારતસિંહ વખતસિંહ સોલંકી. | ૩૦૭ |
| ૨૪ | કૃપાશંકર નાથજી પાઠક. | ૩૦૬ |
| ૨૫ | મણિલાલ ભુધરભાઈ સુતાર. | ૩૦૧ |
| ૨૬ | ચંદુલાલ બાલકૃષ્ણ ભટ્ટ. | ૩૦૦ |
| ૨૭ | એચ્છવલાલ કેશવલાલ ગરીબ. | ૨૯૭ |
| ૨૮ | સાજનસિંહ રામસિંહ ચાવડા. | ૨૯૪ |
| ૨૯ | રેવાશંકર ચુનિલાલ ભટ્ટ. | ૨૮૯ |
| ૩૦ | પુંજાલાલ અમૃતલાલ શાહ. | ૨૮૮ |
| ૩૦ | શિવશંકર જયશંકર મહેતા. | ૨૮૮ |
| ૩૨ | અહેસિંગ ગનાભાઈ પટેલ. | ૨૮૭ |
| ૩૩ | રેવાદાસ ગુલાબદાસ પટેલ. | ૨૮૬ |
| ૩૪ | પુરુષોત્તમ હરિરામ ભટ્ટ. | ૨૮૫ |
| ૩૪ | પ્રાણશંકર ત્રિભોવન પંડયા. | ૨૮૫ |
| ૩૪ | હરજીવન દયાળજી પટેલ. | ૨૮૫ |
| ૩૭ | ત્રંબકલાલ ભુલાભાઈ ત્રિવેદી. | ૨૮૨ |
| ૩૮ | શાભાઈ મહાભાઈ પટેલ. | ૨૭૯ |
| ૩૮ | દલજી કુશાલ પટેલ. | ૨૭૯ |
| ૪૦ | કેશવલાલ અમૃતલાલ શાહ. | ૨૭૭ |
| ૪૦ | હરિદાસ હીરાભાઈ પટેલ. | ૨૭૭ |
| ૪૨ | મોહનસિંહ પરબતસિંહ રાવળજી. | ૨૭૬ |
| ૪૩ | નાથાલાલ રણછોડ પંડયા. | ૨૭૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૪ | ચીમનલાલ મુળજીભાઈ રાઠોડ. | ૨૭૨ | ૬૭ | વાડીલાલ અમૃતલાલ શાહ. | ૨૪૬ |
| ૪૫ | ચીમનલાલ હરિશંકર ત્રિવેદી. | ૨૬૬ | ૬૭ | પ્રભાતસિંહ સરદારસિંહ ઠાકોર. | ૨૪૬ |
| ૪૫ | મંગળભાઈ શનાભાઈ વાળંદ. | ૨૬૬ | ૬૯ | અંબાલાલ જેસિંગભાઈ બારોટ. | ૨૪૨ |
| ૪૭ | રણછોડ બાપુજી પંડ્યા. | ૨૬૫ | ૬૯ | મણિલાલ લલ્લુભાઈ શાહ. | ૨૪૨ |
| ૪૮ | અંબાલાલ પુંજાલાલ રાવળ | ૨૬૪ | ૬૯ | ભારતસીંગ સરદારસીંગ સાધલીઆ. | ૨૪૨ |
| ૪૯ | વાડીલાલ ગોરધનદાસ ગરીખ. | ૨૬૩ | ૭૨ | રમણલાલ કેશવલાલ દેસાઈ. | ૨૪૧ |
| ૫૦ | ચીમનલાલ મનસુખલાલ મોડ. | ૨૬૨ | ૭૩ | રૂપસીંગ ધીરા બારૈયા. | ૨૪૦ |
| ૫૦ | સોમાભાઈ ત્રિકમભાઈ વાળંદ. | ૨૬૨ | ૭૪ | મુકુંદલાલ ચુનિલાલ ઠાકર. | ૨૩૯ |
| ૫૨ | મગનલાલ સંતોકરામ જોશી. | ૨૬૦ | ૭૫ | લખુ કલા દલવાડી. | ૨૩૮ |
| ૫૨ | મણિલાલ લજારામ કાકા. | ૨૬૦ | ૭૬ | ભવાનીશંકર છગનલાલ પંડ્યા. | ૨૩૭ |
| ૫૪ | અંબાલાલ લલ્લુભાઈ જોશી. | ૨૫૯ | ૭૬ | ગોપાળ રણછોડ પટેલ. | ૨૩૭ |
| ૫૫ | સોમા પુંજા કુંભાર. | ૨૫૮ | ૭૬ | શિવશંકર બાલકૃષ્ણ પાઠક. | ૨૩૭ |
| ૫૬ | લાલા મુલા વણકર. | ૨૫૭ | ૭૬ | ધુળાશંકર કાળીદાસ વ્યાસ. | ૨૩૭ |
| ૫૭ | ભાઈલાલ મહેશ્વરલાલ ખત્રી. | ૨૫૫ | ૮૦ | હીરાલાલ રણછોડદાસ શાહ. | ૨૩૬ |
| ૫૮ | હિંમતલાલ દામોદર પંડ્યા. | ૨૫૪ | ૮૦ | પાર્થસિંહ શિવસિંહ સોલંકી. | ૨૩૬ |
| ૫૮ | વલ્લવદાસ ગીરધરલાલ પરીખ. | ૨૫૪ | ૮૨ | શનાભાઈ કાનજીભાઈ પટેલ. | ૨૩૫ |
| ૬૦ | શનીઆ રણછોડ પટેલ. | ૨૫૧ | ૮૨ | મોતીસિંહ કાભાઈ ઠાકોર. | ૨૩૫ |
| ૬૧ | કાંતિલાલ રેવાશંકર જોશી. | ૨૫૦ | ૮૪ | વજાભાઈ હાથીભાઈ દામોર. | ૨૩૩ |
| ૬૨ | જશુભાઈ વાઘજીભાઈ બારૈયા. | ૨૪૯ | ૮૪ | ચીમનલાલ ઉમીઆશંકર પાઠક. | ૨૩૩ |
| ૬૨ | ધનજી જેકન ભીલ. | ૨૪૯ | ૮૬ | પ્રાગજી પરશોતમ પટેલ. | ૨૩૧ |
| ૬૨ | સોમેશ્વર કલસુખ વાળંદ. | ૨૪૯ | ૮૭ | મગનલાલ માધવલાલ ભાટી. | ૨૨૯ |
| ૬૨ | નાનાલાલ નરસિંહ વાળંદ. | ૨૪૯ | ૮૮ | રણછોડભાઈ હીરાભાઈ સેવક. | ૨૨૬ |
| ૬૬ | મોતીસિંહ શંકરલાલ ચોહાણ. | ૨૪૭ | ૮૯ | ભીખજી મોરાર ભીલ. | ૨૨૪ |

## શુદ્ધિપત્રક

સને ૧૯૨૪ ના જુન-જુલાઈના શાળાપત્રના પા. ૧૭૭-૧૭૮ ઉપર વાર્તાનાં જે ચિત્રો આપેલાં છે તેમાં પા. ૧૭૭ ઉપર ૪ અને ૩, અને પા. ૧૭૮ ઉપર ૨, ૧ એ પ્રમાણે નંબરો લેવા.

સૂચના.

શા. પ. પુ. ૬૩મું, અંક ૬-૭, પા. ૧૭૯

વાર્તાની મુદ્દત સપ્ટેમ્બરની ૧ લી ને બદલે નવેમ્બરની ૧ લી સુધીની રાખવામાં આવી છે.

તંત્રી.

---

## રણછોડલાલ છોટાલાલ ટેકનિકલ ઇન્સ્ટિટયુટ, અમદાવાદ.

આ સંસ્થાની પ્રવેશક પરીક્ષા તા. ૧૭ મી જુન ૧૯૨૪ ને મંગળ વારને દિવસે દસ વાગે આ ઇન્સ્ટિટયુટમાં લેવામાં આવશે.

આ ઇન્સ્ટિટયુટની અંદર.

૧. મિકેનિકલ એન્જીનિઅરીંગ,

૨. કોટન વીવિંગ,

૩. કોટન સ્પીનિંગ.

આ પ્રમાણે ત્રણ જુદાં ખાતાં રાખવામાં આવ્યાં છે. આ ત્રણ પૈકી ગમે તે એકજ ખાતામાં વિદ્યાર્થીની ઇચ્છા મુજબ દાખલ કરવામાં આવે છે. દરેક ખાતામાં વ્યવહારીક શિક્ષણ આપવા માટે પુરતા સાંચાની ગોઠવણ કરી છે, તેથી પાસ થએલો વિદ્યાર્થી મીલ અગર કારખાનામાં કામ કરવાને સારો લાયક બની શકે છે.

અભ્યાસક્રમ—દરેક ખાતાની અંદર અભ્યાસક્રમ ત્રણ વર્ષનો છે.

લાયક વિદ્યાર્થીઓ માટે સ્કોલરશીપો તેમજ સારીની જગાઓ રાખવામાં આવી છે. અભ્યાસમાં જરૂરીઆતી ઓજારો સ્કૂલમાંથી આપવામાં આવે છે.

બહાર ગામના વિદ્યાર્થીઓની સવડ માટે બોર્ડીંગ-હાઉસ પણ ઉઘાડવામાં આવેલું છે.

ઉમર-ઉમેદવારની ઉમર પ્રવેશક પરીક્ષાને દિવસે ૧૫ વર્ષની પુરી થની હોવી જોઇએ.

લાયકાત–જોકે ગુજરાતી વર્નાક્યુલર ફાઇનલ પરિક્ષામાં પાસ થએલાને તેમજ અંગ્રેજી ત્રાજા ધોરણમાં પાસ થએલા વિદ્યાર્થીને દાખલ કરવાને લાયક ગણવામાં આવે છે. પરંતુ મેટ્રીક પાસ થએલાને અગર અંગ્રેજી ૭ ધોરણ સુધીના અભ્યાસવાળાને એટલે અંગ્રેજી પાંચમું ધોરણ પાસ કરેલા વિદ્યાર્થીઓને વધારે પસંદ કરવામાં આવે છે.

દાખલ થવા ઇચ્છનાર ઉમેદવારોએ પોતાની અરજી ઇન્સ્ટીટ્યુટના છાપેલા ફોર્મ ઉપર મોડામા મોડી તા. ૧૫ મી જુન ૧૯૨૪ સુધીમાં અમને મોકલી આપવી. ત્યાર પછી લેવામાં આવશે નહિ. પ્રવેશક પરિક્ષાની ફીનો રૂ. ૧), એક પરીક્ષાને દિવસે લેવામાં આવશે. પ્રવેશક પરીક્ષામાં પાસ થએલા વિદ્યાર્થીઓ પૈકી ફક્ત જરૂર જેટલા વિદ્યાર્થીઓનેજ દાખલ કરવામા આવશે.

બહાર ગામના વિદ્યાર્થીઓ માટે અરજીનો ફોર્મ ઇન્સ્ટીટ્યુટનુ વિગત વાર ઓળખ પત્ર મંગાવ્યેથી દરેક સ્કૂલના હેડમાસ્તર ઉપર મોકલી આપવામાં આવશે. અમદાવાદમાં રહેતા વિદ્યાર્થીઓએ જોઇતા ખુલાસો અમારી ઓફીસમાં આવી મેળવવો.

આ ઇન્સ્ટીટ્યુટ અમદાવાદ રેલ્વે સ્ટેશન પાછળ સરસપુર રોડ ઉપર માણેકભાઇની મીલ પાસે આવેલુ છે.

આર. સી. ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ, અમદાવાદ. તા. ૨૨–૨–૨૪ — J. H. Mehta પ્રિન્સિપલ.

---

શિક્ષકો તેમજ શિષ્યવર્ગમાં અતિશય પ્રિય થઈ પડેલાં

# સૃષ્ટિજ્ઞાનનાં પુસ્તકો.

પ્ર. ગ્રા. ટ્રે. કૉલેજમા શિક્ષણનો મેડલ મેળવનારા અને અનુભવી સીનિઅર શિક્ષકો પાસે ધોરણવાર સૃષ્ટિજ્ઞાનનાં પુસ્તકો પ્રશ્નોત્તર રૂપે અને સંપૂર્ણ વિવેચન સાથે અમે તૈયાર કરાવેલાં છે જે ઘણાં ઉપયોગી હોઈ શિક્ષકવર્ગમાં પ્રશંસાપાત્ર નીવડયાં છે. એ પુસ્તકોનો ટુંક સમયમાં એટલો બનો પ્રચાર થયો છે કે તેમાંના ઘણાં તો છઠ્ઠી અને સાતમી આવૃત્તિએ પહોંચી ગયાં છે.

**વળી વર્નાક્યુલર ફાઇનલ અને ટ્રેનિંગ કૉલેજના ઉમેદવારો માટે**

# સૃષ્ટિજ્ઞાન ચા વિદ્યાના પાઠો.

એ નામનું પુસ્તક એજ શિક્ષકો પાસે તૈયાર કરાવી બહાર પાડયું છે. તેમાં સાતમી ચોપડીના વિદ્યાના પાઠોનું સંપૂર્ણ વિવેચન કરવામાં આવ્યું છે. તેમજ ભિન્નભિન્ન દૃષ્ટિએ પરીક્ષામાં પુછાએલા સવાલોનો પણ તેમાં સંગ્રહ કરવામાં આવ્યો છે જેથી એના અભ્યાસ પછી વિદ્યાના વિષયમાં નાપાસ થવાનો લેશ પણ ભય રહેતો નથી. વધારે પ્રશંસાની જરૂર નથી બુક વાંચવાથી ખાત્રી થશે. થોડી નકલો સીલીકમાં છે, ત્યાં સુધી એ બુક રૂા. ૦-૫-૬ કિંમતે આપવામાં આવશે બીજી કોઈ કોઈ બુકોની કિંમતમાં થોડોથોડો વધારો કરવાની જરૂર પડી છે. આશા છે કે અમારા સુજ્ઞ ગ્રાહકો કાગળોની તથા પ્રેસ ચીજોની વધતી જતી મોંઘવારીને લીધે આ ફેરફારને ધ્યાનમાં લેશે નહિ. જથાબંધ લેનારને સારૂં કમિશન ધોરણવાર કિંમત નીચે મુજબ—

| | | | |
|---|---|---|---|
| બાળોપયોગી પ્રશ્નોત્તર રૂપે સરળ સૃષ્ટિજ્ઞાન ધો. ૧ લું. | | (આ ૫) | |
| | | કિંમત | રૂા. ૦-૨-૦ |
| ” | ધોરણ ૨ જું | (આ. ૭) | રૂા. ૦-૨-૬ |
| ” | ધોરણ ૩ જું | (આ. ૮) | રૂા. ૦-૩-૦ |
| ” | ધોરણ ૪ થું | (આ. ૭) | રૂા ૦-૩-૦ |
| ” | ધોરણ ૫ મું | (આ. ६) | રૂા. ૦-૪-૦ |
| ” | ધોરણ ૬ ઠું | (આ. ૫) | રૂા ૦-૪-૬ |
| ” | ધોરણ ૭ મું | (આ. ૨) | રૂા ૦-૫-૬ |
| પ્રશ્નોત્તરરૂપ ભરતખંડનો સરળ ઇતિહાસ | | (ધો. ૫) | રૂા ૦-૩-૦ |
| | | (ધોરણ ૬) | રૂા. ૦-૪-૦ |

કમિશન ૨૫ ટકા આપવામાં આવશે તા. ક.—આ ઉપરાંત ધોરણવાર નોટો પણ અમોએ પ્રગટ કરી છે. તેને માટે પણ યોગ્ય કમિશન આપીશું.

લખો—મણિલાલ મુળજીભાઈ ઉપાધ્યાય.

બુકસેલર એન્ડ પબ્લિશર પેટલાદ (વાયા આણંદ)

શિક્ષકો તેમજ શિષ્યવર્ગમાં અતિશય પ્રિય થઈ પડેલાં

# સૃષ્ટિજ્ઞાનનાં પુસ્તકો.

ટ્રે. કૉલેજમાં શિક્ષણનો મેડલ મેળવનારા અને અનુભવી સીનિઅર શિક્ષકો પાસે ધોરણવાર સૃષ્ટિજ્ઞાનનાં પુસ્તકો પ્રશ્નોત્તર રૂપે અને સંપૂર્ણ વિવેચન સાથે અમે તૈયાર કરાવેલાં છે જે ઘણાં ઉપયોગી હોઈ શિક્ષકવર્ગમાં પ્રશંસાપાત્ર નીવડયાં છે. એ પુસ્તકોનો ટુંક સમયમાં એટલો બધો પ્રચાર થયો છે કે તેમાંના ઘણાં તો છઠ્ઠી અને સાતમી આવૃત્તિએ પહોંચી ગયાં છે.

**વળી વર્નાક્યુલર ફાઇનલ અને ટ્રેનિંગ કૉલેજના ઉમેદવારો માટે**

# સૃષ્ટિજ્ઞાન યા વિદ્યાના પાઠો.

એ નામનું પુસ્તક એજ શિક્ષકો પાસે તૈયાર કરાવી બહાર પાડ્યું છે. તેમાં સાતમી ચોપડીના વિદ્યાના પાઠોનું સંપૂર્ણ વિવેચન કરવામાં આવ્યું છે. તેમજ ભિન્નભિન્ન દૃષ્ટિએ પરીક્ષામાં પુછાએલા સવાલોનો પણ તેમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. જેથી એના અભ્યાસ પછી વિદ્યાના વિષયમાં નાપાસ થવાનો લેશ પણ ભય રહેતો નથી. વધારે પ્રશંસાની જરૂર નથી. બુક વાંચવાથી ખાત્રી થશે. થોડી નકલો સીલીકમાં છે, ત્યાં સુધી એ બુક રૂા. ૦-૫-૬ કિંમતે આપવામાં આવશે બીજી કોઈ કોઈ બુકોની કિંમતમાં થોડોથોડો વધારો કરવાની જરૂર પડી છે. આશા છે કે અમારા સુજ્ઞ ગ્રાહકો કાગળોની તથા પ્રેસ બીજાની વધતી જતી મોંઘવારીને લીધે આ ફેરફારને ધ્યાનમાં લેશે નહિ. જથાબંધ લેનારને સારૂં કમિશન. ધોરણવાર કિંમત નીચે મુજબઃ—

| | | | |
|---|---|---|---|
| બાળોપયોગી પ્રશ્નોત્તર રૂપે સરળ સૃષ્ટિજ્ઞાન ધો. ૧ લું. | | (આ. ૫) | કિંમત રૂા. ૦-૨-૦ |
| " | ધોરણ ૨ જું | (આ. ૭) | રૂા. ૦-૨-૬ |
| " | ધોરણ ૩ જું | (આ. ૮) | રૂા. ૦-૩-૦ |
| " | ધોરણ ૪ થું | (આ. ૭) | રૂા. ૦-૩-૦ |
| " | ધોરણ ૫ મું | (આ. ૬) | રૂા. ૦-૪-૦ |
| " | ધોરણ ૬ ઠું | (આ. ૫) | રૂા. ૦-૪-૬ |
| " | ધોરણ ૭ મું | (આ. ૧) | રૂા. ૦-૫-૬ |
| પ્રશ્નોત્તરરૂપ ભરતખંડનો સરળ ઇતિહાસ | | (ધો. ૫) | રૂા. ૦-૩-૦ |
| | | (ધોરણ ૬) | રૂા. ૦-૪-૦ |

કમિશન ૨૫ ટકા આ પત્રામાં આવશે. તા. ક.—આ ઉપરાંત ધોરણવાર નોટો પણ અમોએ પ્રગટ કરી છે. તેને માટે પણ યોગ્ય કમિશન આપીશું.

લખો—મણિલાલ ગુલાબભાઈ ઉપાધ્યાય.

બુકસેલર એન્ડ પબ્લિશર પેટલાદ (વાયા આણંદ)

Registered No B. 43

પુસ્તક ૬૩ મું ] [ અંક ૯

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

સપ્ટેમ્બર, સને ૧૯૨૪

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક ( જાન્યુઆરિ ૧૯૨૪ થી )
કૃષ્ણલાલ સુરજરામ વકીલ, M Ed, I E S.
એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, ઉત્તર ભાગ, અમદાવાદ



સૂર્યપ્રકાશ પ્રિં૦ પ્રેસમા, મુગટલાલ ત્રિકમલાલે છાપ્યુ—
ઠેકાણુ—કાળુપુર ટંકશાળ—અમદાવાદ

## સપ્ટેમ્બર—સને ૧૯૨૪.

વિષય અનુક્રમણિકા પૃષ્ઠ


સ્કાઉટનું જીવન .... .... .... .... ૨૫૭
મુંબઇના ના. ગવર્નર સર લેસ્લિ વિલ્સનનું ભાષણ.... ૨૫૮
પ્રાથમિક શાળાઓમાં ચિત્રકળાનો પુનરુદ્ધાર .... ૨૬૨
અંકગણિત અને અપૂર્ણાંક .... .... .... ૨૬૭
સને ૧૯૨૪ ની વ. ફા. પરીક્ષામાં બેઠેલા વિદ્યાર્થીઓના
કામની સમાલોચના .... .... .... .... ૨૭૧
હસ્તકળાશિક્ષણ સ્લૉઇડપદ્ધતિ (૧) .... .... ૨૭૫
ઇ. સ. અને તારીખ ઉપરથી વાર શોધી કાઢવાની રીત ૨૭૮
સરકારી જાહેરખબર .... .... .... .... ૨૮૦,
" " .... .... .... જા. ખ. પા. ૫૭.
ઉ. ભા. ની સને ૧૯૨૪માં લેવાએલી વર્નાક્યુલર ફાઇનલ,
પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોની યાદી .... ૨૮૩

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૩ મું, સપ્ટેમ્બર સને ૧૯૨૪, અંક ૯ મો


## સ્કાઉટનું જીવન

"તૈયાર રહો" એ સ્કાઉટનો મુદ્રાલેખ છે. સ્કાઉટ પ્રજા, જાતિ, ધર્મ કે રંગનો ભેદ રાખ્યા વિના સમાજસેવા કરવાની તક મેળવવાનીજ ઇચ્છા રાખે છે. તે કોઈ પણ સંજોગમાં અને ગમે તે વખતે સેવાધર્મ સંપૂર્ણ રીતે બજાવવા તત્પર રહે છે. પોતાને કોઈ પણ લાભ થાય એવા હેતુથી નહિ પણ પારકાની સેવા ઉત્તમ રીતે કરવાને વધારે શક્તિમાન થવાય એ હેતુથીજ તે પોતાના શરીરને, મનોવિકારને અને મનને કેળવે છે. સેવામાંજ તે આનંદ માને છે અને સેવાના બદલામાં સેવા કરવાની વધુ તક મળે એટલુંજ તે ઇચ્છે છે.

## મુંબઈના ના. ગવર્નર સર લેસ્લિ વિલસનનું ભાષણ

મુંબઈ યુનિવર્સિટિના વાર્ષિક પદવીદાનના સમારંભ વખતે યુનિવર્સિટિના ચાન્સેલર તરીકે મુંબઈના ના. ગવર્નર સર લેસ્લિ વિલસને ઘણું અસરકારક અને બોધદાયક ભાષણ આપ્યું હતું.

તેમણે પોતાના ભાષણને વિષય "લોકાયત્ત રાજ્યતંત્ર" રાખ્યો હતો. લોકાયત્ત રાજ્યતંત્ર એ ઉંચામાં ઉચું પ્રતિનિધિપણાના તત્ત્વવાળું રાજ્યતંત્ર છે. તેમા લોકો સીધી રીતે નહિ પણ વખતોવખતે પોતાના પ્રતિનિધિઓ ચૂંટી કાઢી તેમની મારફતે રાજ્ય ચલાવે છે. હિંદના ઇતિહાસમાં ઈસ્ટ ઇન્ડિઆ કંપનિના સમયથી તે અત્યાર સુધીમાં હિંદીઓને આવું રાજ્યતંત્ર આપવાના અંતિમ આદર્શ રાખી એકધારી રાજ્યનીતિ સરકારે રાખી છે. કેટલાક એમ કહેશે કે એ દિશામાં પ્રગતિ બહુજ ધીમી થઈ છે, તોપણુ એટલું તો માનજો કે-ઈ. સ. ૧૮૫૭ ના બળવાના ભયંકર સમયમાં પણ મુંબઈની યુનિવર્સિટિની સ્થાપના કરી સાચી પ્રગતિ માટેની પોતાની ખરી ઇચ્છાની જે સાબીતી અંગ્રેજ લોકોએ બતાવી આપી છે તેવી દુનિયાની બીજી કોઈકજ પ્રજાએ બતાવી હશે.

લોકાયત્ત રાજ્યતંત્ર કાંઈ બિલાડીનાં ટોપની માફક એક રાતમાં ઊભું થઈ શકતુ નથી. બ્રિટિશ પાર્લમેન્ટ જેને દુનીઆની બીજી પાર્લમેન્ટોની માતા ગણવામાં આવે છે તે પણ સેંકડો વર્ષ પછીજ બ્રિટિશ પ્રજાના વિકાસ પામતા વિચારોને અનુકૂળ કારભારપદ્ધતિ ઘડી શકી છે; અને એજ પ્રમાણે કોઈ પણ દેશમાં લોકસત્તાની ધીમે ધીમેજ જમાવટ થાય.

પ્રજામાં યુવકો હંમેશાં ઉંચા આદર્શોવાળા હોય છે. તેઓ અધીરા અને નવીનતા, ફેરફાર અને અખતરા માટે હંમેશાં ઈંતેજાર હોય છે. પણ આજના જુવાન વિદ્યાર્થીઓ ભવિષ્યમાં ધારાશાસ્ત્રીઓ, રાજ્યદ્વારી પુરુષો અને પ્રજાના નેતાઓ પણ બનશે. હિંદુસ્તાનને હવે જુને રસ્તેથી ફંટાઈને નવે રસ્તે ચઢવાનું છે, અને હિંદના યુવકોએ પોતાના રાજ્યપ્રકરણ સંબંધી વિચારોમાં મિતપણું, સાવધતા અને દીર્ઘદૃષ્ટિ રાખવાનાં છે. અતિશય ઉત્સાહ અને આવેશમાં આડે માર્ગે ન ચઢી જવાય એ તેઓએ જેવાનું છે. ભાંગફોડ તો કોઈ પણ મૂર્ખ માણસ કરી શકે. નાખેલા પાયા ઉપર ચણતર ડાહ્યો રાજ્યદ્વારી પુરુષજ કરી શકે, અને આગળના દાખલાઓ ધ્યાનમાં રાખી ખરૂં લોકાયત્ત રાજ્યતંત્ર તેજ ઘડી શકે. હિંદમાં સોનેરી સમય લાવવાને બીજો કોઈ ટુંકો રસ્તો નથી. દેશનું ભવિષ્ય હિંદના યુવકોનાજ હાથમાં છે અને તેમને માથે આવી પડેલી ભારે જોખમદારી પણ તેમણે સમજવાની અને ઉપાડવાની છે.

લોકાયત્ત રાજ્યતંત્રની સફળતાને માટે જે આવશ્યક સંજોગો અથવા ખાસ ગુણો જરૂરના છે તેમાનો પહેલો ગુણ તો ભ્રાતૃભાવ અથવા સમ-

ભાવના છે. આવી ભાવના પૂર્વના દેશોનાં મહાન ધર્મોમાં મૂળતત્ત્વરૂપે રહેલી છેજ અને એનો સૌથી સરસ દાખલો કબીરનો છે. કબીરે નાતજાતનો ભેદ રાખ્યા વિના કોઈ પણ ધર્મનાં માણસને પોતાના શિષ્ય તરીક સ્વીકાર્યાં હતાં. એ કબીર જ્યારે મરણ પામ્યા ત્યારે તેનાં હિંદુ અને મુસલમાન શિષ્યો વચ્ચે એના શબને દાટવું કે બાળવું એને માટે વાંધો ઊઠયો. તકરાર જ્યારે વધી પડી ત્યારે કબીરનો આત્મા ત્યાં દેખાયો અને તેણે શિષ્યોને શબ ઉપરથી પિછોડી ઉપાડી લેવા કહ્યું. પિછોડી ઉપાડતાં શબને બદલે ગુલાબનાં ફૂલનો ઢગલો તે શિષ્યોની નજરે પડયો. આ ઢગલામાંથી અર્ધા ભાગનાં ફૂલ લઈ મુસલમાનોએ દાટયાં અને અર્ધા ભાગનાં ફૂલ હિંદુ શિષ્યોએ ગંગાને કિનારે બાળ્યાં. એવીજ રીતે લોકાયત્ત રાજ્યતંત્રમાં જાતિ, ધર્મ કે જન્મનો ભેદ હોય નહિ. દરેકને પોતપોતાની લાયકાત પ્રમાણે અધિકાર મળવોજ જોઈએ. નેપોલિઅનને મન પણ એવુંજ હતું કે દરેક સિપાઈના ગજવામાં સેનાધિપતિનો અધિકારદંડ રહેલો છેજ.

રાજકીય કે સામાજિક હકો જે આપણે આપણા ભાઈઓને આપવા માગતા ન હોઈએ તે હકો આપણે પણ માગવાનો અધિકાર નથી. યુરોપમાં લડાઈ વખતે જેઓએ એક બીજાને માટે લોહી રેડયાં અને પ્રાણ ખોયા તેઓએ તો આ ભાઈચારાનો પાઠ શીખી લીધો છે, પણ હિંદને તે શીખવાનો બાકી છે. જાપાનના રાજ્યકર્તાઓએ પોતાના વંશપરંપરાના રાજ્યના હકો છોડી દીધા અને એવો આત્મભોગ આપ્યો ત્યારેજ જાપાન આવી અદ્વિતીય સ્થિતિ પ્રાપ્ત કરી શકયું. હિંદુસ્તાન એવીજ ઉંચી સ્થિતિ પ્રાપ્ત કરી શકે; પણ તેમાં તેને પોતાની પ્રાચીન, સુંદર અને પૂજ્ય એવી કેટલીક વસ્તુનો ભોગ આપવો પડશે.

ખરા લોકાયત્ત રાજ્યતંત્રમાં અસ્પૃશ્યતા જેવું કાંઈ હોઈ શકે નહિ. લોકાયત્ત રાજ્યતંત્રનો બીજો આવશ્યક ગુણ ઐક્ય છે. લોકસત્તાવાદમાં મોટો ભય એ છે કે તેમાં સંજોગોનું બળ એકત્ર થવાને બદલે જુદી જુદી દિશામાં વહી ફેલાઈ નિર્બળ થઈ જાય છે. આવી સ્થિતિ હિંદુસ્તાનમાં દૃષ્ટિગોચર થયાંજ કરે છે. હિંદને જો આવું રાજ્યતંત્ર જોઈએ તો તેણે ઐક્ય પણ સાધવું જોઈએ. જો હિંદને રાજ્ય કરવું હોય તો સાથે સાથે બીજાને સ્વતંત્રતા પણ આપવી જોઈએ. આપણે જે લેવું છે તે બીજાને આપવું પણ જોઈએ. નજીવી બાબતોમાં મતભેદ રહેતો હોય તો ભલે

પણ મુદ્દાની અથવા અગત્યની બાબતોમાં તો એક થવુંજ જોઈએ. અને આપણે જીવવા માગતા હોઈએ તો બીજાને જીવવા દેવાજ જોઈએ. હિંદનો આદર્શ તો દરેકને માટે સરખોજ હોય; બ્રાહ્મણ, બૌદ્ધધર્મી, પારસી, મુસલમાન કે ખ્રિસ્તિ એ સૌને કોઈ જાતના નિષેધ વિના યથેષ્ટ વિચરવાનો હક મળવો જોઈએ. હું પહેલો હિંદી અને પછીજ બ્રાહ્મણ, પારસી, મુસલમાન કે ખ્રિસ્તિ છું એવી ભાવના દરેક હિંદીને મન બંધાવી જોઈએ.

લોકાયત્ત રાજ્યતંત્રનો ત્રીજો ગુણ જાતમહેનત છે. એ તો ખરૂં છે કે પ્રાચીન કાળમાં હિંદમાં જુદી જુદી જાતોને જુદાં જુદાં કામ સોંપવામાં આવ્યાં હતાં. આવો ભેદ લોકસત્તાવાદમાં હોઈ શકે નહિ. જાતમહેનત એ એક હલકું કામ છે એવી ભાવના આપણામાંથી દૂર થવી જોઈએ. આપણે આપણા દેશના કુદરતી વિશાળ ભંડારો ઉઘાડવા જોઈએ અને આપણાથી બની શકે તેટલા ખીલવવા જોઈએ. એક ભણેલો માણસ શા માટે હાથમાં હળ લઈ જમીન ન ખેડે ? હિંદની ઔદ્યોગિક પ્રગતિ હિંદને માટે અનિષ્ટ છે એમ કહેવું ખોટું છે. જો આવા પ્રકારની પ્રવૃત્તિમાં સારી દેખરેખ અને યોગ્ય વ્યવસ્થા હોય અને એ પ્રવૃત્તિને યોગ્ય માર્ગે વાળી હોય તો તે દેશની ઉન્નતિના સાધનરૂપજ બને.

ઔદ્યોગિક પ્રવૃત્તિ પ્રજાનાં વૈભવ, આબાદી અને મોટાઈને માટે જરૂરની છે. ઇંગ્લંડને માટે મિલ, બર્ક અને મેકોલેએ કંઈ કર્યું છે તેના કરતાં જેમ્સ વોટે વધારે કર્યું છે એમજ કહી શકાય. અને હિંદુસ્તાનને પણ જો એવી મોટાઈ મેળવવી હોય તો તેને અત્યારે જેમ્સ વોટ જેવા માણસોની જરૂર છે. નેપોલિયનના સમયની લડાઈઓમાં ઇંગ્લંડ જેમ્સ વોટ જેવા માણસને લીધે અને પોતાની ઔદ્યોગિક પ્રગતિને લીધેજ લડાઈનાં સાધનો મેળવી શક્યું હતું; તેમજ વર્તમાન સમયના નેપોલિયન—કૈસર—ને પણ તેથીજ તે કચરી શક્યું હતું. ખેતીના ધંધાવાળો દેશ પરદેશી શત્રુઓના આક્રમણનો સત્વર ભોગ થઈ પડે છે; કારણ કે તેવા દેશમાં માણસ, નાણાં અને લડાઈની ચીજો મળી શકતાં નથી.

ભણેલો માણસ જ્યારે જાતિભેદ અને કેવળ ચોપડીનુંજ જ્ઞાન બાજુએ મૂકી બાંયો ચડાવી જમીન ખેડશે ત્યારેજ હિંદ આબાદ થઈ શકશે. હિંદુસ્તાનમાં અત્યારે એકલા ચોપડીના ભણતરની જરૂર નથી. અત્યારે વિજ્ઞાનશાસ્ત્રીની અને વિજ્ઞાનમય દૃષ્ટિની હિંદને જરૂર છે. ચાલુ જમાનામાં વસ્તુમાત્ર વિજ્ઞાનનુંજ પરિણામ છે એમ કહી શકાય.

હિંદની પ્રજા એક બાબતમાં અદ્વિતીય છે. તેનો સુધારો દુનીઆમાં સૌથી જુનો છે. રોમની રાજધાની સ્થપાઈ તે પહેલાં સૈકાઓથી હિંદ આબાદ હતું. મહાન સિકંદરે હિંદમાં પગ મૂકયો ત્યારે સુવ્યવસ્થિત, આબાદ, અને તે સમયના કોઈ પણ દેશના રાજ્ય કરતાં ચડી જાય એવાં રાજ્યો તેની નજરે પડયાં હતાં. રોમરાજ્યનો નાશ થયો, ગ્રીસની જાહોજલાલી સ્વપ્નવત્ થઈ ગઈ; પણ હિંદ તો જેવું ને તેવુંજ રહ્યું છે. હિંદનો ઇતિહાસ ભવ્ય છે. હિંદનો રામાયણ અને મહાભારતના સમયથી માંડી ચિતોડના રજપુત યોદ્ધાઓ, શિવાજી, બહાદુર મરાઠાના હલ્લાઓ, અને ઇ. સ. ૧૯૧૪-૧૮ ના મહાન યુદ્ધમાં રોકાએલાં હિંદી લશ્કરોના સમય સુધીનાં અનેક હિંદી યોદ્ધાઓનાં યશસ્વી પરાક્રમોથી હિંદનો ઇતિહાસ ભરપુર છે, અને એ બધાં હિંદના ઇતિહાસનાં સુંદર સંસ્મરણો છે. અશોક અને અકબર જેવા રાજ્યકર્તાઓ, શંકરાચાર્ય જેવા તત્ત્વજ્ઞાનીઓ, કાળિદાસ જેવા નિપુણ નાટ્યકારો, એ બધાઓ દુનીઆના મહાન નરોની પંક્તિમાં ગણાઈ દુનીઆની પ્રજાઓમાં અમર કીર્તિ મૂકી ગયા છે. વેદો સુધારોના સમયની શરૂઆતના છે. કાર્લા, એલિફન્ટા અને ઇલોરાનાં ગુહામંદિરો, અજંટાનાં અદ્ભુત ચિત્રકામો, આબુનાં મંદિરોનાં ઝીણાં નકશી કામો, પેશ્વાના મહેલો, દક્ષિણના ઘાટ ઉપરના મરાઠાના ભયંકર કિલ્લાઓ એ બધાં આપણા પૂર્વજોની સંસ્કૃતિનાં અને તેમનાં પરાક્રમોનાં જીવતાં સ્મારકો છે. એ બધાં આપણી સમક્ષ ઉચ્ચ આદર્શો રજુ કરે છે. હિંદ એટલાં એટલાં રાજ્યપરિવર્તનોના અને ભિન્ન ભિન્ન પરદેશી સુધારાના આઘાતોને સહન કરી શક્યું છે. એ બધાંમાં જે કંઈ ઉત્તમ હતું તે તેણે સ્વીકાર્યું છે. હિંદનો પ્રાચીનકાળ જેટલો ઉજ્જ્વલ હતો તેટલોજ ભવિષ્યકાળ પણ ઉજ્જ્વલ બને અને દેશ પોતાનો અનન્ય ઇતિહાસ અને વ્યક્તિત્વ ગુમાવી ન દેતાં એક વાર ફરીથી નવા વિચારોને અનુકૂળ થાય એ મારી ઇચ્છા છે.

લોકાયત્ત રાજ્યતંત્રનો બીજો એક અતિ અગત્યનો મુદ્દો એ છે કે આવા પ્રકારના રાજ્યતંત્રમાં દરેક વ્યક્તિનો ધર્મ છે કે તેણે માથે ભય આવી પડતાં પોતાના દેશનું રક્ષણ કરતાં શીખવું. થોડા વખત પહેલાં ઘણા હિંદીઓ તરફથી માગણી થતાં સરકારે યુનિવર્સિટિ ટ્રેનિંગ કોર અને હિંદી ટેરિટોરિઅલ ફોર્સની સ્થાપના કરી છે. આમાં અંતઃકરણપૂર્વક કેમ સરકારને મળ્યો જણાતો નથી. આ દોષમાંથી મુક્ત થવું એ તમારી ફરજ છે.

---

# પ્રાથમિક શાળાઓમાં ચિત્રકળાનો પુનરુદ્ધાર

ઘણાં મનુષ્યો એમ માને છે કે કુદરતી બક્ષીસ સિવાય કોઈ પણ માણસને ચિત્રકળા આવડે નહિ, પરંતુ અનુભવથી એમ સિદ્ધ થયું છે કે નિશાળોમાં શીખવાના ઇતિહાસ, ભૂગોળ અને ગણિતાદિ વિષયો પ્રમાણે ચિત્રકળા પણ થોડી ઘણી તો દરેક વિદ્યાર્થી શીખી શકે છે. નિશાળમાં અભ્યાસ કરતો દરેક વિદ્યાર્થી જેમ ગ્રંથકાર કે, ગણિતવેત્તા થઈ શકતો નથી, તેમ દરેક વિદ્યાર્થી ચિત્રકાર પણ ન થઈ શકે એ ખરું, છતાં વિદ્યાર્થી અવસ્થામાં થએલા ચિત્રકળાના સંસ્કાર વિદ્યાર્થીની રસવૃત્તિને પોષે છે અને ચિત્રકળાનું અલ્પજ્ઞાન પણ તેના જીવનપ્રવાહમાં ઉપયોગી થઈ પડે છે એ વાત તો નિર્વિવાદ છે.

આજથી લગભગ ત્રીસ વર્ષ પહેલાં પ્રાથમિક નિશાળોમાં ચિત્રકળાને કોઈ ઓળખતું પણ નહોતું માત્ર અંગ્રેજી નિશાળોમાં એ કળા ઘણીજ સાદી રીતે શિખવાતી અને જેમને તેનો ખાસ અભ્યાસ કરવો હોય તે વિદ્યાર્થીઓ નિશાળની બહારના વખતમાં વર્ગની ફી ઉપરાંત ચાર આના વધારે ભરીને શીખતા. શિક્ષકોને સરકારી બનાવવા માટે ટ્રેનિંગ કૉલેજમાં પણ ચિત્રકળા શિખવાતી. પરંતુ શિક્ષણના વિષયમાં ચિત્રકળાનો સાધન તરીકે ઉપયોગ કરવામાં આવતો નહોતો. વિદ્યાર્થીઓને જે સમજાવવાનું હોય તે માત્ર વાણીથીજ સમજાવવામાં આવતું અને શિક્ષકો પોતાનો જ્ઞાનભંડાર વાણીદ્વારા વિદ્યાર્થીઓ આગળ ઠલવી દે, પરંતુ વાણીની સાથે ચિત્રનો ઉપયોગ શિક્ષણને રસમય બનાવે છે અને શિક્ષણ સફળ થાય છે, તેથી ઉત્તમ શિક્ષકને તો ચિત્રકળાનું જ્ઞાન આવશ્યક છે એમ કેળવણીના હિતેચ્છુ અમલદારોને સમજાયું એટલે સને ૧૯૦૪-૫ માં પ્રાથમિક શાળાઓમાં ચિત્રકળા શિખવવાને માટે બાળવર્ગથી માંડીને સાતમા ધોરણ સુધીનો અભ્યાસક્રમ પદ્ધતિસર ઘડાયો અને અમદાવાદની મે. ગ. ટ્રેનિંગ કૉલેજના પહેલા, બીજા, અને ત્રીજા વર્ગના અભ્યાસક્રમમાં બીજા વિષયોની માફક ચિત્રકળાને પણ યોગ્ય સ્થાન મળ્યું. કૉલેજને અંગે સ્થપાએલી પ્રૅક્ટિસિંગ સ્કૂલમાં પણ ચિત્રકળા દાખલ થઈ અને દરેક વિદ્યાર્થી તેનો લાભ લેતો થયો. પરંતુ સાધનોના અભાવે આ નવીન વિષય ગામડાની નિશાળોમાં શિખવી શકાતો નથી, એવી બૂમો ફરિયાદો આવવા લાગી. 'મોંઘા કાગળ, મોંઘા રંગ અને મોંઘી

પીછીઓ ગામડામાં ક્યાંથી લાવીએ.' એમ જણાવી શિક્ષકો પોતાની જવાબદારીમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પરિણામે કેટલીક નિશાળોમાં ચિત્રકળા ઠીક ઠીક શિખવાય, કેટલીક નિશાળોમાં નહિ જેવી શિખવાય અને કેટલીક નિશાળોમાં તો બીલકુલ ન શિખવાય એમ લગભગ અત્યાર સુધી ચાલ્યું.

હવે સુમારે વીસ વર્ષને અંતરે અર્થાત્ સને ૧૯૨૪ની સાલમાં પાછલા અભ્યાસક્રમમાં સુધારો કરવા માટે કેટલાક કેળવણીખાતાના અમલદારોની કમિટિ નીમવામાં આવી. આ કમિટિએ પ્રાથમિક નિશાળો-ને માટે ચિત્રકળાનો અભ્યાસક્રમ નીચે પ્રમાણે ફરીથી ઘડ્યો:-

**પ્રાથમિક શાળાઓ માટે ચિત્રકળાનો નવો અભ્યાસક્રમ:**

**બાળવર્ગ અને ૧ લું ધોરણ:**

જમીન ઉપર રેતી પાથરીને વસ્તુની મોટી મોટી રેખાકૃતિઓ હાથની આંગળીઓથી કે દાતણના છેડાથી કઢાવવાની. દીવાલ ઉપર, કાગળના પુઠા ઉપર, કે કાળા પાટીઆ ઉપર ચાકથી કઢાવવાની, અને જ્યાં બની શકે ત્યાં રંગીન કે ધોળા કાગળ ઉપર રંગીન ચાકથી કે પ્રવાહી રંગ અને પીછીથી નાના માપમાં કઢાવવી.

બને ત્યાંસુધી જે વસ્તુનું ચિત્ર શિખવવું હોય તે વસ્તુજ વર્ગમાં લાવવી. શિખવવાની વસ્તુ બાળકોને પરિચિત હોય, તેમજ એકજ રંગની અને સ્પષ્ટ હોય એવી પસંદ કરવી; દાખલા તરીકે, પરબીડીઉં, પતંગ, સાદો વાવટો, લાકડી, દંડો, આંકણી, તવેથો, પાટી, નારંગી, પાંદડું વગેરે.

શિક્ષક સાદી પરિચિત વસ્તુઓની આકૃતિઓ કાગળના પુઠામાંથી કાપી કાઢવી તેમજ વિદ્યાર્થીઓ પાસે પણ તે કપાવવી, અને પછી તેની આસપાસ પેન્સિલ ફેરવાવી વસ્તુની રેખાકૃતિ કઢાવીને તેમાં રંગ પુરાવવો.

રંગના નામ અને કયા રંગની સાથે કયો રંગ વધારે શોભે તે જુદા જુદા રંગની કુદરતી પુષ્પકળીઓ, બીજ, કણીઆ, મણકા અને રંગીન કાગળની ચકતીઓ ઉપરથી શિખવવું. પ્રસંગોપાત ઘાટનાં નામ સાથે આવી વસ્તુઓ આડી અવળી ગોઠવીને સૌન્દર્યના આકારો બનાવતાં પણ શિખવવું.

વસ્તુને જોયા વિના કે વસ્તુને થોડી વાર જોયા પછી તે વસ્તુનું ચિત્ર સ્મરણ ઉપરથી કઢાવવાનો મ્હાવરો કરાવવો; અને વિવિધ વાર્તા-પ્રસંગનાં કલ્પિત ચિત્રો પણ બાળકોની નજરમાં આવે એવાં ચિતરવાને

ઉત્તેજવા પરંતુ તેમાં તેમણે જે જે ચિતર્યું હોય, તે તેઓ પોતાની મેળે સામાને સમજાવી શકે એવું હોવું જોઈએ.

**ધોરણ ૨ જું:**

પાછલા ધોરણમાં દર્શાવેલા અભ્યાસક્રમ ઉપરાંત આ ધોરણમાં શિખવવાની વસ્તુઓ લંબાઈ અને પહોળાઈ વાળી પણ જાડાઈ વિનાની કે થોડી જાડાઈવાળી એવી સપાટ પસંદ કરવી, ગોળાકાર અને લંબગોળાકાર પદાર્થ, પાંદડાં, ફળ, ભાજીપાલો અને બીજા કુદરતી નમુના પસંદ કરવા

બની શકે, કેટલાક પદાર્થ પાકમ ફૂટ અને પેન્સિલનો ઉપયોગ કરવા પરિચિત વસ્તુઓના કલ્પિત ચિત્ર અને સ્મૃતિચિત્ર કઢાવવા, અને સજીવ તેમજ નિર્જીવ પ્રાણીઓના કુદરતી નમુના કે જે બાળકોએ જોયા હોય પણ ચિતર્યા ન હોય અથવા પહેલાં ચિતરી ગયાં હોય તે સર્વ ચિતરાવવા

**ધોરણ ૩ જું:**

પાછલા ધોરણોમાં દર્શાવેલા અભ્યાસક્રમ ઉપરાંત નળાકાર તથા શંકુના જેવા ગોળ તળીયા અને મથાળાવાળી તેમજ ચોખંડી વસ્તુઓને આંખની સપાટીની બરાબર આવે એવી રીતે સીધી ઊભી ગોઠવીને પડાવવી, તેમજ કુદરતી નમુના જેવા કે પાંદડાં, ડાળીઓ, ડાંખળાં વગેરે ચિતરતાં પણ શિખવવું

દીવાસળીની પેટીના જેવી સીધી વસ્તુઓ કે જેનું માપ સહેલાઈથી લઈ શકાય એવી બાળકો પાસે ફૂટપટ્ટીથી મપાવવી અને વસ્તુના માપ જેવડું સપ્રમાણ ચિત્ર કાઢતાં શિખવવું

**ધોરણ ૪ થુ:**

પાછલા ધોરણોમાં દર્શાવેલા અભ્યાસક્રમ ઉપરાંત ગોળ અને ચોખંડાં તળીયાં મથાળાંવાળી વસ્તુઓ આંખની સપાટીની ઉપર અને આંખની સપાટીની નીચે દેખાય એમ બન્ને રીતે ગોઠવીને ચિતરાવવી

કુદરતી નમુના પાછલા ધોરણના કુદરતી નમુના કરતાં વધારે અઘરા પસંદ કરવા

**ધોરણ ૫ મું:**

પાછલાં ધોરણોમાં દર્શાવેલા અભ્યાસક્રમ ઉપરાંત ચિતરવાના પદાર્થો ઊભા, આડા અને વાંકાચુકા એમ જુદી જુદી રીતે ગોઠવીને પડાવવા.

ધોરણ ૬ ઠ્ઠું અને ૭ મું:

પાછલાં ધોરણોમાં દર્શાવેલાં અભ્યાસક્રમ ઉપરાંત ચિતરવાની વસ્તુઓ સમૂહમાં ગોઠવવી. જુદા જુદાં વિદ્યાર્થીઓને માટે જુદા જુદા પ્રકારના યોગ્ય સમૂહ ગોઠવીને પડાવવા.

સા. ક.

( ૧ ) જેમ બને તેમ ચિત્રકળા નિશાળના બીજા વિષયોના શિક્ષણની સાથે ઓતપ્રોત કરી દેવી.

( ૨ ) જે નિશાળો પીંછીઓ, રંગ વગેરે ઉપયોગી સાધનો પુરાં પાડી શકે, તે નિશાળોમાં કુદરતી નમુના અને પરિચિત વસ્તુઓનાં ચિત્ર ચિતરવામાં પીંછી અને પ્રવાહી રંગનો ઉપયોગ કરવાનો છે.

( ૩ ) જ્યાં પુરતાં સાધનો હોય ત્યાં સાદા કુદરતી નમુના અને ભૂમિતિની આકૃતિઓ તેમજ પત્તીઓ વગેરે ગોઠવીને ભરત ભરવાના કામમાં, કોતરકામમાં, વણાટ કામમાં કે છાપવાના કામમાં ઉપયોગી થાય એવી મિત્રરચના શિખવવાની છે.

આ નવા ઘડાએલ અભ્યાસક્રમની અનુભવસિદ્ધિને માટે કમિટિની ભલામણથી અમદાવાદની મે. રા. ટ્રેનિંગ કૉલેજનાં મકાનમાં સપ્ટેમ્બર માસની ૧૫મી તારીખથી ૨૦મી તારીખ સુધી સરકારી તેમજ સરકારનો આશ્રય લેતી અંગ્રેજી ગુજરાતી તમામ નિશાળોમાં કામ કરતા ચિત્રકળાના શિક્ષકોનું સંમેલન કરવામાં આવ્યું હતું. આશ્રિત શાળાઓના શિક્ષકોને માટે એમાં ભાગ લેવાનું ઐચ્છિક હોવાથી માત્ર બે ચાર શિક્ષકોજ આવેલા હતા; પણ સુરત, ભરૂચ, ગોધરા, નડિઆદ અને અમદાવાદની સરકારી નિશાળોમાં કામ કરતા ચિત્રકળાના તમામ શિક્ષકો હાજર હતા.

મુંબાઈ ઇલાકામાં ચિત્રકળા અને હસ્તઉદ્યોગના નિરીક્ષક અમલદાર તરીકે નીમાએલા મિ. હોગાર્થ પ્રમુખ હતા, અને શિક્ષક સંમેલન દરરોજ સવારનાં ૮ થી ૧૧ વાગતાં સુધી મળતું. આ અભ્યાસક્રમ પ્રાથમિક નિશાળોમાં કેમ શિખવવો તે સંબંધી પ્રયોગ કરવામાં આવતા, મુશ્કેલીઓનો નિકાલ કરવામાં આવતો, અને દરરોજ બપોરના ૩ થી ૫ાા વાગતાં સુધી શિક્ષકો એકલા મળતા અને પ્રમુખની સૂચના પ્રમાણે તે દિવસે સવારમાં થએલા કામની નોંધ લેતા અને બીજા દિવસને માટે જે જે વસ્તુઓ ભેગી કરવાની હોય તે કરી લેતા.

જમીન ઉપર રેતી પાથરીને હાથની આંગળીઓથી અને દાતણના છેડાથી મોટાં મોટાં ચિત્રો આલેખ્યાં. આ કામમાં પક્ષીનું પીછું રેખા-

કૃતિઓ દોરવામાં અને પીછાનો સુંવાળો ભાગ, ને આકૃતિને લુંસી નાંખીને પાછું નવું ચિત્ર દોરવા માટે એક સરખી સપાટી કરવાના કામમાં ઘણુંજ ઉપયોગી માલમ પડયું. જમીનનો કેટલોક ભાગ માટીથી લીંપીને અને કેટલોક ભાગ છાણથી લીંપીને તે ઉપર રંગોળીની પદ્ધતિ પ્રમાણે જુદા જુદા રંગની ભૂકીઓ વડે કૃત્રિમ અને કુદરતી વસ્તુઓનાં રંગીન ચિત્ર આલેખવામા આવ્યા.

કાજળ, ખડી, ગેરૂ, રંગી અને હળદર ઇત્યાદિ વસ્તુઓને સુંદરનાં પાણીમાં પલાળીને મુજની બનાવેલી પીછીથી તેમજ વાંસની સળીને કચરીને બનાવેલા કૂચાથી કાગળ ઉપર કેટલાંક ચિત્ર ચિતરવામાં આવ્યાં. કોરો સફેદ ચાકનો ગાંગડો, ગેરૂનો ગાગડો અને આખો કોયલો બાઉન પેપર ઉપર ઘસીને પણ કેટલાંક ચિત્રો તૈયાર કરવામાં આવ્યાં. આ પ્રમાણે તાત્કાલિક બનાવી લીધેલાં સાદા અને સસ્તાં સાધનોથી પણ જો શિક્ષક ધારે તો ઉત્તમમાં ઉત્તમ કામ કરી શકે છે એ વાત અનુભવસિદ્ધ થઈ. રંગની ભૂકીના અભાવે કોપરાનો ભૂકો, રાખોડી અને ઇંટોનો ભૂકો પણ ઉપયોગમા લઈ શકાય છે એટલુંજ નહિ, પણ કાદરાનાં છાલાં, ડાંગરના ફોતરાં અને મગ મઠ ઇત્યાદિ કઠોળનાં છોડાં પણ જમીન ઉપર પાથરીને 'પદાર્થચિત્ર'નું ભાન કરાવી શકાય છે એ પ્રત્યક્ષ અનુભવ્યુ. સચિત્ર વાર્તાને માટે ગુજરાતી વાચનમાળાની સાતે ચોપડીઓમાંથી જુદા જુદા ફકરા ચૂંટી કાઢવામા આવ્યા અને તેમાં વર્ણવેલાં પ્રસંગોના કલ્પિત ચિત્ર કાળા પાટીઆ ઉપર રંગીન ચાકથી આલેખાવી તે ઉપર વિવેચન કરવામાં આવ્યું.

કૉલેજની પ્રેક્ટિસિંગ સ્કૂલના જુદા જુદા વર્ગોમા પણ આ નવા અભ્યાસક્રમ પ્રમાણે શિક્ષકોએ ચિત્રકળાના પાઠ આપ્યા, અને તે ઉપર પણ વિવેચન કરવામાં આવ્યું.

આ પ્રમાણે આખુ અઠવાડીઉં ચિત્રકળાના શિક્ષણની સફળતાને માટે જુદા જુદા અનેક પ્રયોગો કરવામાં વ્યતીત થયુ, અને એક નાનામાં નાના ગામડામા પણ મળી શકે એવાં સસ્તા અને સાદાં શિક્ષણનાં સાધનો નવાં ઉપજાવીને પોતાનુ કામ નિભાવી લેવાની અમૂલ્ય સૂચનાને માટે પ્રમુખ સાહેબનો આભાર માનીને શિક્ષકસંમેલનનું વિસર્જન થયુ.

તા. ૨૨-૯-૧૯૨૪.

ફુલચંદ ઝવેરદાસ શાહ,
ડ્રૉઇંગ માસ્તર,
ગવર્નમેન્ટ હાઇસ્કૂલ, નડિઆદ.

# અંકગણિત અને અપૂર્ણાંક

સામાન્ય અપૂર્ણાંકના સરવાળા, બાદબાકી, ગુણાકાર તથા ભાગાકાર વિષે થોડુંએક લખવાનો ઉદ્દેશ સાધતાં પહેલાં શરૂઆતમાં અંકગણિત, આણપાણુનાં અપૂર્ણાંક, તથા શિક્ષણ સંબંધી કેટલીક સામાન્ય સૂચનાઓ આપવી દુરસ્ત ધારી છે.

વાચન, લેખન ને અંકગણિતને અંગ્રેજીમાં રીડિંગ, રાઈટિંગ અને રિથમેટિક કહે છે. 'ર' થી શરૂ થતા આ ત્રણ શબ્દોથી દર્શાવાતા વિષયોનું પ્રજાજનમાંની એક પણ વ્યક્તિને અજ્ઞાન નહિ હોવું જોઈએ એમ હવે સર્વ કોઈના સમજવામાં આવ્યુ છે. આજ કારણથી ફરજિઆત કેળવણી આપવાની ચોમેરથી ભલામણ થઈ રહી છે, અને વહેલી મોડી એ ભલામણ અમલમા પણ મુકાશે એ બાબતમાં સંશય રહેતો નથી. કેળવણી ફરજિઆત થાય ત્યારે એક હલકામાં હલકો અભ્યાસ ક્રમ પણ અવશ્ય ઘડવાની જરૂર પડે એ સ્વાભાવિક છે. એ ખરૂં છે કે દુનીઆની દરેક બાબતમા થતી પ્રગતિને લીધે કેટલુક સામાન્ય જ્ઞાન દરેક માણસને હવે જરૂરનુ થઈ પડયુ છે, અને તેને લીધે નિશાળોમાં શિખવવાના વિષયો પણ નવા નવા દાખલ કરવાની જરૂર જણાઈ છે. તેમ છતાં એમજ ધારીએ કે જે વર્ગો પોતાનાં બાળકોને માંડમાંડ નિશાળે મોકલી શકે અને જેઓ બાળકોને મોટી ઉંમરે પહોંચતા સુધી કેળવણી આપી શકે નહિ તે વર્ગોને પણ આપણે સગવડ કરી આપવી જોઈએ, તો તેવા વર્ગોને માટે એક હલકામાં હલકો અભ્યાસક્રમ ઘડવાની બાબત હાથ ધરતાં, ઉપર કહેલા ત્રણ વિષયોમાંથી એક પણ એવો નથી કે જેને આપણે છોડી શકીએ મતલબ કે હલકી કે ઉંચી કોઈ પણ પ્રકારની કેળવણીના પાયારૂપ એ ત્રણે વિષયો છે, અને એ ત્રણે વિષયની અગત્ય વિષે ભાગ્યેજ બે મત હોઈ શકે.

શરૂઆત કરનારને વાચન, લેખન જેવા વિષયો પણ ઘણાં અઘરા લાગે એમાં નવાઈ નથી. પરંતુ અંકગણિતના વિષયમાં તો અક્કલનો મુકાબલે વિશેષ ઉપયોગ કરવાની જરૂર પડે છે એ તરત સમજી શકાય એવુ છે. એજ કારણથી વાચન તથા લેખન કરતાં પણ અંકગણિતનો વિષય વધારે અઘરો પડે છે. વિષય જેમ વધારે અઘરો તેમ તેને સરળ કરવાની જરૂરિઆત વધારે, એટલા માટે અંકગણિતના વિષયમાં રસ ઉત્પન્ન

કૃતિઓ દોરવામાં અને પીંછાનો સુંવાળો ભાગ, તે આકૃતિને ભુસી નાખીને પાછું નવું ચિત્ર દોરવા માટે એક સરખી સફાઈ કરવાના કામમાં ઘણું જ ઉપયોગી માલુમ પડ્યું. જમીનનો કેટલોક ભાગ માટીથી લીંપીને અને કેટલોક ભાગ છાણથી લીંપીને તે ઉપર રંગોળીની પદ્ધતિ પ્રમાણે જુદા જુદા રંગની ભૂકીઓ વડે કૃત્રિમ અને કુદરતી વસ્તુઓના રંગીન ચિત્ર આલેખવામાં આવ્યાં.

કાજળ, ખડી, ગેરુ, રંગી અને હળદર ઇત્યાદિ વસ્તુઓને ગુંદરનાં પાણીમાં પલાળીને મુંજની બનાવેલી પીંછીથી તેમજ વાંસની સળીને કચરીને બનાવેલા કૂચાથી કાગળ ઉપર કેટલાક ચિત્ર ચિતરવામાં આવ્યાં. કોરો સફેદ ચાકનો ગાંગડો, ગેરુનો ગાંગડો અને આખો કોયલો બ્રાઉન પેપર ઉપર ઘસીને પણ કેટલાક ચિત્રો તૈયાર કરવામાં આવ્યાં. આ પ્રમાણે તાત્કાલિક બનાવી લીધેલાં સાદાં અને સસ્તાં સાધનોથી પણ જો શિક્ષક ધારે તો ઉત્તમમાં ઉત્તમ કામ કરી શકે છે એ વાત અનુભવસિદ્ધ થઈ. રંગની ભૂકીના અભાવે કોયલાનો ભૂકો, રાખોડી અને ઈંટોનો ઝીકાળો પણ ઉપયોગમાં લઈ શકાય છે એટલુંજ નહિ, પણ કાંદરાના છાલાં, ડાંગરનાં ફોતરાં અને મગ મઠ ઇત્યાદિ કઠોળનાં છોડાં પણ જમીન ઉપર પાથરીને 'પદાર્થચિત્ર'નું ભાન કરાવી શકાય છે એ પ્રત્યક્ષ અનુભવ્યું. સચિત્ર વાર્તાને માટે ગુજરાતી વાચનમાળાની સાતે ચોપડીઓમાંથી જુદા જુદા ફકરા ચૂંટી કાઢવામાં આવ્યા અને તેમાં વર્ણવેલા પ્રસંગોના કલ્પિત ચિત્ર કાળા પાટીઆ ઉપર રંગીન ચાકથી આલેખાવી તે ઉપર વિવેચન કરવામાં આવ્યું.

કૉલેજની પ્રેક્ટિસિંગ સ્કૂલના જુદા જુદા વર્ગોમાં પણ આ નવા અભ્યાસક્રમ પ્રમાણે શિક્ષકોએ ચિત્રકળાના પાઠ આપ્યા, અને તે ઉપર પણ વિવેચન કરવામાં આવ્યું.

આ પ્રમાણે આખું અઠવાડીઉં ચિત્રકળાના શિક્ષણની સફળતાને માટે જુદા જુદા અનેક પ્રયોગો કરવામાં વ્યતીત થયું, અને એક નાનામાં નાના ગામડામાં પણ મળી શકે એવાં સસ્તાં અને સાદાં શિક્ષણનાં સાધનો નવાં ઉપજાવીને પોતાનું કામ નિભાવી લેવાની અમૂલ્ય સૂચનાને માટે પ્રમુખ સાહેબનો આભાર માનીને શિક્ષકસંમેલનનું વિસર્જન થયું.

તા. ૨૨-૯-૧૯૨૪.

ફુલચંદ ઝવેરદાસ શાહ,
ડ્રૉઈંગ માસ્તર,
ગવર્નમેન્ટ હાઇસ્કૂલ, નડિઆદ.

## અંકગણિત અને અપૂર્ણાંક

સામાન્ય અપૂર્ણાંકના સરવાળા, બાદબાકી, ગુણાકાર તથા ભાગાકાર વિષે થોડુંએક લખવાનો ઉદ્દેશ સાધતાં પહેલાં શરૂઆતમાં અંકગણિત, આણુપાણના અપૂર્ણાંક, તથા શિક્ષણ સંબંધી કેટલીક સામાન્ય સૂચનાઓ આપવી દુરસ્ત ધારી છે.

વાચન, લેખન ને અંકગણિતને અંગ્રેજીમાં રીડિંગ, રાઈટિંગ અને રિથમેટિક કહે છે. 'ર' થી શરૂ થતા આ ત્રણ શબ્દોથી દર્શાવાતા વિષયોનું પ્રજાજનમાંની એક પણ વ્યક્તિને અજ્ઞાન નહિ હોવું જોઈએ એમ હવે સર્વ કોઈના સમજવામાં આવ્યું છે. આજ કારણથી ફરજિઆત કેળવણી આપવાની ચોમેરથી ભલામણ થઈ રહી છે, અને વહેલી મોડી એ ભલામણ અમલમાં પણ મુકાશે એ બાબતમાં સંશય રહેતો નથી. કેળવણી ફરજિઆત થાય ત્યારે એક હલકામાં હલકો અભ્યાસક્રમ પણ અવશ્ય ઘડવાની જરૂર પડે એ સ્વાભાવિક છે. એ ખરું છે કે દુનીઆની દરેક બાબતમાં થતી પ્રગતિને લીધે કેટલુંક સામાન્ય જ્ઞાન દરેક માણસને હવે જરૂરનું થઈ પડયું છે, અને તેને લીધે નિશાળોમાં શિખવવાના વિષયો પણ નવા નવા દાખલ કરવાની જરૂર જણાઈ છે. તેમ છતાં એમજ ધારીએ કે જે વર્ગો પોતાનાં બાળકોને માંડમાંડ નિશાળે મોકલી શકે અને જેઓ બાળકોને મોટી ઉમરે પહોંચતાં સુધી કેળવણી આપી શકે નહિ તે વર્ગોને પણ આપણે સગવડ કરી આપવી જોઈએ, તો તેવા વર્ગોને માટે એક હલકામાં હલકો અભ્યાસક્રમ ઘડવાની બાબત હાથ ધરતાં, ઉપર કહેલા ત્રણ વિષયોમાંથી એક પણ એવો નથી કે જેને આપણે છોડી શકીએ. મતલબ કે હલકી કે ઉંચી કોઈ પણ પ્રકારની કેળવણીના પાયારૂપ એ ત્રણે વિષયો છે; અને એ ત્રણે વિષયની અગત્ય વિષે ભાગ્યેજ બે મત હોઈ શકે.

શરૂઆત કરનારને વાચન, લેખન જેવા વિષયો પણ ઘણા અઘરા લાગે એમાં નવાઈ નથી. પરંતુ અંકગણિતના વિષયમાં તો અક્કલનો મુકાબલે વિશેષ ઉપયોગ કરવાની જરૂર પડે છે એ તરત સમજી શકાય એવું છે. એજ કારણથી વાચન તથા લેખન કરતાં પણ અંકગણિતનો વિષય વધારે અઘરો પડે છે. વિષય જેમ વધારે અઘરો તેમ તેને સરળ કરવાની જરૂરિઆત વધારે, એટલા માટે અંકગણિતના વિષયમાં રસ ઉત્પન્ન

કરવો એ ઘણું કઠણ કામ છે, અને તેથીજ અનેક પ્રકારની યુક્તિ-પ્રયુક્તિ કામે લગાડવામાં ન આવે,—ત્યાંસુધી એ વિષયનું શિક્ષણ સફળ થઈ શકતું નથી.

પૂર્ણાંક સંખ્યાઓનું જ્ઞાન આપતી વખતે શિક્ષકે આટલું યાદ રાખવું પડે છે કે કોઈ વસ્તુ સાથે જોડ્યા વિનાની સંખ્યાનો સ્વતંત્ર ખ્યાલ વિદ્યાર્થીઓને આવી શકતો નથી, તેથી વસ્તુ સાથે જોડી જોડીને સંખ્યાનો ખ્યાલ આપી ધીમે ધીમે સંખ્યાનો છુટો ખ્યાલ આપવામાં આવે છે.

પૂર્ણાંક સંખ્યા કરતાં પણ અપૂર્ણાંક સમજવાનું કામ વધારે કપરું છે. તેથી કરીને અપૂર્ણાંકની શરૂઆત કદી પણ સ્વતંત્ર રીતે ન કરતાં વસ્તુ સાથે જોડીનેજ કરવાના સર્વત્ર ભલામણ કરવામાં આવે છે. અપૂર્ણાંકમાં પ્રવેશ કરાવવા માટે શિક્ષકે કેટલાંક અનુકૂળ સાધનો અવશ્ય વર્ગમાં લાવવાં જોઈએ. કાગળ, લીંબુ, જમરૂખ અથવા જે કોઈ વસ્તુના ભાગ પાડી બતાવાય એવી ચીજ મળી શકે એમ હોય તે લાવી પ્રથમ પાઠ આપવો જોઈએ.

બીજા દેશોમાં અપૂર્ણાંકના બે પ્રકારોજ પાડવામાં આવે છે. સામાન્ય અને દશાંશ અપૂર્ણાંક એ બેથીજ તેમનો વ્યવહાર ચાલે છે. આપણા દેશમાં વ્યવહારમાં આણુપાણુના અપૂર્ણાંકનોજ ઉપયોગ થાય છે. અન્ય દેશોને અપરિચિત આ આણુપાણુના અપૂર્ણાંકથીજ આપણી લાખો રૂપીઆની લેવડદેવડોના ચોપડાઓ લખાય છે અને નાની મોટી હરકોઈ પ્રકારની ગણત્રી થાય છે. કેટલેક ઠેકાણે વિવિધ પરિમાણની રીતે હિસાબ લખવાની રૂઢિ દાખલ થએલી હવે જોવામાં આવે છે, પણ હજી નામાદાર તો પોતાની પદ્ધતિ પ્રમાણેજ ચોપડાઓ રાખે છે. અભ્યાસના જોરથી એ પદ્ધતિ તેમને અનુકૂળ થઈ પડી છે, ને જોકે થોડા પરિચયવાળા પુરુષને તો આણુ-પાણુ ગુંચવણ ઉપજાવનાર થઈ પડે છે, તોપણ નામું શીખેલાને તો આણુપાણુમાં સરવાળા, બાદબાકી, ગુણાકાર તથા ભાગાકાર કરવા એ એક રમત જેવું લાગે છે. જરા ઊંડા ઉતરી જોઈશું તો માલમ પડશે કે આણુપાણુથી હિસાબ ગણવામાં સરવાળા બાદબાકી ઘણે અંશે હલકા થઈ જાય છે, દાખલા તરીકે, આણુપાણુના સરવાળામાં વધારેમાં વધારે ત્રણ પાણુજ હોય, એટલે ત્રણ, બે કે એક એ પાણુનોજ સરવાળો કરવાનો હોય. સરવાળો આડી પાણુનો હોય તો ચારેજ ભાગવાથી ઊભી પાણુ નીકળી આવે. આ પ્રમાણે ઘણું કરીને એક, બે કે ત્રણનોજ સરવાળો

કરવાનો આવે છે, ને ભાગાકાર ૨ ૪ વડેજ મોંએ ટપટપ કરી શકાય છે. આને બદલે વિવિધ પરિમાણની રીતમાં દશ પંદર રકમો હોય ત્યાં આના પાઈનો સરવાળો મોંએ કરવોજ મુશ્કેલ થઈ પડે છે. મોટા મોટા સરવાળા થાય છે; ને બાર અથવા સોળ જેટલી મોટી રકમે ભાગવાની જરૂર પડે છે.

આ પરથી આણુંપાણુંના અપૂર્ણાંકની શોધ અપૂર્વ લેખવામાં કોઈ વાંધો ઉઠાવી શકશે નહિ. ગમે તેમ હોય તોપણ આણુપાણુના અપૂર્ણાંક જાણવાની આપણા લોકોને જરૂર હોવાથી તે અંકગણિતના એક વિષય તરીકે શિખવવામાં આવે છે. અને અપૂર્ણાંકની શરૂઆત તેનાથીજ થાય છે. ચોથા, આઠમા, સોળમા તથા ચોસઠમા ભાગો પાડતાં તથા તેમનો પરસ્પર સંબંધ જોડતાં આથી શિખવી શકાય છે.

અપૂર્ણાંકના પ્રથમના પાઠો ઉપર કહ્યા પ્રમાણે વસ્તુના પ્રત્યક્ષ ભાગ પાડી બતાવીને શિખવવાના હોય છે. હરકોઈ શિક્ષક તેને માટે જોઈતાં સાધન સહેલાઈથી મેળવી શકે છે. સાધન લઈને સજ્જ થએલા શિક્ષકે શિક્ષણશાસ્ત્રના કેટલાક નિયમો ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે. કોઈ પણ પાઠ શિખવતાં વિદ્યાર્થી કેટલું જાણે છે તે નક્કી કરવાની સૌથી પહેલી જરૂર છે. યોગ્ય પરીક્ષક પ્રશ્નો વડે આ કાર્ય સહેજે થઈ શકે છે. વિદ્યાર્થી શું જાણે છે તે નક્કી થઈ ચૂક્યા પછી અજાણીતી વસ્તુ પર લઈ જવાનું કાર્ય કરવાનું બાકી રહે છે. કેટલાક શિક્ષકોની આતુરતા ઉભરાઈ જાય છે, અને આવે પ્રસંગે બાકીનું એકદમ કહી દે છે. આમ કહી દીધેલી વસ્તુ વિદ્યાર્થીની પોતાની થઈ શકતી નથી. જે નવું શીખવાનું છે તે વિદ્યાર્થી પોતેજ શોધી કાઢે ત્યારે વિદ્યાર્થીને આનંદ પણ આવે ને તેના મગજ પર પડેલા સંસ્કાર ચિરસ્થાયી પણ થાય. આમ કરવામાં શિક્ષકને ફક્ત એકજ બાબતની ચતુરાઈ વાપરવાની છે, અને તે પ્રશ્નો પૂછવાનીજ છે. પ્રશ્નની પરંપરા સ્વાભાવિક ક્રમમાં ગોઠવાએલી હોય ને જ્યાં સૂચના કરવાની જરૂર પડે ત્યાં સૂચક પ્રશ્નો કરવામાં આવે તો વિદ્યાર્થીને પાઠમાં કાયમનો રસ પડે, મગજને કસરત મળે, વિચાર કરવાની શક્તિ ખીલે, પૂર્વાપર સબંધ જોડવાની કળા આવડે ને કેળવણીનો ઉદ્દેશ બર આવે. આ સૂચનાઓ અપૂર્ણાંકના કે ગણિતના વિષયનેજ લાગુ પડે છે એમ કહેવાની બીલકુલ મતલબ નથી. આ સૂચનાઓ તો હરકોઈ વિષયમાં લાગુ પડી શકે. કોઈ પણ નવો પાઠ આપતા ધ્યાનમાં રાખવા

પાઠમાં પણ વિદ્યાર્થીઓનાં ઉચ્ચાર અશુદ્ધ હતા. હાર્દના લખાણ વિચારોનો વધારે મહાવરો વિદ્યાર્થીઓએ રાખવો જોઈએ કવિતા યોગ્ય ઢબમાં ગાઈ શકયા નથી પદના પાઠો સમજતા નથી અને સમજુતી આપતી વખતે માત્ર તેઓ સમજ્યા વિના અન્વયજ કરે છે. નરસિંહ મહેતાની કવિતા વિષે વિવેચન કરવાને બદલે નરસિંહ મહેતાના જીવનનો ઉલ્લેખ કર્યો હતો. કવિતાના છંદનુ જ્ઞાન કાચું જોવામા આવે છે.

૫. નિબંધ:—

વિદ્યાર્થીઓ પોતાના વિચારો યોગ્ય અને શુદ્ધ ભાષામાં જણાવી શકતા નથી, વાકયરચના વ્યાકરણના દોષોથી ભરેલી હોય છે. નિબંધના વિષય ઉપર લખવાને તેમની પાસે વિચારો પણ હોતા નથી અને એથી એકની એક વાતનુ ફરી ફરીને પુનરાવર્તન કરે છે જોડણી અને વિરામચિહ્નોની તેમને સમજ હોતી નથી.

૬. ઇતિહાસ:—

ઘણા વિદ્યાર્થીઓના જવાબ પ્રશ્નપત્રને બંધ બેસતા જ હોતા એટલુજ નહિ, પણ સવાલ શોધાના સબબમા તો એમ કહી શકાય કે વિદ્યાર્થીઓ પ્રશ્નપત્રની બાબત બરાબર સમજ્યા નથી અથવા તો શિક્ષકો વર્તમાન સમયના રાજકીય પ્રકરણ શિખવવા પ્રત્યે બેદરકાર રહે છે. લોર્ડ સિંહ જેવા હિંદના પ્રખ્યાત માણસ વિષે થોડાકજ વિદ્યાર્થીઓ કંઈક જાણતા હતા. પ્રશ્નપત્રના જવાબ જોઈએ તે કરતા વધારે લંબાણમાં પતાવી દીધા હતા રાજ્યવ્યવસ્થાનો જરાએ ખ્યાલ નથી એમ જણાય છે, કારણ કે હિંદની ધારાસભાઓ અને ઈંગ્લંડની પાર્લમેન્ટ વચ્ચેનો ભેદજ સમજતા નથી હિંદના નવા રાજકીય સુધારાનો તેમને ખ્યાલ નથી.

૭. ભૂગોળ:—

બુદ્ધિની જરૂર પડે એવા પ્રશ્નોના જવાબ વિદ્યાર્થીઓ આપી શકતા નથી. જવાબ કેવી રીતે લખવા તેનો પણ ખ્યાલ નથી અને એકજ પાના ઉપર બીજા ઉત્તરો શરૂ કરી દે છે. સવાલના નંબરો પણ ટાંકતા નથી. નકશા યોગ્ય રીતે કાઢી શકતા નથી તેમજ સ્થળો તેમાં યોગ્ય જગાએ પુરી શકતા નથી પ્રાકૃતિક ભૂગોળ સમજતા નથી.

૮. વિજ્ઞાન અને આરોગ્ય:—

આંખ અને તેની રચના વિષે ઘણા વિદ્યાર્થીઓ કંઈજ જાણતા નથી.

હૃદય અને ફેફસાંની ક્રિયાનો ખ્યાલ નથી. અસ્થિભંગની કે ઉતરી ગએલા શરીરનાં અવયવોની તાત્કાલિક સારવાર કેવી રીતે કરવી તેનો પણ ખ્યાલ હોતો નથી. ખગોળનું જ્ઞાન ઘણું કાચું છે.

## ઉર્દુ પરીક્ષા.

**ગણિત:** એકંદર કામ ઠીક પણ ગંદુ અને અસ્પષ્ટ હતુ.

**દેશીનામું:** સંતોષકારક.

**ભૂમિતિ:** વિદ્યાર્થીઓ સાધનો વાપરી જાણતા નથી.

**ઉર્દુ:** તમામ જિલ્લાઓનું કામ સંતોષકારક હતુ પણ વ્યાકરણ અને લખાણમાં કેટલીક ખામીઓ જોવામાં આવી હતી.

**નિબંધ:** વિદ્યાર્થીઓ ક્રમસર લખતા નથી. જવાબો વિકલ્પે આપવાને બદલે વિદ્યાર્થીઓએ બધાજ પ્રશ્નોના ઉત્તર આપ્યા હતા. જોડણી કાચી છે.

**ઇતિહાસ:** વિચારો યોગ્ય ભાષામાં રજુ કરી શક્યા નથી.

**ભુગોળ:** નકશા શિખવાતા નથી.

**ભાષા:** વ્યાકરણ ઘણું કાચું. અક્ષરનો મરોડ વધારે સારો થવો જોઇએ.

ઉપલા દોષો દૂર કરવા માટેની કેટલીક અગત્યની સૂચનાઓ: અંકગણિત, દેશીનામું અને માપકરણું જેવા ગણિતના વિષયમાં વિદ્યાર્થીઓની જે ખામીઓ જોવામાં આવે છે, તે તેમના તે વિષયના અચોકસ જ્ઞાનને લીધેજ જોવામાં આવે છે. પાંતિની રીતથી દાખલા ગણવામાં વિદ્યાર્થીઓ કેટલીક ભૂલો કરે છે તે ભૂલો જો દષ્ટાંતોથી ભાગો કેવી રીતે પાડવા તેનાં તત્વોનો વિદ્યાર્થીઓને પાકો ખ્યાલ આપ્યો હોય તો ન થાય. તેમજ દશાંશ અપૂર્ણાંકનાં દાખલા ગણવાની રીત કારણ સાથે સમજાવવામાં આવે તો દશાંશના દાખલા વિદ્યાર્થીઓ સમજપૂર્વક ગણી શકે. માપકરણમાં પણ જે ભૂલો થાય છે તેનું કારણ એ છે કે વિદ્યાર્થીઓને પદાર્થો કે ચીજોના ક્ષેત્રફળનો બરાબર ખ્યાલ હોતો નથી. આથી જો પ્રત્યક્ષ જ્ઞાન આપ્યું હોય તો ક્ષેત્રફળ વગેરે કાઢવામાં મુશ્કેલી નડે નહિ. દેશીનામું વારંવાર તેમની પાસે લખાવવું જોઇએ અને એમ થાય તોજ વિદ્યાર્થીઓ ચોકસાઇથી અને સ્વચ્છતાથી લખી શકે.

ભૂમિતિમાં આકૃતિ ચોકસ રીતેજ કાઢવીજ જોઈએ અને એટલા માટે સાધનો વાપરતાં ન આવડે તો આકૃતિઓ બરાબર નીકળેજ નહિ. શિક્ષકોએ વિદ્યાર્થીઓ ...ધનો બરાબર વાપરતા થાય એવો આગ્રહ રાખવોજ જોઈએ, તેમજ ભૂમિતિના સિદ્ધાંતોનો પૂર્વાપર પ્રબંધ કેવો જળવાએલો છે તે બરાબર સમજાવવો જોઈએ; અને એ વિદ્યાર્થીઓ જો સમજે તોજ તે વિષય તેઓ શીખતા બંધ થશે.

ભાષામાં સામાન્ય ફરિયાદ એ છે કે વ્યાકરણનું જ્ઞાન ઘણુંજ કાચું જોવામાં આવે છે. પદચ્છેદ, પૃથક્કરણ, શબ્દસાધન એ ભાષાનાં અતિ આવશ્યક અંગો છે અને એના પાકા જ્ઞાન વિના ભાષાપ્રભુત્વ કોઈ દિવસ શુદ્ધ થશેજ નહિ. વ્યાકરણનો વિષય પેટા વિષય છે એમ માની તે પ્રત્યે જે દુર્લક્ષ રાખવામાં આવે છે તે એક ઘણી નુકસાનકારક બાબત છે. નિબંધમાં પણ જે દોષો જોવામાં આવે છે તે એવા વિચારનેજ આભારી છે. શિક્ષકોનું કર્તવ્ય છે કે ભાષાશુદ્ધિ અર્થે વ્યાકરણ ઉપર પુરતુ લક્ષ આપવું. છંદોનું જ્ઞાન પાકું થાય એટલા માટે વિદ્યાર્થીઓને કડીઓ આપી તેના માપ કઢાવી વારંવાર છંદોના બંધારણનો ખ્યાલ આપવો જોઈએ. ભાષામાં જેટલી શુદ્ધ લખાણની આવશ્યકતા છે તેટલીજ શુદ્ધ ઉચ્ચારની પણ છે. વાચન વખતે ઉચ્ચાર શુદ્ધિ ઉપર શિક્ષકે લક્ષ આપવું જોઈએ.

નિબંધ સારો લખાય એટલા માટે વિશાળ વાચનની જરૂર છે અને એટલા માટે વિદ્યાર્થીઓને વધારાનું વાંચવા માટે ઉત્તેજવા જોઈએ અને વિચારો વધે અને સારા થાય એટલા માટે શિક્ષકે એવાં પુસ્તકો વાંચવાની ભલામણ કરવી.

ઇતિહાસમાં વર્તમાન સમયથી વિદ્યાર્થીઓને વાકેફ રાખવા જોઈએ; પણ જો શિક્ષકોજ જુની ઘરેડમાં ચાલ્યા જતા હોય અને રાજકીય પ્રકરણોથી અજ્ઞાત રહે તો વિદ્યાર્થીઓમાં એ જ્ઞાન આવી શકે નહિ; અને એજ ફરિયાદ રિપોર્ટમાં જોવામાં આવે છે. ભૂગોળ વગેરેમાં નકશાની મદદથી શિક્ષણ અપાય તોજ વિદ્યાર્થીઓને સ્થળોની પાકી માહીતી મળે.

વિજ્ઞાન અને આરોગ્યનું જ્ઞાન પ્રયોગિક કામથી પાકું કરાવવું જોઈએ ... પ્રત્યક્ષ નમુના અથવા ચિત્રો રજુ કરી ક્રમપૂર્વક જ્ઞા-

આપવું જોઈએ, અને એવા કામની નોંધ વિદ્યાર્થીઓ પાસે રખાવવી જોઈએ; તોજ વિદ્યાર્થીઓનું જ્ઞાન વ્યવસ્થિત થાય તેમજ દૃઢ થાય.

ઉપર દર્શાવેલી વિષયવાર ખામીઓ દૂર કરવા તરફ દરેક શિક્ષક વિશેષ કાળજી રાખે એ ઇચ્છવા યોગ્ય છે. મુખ્યત્વે કરીને શાળાના હેડ-માસ્તર દરેક શ્રેણી બાબત ઉપર યોગ્ય ધ્યાન અપાય છે તેની જાતે ખાતરી રાખે તો ઘણી ખામીઓ સહેલાઈથી દૂર થઈ શકે.

વળી પરીક્ષામાં ઉમેદવારો ઘણા કાચા મોકલવામાં આવે છે એવી સામાન્ય ફરિયાદ છે. માટે વાર્ષિક પરીક્ષા જે દરેક વર્ષે ફેબ્રુઆરિ માસમાં થઈ જાય છે, તેમાં તમામ વિષયોમાં પાસ થએલાજ વિદ્યાર્થીઓને મોકલવા જોઈએ.

માધ્યમિક શાળાની માફક પ્રાથમિક શાળાઓમાં પણ આવી જાહેર પરીક્ષા માટે મોકલવાના વિદ્યાર્થીઓની પ્રથમથી કસોટીની પરીક્ષા લેવાની જરૂર છે.

---

## હસ્તકળાશિક્ષણઃ સ્લૉઇડપદ્ધતિ (૨)

સ્લૉઇડ એ એક હસ્તકળાશિક્ષણ છે. સ્વીડનમાં સ્લૉઇડના કામમાં ઘણા પ્રકારની હસ્તકળાનો સમાવેશ કરવામાં આવે છે. સુતારી કામ, કોતરકામ, મેનાડાનું કામ વગેરેનો સ્લૉઇડના લાકડાના કામમાં સમાવેશ થાય છે. ધાતુકામનો પણ સ્લૉઇડમાં સમાવેશ થાય છે. અને એમાં પિત્તળ, લોઢું, તાર વગેરેનું કામ થાય છે. એ ઉપરાંત ચામડાનું કામ, પુઠાનું કામ, ઘર બનાવવાનું કામ, ચિત્ર-રંગવાનું-કામ, ટોપલીનું કામ, ચોપડી બાંધવાનું કામ, વગેરે એવાં કામોનો સ્લૉઇડમાં સ્વાભાવિક રીતે સમાવેશ થાય છે.

ઇગ્લંડમાં સ્લૉઇડ એટલે લાકડાનું કામ એવો અર્થ લેવામાં આવે છે. પણ આવા પ્રકારના લાકડાના કામને સુતારી કામ તરીકે ગણી કાઢવામાં આવતું નથી. કારણ કે સુતારી કામ અને સ્લૉઇડનું લાકડાનું કામ એ બેમાં કેટલીએક અગત્યની બાબતોમાં મોટો ભેદ રહેલો છે. સ્લૉઇડમાં મહેનતની વહેંચણી જેવું કંઈ નથી સુતારને એ કામ પોતાના

ધધારૂપે છે, અને એથી સુતારી કામનો જે હેતુ છે તે ધંધાને લગતો છે અને તેટલા માટેજ તે કેવળ વહેવારૂ છે. સ્લૉઇડ તો એક સાધનરૂપ છે અને એ સાધનવડે બાળકની કુદરતી શક્તિઓને ઉત્તેજિત કરી, કેળવી તેનો વિકાસ પણ કરી શકાય છે

સ્લૉઇડનો હેતુ બાળકને સુતાર બનાવવાનો નહિ પણ તેની માનસિક, નૈતિક અને શારીરિક શક્તિઓ કેળવવાનો છે, અને આ બાબતમા સ્લૉઇડશિક્ષણ જેવુ, હજુ કોઈ, સાધન યોજવામા આવ્યુ હોય એમ જણાતું નથી.

સ્લૉઇડથી જાતમહેનત પ્રત્યે બાળકનામા પ્રેમ ઉત્પન્ન થાય છે. તેનાથી હાથની કુશળતા વધે છે, આત્મશ્રદ્ધા ઉત્પન્ન થાય છે, અને ચોક્સાઈ, સભાળ, ધીરજ, ખત વગેરે ગુણો આવે છે અને વિશેષમા ધ્યાન અને એકાગ્રતાનુ બળ પણ એથી વધે છે. આ હેતુઓ સચવાય તેટલા માટે સ્લૉઇડનુ શિક્ષણ પણ ખાસ પદ્ધતિથી આપવામાં આવે છે

બાળક જે નમુના બનાવ છે તે સુતારના બનાવેલા નમુનાની માફક ઉપયોગી પણ હોય છે ફેર એટલો કે સુતારની બાબતમા કામની કિંમત નમુનાના મૂલ્યમા રહે છે જ્યારે સ્લૉઇડના કામની કિંમત બાળક બનાવેલા નમુના કરતા કામ કરતી વખતે બાળકનામા આવેલી ટેવો અને શક્તિઓમા વિશેષ રહેલી છે આ એક અતિ અગત્યનો મુદ્દાનો ભેદ છે.

ઘણા લોકો આની જાતના શિક્ષણ પ્રત્યે શંકાની નજરથી જુએ છે જ્યારે તેમને એમ કહેવામા આવે કે એક નાની પટી જેવો લાકડાનો નમુનો બનાવતા વિદ્યાર્થીને ૧૦ કલાક લાગે છે ત્યારે તેઓ અજાયબ થાય પણ ખંગ પણ શાળાના વિષયનો એક દાખલો લઈએ બાળક પાસે આપણે કૉપી લખાવીએ છીએ આ કૉપી લખાવવામાં શિક્ષણનો શો હેતુ છે? શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ આપણે કૉપીબુક લખાવીએ છીએ તેમા બાળકની આવડત ઉપર આપણે ધ્યાન આપીએ છીએ અને તેની ટેવો આપણે બારિકાઈથી તપાસીએ છીએ પરિણામે બાળકમાં સ્વચ્છતા, મરોડ વગેરે આવે એ ઇચ્છીએ છીએ કૉપીબુકની કિંમત બાળકની કેળવણીમાંજ રહેલી છે આવોજ હેતુ સ્લૉઇડમા છે કાગળના કે લાકડાના નમુના કરતા બાળકનામા કઈ કયી સારી ટેવો આવી, કયા કયા ગુણો તેનામા વધ્યા એના ઉપર આપણે વધારે ધ્યાન આપવાનું છે. કોઈ પણ સાચા શિક્ષણનો હેતુ બાળકની શક્તિઓનો યથાવિધિ વિકાસજ હોઈ શકે તેજ હેતુ સ્લૉઇડનો છે. નમુનો બનાવતી વખતે બાળક-

ના શરીરને જે ટેવો પડે છે, તેવું મન-વિચાર અને યોજનાશક્તિ જે રીતે કેળવાય છે તેમાંજ સ્લૉઇડનો હેતુ સચવાય છે. કારીગરના કામમાં એ હેતુ હોઈ શકે ખરો ? સાધારણ કારીગરને નીરખવાથી, સ્લૉઇડશિક્ષણનું રહસ્ય જુદું પડી જતું સહેજે સમજાય તેમ છે.

કેળવણીના ઉદ્દેશની બાબતમાં કેટલાક જાણવા જેવું મતભેદ જોવામાં આવે છે કેટલાક તરફથી એમ કહેવામાં આવે છે કે કેળવણીનું ફળ કુશળતા હોવું જોઈએ. બીજાઓ કેળવણી એટલે મનુષ્યની કુદરતી શક્તિઓનો વિકાસ એમ કહે છે. જ્યારે મધ્યમમાર્ગવાળા બંને મુદ્દા ઉપર ભાર મૂકે છે કે કેળવણીથી મનુષ્યમાં કુદરતી શક્તિઓનો વિકાસ અને વહેવાર-કુશળતા એ બંને આવવાં જોઈએ. પણ સ્લૉઇડનો મુખ્ય ઉદ્દેશ શક્તિઓનો વિકાસ છે અને વહેવારકુશળતા એ ગૌણ ઉદ્દેશ છે.

સ્લૉઇડ એ કંઈ ધંધાને લગતું શિક્ષણ નથી. બાળકોને તે શિખવવામાં આવે છે તે એવા હેતુથી નહિ કે તે વડે તે પોતાનું ભરણપોષણ કરી શકે. શાળાના અભ્યાસમાં ધંધાને લગતા શિક્ષણનો સવાલ હોઈ શકે નહિ; તેમજ સ્લૉઇડને પણ ધંધાને લગતું શિક્ષણ બનાવી શકાય નહિ. કારણ કે શાળામાં કોઈ પણ ધંધાને લગતું શિક્ષણ આપવાનો સમય બચત રહી શકે નહિ; તો સ્લૉઇડશિક્ષણને પણ ધંધાના રૂપમાં ફેરવી શકાય નહિ. વિદ્યાર્થીને શાળામાં જે સમય મળી શકે તે સમયમાં ધંધાને લગતું શિક્ષણ આપવાથી વિદ્યાર્થીઓ ધંધાનાં મૂળતત્ત્વોનો પણ ભાગ્યેજ અભ્યાસ કરી શકે. વળી શાળાના બાળકોની ઉંમર પણ નાની હોય અને તે વખતે તેઓની વિવેકશક્તિ ખીલી ન હોય. આવે સમયે ભવિષ્યમાં તેઓ અમુકજ ધંધો લેશે એવો નિશ્ચય કરી શકે નહિ. અને જે સમયે તેમની દૃઢ વૃત્તિ બંધાઈ ન હોય તે સમયે તેમને ધંધાનું શિક્ષણ આપવું ભૂલ ભરેલું પણ ગણાય.

ઉપર જણાવ્યું તે મુજબ સ્લૉઇડને માનસિક, નૈતિક, અને શારીરિક શક્તિઓનો વિકાસ કરવાના સાધનરૂપજ ગણવાનું છે. સ્લૉઇડશિક્ષણમાં વિશેષે કરી બે હેતુઓ સમાએલા છે. પહેલો હેતુ જેમાં બાળકની શક્તિઓ અને ટેવો કેળવવાનો છે તે નીચે પ્રમાણે સાધી શકાય:—

(૧) સાધારણ જાતમહેનત માટે રસ અને પ્રેમની લાગણી ઉત્પન્ન કરવી.

(૨) પ્રામાણિક અને કડક અંગમહેનત માટે માન પેદા કરવું.

(૩) સ્વતંત્રતા અને આત્મબળ કેળવવાં.

(૪) વ્યવસ્થા, ચોકસાઈ અને સ્વચ્છતાની ટેવો પાડવી.

(૫) નેત્રેન્દ્રિય કેળવવી, તેમજ હાથની આવડત અને સ્પર્શશક્તિ કેળવ
(૬) ધ્યાન, ઉદ્યોગ, ખંત અને ધીરજની ટેવો પાડવી
(૭) શારીરિક શક્તિઓનો વિકાસ કરવો.

બીજો હેતુ વહેવારકુશળતા લાવવાનો છે અને તે સાધનો વાપ વામા કુશળતા લાવવાથી અને કામની ચોકસાઇથી આવી શકીએ

પરમાનંદ ધ. વ્યાસ.

## ઇ. સ. અને તારીખ ઉપરથી વાર શોધી કાઢવાની રીત

સન અને તારીખ આપ્યા હોય, પરંતુ વાર આપ્યો ન હોય, ત નીચેની રીતે વાર શોધી કઢાય છે.

જેમકે આપણે સ. ૧૯૦૪ ના સપ્ટેમ્બર મહીનાની પહેલી તારી ગો વાર આવે છે તે કાઢવું હોય તો નીચે પ્રમાણેની રીત કરવી —

| રીત | દાખલો |
|---|---|
| ઇ સનનો આંકડો મૂકવો . ... ... | ૧૯૦૪ |
| ઇ સનની પૂર્ણ ચોથાઈ મૂકવી ... .. | ૪૭૬ |
| ઇ સનના સૈકાની ચોથાઈ મૂકવી . ... . | ૪ |
| મહીનાનો અંક મૂકવો ( સપ્ટેમ્બરનો મુકરર અંક ) | ૫ |
| ( મહીનાનો અંક મુકરર કરેલા નીચેના કોઠામા આપેલો છે તે યાદ રાખીને તે અંક મૂકવો. ) | |
| તારીખ જે હોય તે લખવી , ... ... | ૧ |
| સરવાળો કરવો ... ... | ૨૪૧૫ |
| સરવાળામાથી સૈકાનો અંક બાદ કરવો | ૧૯ |
| બાદબાકીને સાતે ભાગવી . | ૭) ૨૩૯૬ (૩૪ |
| | ૨૧ |
| | ૨૯ |
| ૧ શેષ વધે તો રવિવાર, ૨ શેષે સોમવાર | ૨૮ |
| ૩ શેષે મંગળવાર, ૪ શેષે બુધવાર | ૧૬ |
| | ૧૪ |
| ૫ શેષે ગુરુવાર, ૬ શેષે શુક્રવાર | ૨ શે |
| ૦ શેષે શનિવાર સમજવો | |

આ દાખલામા (૨) શેષ વધે છે માટે સ ૧૯૦૪ના સપ્ટેમ્બર મહીનાની પહેલી તારીખે સોમવાર છે એમ સમજવું

* મહીનાઓના મુકરર કરેલા અંક નીચે પ્રમાણે છે:—

| મહીનાઓનાં નામ | જાન્યુઆરિ | ફેબ્રુઆરિ | માર્ચ | એપ્રિલ | મે | જુન | જુલાઈ | ઑગસ્ટ | સપ્ટેમ્બર | ઑક્ટોબર | નવેમ્બર | ડિસેમ્બર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અંક | ૭ | ૩ | ૩ | ૬ | ૧ | ૪ | ૬ | ૨ | ૫ | ૭ | ૩ | ૫ |

ગદ્ય કરતાં પદ્ય લખાણ સ્મરણશક્તિને વધારે અનુકૂળ હોય છે માટે ઉપરની રીત યાદ રાખવામાં માટે મુખપાઠ કરવા ખાતર શિક્ષકબંધુઓ માટે નીચેની કવિતા બનાવવામાં આવી છે.

* રાગ-ત્રિતાળી ચોપાઇની ભળતો.

પ્રથમ સનનો અંકજ મેલો, તેની ચોથાઇને નવ ચૂકો,
સૈકાંની ચોથાઈ પણ જોડો, મહીનાનો અંક* કેમ છોડો
તારીખ સરવાળામાં ભરી, તેમાંથી સૈકા બાદજ કરી,
સંખ્યાને સાતે ભાગી ભાઈ, જુઓ શેષ શો વધે છે સાંહી,
એક શેષે રવિવાર જાણો, દર શેષે ગણો તે પ્રમાણો.

---

* મહીનાના મુકરર કરેલા અંક.

રાગ-ઉપર પ્રમાણે.

જાન્યુઆરિના ગણી અંક સાત, ફેબ્રુઆરિ ત્રણ ગણો ભ્રાત,
માર્ચ ત્રણ એપ્રિલ ૭ ગણવા, એક મે જુનના ચાર ભણવા,
જુલાઈ ૭ ઑગસ્ટ બે માન, પાંચ સપ્ટેમ્બર સુજાણ,
ઑક્ટોબર સાત ત્રણ નવેમ્બર, પાંચનો અંક જાણ ડિસેમ્બર,
લીપ વર્ષ જાન્યુઆરિ ૭ છે, ફેબ્રુઆરિ અંક વળી બે છે,
આ રીતે અચૂક તમે ગણશો, સોમ ઇષ્ટ વાર મેળવશો.

સોમેશ્વર દલસુખરામ ઠાકર
તાલુકા સ્કૂલ, ઝાલોદ. ( પંચમહાલ )

---

## સરકારી જાહેરખબર

( ઉ. ભા. ના એ. ઇન્સ્પેક્ટરના હુકમ નં. ૬૩૫૪, ૬૩૫૫, તા. ૨૭-૮-૨૪ ના આધારે )

કન્યાઓ માટેની વ. ફા. પરીક્ષાની કમિટિના પ્રમુખને જણાવવામાં આવે છે કે સને ૧૯૨૪ ના ડિસેમ્બર તા. ૧ લી સોમવાર અને તે પછીના દિવસો કન્યાઓ માટેની વ. ફા. પરીક્ષા માટે નક્કી કરવામાં આવ્યા છે.

## સરકારી જાહેરખબર

(ઉ. ભા. ના એ. ઇ. ના હુકમ નં. ૯૦૫૪, તા. ૧૫-૯-૨૪ ના આધારે)

## કન્યાઓ માટેની વ. ફા. પરીક્ષા

### ઉત્તર ભાગ.

આથી જણાવવામાં આવે છે કે કન્યાઓ માટેની વ. ફા. પરીક્ષા સને ૧૯૨૪ ના ડિસેમ્બરની તા. ૧ લી અને સોમવારે અને તે પછીના દિવસોએ ઉત્તર ભાગમાં નીચે જણાવેલાં સ્થળોએ લેવામાં આવશેઃ—

| સ્થળનું નામ | જિલ્લાનું નામ |
|---|---|
| અમદાવાદ | અમદાવાદ |
| ધંધુકા | |
| નડિઆદ | ખેડા |
| આણંદ | |
| બોરસદ | |
| ખેડા | |
| ગોધરા | પંચમહાલ |
| ભરૂચ | ભરૂચ |
| સુરત | સુરત |
| પારડી | |

૨ સને ૧૯૨૪ ના જુલાઈની ૧૭ મી નો કેળવણીખાતાનો સરકારી નોટિફિકેશન નં. ૨૬૩૬ જે તા ૭ મી ઑગસ્ટ, સને ૧૯૨૪ ના મુંબઈ, ગવર્નમેન્ટ ગેઝેટ ભાગ ૧ ના ૧૭૪૩-૧૭૪૬ પાના ઉપર છપાએલો છે તે પ્રમાણે પરીક્ષા લેવામા આવશે

૩ દરેક સ્થળે કમિટિ પરીક્ષા લેશે આ સ્થળોની પરીક્ષક કમિટિના પ્રેસિડેન્ટ તરીકે ડેપ્યુટી ઇન્સ્પેક્ટર રહેશે

૪ ઉમેદવારે જે સ્થળે પરીક્ષામા બેસવુ હોય તે સ્થળની પરીક્ષક કમિટિના પ્રેસિડેન્ટને છાપેલા ફૉર્મમા અરજી મોકલવી અરજી પ્રેસિડેન્ટને સને ૧૯૨૪ ના નવેમ્બરની પહેલીએ અથવા તે પહેલા મળી જવી જોઈએ એ તારીખ પછી અરજી સ્વીકારાશે નહિ

૫ પરીક્ષામા બેસવાની ફી લેવામા આવશે નહિ

૬ પરીક્ષાનો અભ્યાસક્રમ, તા. ૭ મી ઑગસ્ટ સને ૧૯૨૪ ના મુંબઈ, ગવર્નમેન્ટ ગેઝેટ ભાગ ૧ ના ૧૭૪૩-૧૭૪૬ ઉપર છપાએલો છે.

૭ ઉર્દુમા વ ફા. પરીક્ષા તેજ વખતે તે સ્થળોએ ઉર્દુ ઉમેદવારો માટે લેવામા આવશે

| | |
|---|---|
| ઉ ભા ના એ ઇ ની ઓફિસ<br>અમદાવાદ, તા ૨૯ ૮-૨૪ | કે એસ. વકીલ<br>એ ઇ ઉત્તર ભાગ |

## સરકારી જાહેરખબર

(ઉ ભા ના એ ઇ ના હુકમ ન ૭૫૨૧, તા ૨૬-૯-૨૪ ના આધારે)

**સને ૧૯૨૪ ની કન્યાઓ માટેની વ ફા પરીક્ષાનો કાર્યક્રમ.**

| | | |
|---|---|---|
| સોમવાર, તા. ૧-૧૨-૨૪ | ૧૧-૧૧-૩૦ | રજીસ્ટ્રેશન |
| | ૧૧-૩૦-૧-૩૦ | આરોગ્યવિજ્ઞાન |
| | ૨-૩૦-૪-૩૦ | નિબંધ અને હસ્તાક્ષર |
| મંગળવાર, તા ૨-૧૨-૨૪ | ૧૧-૨ | ગણિત અને નામુ |
| | ૩-૫ | ભૂગોળ |
| બુધવાર, તા ૩-૧૨-૨૪ | ૧૧-૧ | ઇતિહાસ |
| | ૧-૩૦-૩-૩૦ | સૃષ્ટિજ્ઞાન |
| | ૪-૬ | ચિત્રકામ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૦ | કાભાઈ બેચરભાઈ પરમાર. | ૨૯૨ | ૫૧ | મગન દયાળ પટેલ. | ૨૫૯ |
| ૩૧ | જેમા ધના નિભાસા. | ૨૯૧ | ૫૧ | કરીમુલ્લા નુરુલ્લા શેખ. | ૨૫૯ |
| ૩૨ | રવજી રામસંગ પટેલ | ૨૯૦ | ૫૫ | બેચરભાઈ ઝવેરભાઈ પટેલ. | ૨૫૬ |
| ૩૩ | શંકર રણછોડ નિધરાલીઆ. | ૨૮૯ | ૫૬ | રતનલાલ મોહોલાલ શાહ. | ૨૫૧ |
| ૩૪ | ચંદ્રશંકર નાગેશ્વર પંડ્યા. | ૨૮૮ | ૫૭ | છગ્છાભાઈ દુલાભાઈ વૈદ. | ૨૫૦ |
| ૩૫ | દેવજીભાઈ શંકરભાઈ પટેલ. | ૨૮૭ | ૫૮ | છગનભાઈ જાદવભાઈ સીરજા. | ૨૪૫ |
| ૩૫ | જદુનાથ નાથાભાઈ પુરોહિત. | ૨૮૭ | ૫૯ | ભાઈશંકર ત્રિભોવનદાસ પંડ્યા. | ૨૪૨ |
| ૩૭ | પુરુષોત્તમ જીણા બારૈયા. | ૨૮૫ | ૬૦ | દીપસંગ છીતાભાવા એર. | ૨૪૧ |
| ૩૭ | થિઓફીલ જેરામ બારૈયા. | ૨૮૫ | ૬૧ | ડાહ્યાભાઈ જેઠારામ જોશી. | ૨૩૬ |
| ૩૯ | ખડેરાવ ધરમજી ભૂવીર | ૨૮૨ | ૬૨ | નર્મદાશંકર જેઠારામ ભટ્ટ. | ૨૩૫ |
| ૪૦ | અંબાલાલ રણછોડભાઈ પટેલ. | ૨૮૧ | ૬૩ | હીરા બેચર મોર. | ૨૩૨ |
| ૪૧ | વિઠ્ઠલ પના ભગી. | ૨૮૦ | ૬૪ | યેશવંતરાવ નારાયણરાવ એબોડે. | ૨૩૦ |
| ૪૨ | શાહબુદ્દીન યાસીનમીયાં સૈયદ. | ૨૭૭ | ૬૫ | ભવાનભાઈ દેવાભાઈ પટેલ. | ૨૨૮ |
| ૪૩ | ફોગટલાલ નાગેશ્વર જાની. | ૨૭૪ | ૬૬ | જમુભાઈ ડાહ્યાભાઈ પટેલ. | ૨૨૨ |
| ૪૩ | ચીમનલાલ બાપુલાલ ત્રિવેદી. | ૨૭૪ | | **ગુજરાતી—ઉર્દુ** | |
| ૪૩ | હસન રસુલ નિઝામ શેખ | ૨૭૪ | ૧ | ઇસ્માઇલ અલીભાઈ સાલેહ પટેલ. | ૪૫૫ |
| ૪૬ | નારણજી બેચરભાઈ ગોર. | ૨૭૨ | ૨ | આદમ સુલેમાન અમદાવાદી. | ૪૦૧ |
| ૪૭ | મંછુલાલ મોતીરામ જોશી. | ૨૭૧ | | **ઉર્દુ—ગુજરાતી** | |
| ૪૮ | ચુનિલાલ ગીરધરભાઈ પટેલ. | ૨૭૦ | ૧ | કમરૂદ્દીન મોહયુદ્દીન સૈયદ. | ૩૨૦ |
| ૪૯ | કેશવ કાળિદાસ પટેલ. | ૨૬૭ | ૨ | અબાસઅલી રસુલમીયાં સૈયદ. | ૩૧૩ |
| ૫૦ | છોટુ બાળકદાસ વેરાગી. | ૨૬૫ | ૩ | મુસા વલી એહમદ પટેલ. | ૩૦૪ |
| ૫૧ | ચંદુલાલ બાળાશંકર જોશી. | ૨૫૯ | ૩ | બડાસાહેબ એહમદ સૈયદ. | ૩૦૪ |
| ૫૧ | છોટુભાઈ લલ્લુભાઈ પટેલ. | ૨૫૯ | ૫ | યુસફ ઇબ્રાહીમ અલીભાઈ અમીન. | ૩૦૦ |

| | | |
|---|---|---|
| ૫ | અલિભાઈ મહમદ ઉમર પટેલ | ૩૬૦ |
| ૭ | ગુલમાન અલી ઇબ્રાહીમ પટેલ | ૨૯૦ |
| ૮ | અલિભાઈ મહમદ યુસફ પટેલ | ૨૭૬ |
| | સુરત. | |
| ૧ | મૂળજી રૂદાભાઈ મોળવી. | ૪૩૬ |
| ૨ | ધનુષ્યરાય હિમતરામ અધ્વર્યુ. | ૪૧૦ |
| ૨ | રણછોડજી ભીખાભાઈ મોદી. | ૪૧૦ |
| ૪ | બાપુભાઈ નાગરજી દેસાઈ. | ૩૮૪ |
| ૫ | ધીરાભાઈ દુર્લભભાઈ દેશાઈ. | ૩૬૫ |
| ૬ | બાવાભાઈ ભગવાનજી પટેલ. | ૩૫૨ |
| ૭ | લલ્લુભાઈ પુનાજી ટંડેલ. | ૩૫૨ |
| ૮ | નાથુ ખાળપા ઘોડીઆ. | ૩૪૯ |
| ૯ | નરોત્તમ રતનજી લાડ. | ૩૪૮ |
| ૯ | રણછોડ રાળા પટેલ. | ૩૪૪ |
| ૧૧ | ચના કેશરા પટેલ. | ૩૪૩ |
| ૧૨ | નારાણભાઈ પરભુભાઈ પટેલ. | ૩૪૦ |
| ૧૩ | વસનભાઈ હાંસજીભાઈ પટેલ. | ૩૩૬ |
| ૧૪ | છોટાલાલ મગનલાલ ઉપાધ્યાય. | ૩૩૫ |
| ૧૫ | પરભુભાઈ પુરૂષોત્તમભાઈ સુરતી. | ૩૨૮ |
| ૧૬ | જગજીવનભાઈ મોરારજી પટેલ. | ૩૨૪ |
| ૧૭ | ગોવિંદભાઈ મોરારજી પટેલ. | ૩૨૦ |
| ૧૭ | નરહરિશંકર કાશીનાથ પાઠક. | ૩૨૦ |
| ૧૯ | નગીનભાઈ હરિભાઈ લુહાર. | ૩૧૭ |

| | | |
|---|---|---|
| ૨૦ | ગુલાબભાઈ પરાગજી નાયક. | ૩૧૫ |
| ૨૧ | મગનલાલ ભગુભાઈ પટેલ. | ૩૧૩ |
| ૨૧ | પરસોતમ કાળિદાસ ભટ્ટ. | ૩૧૩ |
| ૨૩ | નરોત્તમભાઈ ગોપાલજી વરસડા. | ૩૧૧ |
| ૨૪ | મંછુ લલ્લુ બેડીઆ. | ૩૦૯ |
| ૨૫ | ભલુભાઈ ડાહ્યાભાઈ દેસાઈ. | ૩૦૮ |
| ૨૬ | નારણભાઈ ભગાભાઈ પટેલ. | ૩૦૭ |
| ૨૭ | દોલતરામ ગણપતરામ વ્યાસ. | ૩૦૫ |
| ૨૭ | નાનુભાઈ પરાગજી દેસાઈ. | ૩૦૫ |
| ૨૯ | ફિલેમોન પથુભાઈ પટેલ. | ૩૦૪ |
| ૨૯ | નાનુ ઝીણા વાણંદ. | ૩૦૪ |
| ૩૧ | પરાગ કાળા પટેલ. | ૩૦૩ |
| ૩૧ | કસન વાલા પટેલ. | ૩૦૨ |
| ૩૧ | રમણલાલ હાકોરદાસ રાંદેરીઆ. | ૩૦૨ |
| ૩૪ | અંબારામ રણછોડ ભટ્ટ. | ૩૦૧ |
| ૩૪ | બાવા લખુ પટેલ. | ૩૦૧ |
| ૩૬ | ઉમેદસિંહ કાળાભાઈ મહીડા. | ૩૦૦ |
| ૩૭ | હીરાલાલ વિઠ્ઠલભાઈ મોદેરા. | ૨૯૭ |
| ૩૮ | મકન ગોપાલ ઢીમર. | ૨૯૬ |
| ૩૮ | મકનભાઇ હીમજીભાઈ પટેલ. | ૨૯૬ |
| ૩૮ | શંકરભાઈ કાળિદાસ પટેલ. | ૨૯૬ |
| ૪૧ | હાકોરલાલ ત્રિભોવનદાસ પારેખ. | ૨૯૫ |
| ૪૧ | ગેલાન પ્રેહલાદજી વ્યાસ. | ૨૯૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૩ | રભાઈ ફગવભાઈ પટેલ. | ૨૯૩ | ૬૫ | નરહરિરામ મહાસુખરામ ભટ્ટ. | ૨૭૮ |
| ૪૩ | ડાહ્યા ફકીર પટેલ. | ૨૯૩ | ૬૫ | ગમજી માવા પટેલ. | ૨૭૮ |
| ૪૩ | નારણભાઈ માવજીભાઈ પટેલ. | ૨૯૩ | ૬૫ | રણછોડજી ભીમભાઈ નાયક. | ૨૭૮ |
| ૪૬ | ભગવાનજી જગનજી દસાઇ. | ૨૯૧ | ૬૯ | મગનલાલ ડાહ્યાભાઈ પટેલ. | ૨૭૭ |
| ૪૬ | રઘુનાથ યાદવરાવ કાન. | ૨૯૧ | ૭૦ | છગન નરસઇ પટેલ. | ૨૭૬ |
| ૪૮ | ભગવાન વહાલા પટેલ. | ૨૯૦ | ૭૦ | જીવણજી લખુભાઈ પટેલ. | ૨૭૬ |
| ૪૮ | કસનજી મોરારજી નાયક. | ૨૯૦ | ૭૦ | કાળીદાસ શુકરભાઈ પટેલ. | ૨૭૬ |
| ૫૦ | છીપકા રતના પટેલ. | ૨૮૯ | ૭૩ | ગેમલસંહ માધુસંહ પરમાર. | ૨૭૫ |
| ૫૧ | નાસા પરભુ ચોધરી. | ૨૮૮ | ૭૩ | મુસ્તફા ગુલાબ શેખ. | ૨૭૫ |
| ૫૧ | રણછોડ દુર્લભ પટેલ. | ૨૮૮ | ૭૫ | દયાળજી લલ્લુભાઈ નાયક. | ૨૭૪ |
| ૫૩ | ભગા પુનીઆ પટેલ. | ૨૮૭ | ૭૫ | લખુ મકન પટેલ. | ૨૭૪ |
| ૫૩ | દુલભભાઈ નાથુભાઇ પટેલ. | ૨૮૭ | ૭૫ | નરભેરામ કેશવરામ વ્યાસ. | ૨૭૪ |
| ૫૩ | રતિલાલ ગુલાબભાઈ દેશાઇ | ૨૮૭ | ૭૫ | પરભુભાઇ નાથુભાઈ પટેલ. | ૨૭૪ |
| ૫૬ | રામચંદ્ર પ્રભાશંકર ઉપાધ્યાય. | ૨૮૬ | ૭૯ | હરિદાસ ગુલાબદાસ વૈરાગી. | ૨૭૩ |
| ૫૭ | રવજી કલજી ધોડીઆ. | ૨૮૫ | ૭૯ | ઝીણાભાઈ ભાણાભાઈ પટેલ. | ૨૭૩ |
| ૫૮ | નારણજી રૂદરજી દેસાઈ. | ૨૮૪ | ૭૯ | રણછોડજી નારણજી નાયક. | ૨૭૩ |
| ૫૯ | ગુલાબભાઈ લલ્લુભાઈ વસી. | ૨૮૨ | ૮૨ | છોટુભાઈ પરાગજી નાયક. | ૨૭૨ |
| ૫૯ | નાગરજી ભુલાભાઇ દેસાઈ. | ૨૮૨ | ૮૨ | ફીકલા મોતીદા પટેલ. | ૨૭૨ |
| ૫૯ | રેવલા ભાણીઆ પટેલ. | ૨૮૨ | ૮૪ | મહાશંકર તુળજારામ જોશી. | ૨૭૧ |
| ૬૨ | છગન તેલીઆ ચોધરી. | ૨૭૯ | ૮૪ | વનમાળી ઝવેરભાઈ પટેલ. | ૨૭૧ |
| ૬૨ | માણશંકર ભદ્રશંકર જોશી. | ૨૭૯ | ૮૬ | ભગવતીશંકર ઉમીઆશંકર શુક્લ. | ૨૭૦ |
| ૬૨ | પરાગજી ભીખાભાઈ વસી. | ૨૭૯ | ૮૬ | દોલતરાય ભીખાભાઈ દેસાઇ. | ૨૭૦ |
| ૬૫ | છગનલાલ ભીમભાઇ નાયક. | ૨૭૮ | ૮૬ | દુલભ ગાંડા પટેલ. | ૨૭૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮૬ | ગુલાબસિંહ ફતેસિંહ કુનવાર. | ૨૭૦ | ૧૧૨ | ઇશ્વરલાલ કેશવ ચોડીઆ. | ૨૫૬ |
| ૯૦ | પુરુષોત્તમ ગાંડાભાઈ પંડયા. | ૨૬૯ | ૧૧૨ | વસંતરાવ હરિરાવ દેવરે. | ૨૫૬ |
| ૯૧ | નાગરજી નારણજી દેસાઈ. | ૨૬૮ | ૧૧૪ | ગોવિંદભાઈ મકનજી પટેલ. | ૨૫૫ |
| ૯૨ | નાથુભાઈ હરિભાઈ નાયક. | ૨૬૭ | ૧૧૪ | નાગજીબાવા કેસરબાવા ચૌહાણ. | ૨૫૫ |
| ૯૩ | ગુલાભાઈ દુલભભાઈ નાયક. | ૨૬૬ | ૧૧૪ | ઉકાભાઈ હરિભાઈ પટેલ. | ૨૫૫ |
| ૯૩ | મહાશંકર નાનાભાઈ વૈદ. | ૨૬૬ | ૧૧૭ | દામજી મગન ગામીત. | ૨૫૪ |
| ૯૩ | નરસિંહ ઉકાભાઈ પટેલ. | ૨૬૬ | ૧૧૭ | ખંડુભાઈ વલભભાઈ નાયક. | ૨૫૪ |
| ૯૬ | મગનલાલ સારદભાઈ ગામેતી. | ૨૬૫ | ૧૧૯ | ગુલાબભાઈ ડાહ્યાભાઈ નાયક. | ૨૫૩ |
| ૯૭ | હુસેનખાન મહમદખાન પઠાણ. | ૨૬૪ | ૧૨૦ | ભગવાનભાઈ રામભાઈ પટેલ. | ૨૫૨ |
| ૯૮ | જયસિંહ ખુશાલસિંહ કોસાદા. | ૨૬૩ | ૧૨૦ | દલપતરાવ ગણપતરાવ જાદવ. | ૨૫૨ |
| ૯૮ | રધા ગોસા ચોધરી. | ૨૬૩ | ૧૨૦ | નાથુભાઈ લલ્લુભાઈ નાયક. | ૨૫૨ |
| ૧૦૦ | રણછોડજી ડાહ્યાભાઈ નાયક | ૨૬૨ | ૧૨૩ | ભીખાભાઈ કોહ્યાભાઈ દેસાઈ. | ૨૫૧ |
| ૧૦૧ | દુલભા વાઘલા પટેલ. | ૨૬૦ | ૧૨૩ | જગા લલ્લુ બેડીઆ. | ૨૫૧ |
| ૧૦૧ | શિવશંકર હરખશંકર શુકલ. | ૨૬૦ | ૧૨૩ | કુંવર વરસભ ગોલીકર. | ૨૫૧ |
| ૧૦૩ | ગાંડાભાઈ ભીખાભાઈ દેસાઈ. | ૨૫૯ | ૧૨૬ | મોરાર દયારામ વાળંદ. | ૨૫૦ |
| ૧૦૩ | અમિઅતરામ નારાયણ જોશી. | ૨૫૯ | ૧૨૭ | ઘેલાભાઈ મકનજી નાયક. | ૨૪૯ |
| ૧૦૩ | મગનલાલ દાજીભાઈ દેસાઈ. | ૨૫૯ | ૧૨૮ | બાલુભાઈ ખુશાલદાસ ઘાંચી. | ૨૪૮ |
| ૧૦૩ | મગનલાલ પ્રાણભાઈ દેસાઈ. | ૨૫૯ | ૧૨૮ | ચુનિલાલ દલુભાઈ ઘાંચી. | ૨૪૮ |
| ૧૦૭ | અમૃતલાલ હરગોવિંદ વ્યાસ. | ૨૫૮ | ૧૨૮ | દેવા છીબા પરમાર. | ૨૪૮ |
| ૧૦૭ | મગનભાઈ હરિભાઈ પટેલ. | ૨૫૮ | ૧૩૧ | છીબા ગોવન પટેલ. | ૨૪૭ |
| ૧૦૭ | નાનુભાઈ લલ્લુભાઈ નાયક. | ૨૫૮ | ૧૩૧ | જીવણ ભીખા ચોધરી. | ૨૪૭ |
| ૧૧૦ | ગુરજી કેશવા ચોધરી | ૨૫૭ | ૧૩૩ | મણિભાઈ ભીમભાઈ નાયક. | ૨૪૬ |
| ૧૧૦ | પુરુષોત્તમ મકન મોચી. | ૨૫૭ | ૧૩૪ | ગુમાનસિંહ જસવંતસિંહ ધુમ. | ૨૪૫ |

| | | |
|---|---|---|
| ૧૩૫ | લલ્લુભાઈ કાળાભાઈ નાયક. | ૨૪૪ |
| ૧૩૬ | રણછોડ જેરામ પટેલ. | ૨૪૪ |
| ૧૩૭ | ગુલાબભાઈ ભગવાનજી દેસાઈ. | ૨૪૩ |
| ૧૩૮ | હાજીભાઈ પ્રેમાભાઈ પટેલ. | ૨૪૨ |
| ૧૩૯ | ગોપાલભાઈ વલ્લભભાઈ પટેલ. | ૨૪૨ |
| ૧૪૦ | ઇચ્છાભાઈ જીવાભાઈ પટેલ. | ૨૪૦ |
| ૧૪૦ | લલ્લુભાઈ નાગરજી નાયક. | ૨૪૦ |
| ૧૪૨ | નથવા કાનજી પટેલ. | ૨૩૯ |
| ૧૪૨ | રામભાઈ જાદવભાઈ વરિઆવા. | ૨૩૯ |
| ૧૪૪ | ગાંડાભાઈ ગુલાબભાઈ પટેલ. | ૨૩૮ |
| ૧૪૪ | નૂરમીયાં હસનમીયાં સૈયદ. | ૨૩૮ |
| ૧૪૬ | ધીરજલાલ ભીખાભાઈ પટેલ. | ૨૩૭ |
| ૧૪૭ | મણિભાઈ જગજીવનજી પટેલ. | ૨૩૬ |
| ૧૪૭ | પાંડુજી ભીખાજી કાલે. | ૨૩૬ |
| ૧૪૯ | નાનુભાઈ દુર્લભભાઈ દેસાઈ. | ૨૩૫ |
| ૧૫૦ | રામા નારણ પટેલ. | ૨૩૪ |
| ૧૫૧ | બાપુભાઈ જોગીભાઈ નાયક. | ૨૩૩ |
| ૧૫૧ | કેશવજી લલ્લુભાઈ પટેલ. | ૨૩૩ |
| ૧૫૩ | રમેશશંકર મણિશંકર પંડ્યા. | ૨૩૨ |
| ૧૫૪ | કાળીદાસ ભુલા પટેલ. | ૨૩૧ |
| ૧૫૫ | શુક્લ જનીલાલ પુરષોત્તમ. | ૨૨૯ |

| | | |
|---|---|---|
| ૧૫૬ | ગુલાબભાઈ રઘનાથજી નાયક. | ૨૨૮ |
| ૧૫૬ | પૃથ્વીસિંહ રાયસિંહ ઠાકોર. | ૨૨૮ |
| ૧૫૮ | રતિલાલ નાગરજી વશી. | ૨૨૬ |
| ૧૫૯ | કાળીદાસ વલ્લભ ગોસ્વામી. | ૨૨૩ |
| ૧૬૦ | મોરારજી ભગવાનજી પટેલ. | ૨૨૨ |
| ૧૬૧ | મગનલાલ નારણજી દેસાઈ. | ૨૨૧ |
| ૧૬૨ | ઝીણાભાઈ ભુલાભાઈ પટેલ. | ૨૨૦ |
| ૧૬૩ | ઠાકોર જીવણ પટેલ. | ૨૧૯ |
| ૧૬૪ | રામભાઈ પરાગજી દેસાઈ. | ૨૧૭ |
| ૧૬૫ | ગુલાબભાઈ ઝીણાભાઈ નાયક. | ૨૧૩ |
| ૧૬૬ | ગુલાબભાઈ ખંડુભાઈ નાયક. | ૨૧૦ |
| | **ઉર્દૂ–ગુજરાતી.** | |
| ૧ | અબ્દુલકાદર અબ્દુરરહેમાન મુનશી. | ૩૮૮ |
| ૨ | ગુલામનબી સુલતાનમીયાં શેખ. | ૩૫૯ |
| ૩ | ઇબ્રાહીમ મહમદ દેશીઆ. | ૩૨૬ |
| ૪ | આજમમીયાં ગુલાબમીયાં મલેક. | ૨૮૩ |
| ૫ | એહલીલખાન ગોરમખાન પઠાણ. | ૨૭૦ |
| ૬ | ગુલામહુસેન ગુલામરસુલ મલેક. | ૨૬૯ |

**ગુજરાતી ઉર્દૂ.**

## સરકારી જાહેરખબર

( ઉ. ભા. ના એ. ઇ. ના હુકમ નં. ૭૪૪૬, ૭૪૪૭, તા. ૨૩-૯-૨૪ ના આધારે )

કન્યાઓ માટેની આવતી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા જે સને ૧૯૨૪ ના ડિસેમ્બર માસમાં લેવાની છે તેને માટે કન્યા વાચનમાલા નં. ૩ ની પહેલી ૭ કવિતાઓ એટલે કે, ૩, ૬, ૯, ૧૨, ૧૫ અને ૧૯ એ પાઠો નક્કી કરવામાં આવ્યા છે.

---

## સરકારી જાહેરખબર

### પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજની વાર્ષિક પરીક્ષા.

પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજની વાર્ષિક પરીક્ષા, સને ૧૯૨૪ ના નવેંબરની તા. ૧૧ મી ને મંગળવારથી શરૂ થશે. મોઢાની પરીક્ષા તા. ૧૧ થી ૧૪ સુધી ચાલશે. તા. ૧૫મીથી લેખી પરીક્ષા શરૂ થશે.

---

## ઑક્ટોબર—સને ૧૯૨૪

વિષય  અનુક્રમણિકા


ગામડાંમાં કેવા શિક્ષણની જરૂર છે. .... .... ૨૮૯
અપૂર્ણાંક .... .... .... .... .... ૨૯૨
હસ્તકળાશિક્ષણ: સ્લૉઇડપદ્ધતિ (૨) .... .... ૨૯૩
હેક્ટોગ્રાફ .... .... .... .... .... ૨૯૬
મુસલમાન કોમને કેળવણીમાં આગળ પડતાં નડતી મુશ્કેલીઓ .... .... .... .... ૩૦૨
દંતમંજન વિષે વધુ હકીકત .... .... .... ૩૦૩
દાંતની સંભાળ .... .... .... ... ૩૦૫
પ્રાથમિક શાળાઓમાં ચિત્રકામનો અભ્યાસક્રમ .... "
સ્ત્રીઓ અને પુરુષો માટેની ટ્રેનિંગ કૉલેજોમાં ચિત્રકામનો તથા હસ્તશિક્ષણનો અભ્યાસક્રમ .... ૩૦૬
પહેલી ચોપડી: કવિતાનું નોટેશન .... .... ૩૧૦
સરકારી જાહેરખબર .... .... .... .... ૩૧૨
રા. સા. માધવલાલ હરિલાલ સ્મારક ફંડ: ઈનામ માટે પરીક્ષાના મંજુર કરેલાં પુસ્તકોની યાદી... ૩૧૬-૩૧૭




## જાહેરખબર.

નવેમ્બર-ડીસેમ્બરના અંક ભેગા પ્રસિદ્ધ થશે

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૩ મું, ઑક્ટોબર સને ૧૯૨૪, અંક ૧૦ મો

## ગામડાંમાં કેવા શિક્ષણની જરૂર છે?

મુંબઈ ઇલાકામાં ૧૯૦ લાખ ઉપરની વસ્તી છે અને તેમાં ૧૫૨ લાખ અથવા તો ૮૦ ટકા ભાગ ખેતી ઉપરજ પોતાનું ગુજરાન ચલાવે છે. આમાંના ઘણા લોક તો ગરીબ અને અભણ હોય છે. સરકારે ગામડામાં દરેક છોકરો વાચતાં લખતાં અને હિસાબ કરતાં શીખે એવા હેતુથી બની શકે તેટલી નિશાળો ઉઘાડવા પ્રયત્ન કર્યા છે. પણ ઘણા બાળકો બાળવર્ગ અથવા પહેલા ધોરણમાંથીજ પોતાનો અભ્યાસ છોડી દે છે અને જે બાળકો અભ્યાસમાં ચોથા ધોરણ સુધી પહોંચે છે તે પણ ઘણે ભાગે નિશાળ છોડી દે છે એટલે કરેલો અભ્યાસ ભૂલી જાય છે. આ ઘણું ખોટું છે; કારણ કે જો ગામડાંનાં બાળકો વધારે અભ્યાસ કરશે નહિ તો તેઓ પોતાના બાપદાદા કરતાં વધારે સારી સ્થિતિમાં આવી શકશે નહિ. તેઓ લખેલી કે છાપેલી હકીકત વાચી શકશે નહિ અને હિસાબ ગણી શકશે નહિ, અને તેથી તેઓ દુકાનદારો અને પૈસાની ધીરધાર કરનાર આસામીઓથી છેતરાશે.

૨. ગામડાંના ઘણા લોકો એમ કહે છે કે અમારે અમારાં છોકરાંઓને આગળ ભણાવવા નથી; અમારા છોકરા અમારાં ખેતરની સંભાળ રાખે તો બસ છે. તેમને નિશાળે નકામી બાબતો શીખવા મોકલી અમારે

તેમનો વખત બગાડવો નથી. તેમજ મોટાં શહેરોમાં ખાવાપીવાનું તથા રહેવાનું ઘણું ખરાબ અને મોંઘું હોય છે અને છોકરાં ઘણો વખત માંદાં પડી જાય છે અને કોઈક વખત મરી પણ જાય છે ત્યાં મોકલીને પણ તેમનો વખત બગાડવાની અમને જરૂર નથી.

સરકાર આ વિચાર સાથે મળતી થાય છે. ગામડાંનાં છોકરાંઓ નકામી બાબતો શીખે અને પોતાના બાપદાદાનાં ખેતરોને પડતાં મૂકી ચાલ્યાં જાય એ તે ઇચ્છતી નથી. તે તો એમ ઇચ્છે છે કે તેઓ પોતાના બાપદાદાના કરતાં વધારે સારા ખેડુત થાય અને ખેતી કરી. પોતાની મહેનતનું વધારે સારું ફળ મેળવે.

૩. આવા જ હેતુથી ખેતી માટે સારી સગવડ હોય એવી જગ્યાએ આવેલી કેટલીક નિશાળોમાં પાંચમા, છઠ્ઠા તથા સાતમા ધોરણમાં ખેતી-કામને લગતું ખાસ શિક્ષણ આપવાનું શરૂ કરવાનું અને ત્યાં ખેડુતવર્ગના ટ્રેનિંગ કૉલેજના બીજા વર્ષમાં પાસ થએલા અને ખેતીવિષયનું ખાસ શિક્ષણ આપનારી ટ્રેનિંગ સ્કૂલમાં એક વર્ષ શિક્ષણ પામેલા શિક્ષકની નીમણૂક કરવાનું સને ૧૯૨૧માં સરકારે નક્કી કર્યું. સને ૧૯૨૨–૨૩માં લોણીમાં પાંચ શિક્ષકોને આવું શિક્ષણ લેવા મોકલવામાં આવ્યા હતા. સને ૧૯૨૪ના માર્ચમાં તેમાંના ચાર શિક્ષકોએ સતારા જિલ્લામાં પેઠ, અહમદનગર જિલ્લામાં દેવલાલી, પૂર્વ ખાનદેશ જિલ્લામાં અસોદા અને બેલગામ જિલ્લામાં કોંગનોલી, એ ચાર સ્થળે આવેલી શાળામાં ખેતીકામનો પહેલા વર્ષનો ( ધોરણ ૫માનો ) અભ્યાસક્રમ શીખવ્યો હતો. સિંધથી પણ બે શિક્ષકોને ખેતીકામને લગતું ખાસ શિક્ષણ લેવા પંજાબ ( લાયલપુર ) મોકલવામાં આવ્યા હતા. તેઓ અત્યારે ઉપલા સિંધની સરહદ પરના જિલ્લામાં આવેલા ' કંદખોટ ' ગામની અને સક્કર જિલ્લામાં આવેલા 'ચાક' ગામની નિશાળમાં ખેતીને લગતું શિક્ષણ આપે છે.

સને ૧૯૨૩માં ૧૭ શિક્ષકોએ ખેતીનું શિક્ષણ લીધું હતું અને તેમાંથી ૧૫ શિક્ષકો મુંબઈ ઇલાકાની ૧૫ શાળામાં એ વિષયનું શિક્ષણ આપે છે. એ સિવાય બીજા ૨૦ શિક્ષકોએ શિક્ષણ લેવું શરૂ કર્યું છે અને તેઓ સને ૧૯૨૫માં બીજી ૨૦ શાળામાં ખેતીનું શિક્ષણ આપવું શરૂ કરશે. સને ૧૯૨૪ની આખરની આખરે ૨૩ શાળાઓમાં ખેતીનું શિક્ષણ ચાલુ થશે અને તેમાં શીખનારાઓની સંખ્યા લગભગ ૫૭૦ થશે.

૪. આ શાળાઓમાં જે છોકરાઓ ભણે છે તે શાળાના બીજા વિષયોમાં બીજા વિદ્યાર્થીઓ જે કામ કરે છે તેજ કામ કરે છે. પણ તેમને લાગલાજ

ઉપયોગી ન થઈ પડે તેવા કેટલાક વિષયો શીખવાને બદલે તેઓ વાચનપાઠો અને ગણિત જેવા તેમને તેમના ખેડુત તરીકેના જીવનમાં ઉપયોગી થઈ પડે તેવા વિષયો શીખશે અને શાળાને લગતી જમીનમાં ખેતીકામ પણ કરશે. આ પ્રમાણે તેઓ જુદી જુદી જાતના પાક વિષે તથા તેમનું વાવેતર કરવાની યોગ્ય રીત વિષે માહીતી મેળવશે, પાકની સંભાળ રાખતાં અને તેને થતા રોગ અટકાવતાં શીખશે, અને હળ અને બીજાં ઓજારો બનાવતાં પણ તેઓ શીખશે.

૫. જ્યારે આ છોકરાઓ સાતમા ધોરણનો અભ્યાસ પુરો કરી રહેશે ત્યારે તેઓ વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાના જેવીજ ખેતીકામને લગતી ખાસ વર્નાક્યુલર પરીક્ષા પાસ કરી શકશે. ત્યાર પછી સૌથી સારી રીતે પાસ થએલા છોકરાઓને ખેતીકામને લગતી ખાસ ટ્રેનિંગ કૉલેજમાં મોકલવામાં આવશે, જ્યાં ખેતીનું શિક્ષણ આપનારી શાળાઓના શિક્ષક તરીકે તેમને કેળવવામાં આવશે. તેમનો પગાર વગેરે બીજા શિક્ષકોની માફકજ રહેશે. આ પ્રમાણે માલમ પડશે કે આ નવી શાળાઓનો અને શિક્ષકોનો દરજ્જો બીજી પ્રાથમિક શાળાઓ અને શિક્ષકોના દરજ્જા જેવોજ રહે એવી સરકારની ઇચ્છા છે.

૬. ગામડાંનાં છોકરાંઓ આવી ખાસ શાળાઓમાં અભ્યાસ કરે તો વધારે સારૂં એમ સરકાર માને છે; તોપણ છોકરાં એમાંજ ભણે એવું કોઈ પણ જાતનું સરકાર તરફથી દબાણ નથી. કોઈ પણ વિદ્યાર્થીને ૫ થી ૭ ધોરણ સુધીના સામાન્ય ધોરણો પ્રમાણે અભ્યાસ કરવો હશે તો તે ખુશીથી કરી શકશે.

ઉપર જણાવ્યા પ્રમાણે આ સાલના જુન માસથી ગુજરાતમાં નીચે જણાવેલી પાંચ પ્રાથમિક શાળાઓમાં ખેતીનું શિક્ષણ ધો. ૫, ૬, અને ૭માં દાખલ કરવામાં આવ્યું છેઃ—

બાધરડીપા, તા. પારડી, જિ. સુરત;
શુકલતીર્થ, તા. ભરૂચ, જિ. ભરૂચ;
ઉત્તરસંડા, તા. નડિઆદ, જિ. ખેડા;
કણભા, તા. દસ્ક્રોઈ, જિ. અમદાવાદ;
નદીસર, તા. ગોધરા, જિ. પંચમહાલ;

એ શાળાઓમાં ચાલતો અભ્યાસક્રમ આ પત્રના પુ. ૬૩, અંક ૬–૭ માં પ્રસિદ્ધ થયો છે. ( જુઓ પૃષ્ઠ ૧૯૫. )

---

# અપૂર્ણાંક

અર્ધાંના ને પાયાંના આંક શીખવવાનો વખત એજ અપૂર્ણાંકનો પાયો નાખવાનો વખત છે. આણુપાણુનાં તેમજ સામાન્ય અપૂર્ણાંકને માટે જરૂરના જ્ઞાનનો પ્રથમ પાઠો આ આંકજ છે' એમ કહીએ તો ચાલે, માટે એ આંક શીખવતાં અપૂર્ણાંક સંબંધી ખ્યાલ શી રીતે આપવાથી વિદ્યાર્થીને ગમત સાથે જ્ઞાન મળે એ બાબત તરફ હાલ તુરત લક્ષ આપીશું.

અપૂર્ણાંકની આવી રીતે સમજ આપવા માટે કાગળ, જામફળ કે જેના ભાગ તરત પાડી શકાય એવી કોઈ ચીજની ખાસ જરૂર છે એ આગળ કહેવાઈ ગયું છે. ધારો કે લખેલો, છાપેલો અથવા કોરો કાગળજ લઈને આ પણે પાઠ આપવા ધારીએ છીએ. હવે વિદ્યાર્થીઓએ 'અર્ધો' એ શબ્દ સામાન્ય વ્યવહારમાં ઘણી વખત સાંભળેલો હોવો જોઈએ, અને અર્ધો કોને કહેવાય તે સંબંધમાં તેને અધકચરૂં જ્ઞાન પણ હોવું જોઈએ એમ માનવામાં કંઈ ખોટું નથી. માટે કાગળ લઈ પહેલો પ્રશ્ન એજ કરી શકીએ કે આ કાગળમાંથી અર્ધો મને આપો. શું કરીને આપશો? ફાડીને. ત્યારે ફાડી આપો એમ એક વિદ્યાર્થીને પસંદ કરી કહેવું. આ પ્રસંગે શિક્ષકે ધ્યાનમાં રાખવાનું એટલુંજ છે કે વિદ્યાર્થી કાગળ શી રીતે ફાડે છે. ફાડવાની તૈયારી જોતાંજ શિક્ષકને નિશ્ચય થઈ જશે કે તે વિદ્યાર્થી સરખા બે ભાગ કરી શકશે કે નહિ. શિક્ષકે તો ફક્ત જોયાજ કરવાનું છે, વચ્ચે હાલ બોલવાનુ પ્રયોજન નથી. જો વિદ્યાર્થીએ ફાડીને કરેલા બે ભાગ સરખા ન હોય, તો બીજા વિદ્યાર્થીઓ પાસથી કઢાવવું કે બન્ને ભાગ સરખા નથી, અને તેથી એ ભાગો અર્ધા ભાગ ન કહેવાય. ફાડનાર વિદ્યાર્થીનું પણ તેજ બાબત પર ધ્યાન ખેંચવું એટલે તે જોઈ શકશે કે વાત ખરી છે, ને તે પણ કબૂલ કરી શકશે કે બન્નેમાંનો એક કડકો અર્ધો નહિ કહેવાય. આટલુ થયા પછી બીજો કાગળ આપી તેના બે સરખા ભાગ કરવા સૂચવી શકાય, અને તેમ કરવા માટે શું કરવું જોઈએ એમ પૂછી સળ પાડવાની જરૂર અને તે કેવી રીતે પાડવો તે તેજ વિદ્યાર્થી પાસે અથવા બીજા વિદ્યાર્થી પાસે કઢાવી શકાય. છેક પછાત વર્ગના અથવા નબળા વિદ્યાર્થીનો વર્ગ હોય ને એ બાબત કઢાવવામાં ફતેહ ન મળે તો તે સૂચવવીજ પડશે. આ પ્રમાણે બે સરખા ભાગ કરાવી 'કયો કડકો અર્ધો

કહેવાય ’ એવો પ્રશ્ન કરવો પણ ઠીક થઈ પડશે, કેમકે બે ‘સરખા ભાગો’ એમ આપણે ઉપર બોલી તો ગયા છીએ, પણ તે બાબતનો ખ્યાલ સ્પષ્ટ થયો છે કે નહિ તે જોવું અગત્યનું છે. એક વસ્તુના બે સરખા ભાગો કરવાથી જે બે ભાગો બને તેમાંનો દરેક અર્ધો કહેવાય, એ તત્ત્વ ચોક્કસ રીતે વિદ્યાર્થીના મનમાં ઉતરવું જોઈએ. અને એજ ખ્યાલ હજી પણ પાકો કરવા માટે બે ભાગોને સાથે મૂકીને પછવું જોઈએ કે બે અર્ધા સાથે મૂકીએ તો કેટલો કાગળ થાય. ઘણી મુશ્કેલી વિના જવાબ મળશે કે બે અર્ધા કકડાઓ મળીને એક આખો કાગળ થાય.

કાગળ કરતાં પણ માટીનો ગોળો બનાવી તેના પરથી ઉપર પ્રમાણે કામ લીધું હોય તો તેમાં એક વિશેષ લાભ સમાએલો છે. તે એ કે ચપ્પુ અથવા કંઈક ધારવાળા પદાર્થથી તેના બે સરખા ભાગ પાડ્યા પછી, બંને ભાગો સાથે ગોઠવતાં સાંધા આગળ હાથ ફેરવી પાછો હતો તેવો આખો ગોળો બતાવી શકાય. અગર જો કંઈક મોટી ઉમરનાં છોકરાને તો કાગળ ને ગોળાથી સરખોજ ખ્યાલ આવે છે, તોપણ નાના વિદ્યાર્થીઓને બે અર્ધા મળવાથી આખો થાય છે એ તત્ત્વ, ફાડેલા કાગળના કકડા સાથે મૂકવાથી જેટલું સમજાય છે તેના કરતાં માટીના બે અર્ધ ગોળા સાથે મૂકી પાછો આખો ગોળો બનાવી બતાવવાથી વધારે સ્પષ્ટ રીતે સમજાય છે. વળી ગામડાંમાં ઘણે ઠેકાણે કાગળ કરતાં પણ માટી મેળવવાની સરળતા વધારેજ હોય. ફક્ત ગોળો બનાવનારે યાદ રાખવું જોઈએ કે આ ગોળો તદ્દન સુકાએલો કે બહુ નરમ નહિ જોઈએ. ગોળો એટલોજ લીસો જોઈએ કે તેના ભાગ ચપ્પુ અથવા સાધારણ ધારવાળી વાંસની ચીપ કે પતરાના કકડાથી કે એવા બીજા કોઈ પદાર્થથી તરત થઈ શકે: ગોળો બહુ સૂકો હશે તો બે સરખા ભાગ કરવા જતાં તરડો પડી જશે અથવા કેટલાક નાના ભાગો પડી તે છુટા પડી જશે; તેમજ બહુ લીસો હશે તો હાથમાં પકડતા હાથ ખરડાશે ને વળી તેના ઘાટમાં કંઈક ફેરફાર થઈ જશે.

હવે એક અર્ધ અર્ધો, બે અર્ધે એક વગેરેના આંકમાં કહેલી બાબતોનું પ્રત્યક્ષ દર્શન કરાવી જ્ઞાન આપી શકાશે.

અર્ધા પછી સ્વાભાવિક ક્રમમાં ચોથો ભાગ પહેલો આવશે, કેમકે ખરૂં જોતાં ચોથો ભાગ અર્ધાનો અર્ધો છે. બંને અર્ધા કાગળોના અથવા અર્ધ ગોળાના પાછા બે સરખા ભાગ કરવાથી ચાર સરખા ભાગ વિદ્યાર્થીના

દેખતાં પાડી તે પરથી આખાના બધા મળી કેટલા ભાગ પડયા, અને તે દરેક કેટલો કહેવાય એ બાબત પર આવી શકાય, અને ચાર ભાગો મળીને એક આખો થાય છે તે કઢાવીને દરેક પા એટલે ચોથો ભાગ કહેવાય એ બાબત સારી રીતે ઠસાવી શકાય.

અહીં બે પા મળીને અર્ધો થાય છે, ત્રણ પા મળીને પોણો થાય છે, અને ચાર પા મળીને એક આખો થાય છે એ બાબત પ્રત્યક્ષ કરાવી શકાશે; તથા સવા, દોઢ, પોણાબે વગેરે પણ પ્રત્યક્ષ વસ્તુઓ વડે સમજાવી શકાશે.

**ચોથા ધોરણમાં સામાન્ય અપૂર્ણાંકની શરૂઆતઃ** ઉપર જણાવ્યા પ્રમાણે નીચલાં ધોરણોમાં પાયાં, અર્ધા શીખવવાં જોઈએ તે પ્રમાણે થયું હશે તો ચોથા ધોરણમાં સામાન્ય અપૂર્ણાંક સમજાવવામાં ઘણી સરળતા થશે. અહીં પ્રથમ પાઠમાં એક વસ્તુના બે ભાગ તથા બ તેના બબ્બે ભાગ પાડી ચાર ભાગ કરી તે સંબંધમાં અનેક પ્રશ્નો પૂછી પાછળનું જ્ઞાન ફક્ત તાજું કરાવવાનીજ જરૂર રહેશે. આમ પરીક્ષક પ્રશ્નો વડે પુનરાવર્તન કર્યા પછી સૌથી પહેલાં એક વસ્તુના ત્રણ સરખા ભાગ પાડી બતાવવું ઠીક પડશે. દરેક ભાગ આખાનો ત્રીજો ભાગ છે એટલું કઢાવી પણ શકાશે. એક વધુ કૃતિ કરી સરખા પાંચ ભાગ કરી તે દરેક પાંચમો ભાગ છે એટલું પણ કઢાવવાથી ઠીક પડશે.

હવે બીજો, ત્રીજો, ચોથો, પાંચમો એ દરેક ભાગ વિદ્યાર્થી આગળ રજુ કરી દરેક કેટકેટલો છે તે પૂછવાથી પુનરાવર્તન પણ થશે અને ભાગોના ન્હાનામોટાપણાનો ખ્યાલ પણ કંઈક વધારે સ્પષ્ટ થશે. હવે પૂછી શકાય કે બીજો ભાગ અથવા અર્ધો આપણે શી રીતે લખી શકીએ છીએ? શૂન્ય સાથે બે પાન કાઢી એ જવાબ કાઢી શકાશે. એજ પ્રમાણે પાને માટે એક પાણુથી કામ લઈ શકાશે. પરંતુ "ત્રીજો ભાગ શી રીતે બતાવવો તે બાબત કંઈ અત્યાર સુધીમાં શીખ્યા છો" એ પ્રશ્ન થતાં વિદ્યાર્થી સ્વાભાવિક રીતેજ ના કહેશે કે તેની તો ખબર નથી. આ પરથી સમજાવાશે કે આણુપાણુનાં અપૂર્ણાંક અમુકજ ભાગો દર્શાવી શકે છે પણ બધા ભાગો દર્શાવી શકતા નો વર્ગ હો તે દર્શાવવાની પણ રીત જોઇએ. એમ તૈયાર કરી કહેવું કે પડશે. આ પ્ર ાંક દર્શાવવાને $\frac{1}{2}$, $\frac{1}{3}$, $\frac{1}{4}$, $\frac{1}{5}$ આમ લખવાની યુક્તિ રાખી . ની નીચે લીટી-દોરી ૨, ૩, ૪, ૫ એ પ્રમાણે

લખીએ છીએ. જ્યાં બે ભાગ પાડયા છે ત્યાં નીચે બે, ત્રણ ભાગ પાડયા છે ત્યાં ત્રણ, એમ આગળ પણ લખીએ છીએ. અને એ ભાગો એક આખી વસ્તુના છે તે જણાવવાને વચ્ચેની લીટી ઉપર ૧ એમ લખીએ છીએ. હવે વિદ્યાર્થીને પ્રશ્ન કરી શકાય કે કોઈ એક વસ્તુના આઠ ભાગ પાડીએ તો દરેક આઠમા ભાગને કેવી રીતે દર્શાવી શકીશું? આવી રીતે સામાન્ય અપૂર્ણાંક લખવાની પદ્ધતિની શરૂઆત કરી શકાય.

અહીં જણાવવું આવશ્યક છે કે ઉપલી પદ્ધતિએજ અપૂર્ણાંક શીખવવા જોઈએ એમ કહેવાનો હેતુ નથી. સારા શિક્ષકને તો શિક્ષણના વિષયમાં છૂટ આપવામાંજ લાભ છે. પરંતુ પદ્ધતિ યોગ્ય હોવી જોઈએ ને તે શિક્ષણશાસ્ત્રનાં નિયમોને અનુસાર યોજાએલી હોવી જોઈએ. ઉપલી પણ એક પદ્ધતિનો નમુનો છે એટલુંજ કહેવું બસ છે. તેમાં પ્રસંગને અનુસરી ફેરફાર કરવાની છૂટ શિક્ષક લેવા ધારે તો લઈ શકે પણ એટલું ખરૂં કે બધા શિક્ષકોમાં તેવા ફેરફાર કરવાનું સામર્થ્ય નથી હોતું. તેમજ પોતાને અનુકૂળ યોગ્ય પદ્ધતિ યોજવાનું પણ કૌશલ્ય નથી હોતું. તેથી એવા સામાન્ય વર્ગને ઉપર દર્શાવેલી દિશામાં ગ્રહણ કરવા જેવું ખચીત કંઈ કંઈ મળશે

---

## હસ્તકળાશિક્ષણઃ સ્લૉઇડપદ્ધતિ (૨)

---

ગયા અંકમાં જણાવી ગયા પ્રમાણે સ્લૉઇડ એક બાળકની શારીરિક તેમજ માનસિક શક્તિઓ કેળવવાનાં સાધનરૂપજ છે, અને સ્લૉઇડ એવા હેતુથીજ શાળામાં શિખવવું જોઈએ.

આવી જાતનું શિક્ષણ પહેલાં ક્યાં અને કેવી રીતે શરૂ થયું તે જાણવા જોગ હોવાથી તેનો ટુંક ઇતિહાસ નીચે આપવામાં આવ્યો છેઃ—

હર એરો સેલીમન નામનો માણસ અને તેનો કાકો એ બે જણાને સ્વીડનના 'નાસ' શહેરમાં એક સુંદર સ્થાવર મિલકત—ખેતર હતું. એ ખેતરમાં પોતાનાં બાળબચ્ચાંને શિખવવાને તેમણે પોતાની જગ્યામાં એક શાળા ખોલી. તેમાં સામાન્ય શાળાના વિષયો ઉપરાંત બીજાં પાંચ છ જાતનાં હસ્તકામ પણ શિખવવાની વ્યવસ્થા રાખવામાં આવી એવાં કામમાં

(૧) બાળક જે નમુનો બનાવે તે તેની નજરે ઉપયોગી હોવો જોઈએ. નમુનાનું ઉપયોગીપણું રસવૃત્તિને પોષે છે અને તેથી બાળકને કામ કરવામાં કંટાળો આવતો નથી. નમુનો ઉપયોગી હોવાથી બીજા નવા નમુના બનાવવાનું તેને મન પણ થાય છે.

(૨) નમુનો બનાવવાનું કામ કેવળ ચિત્ર ઉપરથી કે એકલી શરૂઆતની ક્રિયાથી શરૂ થતું નથી. નમુના ઉપરથીજ કામનો આરંભ કરવામાં આવે છે અને એથી કામ કરતી વખતે બાળકની બની શકે તેટલી ઇંદ્રિયો કામે લગાડી શકાય છે. આ એક ઘણો અગત્યનો મુદ્દો છે. શાળાના બીજા વિષયોના શિક્ષણના પ્રસંગે એટલી ઇંદ્રિયો ભાગ્યેજ કામે લગાડી શકાતી હશે. સ્લૉઇડમાં આ હેતુ સચવાય તેટલા માટે પહેલાં બાળક નમુના ઉપરથી કામ શરૂ કરે છે. પછી નમુનો અને તેના ચિત્ર ઉપરથી કામ કરે છે. પછી એકલા ચિત્ર ઉપરથી નમુનો ઘડી કાઢે છે. અને છેવટે તે સ્વતંત્ર રીતે નમુનો બનાવવાને કલ્પના કરે છે, તેવું ચિત્ર તૈયાર કરે છે અને છેવટે પોતાની કલ્પના પ્રમાણે નમુનો પણ તૈયાર કરે છે.

(૩) નમુનો બનાવવાનું કામ પણ વિવિધતાવાળું હોવું જોઈએ. કામની વિવિધતાથી બાળકનામાં કામ પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થાય છે. તેને નવું જાણવાની તીવ્ર ઇચ્છા પણ થાય છે. આવી વિવિધતા એકલા જુદા જુદા નમુના બનાવવામાંજ સમાએલી નથી. નમુના બનાવતી વખતે જુદાં જુદાં ઉપયોગમાં લેવાતાં ઓજારોથી પણ એમાં વિવિધતા લાવી શકાય છે.

(૪) દરેક નમુનો બાળક જાતેજ બનાવી શકે એવો હોવો જોઈએ. બહુ અઘરા નમુના જે બાળક જાતે ન બનાવી શકે અથવા જે નમુના બનાવવામાં બીજાની મદદ લેવી પડે એવા નમુના બનાવવામાં બાળકને કંટાળો આવે છે અને તેનું કામ અધવચ ભાંગી પડે છે. તેનામાં નિરાશા ઉત્પન્ન થાય છે અને તેની મનોવૃત્તિને એક મોટો ધક્કો લાગે છે. વળી જેમ નમુનો બહુ અઘરો ન હોવો જોઈએ તેમ તે બહુ સહેલો પણ ન હોવો જોઈએ.

(૫) બનાવેલા નમુના બાળકનીજ મિલ્કત તરીકે ગણાવા જોઈએ. કેટલાક તરફથી એમ કહેવામાં આવે છે કે લાકડું અને ઓજારો વગેરેમાં શાળાને ખરચ લાગે છે તેથી બનાવેલા નમુના વેચી નાખી પૈસા પેદા કરી લેવા જોઈએ. પણ એ નમુના બનાવવામાં બાળકની મહેનત છે અને

એની મહેનતનો બદલો એને મળવોજ જોઈએ. વળી આમ કરવાથી સૌથી મોટો લાભ તો એ છે બાળકને પોતાના નમુના બનાવવામાં એટલો બધો રસ ઉત્પન્ન થાય છે કે એને લીધે નમુનો બનાવતી વખતે તે પોતાથી બને તેટલી ચીવટ અને સંભાળ રાખે છે, અને એ નમુના ઘણા પ્રેમથી અને અભિમાનથી પોતાની મહેનતના ફળરૂપે તે ઘેર લઈ જાય છે.

પરમાનંદ ધ. વ્યાસ

---

## હેક્ટોગ્રાફ

( લખાણની નકલો કાઢવાનું સાધન )

હેક્ટોગ્રાફ એ અમુક દવાઓના રાસાયણિક મિશ્રણથી આપણા હાથેજ બનાવી શકાય તેવું સાદું શાળોપયોગી સાહિત્ય છે. અને તેની મદદથી એકી સાથે ૪૦–૫૦ નકલો કાઢી શકાય છે. ઘણી મોટી સ્કૂલોમાં નકલો કાઢવા માટે 'ડુપ્લીકેટર', 'સાયક્લોસ્ટાઇલ', 'કૉપીઇંગ પ્રેસ' વગેરે સાધનો વપરાય છે; પણ તે બધાં બહુ ખરચાળ છે, અને તે ખરીદવાનું નાની સ્કૂલોનું ગજું હોતું નથી. આ હેક્ટોગ્રાફ–સાધન નાનામાં નાની સ્કૂલ બહુ જુજ ખર્ચે બનાવી શકશે–અલબત, ઉપલાં સુધરેલી ઢબનાં યંત્રો જેવું સફાઈદાર કામ હેક્ટોગ્રાફ બતાવી શકશે નહિ, પણ પરીક્ષા વખતે જે અડચણો અનુભવાય છે તે તે ઘણે અંશે દૂર કરી શકે છે.

હેક્ટોગ્રાફ બનાવવા માટે જોઈતી સામગ્રી નીચે મુજબ છેઃ—

૧ ફુલ્સકેપ સાઈઝ કરતાં બબ્બે આંગળ મોટું જાડું ટીનનું પતરું લઈ ચારે કોરથી અર્ધો અર્ધો ઈંચ વાળી કામમાં લેવું. અગર 'પામર્સ રીડિંગ બિસ્કિટસ' જેમાં ભરાઈને આવે છે તેવા એક મોટા ડબાનું ઢાંકણુ આ કામને માટે બહુ અનુકૂળ આવશે.

૨ હેક્ટોગ્રાફ માટે જોઈતી દવાઓ ગમે તે દવા વેચનાર કેમિસ્ટને ત્યાંથી જુજ કિંમતે મળી શકશે. ગવર્નમેન્ટ હાઈસ્કૂલોને વિજ્ઞાનનો સામાન પુરો પાડનાર પંજાબની મોટી ફર્મ,મેસર્સ હરગોલાલ એન્ડ સન્સ–પાસેથી પણ આ દવાઓ નીચે જણાવેલી કિંમતે મળી શકે છે.

# મુસલમાન કોમને કેળવણીમાં આગળ પડતાં નડતી મુશ્કેલીઓ

મુંબઈ ઇલાકાની ૧૦ મી મુસલમાન કેળવણી કોનફરન્સ પ્રસંગે બોલતાં મુમ્બઈના નામદાર ગવર્નર સર લેસ્લિ વિલ્સને મુસલમાન કોમને કેળવણીમાં આગળ પડતાં નડતી મુશ્કેલીઓ વિષે ઇસારો કર્યો હતો. તેમણે જણાવ્યું હતું કે જ્યાંસુધી કોમનો અર્ધો ભાગ, અર્થાત્ સ્ત્રીવર્ગ, કેળવણીમાં પાછળ રહે ત્યાંસુધી મુસલમાનો કેળવણીમાં જોઈએ તેટલા આગળ પડી શકશે નહિ. એ નડતર દૂર કરી શકાય એવી છે ને મુસલમાનો આગળ વધી શકે તેમ છે એ તુર્કસ્તાનમાં સાંપ્રત કાળમાં થયેલા સુધારાઓથી પુરવાર થઈ શકે છે. મુસલમાન કેળવણીને નડતી બીજી મુશ્કેલી ભાષાની છે. એ બાબત પર નિર્ણય પર આવવાની જરૂર ગવર્નર સાહેબે જણાવી હતી, અને થએલા નિર્ણય પર સરકાર તરફથી ઘટતું ધ્યાન આપવામાં આવશે એવી ખાતરી આપી હતી.

આ મુશ્કેલીઓ દેખીતી છે ને તે દૂર કરવાને મુસલમાન ભાઈઓએ બનતો પ્રયત્ન કરવાની ઘણી જરૂર છે. પુરતી કન્યાકેળવણીને અભાવે મુસલમાન (તેમજ હિંદુ) માતાઓ ઘણે ભાગે અભણ રહે છે, અને પોતાનાં બાળકને ઘટતી ઘરતી કેળવણી આપી શકતી નથી તેમજ નિશાળે મોકલી તેમને શાળાની કેળવણી આપવાની કાળજી રાખતી નથી. આ કારણથી કોમ કેળવણીમાં પાછળ રહી જાય છે. ભાષાની મુશ્કેલી પણ ઘણીજ છે. જ્યારે હિંદુ બાળકને પ્રાથમિક શાળામાં એકજ ભાષા શીખવી પડે છે ત્યારે મુસલમાન બાળકને બે ભાષા-ઉર્દુ અને ગુજરાતી શીખવી પડે છે. આ મુશ્કેલીને લીધે મુસલમાન બાળકો શાળાશિક્ષણના બીજા વિષયોમાં હિંદુ બાળકોની સાથે બરોબરી કરી શકતાં નથી ને પાછળ પડે છે. એ કારણથી તેમને ઘણો ગેરલાભ થાય છે. આશા છે કે આ મુશ્કેલીઓ બને તેટલી દૂર કરવાને મુસલમાન કોમના આગેવાનો ઉપાયો યોજશે.

આ કોનફરન્સ પ્રસંગે ઉર્દુ શાળાઓના કામનું એક પ્રદર્શન ભરવામાં આવ્યું હતું તેમાં અમદાવાદની ઉર્દુ ટ્રેનિંગ ક્લાસમાં થએલું કામ પણ પ્રદર્શિત કરવામાં આવ્યું હતું. સાંભળવા પ્રમાણે આ નમુનાઓ બીજા બધા નમુનાઓ કરતાં વધારે વખણાયા હતા. બેશક એ નમુનાઓ ઘણા ધ્યાન ખેંચે તેવા અને શિક્ષકને તેના કામમાં ઘણા ઉપયોગી થઈ પડે તેવા હતા અને તે વખણાયા હોય તો તેમાં નવાઈ જેવું નથી. ઉર્દુ ટ્રેનિંગ ક્લાસના શિક્ષકોને તથા વિદ્યાર્થીઓને તેમના નમુનાનાં થયેલાં વખાણ માટે અમે તેમને ધન્યવાદ આપીએ છીએ.

---

## દંતમંજન વિષે વધુ હકીકત

અડાયાંની રાખોડીની અંદર દાંતને સાફ કરનાર ક્ષારો છે તેથી તેની અંદર કોઈ બીજા દાંતને સાફ કરનારા ક્ષારો મેળવવાની જરૂર નથી. એકલી રાખોડી બરાબર ચાળેલ લેવાથી કામ થશે. જો સારું સ્વાદવાળું દંતમંજન કરવું હોય તો દર શેર રાખોડીએ અડધાથી એક તોલા સુધી મીઠું લઈ તેને જેમ બને તેમ થોડા પાણી સાથે ઉકાળી પાણીમાં ઓગાળી તે પાણી તે રાખોડીમાં છાંટવું ને રાખોડીમાં છાંટેલું પાણી સુકાઈ જાય એટલે તે રાખોડીને એકવાર ચાળણીમાંથી ચાળી નાખવી કે મીઠું બરાબર મળી જાય. આટલું કરવાથી જો રાખોડી બરાબર ઝીણી ચાળેલી હશે તો સરસ દંતમંજન બનશે. જો રાખોડી હલકી કરવી હોય તો તેની અંદર મેગ્નેશિઆ કારબોનેટ નામની હલકી દવા જે લગભગ ૨ાા રૂ. શેર મળે છે તે દસશેરે પાંચ તોલાને આશરે નાખવી. આ દવાથી દાંત સાફ થતા નથી, તેમજ તે કશો ફાયદો કે ગેરફાયદો કરતી નથી. તે ફક્ત મંજનને હલકું કરે છે. હવે જો સુગંધ નાખવી હોય તો તેની અંદર દર દસશેર રાખોડીએ મીઠાના પાણીની સાથે યુકલિપ્ટસ તેલ ઔંસ એક છાંટવું. આ તેલની અસરથી મોંમાં વાસ સારી રહેશે ને દાંત ઠીક રહેશે.

આ યુકલિપ્ટસ તેલ છથી આઠ આને ઔંસ છુટક મળે છે, પણ જો શેરને ભાવે લેવામાં આવે તો તે રૂ. ૨ાા થી ૩) સુધી શેર મળે છે. હું સામટું મંગાવતો હોવાથી તે મને સસ્તું પડે છે. આ ઉપરાંત હું તે

દંતમંજનમાં સાબુ, પીપરમીન્ટ, બોરસલીની અંતરછાલ વગેરે થોડા વત્તા પ્રમાણમાં મેળવવા આપું છું જે ઘણાજ ઓછા ઓછા પ્રમાણમાં નાખવામાં આવે છે. તે ચીજો ન હોય તો કંઈ હરકત પડતી નથી, પણ તેને ઓછા પ્રમાણમાં બજારમાં વેચવામાં નથી આવતી, ને કોઈ શિક્ષકને આખી બાટલીઓની જરૂર નથી. આ ચીજો વગર સારૂં દંતમંજન થઈ શકે છે તેથી તેનું પ્રમાણ આપવાની મને જરૂર લાગતી નથી.

મારી પાસેથી ચીજો મંગાવવાની કે મારી મારફતે ચીજો મંગાવવાની કંઈ ખાસ જરૂર નથી. જેમને ફાવે તે બજારમાંથી જોઈતી ચીજો ખરીદી શકે છે. દેશની ગરીબ હાલત જોતાં એકલી રાખને મીઠાથી કામ સરતું હોય ત્યાંસુધી બીજી ચીજો–લેવાની જરૂર નથી. તે અજમાવી જોવી ને તેનાથી કામ નજ સરે તોજ સાબુ વગેરે ચીજો મેળવવી. આ ચીજો હું પણ રાખતો નથી, પણ જો ઘણાની માગણી થાય તો મુંબઈથી સામગ્રી મંગાવીને એમનું મિશ્રણ કરી મૂકું તે જોઈએ તેમને મોકલી આપું છું. ખેડા જિલ્લામાં મંગાવેલી દવા તે જિલ્લાની હતી તેથી તેની શીશીઓ તથા ભૂકી ત્યાંની ઑફિસમાં મૂકીને આવ્યો છું.

એચ. એ. દેસાઈ

કે. એ. ધ.

અમદાવાદ



વળી, અશ્રદ્ધાળુને ખાસ વિનતિ છે, કે એવું આઠ દિવસ લાગટ તાજું લીમડાનું દાતણ કરી જુઓ; દાંત ને મોં સ્વચ્છ રહેશે એટલુંજ નહિ પણ ટેવ કાયમ રહે તો કદી તાવે ન આવે. જ્યાં ( શહેરોમાં ) લીલાં તાજાં દાતણ મળી શકે નહિ સાંજ દંતમંજનની જરૂર પડે છે.

પરંતુ રોગને મૂળમાંથીજ ડામવો બહુ જરૂરનો છે. , મોટપણે દાંત ન બગડે તેટલા માટે પ્રત્યેક સુશિક્ષકની ફરજ છે કે બાળકોના મન પર આટલી વાત બરાબર ઠસાવવાઃ—

( ૧ ) ખોરાકનો ઘણો ભાગ કકણ જોઈએ, ઉદા૦ રોટલો, ભાખરી વગેરે, અને તે ખૂબ ચાવી ચાવીને-એટી દાઢે ચાવીને-ખાવો જોઈએ.

( ૨ ) ખાવાનું ઉનું ઉનું ન ખવાય; ચહા પણ ઉની ઉની ન પિવાય; બરફ કે આઇસ્ક્રીમ બહુ ન ખવાય.

દાંતને બહુ ગરમ કે બહુ ટાઢી ચીજથી ખૂબ નુકસાન થાય છે.

( ૩ ) અતિશય ગળ્યા પદાર્થ ન ખવાય. ખાંડ એ દાંતનો જબરો શત્રુ છે.

( ૪ ) ઘણી પાનબીડી ન ખવાય; તંબાકુ-ચૂનાના ફાકડા ન ભરાય; બીડી ન પિવાય.

પાન સોપારી ચૂનો-તબાકુ દાંતને સડાવે છે.

( ૫ ) પ્રત્યેક વાર જમ્યા પછી દાંતને ચોકખ પાણીથી સાફ કરવા, પાણીના ખૂબ કોગળા કરવા, ને આંગળી વડે દાંત ઘસવા.

પાટલા ઉપરજ મોં ધોઈ કદી ઊઠવું નહિ, ચોકડી પાસે જઈ ખૂબ કોગળા કરવા.

ચહા કે દૂધ પીધા પછી પણ પાણીના કોગળા કરવા.

નેળાએ મોંમાં કાંઈ ન રહેવું જોઈએ, માટે કોગળા

ત્યારે લીલું દાતણ કરવું કે મંજન ઘસવું, અને મોંમાં ખી અવાળાંને પણ એક બે મિનિટ ઘસવાં.

( ૯ ) હંમેશાં યાદ રાખવું કે દાંત દાડમની કળી જેવા, ઉજળા દૂધ જેવા, કે મોતીની મેર જેવા હોવા જોઈએ. આપણા કવિઓએ 'ધવલ હાસ્ય' ગાયું છે, તે હાસ્ય મોતીની જેમ ચળકતા દાંત વિના કેમ ધવલ હોઈ શકે ?

છેવટે, શહેરમાં ખરાબ દાંત જોવા મુશ્કેલ નથી, પણ ગામડીઆ ગણાતા લોકના ધોળા ચળકતા દાંત જોઈ મને તો ઘણીએ વાર તેમની અદેખાઈ થએલી.

ચાકરલાલ અમૃતલાલ દવે

---

# *પ્રાથમિક શાળાઓમાં ચિત્રકામનો અભ્યાસક્રમ

---

(ઉ. ભા. ના એ. ઈ. ના હુકમ નં. ૮૮૯૮, તા. ૩-૧૧-૧૯૨૪ના આધારે)

**બાળવર્ગ અને પહેલું ધોરણ:**

પાથરેલી રેતીમાં, જમીન કે દીવાલની ભીંતો ઉપર, કાળાં પુઠાં ઉપર કે કાળાં પાટીઆં ઉપર, લાકડીથી, આંગળીઓથી અને ચાકવડે મોટા પ્રમાણમાં રેખાકૃતિઓ અને પિંડચિત્ર કઢાવવાં. અને બની શકે ત્યારે રંગીન ચાક કે પીછીથી નાના માપમાં ચિત્રકામ કરાવવું.

બની શકે ત્યાંસુધી બાળકોને જાણીતા હોય એવા મૂળ પદાર્થો (કુદરતી અને તૈયાર કરેલા) ઉપરથી ચિત્રકામ કરાવવું. પદાર્થો ઘણા સાદા ઝીણવટ વિનાના, અને એક અથવા સ્પષ્ટ જણાઈ આવે એવા રંગોવાળા હોવા જોઈએ (જેમકે, પગથીઉં, પતંગ, માટો પાવરો કરવા જવાની લાકડી, દડો, આંકણી, તરેલું, પાટી, નારંગી, પાટલું, વગેરે).

---

* સને ૧૯૨૪ના માર્ચના શાળાપત્રમાં આ અભ્યાસક્રમ છપાયો છે પણ આ અભ્યાસક્રમમાં વિગત કંઈક વિશેષ હોવાથી તે ફરીથી છાપ્યો છે

પુઠામાંથી કાપી કાઢેલ આદી જાણીતી વસ્તુઓની આકૃતિઓની આસપાસ પેન્સિલ ફેરવીને રેખાકૃતિઓ કઢાવવી, અને તેમાં વિદ્યાર્થીઓ પાસે રંગ પુરાવવા. પુઠામાંથી આકૃતિઓ શિક્ષકોએ કાપી કાઢવી તેમજ વિદ્યાર્થીઓ પાસે તે કપાવવી.

જુદા જુદા રંગોવાળાં ફુલો, બીઆં, મણકા, અને કાગળની તકતીઓના ઉપયોગથી રંગોનાં નામ જાણતાં અને તે રંગોની સરખામણી કરતા શિખવવું. આવાં સાધનોથી ઘાટનાં નામ અને બની શકે ત્યારે આદી રચનાકૃતિઓ કાઢતાં શિખવવું.

સ્મૃતિ ઉપરથી કે કલ્પના ઉપરથી ચિત્રકામ કરવાને બાળકોને ઉત્તેજવા તેમજ તેમની નજરમાં આવે તેવી રીતે વાર્તાનાં ચિત્રો કાઢવાને તેમનો ઉત્સાહ વધારવો. પણ તેમણે દોરેલુ ચિત્ર બીજાને પોતે સમજાવી શકે એવું હોવું જોઈએ.

ધોરણ બીજું:

પાછલા ધોરણના ચિત્રકામ ઉપરાંત, આ ધોરણમાં સપાટીવાળા ( લંબાઈ, પહોળાઈ, પણ નહિ જેવી જાડાઈવાળા કે જાડાઈવિનાના ), ગોળાકાર, અને લંબગોળાકાર પદાર્થો પસંદ કરવા; તેમજ પાંદડાં, ફળ, ભાજીપાલો, અને બીજા સાદા કુદરતી નમુના પસંદ કરવા. બની શકે ત્યાં પદાર્થચિત્રના પાઠોમાં ફૂટપટી અને પેન્સિલનો ઉપયોગ કરાવવો.

પરિચિત વસ્તુઓનાં કલ્પિત ચિત્ર અને સ્મૃતિચિત્ર કઢાવવાં. સજીવ તેમજ નિર્જીવ કુદરતી નમુનાઓ બાળકોએ જોયા હોય પણ ચિતર્યા ન હોય અથવા પહેલાં ચિતરી ગયા હોય તે ચિતરાવવા. આવાં ચિત્રો માટે ૫ થી ૧૦ મિનિટ સુધીનો વખત આપવો.

ધોરણ ત્રીજું:

પાછલા ધોરણના કામ ઉપરાંત આંખની સમસપાટીમાં ઊભી સ્થિતિમાં ગોઠવેલા નળાકાર, શંકુ આકાર અને કાટખુણચોખુણ આકાર ઉપરથી બનેલા પદાર્થોનું તેમજ પાંદડાંવાળી કુમળી ડાળીઓ વગેરે કુદરતી નમુનાઓનુ ચિત્રકામ કરાવવું.

સીધી ધારવાળા યોગ્ય પદાર્થોનું ( જેમકે, દીવાસળીની પેટી ) બાળકો પાસે માપ લેવરાવવું, અને તેટલાજ માપનું તેમજ સાદા પ્રમાણવાળું ચિત્રકામ ફૂટપટી વગેરેથી કરાવવું

ધોરણ ચોથું:

પાછલા ધોરણના કામ ઉપરાંત આંખની સપાટીથી ઉપર અને નીચે મૂકેલા પદાર્થોનું અને વધારે અઘરા કુદરતી નમુનાઓનું ચિત્રકામ કરાવવું.

ધોરણ પાંચમું:

ઊભા, આડા અને ત્રાંસા, એમ જુદી જુદી સ્થિતિમાં મૂકેલા પદાર્થોનું ચિત્રકામ કરાવવું.

**ધોરણ છઠ્ઠું અને સાતમું:**

પાછલા ધોરણના કામ ઉપરાંત સાદા સમુહમાં ગોઠવેલા પદાર્થોનું ચિત્રકામ; તેમજ જુદા જુદા વિદ્યાર્થીઓની જરૂરીઆતો પ્રમાણેનું વિશિષ્ટ પ્રકારનું કામ.

તા. ક. જેમ બને તેમ શાળાના અભ્યાસક્રમના વિષયોના શિક્ષણ સાથે ચિત્રકામનો સંબંધ જોડવો.

૨. પીછીઓ તથા રંગો વગેરે સાધનો પુરાં પાડી શકે એવી શાળાઓમાં સાદા કુદરતી આકારો અને જાણીતા પદાર્થોનું ચિત્રકામ પીછીથી કરાવવું.

૩. જ્યાં સગવડ હોય ત્યાં સાદા કુદરતી અને ભૂમિતિના આકારો તેમજ પત્તાં વગેરેની મદદથી અમુક હેતુવાળી સાદી કલ્પિત આકૃતિ કાઢતાં બાળકો શીખે એવી રીતે ફરીફરીને આવતી અને બીજી રચનાવાળી આકૃતિઓ કઢાવવી.

# સ્ત્રીઓ અને પુરુષો માટેની ટ્રેનિંગ કૉલેજોમાં ચિત્રકામનો તથા હસ્તશિક્ષણનો અભ્યાસક્રમ

**ચિત્રકામનો અભ્યાસક્રમ:—**

**પહેલું વર્ષ:**

(અ) સમજુતી આપે એવા સાદા સ્કેચવાળા ચિત્રકામ અને વર્ગશિક્ષણ માટે કાળા પાટીઆને અથવા દીવાલની ભીંતિનો ઉપયોગ.

(બ) પ્રાથમિક શાળાઓના ચિત્રકામમા, ધો. ૧ થી ૪ સુધીના વિષયો.
( પદાર્થચિત્ર, સૃષ્ટિચિત્ર, રંગકામ અને સ્મૃતિચિત્ર વગેરે )

**બીજું વર્ષ:**

પહેલા વર્ષના અભ્યાસક્રમ ઉપરાંત પ્રાથમિક શાળાઓના ચિત્રકામમાં આવતા તમામ વિષયો.

**હસ્તશિક્ષણનો અભ્યાસક્રમ:—**

**પહેલું વર્ષ:**

(અ) માટીકામ.

(બ) શાળાના બીજા વિષયો સાથે સંબંધ ધરાવતા અથવા તો વિદ્યાર્થીઓનું રોજનું જીવન અને સ્થાનિક હુનર ઉદ્યોગ સૂચવે એવા નમુના બનાવવા. જિલ્લામાં મળી શકે એવા સાધનોથી આ કામ કરાવવું.

(ક) શિક્ષણમાં ઉપયોગી થઈ પડે એવા પ્રયોગના સાધનો બનાવવાં.

**બીજું વર્ષ:** પહેલા વર્ષના કામ ઉપરાંત મણકાનું કામ, ટોપલી બનાવવાનું કામ, વણાટકામ વગેરે હસ્તકળાના કામ સાથે ખાસ સંબંધ ધરાવે એવું કામ શિખવવું.

# પહેલી ચોપડીઃ કવિતાનું નોટેશન

પાઠ ૪ નો દોહરો બાળપોથીના દોહરાના નોટેશન પ્રમાણે ગાવો; સાધારણ લઘુ ગુરુમાં ફેરફાર કરી લેવો.

પાઠ ૯ ની ચોપાઈની કવિતા બાળપોથીની ચોપાઈના નોટેશન પ્રમાણે ગાવી; સાધારણ ગુરુમાં, લઘુમાં અને દ્રુતમાં ફેરફાર કરી લેવો.

પાઠ ૨૫ નો દોહરો બાળપોથીમાંના દોહરાના ઢાળ પ્રમાણે ગાવો.

નોટેશનની સમજુતીઃ—

| | |
|---|---|
| કોમલની નિશાની | ˇ |
| ખરજના સપ્તકની નિશાની | / |
| તારસપ્તક સ્વર માથે લીટી | — |
| અર્ધી માત્રાની નિશાની | ˋ |

એકડો મૂકેલો હોય ત્યાં એક માત્રાનો આરામ લેવો.

શબ્દ અગર સ્વરની માથે લાઇનમાં જોડે જેટલી આડી લીટી તેટલી વધુ માત્રા ઓર્ડિક લેવી.

રાગ ધનાશ્રી. તાલ ચતુશ્રજાતિ એક તાલ, મધ્યકાલ, માત્રા ૪;

૧૨૩

પ પ પ પ | પ ની ધ પ | મ — ગ સ |
વી સ રૂ ન | હિ — પ્ર ભુ | ના — — મ |

ગ મ પ — | ગ ગ મ મ | પ મ ગ રી | સ — — — |
ક દી હું — | વી સ રૂ ન | હિ — પ્ર ભુ | ના — — મ |

મ મ મ | પ ધ પ — | ની ધ ની સ | ની ધ પ — |
૧ ચં દ્ર સુ | ૨ જ ને — | અ ગ ણિ ત | તા — રા — |

પ પ પ પ ની ધ પ | મ — અ અ |
૧ ક ર્યા ઉ જા — સ ને | કા — — મ | કદી હું—

# સરકારી જાહેરખબર

## સ્પેશિયલ સ્કૉલરશિપો.

(કેળવણીખાતુ, તા ૧૮-૮-૧૯૨૪ નો સરકારી ઠરાવ નં. ૨૪૯૬)

શાળાઓ અને કૉલેજોમાં ભણતા વચલા વર્ગના હિંદુઓ, મુસલમાન સિવાયનો પછાત વર્ગ (અસ્પૃશ્ય અને હલકી કોમ સહિત) અને મુસલમાનો માટે

પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ માટે સને ૧૯૨૪ના માર્ચની ૧લી તારીખથી અને બીજી સંસ્થાઓ માટે સને ૧૯૨૪ના જુનની ૧લી તારીખથી આ સ્કૉલરશિપો મંજુર કરવામા આવી છે.

(અ) પ્રાથમિક શાળાઓ —

૩૦૦ સ્કૉલરશિપો—

મુંબઈ ઇલાકાના સિંધ સિવાયના દરેક જિલ્લા અને મુંબઈ શહેર (પરા સહિત) માટે માસિક ૫ સ્કૉલરશિપ આપવાના હિસાબે, ૨ ૫, ૬ અને ૭ એ દરેકની ૧૦૦ સ્કૉલરશિપો પ્રાથમિક શાળાઓના ૫ થી ૭ ધોરણમા ભણતા પછાત વર્ગના વિદ્યાર્થીઓ માટે.

(બ) માધ્યમિક શાળાઓ—

(૧) ૧૨૭૪ સ્કૉલરશિપો—

(૫૦ ૦૦૦ ની વસ્તીના પ્રમાણ પ્રમાણે એક સમુહ)

વચલા વર્ગના હિંદુ વિદ્યાર્થીઓ માટે નીચે પ્રમાણે જણાવેલી, ઇલાકાના ભાગોમા વાર્ષિક ૧૮૨ સ્કૉલરશિપો આપવાના હિસાબે, માધ્યમિક શાળાઓના અભ્યાસક્રમના સાત વર્ષ સુધી —

ધોરણ ૧—૩, રૂ ૬ ની દરેક સ્કૉલરશિપ

| | | | |
|---|---|---|---|
| ,, ૪, | , ૭ ,, | ,, | ,, |
| ,, ૫, | ,, ૮ ,, | ,, | ,, |
| ,, ૬-૭, | ,, ૧૦ , | ,, | ,, |

(૨) ૬૪૪ સ્કોલર શિપે :—

( ૪૦,૦૦૦ની વસ્તીના પ્રમાણ પ્રમાણે એક સમુહ )

હિંદુ પછાત વર્ગ ( હલકી કોમ સહિત ) ના વિદ્યાર્થીઓ માટે, ઇલાકાના ભાગોમાં વાર્ષિક ૯૨ સ્કોલરશિપો આપવાના હિસાબે, ઉપર બ, ૧)માં જણાવ્યા પ્રમાણેની સ્કોલરશિપો, માધ્યમિક શાળાઓના અભ્યાસક્રમના સાત વર્ષ સુધી:—

(૩) ૬૩૭ સ્કોલરશિપો:—

( ૧૫,૦૦૦ ની વસ્તીના પ્રમાણ પ્રમાણે એક સમુહ )

મુસલમાન વિદ્યાર્થીઓ માટે શુદ્ધ મુંબઈ ઇલાકાના ભાગોમાં વાર્ષિક ૯૧ સ્કોલરશિપો આપવાના હિસાબે, ઉપર બ, (૧) માં જણાવ્યા પ્રમાણેની સ્કોલરશિપો, માધ્યમિક શાળાઓના સાત વર્ષના અભ્યાસક્રમ સુધી.

(૪) ૭૦૦ સ્કોલરશિપો:—

( ૨૫,૦૦૦ ની વસ્તીના પ્રમાણ પ્રમાણે એક સમુહ. )

મુસલમાન વિદ્યાર્થીઓ માટે, સિંધના જિલ્લામાં વાર્ષિક ૧૦૦ સ્કોલરશિપો આપવાના હિસાબે માધ્યમિક શાળાઓના અભ્યાસક્રમના સાત વર્ષ સુધી નીચે પ્રમાણે —

ધોરણ ૧—૩, રૂ ૧૦ ની દરેક

,, ૪—૭, રૂ. ૧૨–૮–૦ ની દરેક

(ક આર્ટ કૉલેજો—

શુદ્ધ મુંબઈ ઇલાકામાં માસિક રૂ. ૨૦ ની અને સિંધમા માસિક રૂ ૩૦ ની વસ્તીના પ્રમાણ પ્રમાણે, જુદી જુદી કોમોના વિદ્યાર્થીઓ માટે ઇલાકાના ભાગોમાં આપવા માટે આર્ટ કોલેજના અભ્યાસક્રમના ચાર વર્ષ સુધી નીચે પ્રમાણે —

(૧) હિંદુ વચલા વર્ગના વિદ્યાર્થીઓ માટે—

સમુહ

૩૦ × ૪ = ૧૨૦ સ્કોલરશિપો.

(૨) હિંદ પછાત વર્ગના વિદ્યાર્થીઓ માટે—

સમુહ

૨૨ × ૪ = ૮૮ „

અને પહેલા વર્ષના અભ્યાસક્રમ માટે વધારાની ૨ „

—

કુલ ૯૦ સ્કોલરશિપો.

શુદ્ધ મુંબઈ ઇલાકાના મુસલમાન વિદ્યાર્થીઓ માટે—

સમુહ

૧૦ × ૪ = ૪૦ સ્કોલરશિપો.

અને પહેલા વર્ષના અભ્યાસક્રમ માટે વધારાની ૨ „

—

કુલ ૪૨ સ્કોલરશિપો.

(૪) સિંધના મુસલમાન વિદ્યાર્થીઓ માટે—

સમુહ

૧૨ × ૪ = ૪૮ સ્કોલરશિપો

(૩) ખાસ ધંધાને લગતી કોલેજો—

(૧) કૉલેજ ઓવ એન્જિનિઅરિંગ—

માસિક રૂ. ૪૦ ની ૩૩ સ્કોલરશિપો ત્રણ વર્ષ સુધી નીચે પ્રમાણેઃ—

સમુહ

(૧) વચલા વર્ગના હિંદુઓ માટે ૫ × ૩ = ૧૫ સ્કોલરશિપો.

(૨) પછાત વર્ગના હિંદુઓ માટે ૩ × ૩ = ૯ „

(૩) મુસલમાન વિદ્યાર્થીઓ માટે ૩ × ૩ = ૯ „

—

કુલ ૩૩ સ્કોલરશિપો.

(૨) મેડિકલ કૉલેજ—

માસિક રૂ. ૪૦ ની ૫૨ સ્કોલરશિપો ચાર વર્ષ સુધી ઉપ ૩, (૧) માં જણાવ્યા પ્રમાણે ( રૂ. ૨૪૯૬૦ ).

( નાણાની જોગવાઈ થયે આને માટે ગોઠવણ કરવામાં આવશે. )

(૩) સિડનહામ કૉલેજ ઓવ કૉમર્સ—

માસિક રૂ. ૩૫ ની ૧૨ સ્કોલરશિપો ત્રણ વર્ષ સુધી નીચે પ્રમાણે:-

અમુક

| | | |
|---|---|---|
| (૧) વચલા વર્ગના હિંદુઓ માટે | ૨ × ૩ = ૬ | સ્કોલરશિપો. |
| (૨) પછાત વર્ગના હિંદુઓ માટે | ૧ × ૩ = ૩ | „ |
| (૩) મુસલમાન વિદ્યાર્થીઓ માટે | ૧ × ૩ = ૩ | „ |

કુલ ૧૨ સ્કોલરશિપો

(૪) ગવર્ન્મેંટ લૉ સ્કૂલ—

માસિક રૂ. ૩૫ ની ૨૨ સ્કોલરશિપો બે વર્ષ સુધી, ઉપર ક. (૧) માં જણાવ્યા પ્રમાણે.

(૫) મુંબઈ, વિક્ટોરિઆ જ્યુબિલિ ટેકિનકલ ઇન્સ્ટિટયુટ માસિક રૂ. ૩૫ ની ૪૪ સ્કોલરશિપો, ચાર વર્ષ સુધી ઉપર ક. (૧) માં જણાવ્યા પ્રમાણે.

(૬) ખેતીશિક્ષણની કૉલેજ—

આર્ટ કૉલેજમાં ખેતીશિક્ષણના એક વર્ષ માટેની અને ખેતીશિક્ષણની કૉલેજના ત્રણ વર્ષ માટેની સ્કોલરશિપોની રકમ વધારવામાં આવી છે.

આર્ટ કૉલેજમાં સ્કોલરશિપ માટે, કેળવણીના બજેટમાં રૂ. ૧૫૨૫-ની ગોઠવણ કરવામાં આવી છે

નોંધ. ૧. વચલા વર્ગના કે પછાત વર્ગના હિંદુઓમાંથી સ્કોલરશિપને માટે કોઈ વિદ્યાર્થી ન હોય તો એ ખાલી પડેલી સ્કોલરશિપ બીજા વર્ગના વિદ્યાર્થીઓને આપવી. કોઈ પણ સંસ્થામાં સ્કોલરશિપ ન અપાઈ હોય તો તેથી કોઈ વર્ષમાં જે રકમ બચત રહી હોય તે રકમનો, તેજ સંસ્થામાં કે બીજી સંસ્થામાં યોજનામાં આપેલી ઉપરની સંખ્યા ઉપરાંત સ્પેશિઅલ સ્કોલરશિપો આપીને પુરેપુરો ઉપયોગ કરવો. પણ એથી બજેટમા મંજુર કરેલી રકમ ઉપરાંત તેજ વર્ષમાં કે ભવિષ્યમાં સરકારને વધારાનું ખરચ થવું જોઈએ નહિ. આવી ખાસ સ્કોલરશિપોની રકમ બને ત્યાંસુધી યોજનામાં આપેલી સ્કોલરશિપ જેટલી હોવી જોઈએ પણ તેનાથી વધવી જોઈએ નહિ.

૨. બ્રિટિશ જિલ્લાઓમાંજ જેનું સ્થાયી વતન હોય એવા વિદ્યાર્થીઓનેજ આ સ્કોલરશિપો આપવી.

શાળાઓમાં આપેલી સ્કૉલરશિપોને માટે વિદ્યાર્થીઓએ શાળાના ઉપરી મારફતે પોતાના ભાગ (ડિવિઝન)ના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉપર મુકરર કરેલું ફૉર્મ ભરી અરજી મોકલવી. કૉલેજની સ્કૉલરશિપો માટે કૉલેજના પ્રિન્સિપલ મારફતે મુકરર કરેલું ફૉર્મ ભરી ડિરેક્ટર ઑવ પબ્લિક ઇન્સ્ટ્રકશન ઉપર અરજી મોકલવી. સંસ્થામાં ભણેના વિદ્યાર્થીઓએ સંસ્થાના ઉપરી પાસેથી અરજીનું ફૉર્મ મેળવવું.

## સરકારી જાહેરખબર

(ઉ. ભા. ના એ. ઇ. ના હુકમ નંબર ૮૮૩૫, તા. ૩૧–૧૦–૧૯૨૪ના આધારે)

રા. પ્રેમચંદ કરમચંદ શાહ ( માજી ડે. એ. ઇન્સ્પેક્ટર, ગોંડલ સ્ટેટ ) ને તેમના તા. ૧૫ મી સપ્ટેમ્બર, સને ૧૯૨૪ ના કાગળના જવાબમાં જણાવવામાં આવે છે કે "દેશી નામાની પદ્ધતિ" (૩૨ મી આવૃત્તિ) ની કિંમત ૦–૫–૦ રાખવા દેવામાં આવે છે. આ કિંમત આ આવૃત્તિ માટેજ છે એમ જાણવું.

## જાહેરખબર.

### રાવ સાહેબ માધવલાલ હરિલાલ સ્મારક ફંડની.

કોઈ નક્કી કરેલા વિષય ઉપર સૌથી સરસ પાઠ આપવા માટે અમદાવાદ જિલ્લો, ખેડા જિલ્લો અને ખેડા એજન્સિની કોઈ સ્ત્રી શિક્ષકને સ્મારક ઇનામ તરીકે રૂ. ૩૦ ) નાં પુસ્તકો અથવા સાહિત્યો આપવાની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ ગોઠવણ કરી છે

પરીક્ષા તા. ૨૬ મી જાન્યુઆરિ ૧૯૨૫ ને સોમવારના દિવસે, અમદાવાદ મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજની પ્રેક્ટિસિંગ નિશાળમાં કૉલેજનાં લેડી સુપરિન્ટેન્ડેન્ટ અને પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના હેડમાસ્તર લેશે.

પાઠનો વિષય અને તે જે વર્ગમાં આપવાનો હશે તે એક કલાક અગાઉ કહેવામાં આવશે. સઘળી અરજીઓ તા ૧ લી જાન્યુઆરિ ૧૯૨૫ સુધીમાં પોતાના જિલ્લાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ મારફત મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજનાં લેડી સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ તરફ મોકલવી.

પાંચ વરસ ઉપરની અને પંદર વરસ અંદરની નોકરીવાળાં સ્ત્રી શિક્ષકો આ ઇનામ માટે લાયક ગણાશે.

| | |
|---|---|
| મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફૉર વિમેન, અમદાવાદ. તા. ૧૪–૧૧–૨૪ | એફ. એલ. સ્ટેકબ્રિજ. ઇન્સ્પેક્ટ્રેસ, ગર્લ્સ સ્કૂલ, ઉ. વિ. અને મુંબઈ. ઈ. ચા. લેડી સુપરિન્ટેન્ડેન્ટ મ. ટ્રે. કૉલેજ, અમદાવાદ. |

સને ૧૯૨૪ના સપ્ટેમ્બરની તા. ૩૦ મીએ પુરા થતા ત્રિમાસિક માટે ડિરેકટર ઑાવ પબ્લિક ઇન્સ્ટ્રકશન અને ઉ. ભાગના એ. ઇન્સ્પેકટરે પ્રાઠય પુસ્તક, ઇનામ અને લાઇબ્રરી માટે મંજુર કરેલાં પુસ્તકોની યાદી

( ઉ. ભાગના એ. ઇન્સ્પેકટરના હુકમ નં. ૭૮૬૫ તા. ૩-૧૦-૧૯૨૪ના આધારે. )

| અનુક્રમ નંબર | પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | પ્રસિદ્ધકર્તાનું નામ અને ઠેકાણું | નકલ દીઠ કિંમત રૂ આ. પા | શા માટે મંજુર–પાઠય પુસ્તક ઇનામ, લાયબ્રેરી | ટીકા |
|---|---|---|---|---|---|---|
| ૧ | ગુજરાતના ઇતિહાસમાથી સહેલી વાર્તાઓ ( સને ૧૯૨૩ની આવૃત્તિ ) | રા. પી. કે. દેસાઈ | મેસર્સ મેકમિલન એન્ડ કંપનિ,મુંબઈ | ૦—૮–૦ | પાઠય પુસ્તક | પ્રાથમિક શાળાઓ માટે. |
| ૨ | સીતા (પહેલી આવૃત્તિ) | બાબુ દ્વિજેન્દ્રલાલ રાય ભાષાન્તરકર્તા રા. સી. એમ ત્રિપાઠી, | રા. જીવણલાલ એ. મહેતા, પીરમશારોડ, અમદાવાદ. | ૦–૧૨–૦ | પાઠય પુસ્તક અને ઇનામ | કન્યાઓ માટેની પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ અને સ્ત્રીઓ માટેની ટ્રેનિંગ સસ્થાઓ માટે. |
| | | | | | લાઇબ્રેરી | ” ” ” |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | | | | | શાળાઓ માટે. |
| ૩ | ભૂગોળવિદ્યા, ભાગ ૩ જો ( માધ્યમિક શાળાઓ માટે ) ( પહેલી આવૃત્તિ ) | રા. એ એમ. દીવાનજી બી. એ. | રા. એ.એમ. દીવાનજી ડે. એ. ઇન્સ્પેક્ટર, ભરૂચ. | ૦—૫—૦ | પાઠ્ય પુસ્તક | માધ્યમિક શાળાઓના ઉપયોગ માટે. |
| ૪ | પદ્ય સંગ્રહ ( પહેલી આવૃત્તિ ) | રા. એચ. જી. અંજારીઆ | ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ. | ૧—૦—૦ | ઇનામ અને લાઇબ્રેરી | માધ્યમિક શાળાઓ અને ટ્રેનિંગ સંસ્થાઓ માટે. |
| ૫ | મહકાર પ્રવૃત્તિ ( પહેલી આવૃત્તિ ) | રા. વ કટ સુબય્ય અને રા. વી. એલ. મહેતા ભાષાન્તરકર્તા રા. નટવરલાલ એચ. ભગવતી | ,, | ૦—૧૨—૦ | ,, ,, | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ અને ટ્રેનિંગ સંસ્થાઓ માટે. |
| ૬ | ઇંગ્રેજી રાજ્યબંધારણ ( પહેલી આવૃત્તિ ) | રા. જે. આર. પટેલ | ,, | ૧—૦—૦ | ,, ,, | માધ્યમિક શાળાઓ અને ટ્રેનિંગ સંસ્થાઓ માટે. |
| ૭ | શિક્ષિત આર્યમતાનોનું આરોગ્ય (પહેલી આવૃત્તિ) | લે. કર્નલ કાન્તપ્રસાદ ભાષાન્તર કર્તા રા. માણેકલાલ વી. માંધવલાલ પુરાણિક | ,, | ૧—૦—૯ | ,, ,, | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ માટે. |
| ૮ | જુદા જુદા તાવ, તેનાં ચિહ્ન, અને ઉપાય (પહેલી આવૃત્તિ) | ડૉ. સુનીલાલ જી. ચુડગર | ,, | ૦—૪—૦ | લાઇબ્રેરી | પ્રાથમિક શાળાઓ માટે |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૯ | ઉદાર મતવાદ (પહેલી આવૃત્તિ) | રા. ચંપકલાલ એલ. મહેતા | ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી | ૦—૧૨—૦ | લાઇબ્રેરી | માધ્યમિક શાળાઓ માટે. |
| ૧૦ | એશિઆઈ હુણો (સને ૧૯૨૧ની આવૃત્તિ) | રા. બ. કે. એચ. ધ્રુવ | ,, | ૦—૨—૦ | ,, | માધ્યમિક શાળાઓ અને ટ્રેનિંગ સંસ્થાઓ માટે. |
| ૧૧ | બાળમિત્ર ભા. ૧,૨. | રા. ડી. એલ. પટેલ | ચરોત્તર એજ્યુકેશન સોસાઇટી, આણંદ. | ૪—૦—૦ (દરેક પુસ્તકના) ૭—૮—૦ (બન્ને ભેગા ભાગના) | ઇનામ અને લાઇબ્રેરી | પ્રાથમિક શાળાઓ માટે. |
| ૧૨ | ભામિનીવિલાસનું ભાષાન્તર (પહેલી આવૃત્તિ) | પંડિતરાજ જગન્નાથ ભાષાન્તરકર્તા ગ. પી. જે. ભટ્ટ | મગનલાલ એન. પાઠક, રાંદેર. | ૧—૦—૦ | લાઇબ્રેરી | માધ્યમિક શાળાઓ માટે. |
| ૧૩ | ઓખાહરણ (પહેલી આવૃત્તિ) | ડૉ. એમ. એમ. અરડા | નારણલાલ એમ. શાહ, બુકસેલર, અમદાવાદ. | ૧—૮—૦ | ,, | ,, |
| ૧૪ | પ્રેમાનંદ કાવ્ય (પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૧૨—૦ | ,, | ,, |
| ૧૫ | વિદ્યાર્થીગણિત, ભાગ ૧. | રા. સી. બી. ભટ્ટ | ચરોત્તર એજ્યુકેશન સોસાઇટી, આણંદ. | ૦—૭—૦ | ,, | પ્રાથમિક શાળાઓ માટે. |
| ૧૬ | બાળગીતસંગ્રહ, ભાગ ૨ જો. (પહેલી આવૃત્તિ) | રા. બી. પી. શાહ | રા. બી. પી. શાહ, તાલુકા માસ્તર, ડભોડા. | ૦—૧૨—૦ | ઇનામ અને લાઇબ્રેરી | પ્રાથમિક શાળાઓ માટે. |

## સૂચના

૧. આ માસિકમાં—છપાતા અન્ય લેખકોના લેખ સાથે અમારે મળતાપણુ હોવુ જોઈએ એમ વાચકોએ માનવુ નહિ

૨. પત્ર સબંધી લખાણ–મેનેજર, શાળાપત્ર ઉપર મોકલવુ છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવુ છાપવા યોગ્ય લાગશે તો છપાશે, નહિ પસદ કરેલા લેખ ટિકિટ મોક્લી હશે તો પાછા મોકલવામા આવશે

૩. લેખકને ઉત્તેજન–વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ ૧ સુધી આપવામાં આવશે ચર્ચાપત્ર માટે કઈ આપવામા નહિ આવે.

૪. લવાજમ–વરસ એકનો રૂ ૧–૮–૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી વિદ્યાર્થીઓ માટે ૦–૧૨–૦, છુટક અકના રૂ ૦–૨–૬, પોસ્ટેજ ૦–૦–૬ જુદું.

૫. મનિઑર્ડર–કૂપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવુ તેમજ સા એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નબર તથા શાળા પત્ર ઑફિસ તરફથી અપાએના સરનામાના લેબલ ઉપરનો નંબર લખવો

### જાહેખબરના ભાવ

| મુદત. | પેજ. | | |
|---|---|---|---|
| | આખુ | અર્ધું | પા |
| આખુ વર્ષ | રૂ ૧૦૦ | રૂ ૬૦ | રૂ ૪૦ |
| છ માસ | રૂ ૬૦ | રૂ ૪૦ | રૂ ૨૦ |
| ત્રણ માસ. | રૂ ૪૦ | રૂ ૩૦ | રૂ ૨૦ |

આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૬ શાળાપત્રમાં–આપેલી ખાનગી જાહેરખબરોમા જણાવેલી ચોપડીઓ ખાતાએ મજુર કરેલીજ હોય એમ હમેશ હોવુ નથી. માટે દરેક મજુર કરેલી તરીકે ગણવી નહિ

૭ શાળાપત્રનું વરસ–જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે, માટે વરસની વચમા જે ગ્રાહક બંધ થવા માગતા હશે તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે તેટલાની છુટક અંક લેખે કિંમ લેવામા આવશે

તંત્રી.

Registered No. B. 43

પુસ્તક ૬૩ મું ]　　[ અંક ૧૧-૧૨

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

નવેમ્બર-ડિસેમ્બર, સને ૧૯૨૪

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક ( જાન્યુઆરિ ૧૯૨૪ થી)

કૃષ્ણલાલ સુરજરામ વકીલ, M. Ed., I. E.S.

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ



સૂર્યપ્રકાશ પ્રિં. પ્રેસમાં, મુળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યું—

ઠેકાણું—કાળુપુર ટંકશાળ—અમદાવાદ

બાળકોને માટેની નિશાળો ( નર્સરી સ્કૂલ ) માં વપરાતાં સાધન તથા સાહત્ય અને રમકડાં.

(૧) કામની યોજનાઓમાં કેટલીક શાળાનાં સર્વ પ્રકારનાં કામકાજને લગતી હતી અને કેટલીક અમુક અમુક વિષય (જેવા કે સૃષ્ટિજ્ઞાન)ને લગતી હતી.

વખતપત્રકોમાં કેટલાંક વિગતવાર-દરરોજ અમુક અમુક વખતે કયું કયું કામ કરવું તે બતાવનારાં હતાં, ત્યારે કેટલાંક અમુક સમયમાં આશરે કેટલું કામ કરવું એટલુંજ બતાવી શિક્ષકને તે પોતાની સવડ પ્રમાણે અને બાળકની અભિરુચિ પ્રમાણે કરવાની છૂટ આપનારાં હતાં.

(૨) આ વિભાગમાં નાનાં બાળકોને એકત્ર કરી વર્ગશિક્ષણ આપવાની પદ્ધતિને બદલે તેમને છુટાં છુટાં પોતાની મેળે કામ કરવા દઈ વાચન તથા સંખ્યા શિખવવાની જે નવી પદ્ધતિ દાખલ થવા માંડી છે તેને લગતાં બાળકોના ઉપયોગને માટે શિક્ષકોએ તથા મોટી ઉંમરના વિદ્યાર્થીએ બનાવેલાં સાધનો મૂકવામાં આવ્યાં હતાં. વાચન અને સંખ્યાના વિષયમાં પોતાના બળ પ્રમાણે કામ કરવાની, પોતાની મેળે આગળ પડીને સ્વતંત્રપણે કામ કરવાની શક્તિ ખીલવવાની, અને પોતાને જરૂર પડે જોઈતી મદદ મેળવવાની તક બાળકોને કેવી રીતે આપવામાં આવે છે તે આ સાધનો પરથી જણાઈ આવતું હતું.

(૩) આ વિભાગમાં બાળકોએ પોતેજ કરેલાં કામના નમુનાઓ હતા, જેવા કે સ્મૃતિથી અથવા કલ્પનાથી અથવા કુદરતી કે બનાવટી પદાર્થોનાં તાત્કાલિક કરેલાં અવલોકન પરથી પાડેલાં ચિત્રો; અનેક પ્રકારનાં સાધનોથી બાળકોએ સાથે મળીને તેમજ છુટાં છુટાં રહીને કરેલું હસ્તકામ, બાળકોના અક્ષરના નમુનાઓ વગેરે.

૨. આ ખંડમાં ઈંગ્લંડની જાહેર પ્રાથમિક શાળાનું તેમજ મધ્યસ્થ શાળાનું કામ ગોઠવવામાં આવ્યું હતું. પ્રાથમિક શાળામાં સાધારણ રીતે ૧૪ વરસ ઉપરની ઉંમરનાં બાળકોને રાખવામાં આવતાં નથી, અને તેમાથી પણ ૧૧-૧૨ વરસની ઉંમરનાં ઘણાંખરાં હોશિયાર બાળકોને સ્કૉલરશિપો આપી આગળ અભ્યાસ માટે ઉંચા વર્ગની શાળાઓમાં મોકલી આપવામાં આવે છે. મધ્યસ્થ શાળામાં પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓની લેવાતી હરિફાઈની પરીક્ષામાં ઉપર આવેલાં ૧૧-૧૨ વરસની ઉંમરનાં

છોકરાંઓ આવે છે, અને ત્યાં તેઓને ૧૫ કે તેથી વધારે વરસની ઉંમરે તેઓ પહોંચે ત્યાંસુધી કાંઈક ધંધાદારી શિક્ષણ આપવામાં આવે છે.

જે માબાપ પોતાનાં છોકરાંને ૧૧-૧૨ વરસની ઉંમર થતાં ઉંચી કેળવણી તરફ ન વાળતાં ધંધાઉદ્યોગ તરફ વાળવાનો વિચાર રાખતાં હોય તેમનાં છોકરાંને ત્રણચાર વર્ષ વધુ શિક્ષણ આપવાનો મધ્યસ્થ શાળાઓનો હેતુ છે. એ શિક્ષણ અમુક ધંધાનેજ લગતું હોય છે એમ નથી, પણ શાળા જ્યાં આવેલી હોય છે તે સ્થળે જે ધંધાઉદ્યોગો મુખ્યત્વે કરીને ચાલતા હોય તે તરફનું વલણ તેને આપવામાં આવે છે. દાખલા તરીકે, જ્યાં એન્જીનીઅરિંગ અથવા વહાણના બાંધકામને લગતા ઉદ્યોગો ચાલતા હોય તેવા પ્રદેશમાં આવેલી શાળાઓમાં ગણિત અને પ્રાયોગિક કામને લગતું એવું શિક્ષણ અપાય છે કે શાળા છોડયા પછી તે ઉદ્યોગોમાંથી ગમે તેમાં વિદ્યાર્થી દાખલ થવા ઇચ્છતોહોય તેને લગતું ખાસ શિક્ષણ તે જલદીથી મેળવવાને શક્તિમાન થાય છે. એથી ઉલટું, જ્યાં વેપારની પ્રવૃત્તિ વિશેષ હોય છે તેવાં શહેરમાં આવેલી મધ્યસ્થ શાળામાં શિક્ષણક્રમને વેપારી વલણ આપવામાં આવે છે, અર્થાત્, એવી શાળામાં પરદેશી ભાષાઓ, નામું, વેપારી ગણિત તથા ભૂગોળ, આર્થિક ઇતિહાસ, અને ટુંકાક્ષરી લેખન (શોર્ટહેન્ડ) શિખવવામાં આવે છે. કન્યાઓ માટેની મધ્યસ્થ શાળામાં સીવણકામ, ગૃહવ્યવસ્થા વગેરે કન્યાઓને ઉપયોગના વિષયોનું શિક્ષણ આપવાની ગોઠવણ કરવામાં આવે છે.

ઘણીખરી મધ્યસ્થ શાળાઓ પોતાના વિદ્યાર્થીઓને તેમનો અભ્યાસ પુરો થતાં તેમની લાયકાત પ્રમાણે તેમને ધંધે લગાડી દેવાની કાળજી રાખે છે, અને એ પ્રમાણે એ શાળાઓ અને કારખાના તથા વેપારી પેઢીઓ વચ્ચે ગાઢ સંબંધ બંધાય છે; કારણ કે શાળાઓને પોતાના વિદ્યાર્થીઓને સારી રીતે ઠેકાણે પાડવાની જેટલી ઇંતેજારી હોય છે તેટલીજ ઇંતેજારી કારખાનાવાળાઓને અને વેપારી પેઢીઓને લાયક કારીગર તથા નોકર મેળવવાની હોય છે. આવી જાતનો સંબંધ બંનેને લાભદાયી નીવડે છે; કારણ કે શાળાઓ બહારના કારખાનાવાળાઓ તથા વેપારી પેઢીઓની સાથે હંમેશ સંબંધમાં રહેવાથી પોતાનું શિક્ષણ વહેવારૂ કરી શકે છે, અને કારખાનાવાળાઓ તથા વેપારી પેઢીઓનેજ એ પ્રમાણે અપાતા વહેવારૂ શિક્ષણનો લાભ મળે છે.

વેપાર તરફના વલણવાળી છોકરાઓની મધ્યસ્થ શાળાઓ તરફથી

આવેલા નમુનાઓમાં અંગ્રેજી અને ફ્રેંચ ભાષાને લગતું કામ, ઇતિહાસ અને ભૂગોળને લગતું કામ, વેપારી કામકાજમાં ઉપયોગમાં આવે એવા ટુંકાક્ષર, ટાઇપરાઇટિંગ અને નામાને લગતું કામ હતું હુન્નરઉદ્યોગ તરફના વલણવાળી શાળાઓએ વિજ્ઞાન, હસ્તકામ (લાકડાનું, ધાતુનું વગેરે), યંત્રરચના સંબંધી ચિત્રકામ, અને જમીનની માપણી સંબંધી ઘેર બનાવેલાં સાહિત્યો રજુ કર્યાં હતાં. આ શાળાઓમાં વિજ્ઞાન અને હસ્તકામ વચ્ચે રાખવામાં આવતો સંબંધ રજુ થએલા નમુનાઓ ઉપરથી સ્પષ્ટ માલમ પડી આવતો હતો. કન્યાઓ માટેની શાળાઓ તરફથી રજુ થએલા નમુનાઓમાં ઉંચા પ્રકારના સોયકામના, અને વિજ્ઞાન અને કળાનું જ્ઞાન ઘરકામમાં કેવી રીતે ઉપયોગમાં લઈ શકાય તે બતાવનારા નમુના રજુ થયા હતા.

ઇંગ્લંડની મધ્યસ્થ શાળાઓના શિક્ષણનો હેતુ અને તેનો અભ્યાસક્રમ સ્કૉટલંડની પ્રાથમિકશાળાની મોટી ઉંમરના વિદ્યાર્થીઓને માટે વધુ અભ્યાસ માટેની શાળાઓના હેતુ ને અભ્યાસક્રમને મળતાં છે. આપણી પ્રાથમિક શાળાઓમાં પણ આવી રીતે વેપાર કે હુન્નરઉદ્યોગમાં ઉપયોગી થઈ પડે એવા વધારાના અભ્યાસક્રમના યોજના રાખવાનું યોગ્ય થઈ પડે, અને તેથી નીચલાં ધોરણોમાંથી પાસ થઈ આગળ ભણતા તેમજ પ્રાથમિક શાળાનું ભણતર પુરૂં કરી શાળા છોડી દે એવા મોટા ભાગના વિદ્યાર્થીઓની જરૂરીઆતો પુરી પાડી શકાય.

૩. આ ખંડમાં ગ્રામ્યશાળાઓનું કામ રજુ થયું હતું. તેમાં વખતપત્રક અને કામની યોજનાઓ તેમજ શાળાની વ્યવસ્થા, બાળકોની વર્ગણી, ઉપલા ધોરણમાં તેમને ચડાવવાની રીત વગેરે બાબતને લગતી હકીકત, ઘેર બનાવેલાં સાહિત્યો તથા ચિત્રો, અને બાળકોએ પોતે કરેલાં કામના નમુના રજુ થયા હતા.

એક નમુનારૂપ ગ્રામ્યશાળા તેવાજ પ્રકારની શહેરની શાળા કરતાં ઘણી નાની હોય છે. શહેરની આવી શાળા મોટી હોવાથી તેમાં વર્ગદીઠ શિક્ષક રાખવામાં આવે છે. પણ ગામડાની શાળામાં તો અભ્યાસમાં જુદે જુદે દરજ્જે પહોંચેલા વિદ્યાર્થીઓનો એકજ વર્ગ હોય છે અને શિક્ષકને તે વર્ગની સંભાળ રાખવી પડે છે. આ શાળાઓમાં શહેરની શાળાઓની માફક વ્યવસ્થાની મુશ્કેલી રહેતી નથી, પણ શહેરમાં શિક્ષણની જે સગવડો હોય છે તે ગ્રામ્યશાળાઓને મળી શકતી નથી. એ ખોટ ગ્રામ્ય-

શાળાઓ આસપાસથી મળી આવતાં કુદરતી સાધનોનો સંપૂર્ણ લાભ લઈને પુરી પાડે છે. એ પ્રમાણે શાળા બહારની શિક્ષણવિષયક પ્રવૃત્તિને શાળામાં પણ ચાલુ રાખી તેમાં વધારો કરવામાં આવે છે. ઇતિહાસ અને ભૂગોળમાં ક્રિયાત્મક શિક્ષણને માટે કુદરતી ગ્રામ્ય પરિસ્થિતિને લીધે જે તકો મળી આવે છે તે તકોનું તે શાળાઓ તરફથી રજુ થએલી કામની યોજનાઓમાં સ્પષ્ટ પ્રતિબિંબ પડતું હતું. અમુક ગામની ચાલી આવતી દંતકથાઓ તેમજ તે ગામનાં સ્મારક કામો સ્થાનિક ઇતિહાસના અભ્યાસનાં સાધન તરીકે તેમજ સામાન્ય ઇતિહાસનાં દૃષ્ટાંત તરીકે ઉપયોગી થઈ પડે છે, શાળામાં વિદ્યાર્થીઓ જેમ જેમ અભ્યાસમાં આગળ વધતા જાય છે તેમ તેમ ગામડાંમાં વસતા લોકોની પ્રવૃત્તિ સાથે તેમના કામનો સંબંધ વધારે ને વધારે સ્પષ્ટ થતો જાય છે. કુદરતનો અભ્યાસ, વિજ્ઞાન, હસ્તકામ, અને બાગકામ, એ બંધા વિષયો શાળાના બગીચા અને તેને લગતાં કામના સંબધમાં એક વિસ્તૃત અને વ્યાપક વિષયરૂપ થઈ પડે છે. કુદરતનો પદ્ધતિપૂર્વક અભ્યાસ બાળકોને પોતપોતાના બગીચાના કામમાં માર્ગદર્શક થઈ પડે છે અને બગીચાનું કામ વર્ગશિક્ષણના સાધનરૂપ તેમજ વર્ગના પાઠોમાં કરેલાં અનુમાનો માટે કસોટીરૂપ થઈ પડે છે. હસ્તશિક્ષણ ગ્રામ્ય સ્વરૂપ ધારણ કરે છે, અને એ વિષયમાં મધપૂડાની રચના, લાકડાની કે તારની જાળી, બાગકામનાં ઓજારો, અને એવી બીજી ચીજો બનાવવામાં બાળકો પોતાની શોધકવૃત્તિનો અને ચતુરાઈનો ઉપયોગ કરે છે. ઘણી શાળાઓમાં બાગકામ ઉપરાંત જીવતાં પ્રાણીઓ ઉછેરવામાં આવે છે. મરઘાં, સસલાં, અને ડુક્કર વગેરેની સંભાળ રાખતાં શિખવવામાં આવે છે. પણ ખર્ચનો હિસાબ રાખ્યા વિના આવી જાતનાં કામ કરી શકાય નહિ તેથી ગણિતનો વિષય પણ ગામડાંની પરિસ્થિતિની દૃષ્ટિએ શિખવવામાં આવે છે, અને બાળકો ગણિતમાં શીખેલા નિયમોનો વ્યવહારમાં ઉપયોગ કરે છે; એટલે કે તેઓ બગીચો કરવામાં અને મરઘાં સસલાં ઉછેરવામાં રોકેલી થાપણનો તેમજ તેમાંથી થએલી ઉપજનો હિસાબ રાખતાં શીખે છે. સારી શાળામાં તો મનુષ્યની રસવૃત્તિને પણ ભૂલી જવામાં આવતી નથી. બાળકો ફળો તેમજ શાકભાજી ઉગાડે છે અને તેનો બારીક અભ્યાસ કરે છે એટલુંજ નહિ પણ પીછીથી અને પેન્સિલથી તેનું સૌંદર્યાલેખન પણ કરે છે. આ શાળાઓમાં જે સાહિત્ય વંચાય છે તે પણ ગ્રામ્યજીવનને લગતુંજ ઘણે ભાગે હોય છે, અને જે ગ્રામ્યપ્રદેશમાં બાળકો રહે છે તે પ્રદેશની ખાસ સુંદરતા પ્રત્યે તેમનું ધ્યાન ખેંચવાને દરેક ઉપાય યોજવામાં આવે છે.

ઇંગ્લંડની ગ્રામ્યશાળાઓમાં આવું ઉંચાં પ્રકારનું કામ ઉંચા ગુણ-વાળા શિક્ષકોને લીધેજ થઈ શકે છે એ કહેવાની અત્રે જરૂર નથી.

૪. આ ખંડમાં રજુ થએલા નમુનાઓ શાળાનું કામ શાળાની બહાર લંબાવવા માટેના વર્તમાન સમયના જબર વલણનાં નીચે જણાવેલાં ત્રણ ખાસ સ્વરૂપો દર્શાવતા હતા. (૧) શાળાનાં પર્યટનોઃ શિક્ષકો અને વિદ્યાર્થીઓ બધા સાથે શાળાના સમય દરમિઆન કે તે પછી અને અમુક કેળવણી વિષયક હેતુથીજ પર્યટનો કરે છે. એ પર્યટનો આખો દિવસ કે થોડો વખત સુધી ચાલે છે, અથવા તો અઠવાડીઆ કે તેથી વધારે વખત સુધી પણ ચાલે છે. એ વખતે બાળકોને પાસેના કે દૂરના કોઈ આનંદ-દાયક સ્થળે લઈ જવામાં આવે છે. (૨) મેદાનમાં પડાવઃ વિદ્યાર્થીઓ અને શિક્ષકો અમુક સ્થળે જઈ પડાવ નાખે છે અને ત્યાં રહીને ત્યાંથી મળી આવતાં સાધનોની મદદથી શાળાના વિષયોનો અભ્યાસ કરે છે; એ ઉપરાંત શિક્ષકોને અને વિદ્યાર્થીઓને આવે વખતે કુટુંબની માફક કેટલાક દહાડા સુધી સાથે રહેવાની તક મળે છે; તેમજ અંગકસરત, હરેક પ્રકારની રમતગમતો, ગાનતાન, તેમજ રખડપટી વગેરે ખુલ્લી હવાના જીવનની સ્વાભાવિક પ્રવૃત્તિઓમાં રોકાવાથી બાળકોને પોતાની તંદુરસ્તી સુધારવાનો પ્રસંગ પણ મળે છે. (૩) આસપાસના પ્રદેશની સમાલોચનાઃ શાળાની આસપાસના પ્રદેશનું બાળકો ખૂબ ઝીણવટથી અવલોકન કરે છે, તેની માપણી કરે છે, તેનો નકશો પાડે છે, અને તેની ભૂગોળ સંબંધી અને કુદરતી ઇતિહાસ સંબંધી હકીકતો મેળવે છે. એ પ્રમાણે તેઓ તે પ્રદેશનો બહુજ બારીક અભ્યાસ કરે છે અને તે વિષેની ઐતિહાસિક નોંધપોથી પણ તૈયાર કરે છે.

પર્યટન સંબંધી પહેલેથી યોજનાઓ ઘડી રાખવામાં આવી હતી. તેના, બાળકોએ પર્યટન સમયે લીધેલી નોંધોના અને શિક્ષણને લગતા કરેલાં કામના, તેમજ પર્યટન કરી આવ્યા પછી તે સંબંધી નિશાળમાં લખેલા નિબંધો અને પુરા કરેલા અભ્યાસોના નમુના રજુ કરવામાં આવ્યા હતા. પડાવને લગતા નમુનાઓમાં પડાવના કાર્યક્રમ અને વખતપત્રકો, બાળકોની દરરોજની પ્રવૃત્તિઓનાં ચિત્રો, નોંધો અને બીજો જે કંઈ અભ્યાસ એ વખતે થયો હોય તે જોવામાં આવતાં હતાં. પ્રદેશની સમાલોચના સંબંધી કામમાં કેટલીક નોંધવાળી ચોપડીઓ, નકશાઓ, બાળકે કરેલાં ચિત્રકામ, અને અમુક સ્થળે બધાએ ભેગા મળી ભૂગોળ કે ઇતિહાસ સંબંધી જે કામ કર્યું હોય તે કામનાં પરિણામની નોંધો વગેરે હતાં.

આપણા દેશમાં જે કેળવણી આપવામાં આવે છે તેને જો વ્યવહારમાં ઉપયોગી થાય એવી બનાવવી હોય અને તેને ખરેખર રસ પડે તેવી કરવી હોય તો ઉપર જણાવેલી પદ્ધતિ પ્રમાણે શાળાની અંદર થતું કામ શાળાની બહાર પણ વિસ્તારવાની જરૂર છે.

૫. શાળામાં શિખવવાના વિષયો સંબંધી જે નમુના રજુ થયા હતા તેમાં અંગ્રેજી ( ભાષા ) સંબંધી જે નમુના હતા તેમાં નીચેની બાબતો જોવામાં આવતી હતી:—

(૧) અંગ્રેજી ભાષા અને સાહિત્યને લગતાં કામના નમુના હતા તેમાં (અ) પ્રાથમિક શાળાઓના ૭ થી ૧૪ વરસ સુધીની ઉંમરના વિદ્યાર્થીઓ માટે તેમજ (બ) મધ્યસ્થ શાળાઓના ૧૧ થી ૧૫ વરસ સુધીની ઉંમરના વિદ્યાર્થીઓ માટે કામની અને અભ્યાસક્રમની યોજનાઓના અને તે યોજનાઓ પ્રમાણે થએલાં કામના નમુના હતા.

(૨) (અ) વાચન, (બ) શુદ્ધ અને સ્પષ્ટ ઉચ્ચાર ( સાંભળેલું અથવા વાંચેલું મોઢે બોલી જવામાં, ગદ્યપદ્યના મુખપાઠમાં, નાટક ભજવી બતાવવામાં, સંવાદમાં, ચર્ચામાં, અને બાળકો વર્ગમાં ભાષણો આપે તેમાં ) અને [illegible] ધ કાગળ, કાવ્યરચના, અને શાળાપત્રની યોજના સુદ્ધાં ) શિખવવાની જુદી જુદી પદ્ધતિઓનાં દૃષ્ટાંતરૂપે બાળકોએ કરેલાં કામના નમુનાઓ હતા.

(૩) સાહિત્યમાં બાળકોની વિવેચક શક્તિ કેળવવાની, નિબંધો બારીકીથી તપાસવાની અને તેની કિંમત આંકવાની, તેમજ શાળાજીવન દરમિઆન અને શાળાજીવન પુરૂં થયા પછી પણ ઘેર વાંચવાની ટેવ પાડવાની, જુદી જુદી પદ્ધતિઓનાં દૃષ્ટાંતો પણ ત્યાં રજુ થયાં હતાં.

પ્રાથમિક શાળાઓમાં અંગ્રેજી સૌથી વધારે અગત્યનો વિષય ગણાય છે તેનું કારણ તે ભાષા છે એજ નથી, બીજું કારણ એ પણ છે કે બાળકોમાં જો ભાષાને સંપૂર્ણ રીતે સમજવાની અને તેનો શુદ્ધ રીતે ઉપયોગ કરવાની શક્તિ હોય તો શાળાના બીજા વિષયોના અભ્યાસમાં પણ તે ઘણી મદદ કરે છે. પ્રાથમિક શાળાઓમાં અંગ્રેજી શિક્ષણમાં બહોળું વાચન, નિબંધલેખન, અને યોગ્ય બાળકો સમજી શકે તેવા સાહિત્યના અભ્યાસનો સમાવેશ થાય છે.

પ્રાથમિક શાળામાં વાચનનો મુખ્ય હેતુ બાળકોને આનંદ કે લાભ

મળે એટલા માટે તેઓને ચોપડીનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરવાની ટેવ પાડવાનો હોય છે. હાલની સૌથી સારામાં સારી પદ્ધતિ એ છે કે બાળકોને સારી રીતે વાચતાં આવડે કે તરતજ તેમને જાતેજ વાંચવાની ટેવ પાડવી. એમ માલમ પડ્યું છે કે નાનાં બાળકોની શાળાના સૌથી ઉપલા વર્ગનાં છોકરાઓ યોગ્ય અને રસ પડે એવા વિષયનાં પુસ્તકો પોતાની જાતેજ રસપૂર્વક વાંચતાં સહેલાઈથી શીખી શકે છે અને વળી વાંચ્યા પછી તેઓ તેનો યોગ્ય સાર પણ આપી શકે છે. પ્રાથમિક શાળાના ઉપલા વર્ગોમાં બાળકોને ભાષાનાં મૂળતત્ત્વો ઉપર કાબુ વધારે ને વધારે આવતો જાય છે તેમ તેમ તેમને મોઢે થોડું વંચાવવામાં આવે છે અને એને બદલે મનમાં વાચવાને માટે વધારે વખત આપવામાં આવે છે, અંતે બાળકો અભ્યાસમાં જેમ જેમ આગળ વધતાં જાય છે તેમ તેમ વાચન માટે ભાષા અને વિષય એ બંનેમાં વધારે અઘરાં પુસ્તકો નક્કી કરવામાં આવે છે. ઉપલા વર્ગોમાં બાળકો તેમને માટે ખાસ લખાએલાં વાર્તા-પુસ્તકો જરા પણ મુશ્કેલી વિના વાંચી શકે છે એટલુંજ નહિ, પણ સહેલાં જાણીતાં નાનાંમોટાં નવલકથાનાં પુસ્તકો પણ તેઓ વાંચી શકે છે. શાળામાં થતા વાચન ઉપરાંત બાળકોને બીજું વધારે વાચન મળી શકે તેટલા માટે જુદી જુદી જાતનાં પુસ્તકોનું એક નાનું પુસ્તકાલય પણ શાળામાં રાખવામાં આવે છે. ઘણી જગ્યાએ બાળકો જાહેર પુસ્તકાલયનાં સભ્ય થઈને તેનો લાભ લઈ શકે, અથવા તો શાળાના ઉપયોગ માટે જાહેર પુસ્તકાલયમાંથી વખતોવખત આવતી ચોપડીઓ વાંચી શકે એવી પણ ગોઠવણ કરવામાં આવે છે. ચોપડીઓનો ઉપયોગ થઈ રહ્યા પછી તે પાછી મોકલવામાં આવે છે અને બીજી ચોપડીઓ મંગાવવામાં આવે છે. બીજે કેટલેક સ્થળે સ્કૂલ કમિટિઓ ચોપડીઓની પેટીઓ શાળાઓમાં ફરતી રાખે છે. હાલની વાચનપદ્ધતિથી બાળકોનું શબ્દભંડોળ ખરેખર ઘણુંજ વધી ગયું છે એટલું જ નહિ પણ તેમના જ્ઞાનમાં તેમજ વિચારમાં પણ ઘણો વધારો થયો છે.

બાળવર્ગના વિદ્યાર્થીઓના મોંના નિબંધ એટલે કે વાર્તાકથન મોટી ઉંમરના વિદ્યાર્થીઓના લિખિત નિબંધના પાયારૂપ થઈ પડે છે. બાળકો શાળામાં દાખલ થાય કે તરતજ તેમને પોતાને રસ પડે એવા વિષય ઉપર વાતચીત કરવાનું ઉત્તેજન આપવામાં આવે છે અને એથી ૬ કે ૭ વરસની ઉંમરે પહોંચતાં સુધીમાં તો જે કોઈ બનાવો બન્યા હોય અથવા તો તેઓએ જે કંઈ જોયું હોય અને સાંભળ્યું હોય તે બધાંનું સંબંધપૂર્વક

વૃત્તાંત તેઓ આપી શકે છે અને એમનાં એ વૃત્તાંતોમાં ચોક્સાઈ અને સંકલના પણ જોવામાં આવે છે. તેમને સારી રીતે લખતાં આવડે છે કે તરત મોઢેથી કહી બતાવવાને બદલે, તેમને કાગળ ઉપર પેન્સિલથી લખવાનું કહેવામાં આવે છે. આ વખતે બાળકના અનુભવના મોઢાના વર્ણન અને લિખિત વર્ણનની ઢબ વચ્ચે કંઇ બહુ ભેદ રાખવામાં આવતો નથી અથવા તો ઉંચા પ્રકારની શૈલીની કે શબ્દોની શુદ્ધ જોડણીની આશા રાખવામાં આવતી નથી. ઉપલાં ધોરણોમાં નીચલાં ધોરણોના કરતાં મોઢાના વર્ણન ઉપર ઓછો ભાર મૂકવામાં આવે છે, અને તેજ પ્રમાણમાં લિખિત વર્ણન કે નિબંધ પર વધારે લક્ષ અપાય છે. આ બાબતમાં સામાન્ય રીતે એવો નિયમ રાખવામાં આવે છે કે બાળકોને નિત્ય જીવન-કાર્યદ્વારા સ્વાભાવિક રીતે જે વિષયોનું જ્ઞાન મળ્યું હોય તેજ વિષયો તેમને નિબંધ માટે આપવામાં આવે છે અને જેને વિષે શિક્ષક બાળકને માહીતી ન આપે તો તે વિષે તેઓ કંઈ જાણેજ નહિ એવા વિષયો છોડી દેવામાં આવે છે. દાખલા તરીકે, બાળકોએ પોતે જેમાં ભાગ લીધો હોય એવી ઉજાણીઓ, 'આપણી ખિલાડી', 'ગઈ રાતનું વાવાઝોડું' વગેરે વિષયો ઉપર લખવાનું તેમને કહેવામાં આવે છે; પણ 'હડતાલ', 'પ્રજાબંધ' જેવા વિષયો ઉપર તેમને લખવાનું કહેવામાં આવતું નથી. આવી રીતની નિબંધલેખન માટે વિષયો પસંદ કરવાની હાલની પદ્ધતિથી પહેલાંના કરતાં બાળકોને નિબંધ લખવામાં વધારે રસ પડે છે એ વાત નિર્વિવાદ છે.

ઇંગ્લંડમાં 'શાળાનું માસિક' એ એક સાધારણ બાબત થઈ પડી છે. એ માસિકમાં બાળકોજ મોટે ભાગે લેખકો હોય છે. નિબંધના શિક્ષકો નિબંધને વિશાળ અર્થ આપે છે તે આ માસિક બતાવે છે એટલુંજ નહિ પણ બાળકો પણ તેમાં વધારે પડતો રસ લે છે તે એ પરથી જણાય છે.

અંગ્રેજી કવિતાઓ મોઢે કરવાનો રિવાજ ઇંગ્લંડની બધીજ પ્રાથમિક શાળાઓમાં પ્રચલિત છે. આ વિષય પહેલાં 'કવિતાનો મુખપાઠ' એ નામથી ઓળખાતો અને તેમાં સમજુતી સહિત કેટલીએક પ્રસિદ્ધ મોઢે કરેલી અંગ્રેજી કવિતાઓનો સમાવેશ થતો. પણ ભાષાશિક્ષણના વિષયને હાલમાં બહોળી દૃષ્ટિથી જોવામાં આવતો હોવાથી આ 'મુખપાઠ'ને પણ બહોળો અર્થ આપવામાં આવે છે. જેમ સારી ચોપડીઓનો અભ્યાસ વાચનના વિષયોનું આવશ્યક અંગ થઈ પડેલું છે તેમ કવિતાના 'મુખપાઠ'-

માં પણ સારી અને યોગ્ય કવિતાનો વિવેચક અભ્યાસ આવશ્યક થઈ પડ્યો છે, અને 'મુખપાઠ' શબ્દને બદલે 'સાહિત્ય' શબ્દ શાળાઓમાં વપરાતો થયો છે. બાળવર્ગમાંથી ઉપલા વર્ગમાં આવેલાં બાળકને અંગ્રેજી બાળગીતો અને બીજી પુષ્કળ યોગ્ય કવિતાઓ મોઢે હોય છે. ઉપલાં ધોરણોમાં બાળકો 'મુખપાઠ' માં સાહિત્યના ચૂંટી કાઢેલા ફકરાઓનો અભ્યાસ કરે છે. આમાં સામાન્ય રીતે બાળક શિક્ષકની દેખરેખ નીચે ચૂંટી કાઢેલા ફકરાનો આખો સંગ્રહ વાંચી જાય છે, અને તેમાં શિક્ષકની સલાહ લઈને કે પોતાની મેળે મોઢે કરવા જેવા પાઠો હોય તે તે મોઢે કરી લે છે. વખતોવખત બાળકોને પોતાની મેળે જુદાં જુદાં પુસ્તકોમાંથી ઉતારા કરી લઈ તેનો સંગ્રહ કરવાને ઉત્તેજન આપવામાં આવે છે. આ એક જાતની યુક્તિ છે. એથી બાળકોને કવિતાનો અભ્યાસ કરવો પડે છે, તેમાંથી ઉતારા કરવા પડે છે, અને તેને લગતાં ચિત્રો પણ દોરવાં પડે છે. ઉપલા વર્ગોમાં બાળકોને સામાન્ય રીતે શેક્સપિઅરનાં તમામ નાટકોનો અભ્યાસ કરવો પડે છે. એમાંના ઘણાખરા ભાગો તેઓ મોઢે કરી નાખે છે અને નાટકરૂપે પણ ભજવે છે. એવે પ્રસંગે સુંદર છટાથી બોલવું, કલ્પિત પોશાક બનાવવા, નાચવું, કૂદવું, અને ગાવું વગેરે કામો કરવામાં બાળકોને પોતાની ચતુરાઈ કે આવડત દેખાડવાની અને તે ખીલવવાની તક મળે છે.

ઇંગ્લંડની પ્રાથમિક શાળાઓમાં સ્વભાષાને કેટલી અગત્ય આપવામાં આવે છે અને આપણા દેશમાં એ બાબતમાં જે કરવામાં આવે છે તેમાં કેટલો બધો તફાવત હોય છે તે ઉપરના વર્ણનથી સ્પષ્ટ માલમ પડી આવે છે. સ્વભાષાના વિષયમાં તો આપણાં બાળકો પ્રાથમિક શાળામાં વાંચતાં લખતાં આવડે એટલુંજ શીખે છે અને તેમની એ આવડત 'વાચનમાળા' ની સાત ચોપડીઓમાંજ કામે લગાડે છે.

૬. **ગણિતકામ:**—બાળક બાળવર્ગમાં દાખલ થાય ત્યારથી નિશાળ છોડી દુનિયાના વ્યવહારમાં પડે ત્યાંસુધીમાં તેને જે સંખ્યાજ્ઞાનથી માંડીને ગણિતજ્ઞાન આપવામાં આવે છે તે કેવી રીતે અને કઈ પદ્ધતિએ આપવામાં આવે છે તે આ વિભાગમાં રજુ થએલા નમુનાઓ પરથી માલમ પડી આવતું હતું.

ગણિત શીખવતી વખતે પહેલાં તો બાળકોને પદ્ધતિપૂર્વક ગણિતના મુદ્દાનાં સિદ્ધાંતો વિષે વિચાર કરવાની ટેવ પાડવામાં આવે

છે, અને પછી દરરોજના જીવનમાં આવતી હિસાબી બાબતોને શીખેલા ગણિતના મુદ્દાઓ બુદ્ધિપૂર્વક કેવી રીતે લાગુ પાડવા તે, વિષે તેમને મહાવરો કરાવવામાં આવે છે. બાળકોને આંકના કોઠા આવડે એટલું હાલમાં બસ નથી. તેમને એ કોઠા વિષે બરાબર પાકો ખ્યાલ પણ હોવો જોઈએ. વળી ગુણતાં કે ભાગતાં આવડે એ પણ બસ નથી. આ ગુણાકાર ભાગાકારનું જ્ઞાન તેઓ દરરોજના વહેવારમાં આવતા અસંખ્ય હિસાબી પ્રશ્નોનો ખરી રીતે અને બુદ્ધિપૂર્વક નિકાલ કરવામાં સાધન તરીકે વાપરી શકે એ જરૂરનું છે.

આવું, સૌથી સરસ કામ બાળકના રોજના વહેવારમાં આવતા પ્રસંગોને લગતું હતું તેમાં નાણાંની ધીરધાર કરનારાઓ પાસેથી પૈસા ઉછીના લેવા, પોસ્ટ ઑફિસ બેંકમાં પૈસા જમા કરાવવા, પ્રજાકીય સેવિંગ-સર્ટિફિકેટોમાં પૈસા રોકવા, સહકારી મંડળોના શેરો લેવા અથવા તો જિંદગીનો વીમો ઉતરાવવો વગેરે નાણાં સંબંધી કામકાજ કેવી રીતે થાય છે તેની સ્પષ્ટ અને ખાત્રી થાય એવી રીતે બાળકોને સમજ પાડનારા નમુનાઓ હતા. કન્યાઓને જે ગણિત શિખવવામાં આવે છે તે ગણિત ઘરકામને લગતું હોય છે; એટલે કે બજારમાંથી ચીજો લાવવી, ઘરનાસું રાખવું, શેત્રંજી કે બારીબારણાંના પડદાઓનાં માપ લેવાં, તેમજ અમુક વખત ઘર ચલાવતાં કેટલો ખરચ થાય તેનો અડસટો કરવો,વગેરે બાબતોનું ગૃહપત્ની તરીકે તેમને ઉપયોગી થઈ પડે એવું જ્ઞાન તેમને આપવામાં આવે છે. ઘરકામને લગતું વહેવારૂ શિક્ષણ જે સ્થળે છોકરીઓને આપવામાં આવે તે સ્થળે થતા કામની સાથે આવી જાતના ગણિતકામનો સંબંધ જોડવામાં આવે છે.

આ ખંડમાં રજુ થએલાં કામો ઉપરથી આપણે પણ ગણિતશિક્ષણ-ને ઉપયોગી, રસિક અને વહેવારૂ કેવી રીતે બનાવી શકીએ તે વિષે ધડો લઈ શકીએ. અત્યારે અહીં જે શિક્ષણ અપાય છે તેને રોજના જીવન સાથે નહિ જેવોજ સંબંધ હોય છે.

૭. શહેરની તેમજ ગ્રામ્ય શાળાઓમાં વિજ્ઞાનના વિષયમાં ૧૧ વરસની ઉંમરનાં બાળકો માટે કુદરતનો અભ્યાસ સામાન્ય રીતે રાખવામાં આવે છે, અને તે પછીની ઉંમરનાં બાળકો માટે, ખાસ કરીને છોકરીઓ માટે, શહેરની શાળાઓમાં તે વિષય વનસ્પતિ-

શાસ્ત્રના મૂળતત્ત્વરૂપે ચાલુ રહે છે. ગામડાંની શાળાઓમાં પણ મોટા વિદ્યાર્થીઓ તો કુદરતના અભ્યાસ અને તેને લગતા કામ પરથી ખેતીવાડીના વિષય પર ઉતરી પડે છે. શહેરની શાળાઓમાં એ શિક્ષણ પ્રાયોગિક વિજ્ઞાનનું રૂપ ધારણ કરે છે. તેમાં યંત્રશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાન કે રસાયણશાસ્ત્ર અથવા તો એ ત્રણે વિષયો શિખવવામાં આવે છે, અને શાળાના અભ્યાસના છેલ્લા વરસમાં શાળાની આસપાસના પ્રદેશમાં ચાલતા હુન્નરઉદ્યોગને લગતા ખાસ વિષયોનું શિક્ષણ આપવામાં આવે છે. હાલમાં મોટી ઉંમરના વિદ્યાર્થીઓને પ્રાયોગિક સાંચાકામ શિખવવાનું વલણ જોવામાં આવે છે. કેટલીક શાળાઓમાં છોકરાઓ પોતે વાયરલેસ તેમજ ટેલિફોનની ગોઠવણ કરે છે, અને બીજી કેટલીક શાળાઓમાં છોકરાઓ વિજળીના દીવા, વિજળીથી વગાડવાની ઘંટડીઓ કરતાં અને એવાં બીજાં સંખ્યાબંધ કામો કરતાં શીખે છે. એ શીખવા માટે સાદા સાંચાકામને લગતા સિદ્ધાંતોના તેમજ જુદા જુદા પ્રકારનાં હસ્તકામોના જ્ઞાનનીજ જરૂર પડે છે.

ઇંગ્લંડની પ્રાથમિક શાળાઓમાં કુદરતના અને વિજ્ઞાનના વિષયોમાં આવું કામ થાય છે ત્યારે અહીંઆં પ્રાથમિક શાળાઓમાં એ વિષયોમાં એમાંનું કંઈ પણ થતુ જોવામાં આવતું નથી.

૮. આ ખંડમાં પ્રાથમિક શાળાઓમાં થતાં હસ્તકામના નમુનાઓ હતા.

(૧) **બાળકોનું કામઃ**—નીચલા વર્ગોમાં ૧૧ વરસ સુધીની ઉંમરનાં બાળકોએ જે કામ કર્યું હતું તે ઘણે ભાગે શાળાના બીજા વિષયો સંબંધી હતુ અને તે તેઓના તે સંબંધી વિચારો અને કલ્પનાઓ પ્રદર્શિત કરતુ હતું

(૨) **મોટી ઉંમરનાં બાળકોનું કામ** ત્રણ પ્રકારનું હતુંઃ (અ) બાળકોમાં રસવૃત્તિ ઉત્પન્ન થાય અને તેમની કળાદૃષ્ટિ ખીલે એવા હેતુથી કળાની દૃષ્ટિએ થએલું કામ; (બ) બીજા પ્રકારનું કામ ખાસ વિજ્ઞાન સંબંધી હતુ. આ કામમાં બાળકોએ બનાવેલાં પ્રયોગનાં સાહિત્યો અને સાધનો હતાં. (ક) ત્રીજા પ્રકારના કામમાં તરત ઉપયોગી થઈ પડે એવુ કામ હતું.

(૩) **મોટી ઉંમરની છોકરીઓનું કામ** ત્રણ પ્રકારનું હતુંઃ (અ) સૌંદર્યની દૃષ્ટિએ યોજાએલું કામ; (બ) કપડાં અને એવી બીજી

અંગત ઉપયોગની વસ્તુઓ બનાવવામાં કળાદષ્ટિનો વહેવારૂ ઉપયોગ કેવી રીતે થઈ શકે તેની સમજ આપનારૂં કામ; અને (ક) ઘેર કે શાળામાં ઉપયોગમાં આવે એવી ચીજોને લગતું હસ્તકામ.

ઇગ્લંડની પ્રાથમિક શાળાઓમાં હસ્તકામ મોટી ઉંમરનાં બાળકોનેજ અને એક નિરાળા વિષય તરીકે અને અર્ધ–કારીગરીના સ્વરૂપમાં પહેલાંની માફક શિખવવામાં આવતું નથી. અત્યારે તો શાળાના સમગ્ર અભ્યાસક્રમ સાથે એ કામનો સંબંધ ઓતપ્રોત કરી દેવામાં આવે છે, અને તેથી વિજ્ઞાન અને ભૂગોળ જેવા વિષયોમાં એ વિષય એક દેખીતા અને તાત્કાલિક સ્પષ્ટીકરણના સાધન તરીકે ઉપયોગમાં લઈ શકાય છે. આપણા દેશમાં બાળકેળવણીમાં એ વિષય એક જરૂરી વિષય તરીકે ગણાય એ ઇચ્છવા જોગ છે.

૯. ચિત્રકામના નમુના નીચે પ્રમાણે હતા:—

(૧) નજરે જોએલા કુદરતી તેમજ બનાવટી પદાર્થોનું ચિત્રકામ: (અ) પ્રવાહી રંગોથી (વૉટર કલર્સથી) કરેલું; (બ) રંગીન ચાકની લાકડીઓથી કરેલું; (ક) પેન્સિલથી કરેલું; (ડ) કલમ અને શાહીથી કરેલું.

(૨) એવીજ જાતના પદાર્થોનું સ્મૃતિચિત્રકામ.

(૩) સમજુતી અથવા સ્પષ્ટીકરણના સાધનરૂપે થએલું ચિત્રકામ એટલે કે બાળકોએ કલ્પનાથી અથવા સ્મૃતિથી કાઢેલાં ચિત્રો: (અ) દરરોજના જીવનવ્યવહારના બનાવોનાં ચિત્રો; (બ) વાર્તાઓ અને સાહિત્યમાં આવેલા બનાવોનાં ચિત્રો.

(૪) બીજા વિષયોને ઉપકારક ચિત્રકામ: (અ) ભૂગોળ; (બ) ઇતિહાસ; (ક) કુદરત; (ડ) વિજ્ઞાન; (ઇ) હસ્તકામ અને વહેવારોપયોગી ગણિત.

(૫) સોયકામ અને બીજી હાથની કારીગરીમાં ખપ લાગે એવું કલ્પનાકૃતિઓવાળું ચિત્રકામ.

(૬) કળાકામ: બાળકોની કલ્પનાકૃતિઓમાંથીજ ઉપજાવેલું સૌંદર્યભરેલું હાથનું કામ.

પ્રાથમિક શાળાઓમાં ચિત્રકામનો મુખ્ય ઉદ્દેશ તો એજ છે કે બાળકો બરાબર અવલોકન કરતાં અને જે અવલોકન કર્યું હોય તે દર્શાવતાં શીખે. કેટલાક શિક્ષકો એમ પણ માને છે કે બાળકો પોતાનાજ વિચારોને ચિત્ર કે કળાના રૂપમાં યોગ્ય રીતે રજુ કરે એ સૌથી વધારે અગત્યની બાબત છે.

ચિત્રકામ શિખવવામાં બાળકોને સાધન પસંદ કરવાની જોઈએ તેટલી સગવડ કરી આપવામાં આવે છે; નાનાં બાળકોને રંગીન ચાકથી અને મોટાં બાળકોને પ્રવાહી રંગોથી ચિત્રકામ શિખવવામાં આવે છે. સપાટ પત્તાં પર છાપેલાં ચિત્રમાં જોઈને કરેલું ચિત્રકામ તો ભાગ્યેજ ચએલું જોવામાં આવે છે.

શાળાના બીજા વિષયોના શિક્ષણમાં ચિત્રકામની એક સાધન રૂપે તેમજ તેમના એક આવશ્યક અંગ રૂપે હવે કિંમત અંકાવા લાગી છે. રોપાઓ, ફૂલો વગેરેનું ચિત્રકામ કુદરતના શિક્ષણનું આવશ્યક અંગ છેજ. શાળાની બહાર આપવાના ભૂગોળશિક્ષણમાં રૂપરેખાચિત્રકામ એક અમૂલ્ય વિષય થઈ પડે છે. ઇતિહાસના શિક્ષણ વખતે પોશાક, શિલ્પકળા વગેરે સ્થૂલ અને મુદ્દાની ઐતિહાસિક વિગતો બાળકોનાં મગજ ઉપર બરાબર ઠસાવવાને ચિત્રકામનો ઘણો ઉપયોગ કરવામાં આવે છે; અને બાળકો ઇતિહાસ બરાબર સમજ્યા છે કે નહિ તે નક્કી કરવામાં પણ ચિત્રકામને એક યોગ્ય સાધન ગણી તેનો ઉપયોગ કરવામાં આવે છે.

૧૦. પ્રાથમિક શાળાઓમાં ઇતિહાસશિક્ષણ કેમ અપાય છે તે નીચેના નમુના ઉપરથી સમજી શકાશેઃ—

(૧) અંગ્રેજી ઇતિહાસનો અભ્યાસક્રમ;

(૨) સામાન્ય ઇતિહાસનો અભ્યાસક્રમ;

(૩) સ્થાનિક ઇતિહાસનો અભ્યાસક્રમ;

(૪) અંગ્રેજી તેમજ સામાન્ય ઇતિહાસ સાથે સંબંધસહિત સ્થાનિક ઇતિહાસનો અભ્યાસક્રમ;

(૫) અમુક અમુક ખાસ ઐતિહાસિક બાબતોને લગતો અભ્યાસક્રમ;

(૬-૭) ઉપરના દરેક વિષયને લગતા પરીક્ષાપ્રશ્નો;

(૮) ઇતિહાસને લગતાં કામની સોંપણ;

(૯) ઇતિહાસને લગતા નિબંધો;

(૧૦-૧૧) ઇતિહાસને લગતાં સાહિત્ય અને ચિત્રકામની નોંધપોથીઓ;

(૧૨) ઇતિહાસને લગતા નમુનાઓ;

(૧૩) ઇતિહાસને લગતી હકીકતોના એકઠા કરેલા કકરાની ચોપડીઓ;

(૧૪) ઇતિહાસના ખાસ વિષયોને લગતા નકશા;

(૧૫) ઐતિહાસિક સાલવારીના નકશા;

(૧૬) ઇતિહાસના કામને લગતું નાનાં બાળકોની શાળાઓને ઉપયોગી સાહિત્ય;

(૧૭) ઇતિહાસ અને ચિત્રકામ;

(૧૮) ઇતિહાસ અને સોયકામ.

ઇતિહાસ શિખવવામાં કેટલીક ભારે મુસ્કેલીઓ પડે છે. એનું કારણ એ છે કે એ વિષય ઘણો વિશાળ છે અને બાળકોને પણ તેનું યથાર્થ સ્વરૂપ સમજવું મુસ્કેલ પડે છે, અને બીજું કારણ એ છે કે એ વિષય બરાબર શિખવવામાં શિક્ષકને પણ વિષયનું બહોળું જ્ઞાન અને શિખવવાની આવડત જોઈએ છે. પહેલાં તો ઇતિહાસ શિખવતી વખતે બીજા વાચનના પાઠોની માફક વર્ગનાં બાળકો પાસે ઇતિહાસની ચોપડી વારાફરતી વંચાવવામાં આવતી હતી અને એ પ્રમાણે વદ્યાર્થીઓને મળેલું જ્ઞાન શિક્ષક પછીથી થોડા મોઢાના પાઠ આપી પાકું કરાવતા હતા. ઇતિહાસ શિખવવાની આ રીત પ્રાથમિક શાળાઓમાંથી મકવાચનની પદ્ધતિ દાખલ થવાથી જો કે નીકળી જવા માંડી છે તોપણ કેટલીક ઉત્તમ શાળાઓ બાદ કરતાં એમ તો નજ કહી શકાય કે એ પદ્ધતિને બદલે બીજી કોઈ વધારે સારી શિક્ષણપદ્ધતિ દાખલ થઈ છે. સૌથી વધારે પ્રચલિત પદ્ધતિ એ છે કે શિક્ષક મોઢે વૃત્તાંત કહી વિષયને રજુ કરે છે અને પછી બાળકો પોતાની મેળે પુસ્તકોમાંથી તે વિષય વાંચી તે વિષે સંપૂર્ણ માહીતી મેળવે છે. શિક્ષકનું મોઢાનું વૃત્તાંત અને બાળકોનું વાચન એ બેમાં કંઈ ચોક્સ પ્રમાણ રહી શક્તું નથી. નાનાં બાળકોને શિખવવામાં શિક્ષકના વૃત્તાંતનો વધારે ઉપયોગ થાય છે, ત્યારે મોટાં બાળકોને શિખવવામાં

બાળકો પાસે વિષય ઘણેખરે વંચાવી લેવામાં આવે છે. શિક્ષક તો માત્ર શું વાંચવું તે બતાવે છે અને તેઓ એ વાંચેલું તપાસે છે.

ઐતિહાસિક વૃત્તાંત કહી સંભળાવવામાં શિક્ષકને માથે જે બોજો રહે છે તેમાંજ ઇતિહાસના શિક્ષણની મુશ્કેલી રહેલી છે. એ તો ખરૂંજ છે કે શિક્ષકનામાં કલ્પનાશક્તિ તેમજ વાર્તા કહેવાની ચતુરાઈ હોય તોજ વૃત્તાંતની છાપ બાળકોના મગજ ઉપર ઊંડી અને સજડ પડે છે; પણ એવી શક્તિ કંઈ બધાજ શિક્ષકોમાં હોતી નથી; એ શક્તિ ધરાવનારા તો અપવાદરૂપજ સમજવા.

આ મુશ્કેલીમાંથી બચી જવાને બાળકોને ઐતિહાસિક બીનાઓ નાટકના રૂપમાં ભજવી બતાવતાં શિખવવામાં આવે છે. આ પદ્ધતિથી લાભ એ થાય છે કે બાળકો ચુપચુપ બેઠાં બેઠાં સાંભળ્યા કરવાને બદલે ઐતિહાસિક દશ્ય રજુ કરવામાં કે ઐતિહાસિક પાત્રોના વેશ ભજવવામાં પોતાની કલ્પનાશક્તિને કામે લગાડવાને પ્રેરાય છે. હસ્તકામથી અને વિશેષે કરીને ચિત્રકામથી ઇતિહાસ રજુ કરવાના પ્રયાસો ઇતિહાસના જુદા જુદા સમય ઉપર પ્રકાશ પાડવામાં અને વિશેષે કરીને જે ઐતિહાસિક બાબતોમાં બાળકોને રસ પડે તે બાબતો પ્રત્યક્ષ રજુ કરવાની કે તેની નકલ કરવાની તેમની સ્વાભાવિક જજ્ઞાસાને સતેજ કરવામાં બહુ ઉપયોગી થઈ પડે છે. પ્રસિદ્ધ ઐતિહાસિક પુરુષો, મકાનો અને સ્થળોનાં ચિત્રોની, તેમજ પ્રાચીન ચિત્રો, પ્રસિદ્ધ દસ્તાવેજો વગેરેના નમુનાઓની બાળકે જાતેજ તૈયાર કરેલી ઐતિહાસિક નોંધપોથીઓનો વારંવાર ઉપયોગ કરવામાં આવે છે. એ નોંધપોથીઓ બાળકના મગજ આગળ ભૂતકાળનું આબેહુબ ચિત્ર ખડું કરવાને તેને જે જે રસિક અને વિવિધ હકીકત જોઈએ તે પુરી પાડવામાં બહુ મદદરૂપ થઈ પડે છે.

વિદ્યાર્થીઓને સમયની પરંપરાનો અને સમકાલીનતાનો સ્પષ્ટ ખ્યાલ આપવામાં ભૂગોળ સંબંધી નકશાઓનો અને ચિત્રલિખિત સમયપત્રકોનો ઘણીજ સારી રીતે ઉપયોગ થાય છે.

નીચલા વર્ગોના ઇતિહાસના વાર્તારૂપ શિક્ષણ કરતાં ઉપલા વર્ગોમાં શિક્ષણનું ધોરણ વધારે ઉચુ રાખવામાં આવે છે.

નીચલા વર્ગોમાં દંતકથાથી અથવા પરંપરાથી જાણીતા થએલા વીર પુરુષોની વાર્તાઓજ ઘણે ભાગે ઇતિહાસના વિષય તરીકે રાખવામાં

આવે છે. એ ઐતિહાસિક વાનોના સમૂહ પાડી દેવામાં આવે છે; પણ તે એવી રીતે કે દરેક સમૂહ પરથી તે સમયની ભાવના અને ખાસ લક્ષણો તેમજ તે સમયનું વિશિષ્ટ ઐતિહાસિક સ્વરૂપ સમજાઈ આવે. ઉપલા વર્ગોમાં અંગ્રેજી ઇતિહાસની રૂપરેખાનો બાળકોને સંબંધપૂર્વક ચિતાર આપવામાં આવે છે અને તેમાં ઘણી વખત ઇંગ્લંડનાં સંસ્થાનોની વૃદ્ધિનો ઇતિહાસ પણ લઈ લેવામાં આવે છે. થોડાંક વરસથી ઇતિહાસની આર્થિક અને સામાજિક બાજુને અગત્ય આપવામાં આવે છે અને હમણાં તો મિ. એચ. જી. વેલ્સના મત પ્રમાણે ઇંગ્લંડની પ્રાથમિક શાળાઓમાં દુનીઆનો ઇતિહાસ પણ શિખવવાનું શરૂ કરવામાં આવ્યું છે. પ્રદેશ-સમાલોચનાપદ્ધતિનો પ્રચાર શાળાઓમાં થવા માંડયો છે તેથી સ્થાનિક ઇતિહાસ શિખવવા પર ઘણું લક્ષ અપાવા માંડયું છે, અને તેથી ઇતિહાસને પ્રત્યક્ષ રૂપમાં બાળકો સમજતાં થયાં છે. પદ્ધતિપૂર્વક સમાલોચના કે નિરીક્ષણ જ્યાં ન થઈ શકે તેમ હોય ત્યાં સ્થાનિક સંગ્રહાલયો અને ઐતિહાસિક મકાનો જોવા બાળકોને લઈ જવામાં આવે છે, જેથી કરીને બાળકોમાં રસ ઉત્પન્ન કરવામાં અને ઇતિહાસના શિક્ષણને પોષે એવું વાતાવરણ ઊભું કરવામાં મદદ મળે છે.

આપણી પ્રાથમિક શાળાઓમાં ઇતિહાસના શિક્ષણમાં જીવન કેમ રેડી શકાય તે ઉપરના વર્ણનથી માલમ પડશે. અત્યારે તો ઇતિહાસ-નો વિષય પાઠ્ય પુસ્તકોમાંની વિગતોને જેમ તેમ રજુ કરી શિખવાય છે, અને તેથી એ વિષય કેવળ નીરસ થઈ ગયો છે.

૧૧. ભૂગોળવિભાગઃ—પ્રાથમિક શાળાઓમાં ભૂગોળશિક્ષણ કેમ અપાય છે તે આ ખંડમાં મૂકેલા નમુનાથી જણાઈ આવતું હતું.

ભૂગોળશિક્ષણનો હેતુ શરૂઆતમાં તો બાળકોની આસપાસની વસ્તુસ્થિતિ, તેઓ જાતે નિરીક્ષા કરી શકે એવા કુદરતી બનાવો, અને બીજા દેશોના લોકોનાં જીવન અને રીતરિવાજો વિષે તેમનામાં રસ ઉત્પન્ન કરવાનો છે. નિયમિત કે મોસમી પવનો, વરસાદ, તથા ઉષ્ણતામાન બતાવનારા આબોહવાના નકશા બાળકો પાસે તૈયાર કરાવવામાં આવે છે, અને સાથે સાથે સ્થાનિક રસ્તાઓ, વેપારના માર્ગો, હુન્નરઉદ્યોગ અને બીજા ખાસ ધંધા વગેરેને લગતી માહીતી એકઠી કરાવી તેમની પાસે સ્થાનિક પ્રદેશની સમાલોચના કરાવવામાં આવે છે. એસ્કીમો અને હિંદુ, બેદુઇન અને અંગ્રેજ ખેડુત વગેરેના જીવનનો મુકાબલો કરી

જુદા જુદા દેશોમાં લોકો જીવન કેમ ગાળે છે તેનો શિક્ષક પોતે કહીને અથવા તો બાળકો પાસે તે વિષે વંચાવીને ખ્યાલ આપે છે.

ભૂગોળના અભ્યાસમાં આવસ્યક એવા ભૂગોળના મુખ્ય મુખ્ય સામાન્ય સિદ્ધાંતો વિદ્યાર્થીઓના મન ઉપર ઠસાવવામાં ભૂગોળશિક્ષણની આ પદ્ધતિ સારા શિક્ષકના હાથમાં બહુ ઉપયોગી થઈ પડે છે. મોટી ઉંમરના વિદ્યાર્થીઓના શિક્ષણમાં નિરીક્ષણનું કામ વધારે પદ્ધતિસરનું અને શાસ્ત્રીય બને છે. હવે પૃથ્વી ઉપર જમીન અને પાણીની વ્યવસ્થા અને પૃથ્વીની સપાટીના ગરમ, ઠંડા અને સમશીતોષ્ણ પ્રદેશો વિશે, સમજ આપવામાં આવે છે. બાળકોનો અભ્યાસ જેમ જેમ આગળ વધતો જાય છે તેમ તેમ અમુક પ્રદેશોમાં વસતા લોકોનાં જીવન વિષે તથા વાસ્કો-ડી-ગામા, માર્કો પોલો, અને કોલમ્બસ જેવા મહાન શોધકોની મુસાફરી વિષે પણ તેઓ પાસે અભ્યાસ કરાવવામાં આવે છે. પૃથ્વીના સમગ્ર સામાન્ય જ્ઞાન ઉપરાંત બાળકોને સ્વદેશનું પણ બારીક અને વિસ્તારપૂર્વક જ્ઞાન સ્વદેશનો ભૂગોળ શિખવવામાં પ્રાકૃતિક ભૂગોળ પાયારૂપે લેવાય છે. એમ કરવાથી પછીથી શિખવવાની ભૂગોળની બીનાઓ ઘણી સહેલી થઈ જાય છે. આગળ જતાં વખત મળે તે પ્રમાણે બીજા અગત્યના દેશોની ભૂગોળ પણ એજ પ્રમાણે શિખવાય છે.

૧૨. હાલની શિક્ષણપદ્ધતિના વિકાસ અને તેને અંગે થતા પ્રયોગોને લગતા નમુના નીચે પ્રમાણે હતાઃ—

(૧) કળાદષ્ટિ; (૨) કેળવણીવિષયક સિનેમા; (૩) દરેક વ્યક્તિ પાસે પ્રયત્ન કરાવવા અર્થે ડાલ્ટન યોજના અને બીજી શિક્ષણપદ્ધતિઓ; (૪) 'સામ્રાજ્ય દિવસ'ના ઉત્સવો અને તમાશાઓ (૫) આરોગ્યમંડળ; (૬) બુદ્ધિની કસોટી કરવાના પ્રશ્નો; (૭) સંગીત સમજવાની શક્તિ કેળવવાની યોજના; (૮) જુના વિદ્યાર્થીઓનાં મંડળો (૯) પ્રીફેક્ટ સિસ્ટમ અથવા શાળાનો બંદોબસ્ત વિદ્યાર્થીઓ પાસેજ રખાવવાની યોજના; (૧૦) છાપેલી લિપિ પ્રમાણે અક્ષર લખનાં શિખવવાની પદ્ધતિ; (૧૧) શાળામાં બાળકોને ખાવાનું આપવાની વ્યવસ્થા.

ઇંગ્લંડની બોર્ડ ઓવ્ એજ્યુકેશનની 'સૂચનાઓ'ના પુસ્તકની પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે બોર્ડનો હેતુ અંગ્રેજી પ્રાથમિક શાળાઓના શિક્ષણમાં એકજ ઢબ નહિ પણ વિવિધતા દાખલ કરવાનો છે. દરેક શાળાના

શિક્ષણમાં બોર્ડને જે લક્ષણ ઇષ્ટ લાગે છે તે એ છે કે દરેક શિક્ષક જાતેજ વિચાર કરી પોતાની શિક્ષણયોજના એવી રીતે ઘડી કાઢે કે તેથી તે પોતાની શક્તિનો શાળાને ઉત્તમ લાભ આપી શકે અને શાળાની ખાસ જરૂરીઆતો અને પરિસ્થિતિ પ્રમાણે તેની અનુકૂળતા બરાબર સાચવી શકે. શાળાની વ્યવસ્થાના સાધારણ કામ સિવાય ઝીણી ઝીણી વિગતોમાં એકજ ધોરણ ગ્રહણ કરવાનું કદાચ બની શકે તોપણ તેમ કરવું ઇષ્ટ નથી; પણ સ્વતંત્રતાની સાથે તેનો ઉપયોગ કરવામાં જવાબદારી પણ રહેલી છે. અંગ્રેજી પ્રાથમિક શાળાઓમાં ડાલ્ટન યોજના, પ્રીફિક્ટપદ્ધતિ, "શાળામાં સ્વરાજ્ય", બુદ્ધિની કસોટી કરવાના પ્રશ્નો, વગેરે જે અખતરા સતત ચાલ્યા કરે છે તે આ કેળવણી ખાતાની નીતિનેજ આભારી છે.

૧૩. પરીક્ષા વિભાગમાં પ્રાથમિક શાળાઓમાં શાળાના શિક્ષકો તરફથી તેમજ બહારના પરીક્ષકો તરફથી લેવાતી પરીક્ષાઓ, જુદા જુદા વિષયમાં સામાન્ય રીતે પૂછાતા પ્રશ્નો, પરીક્ષામાં બાળકો તરફથી બતાવવામાં આવતું કામ, અને પરીક્ષાના પરિણામ વિષે શિક્ષકોના તેમજ સ્થાનિક કેળવણી ખાતાના અધિકારીઓના રિપોર્ટ વગેરે રજુ કરવામાં આવ્યા હતા. પ્રાથમિક શાળામાં ૧૧-૧૨ વરસની ઉંમરે પહોંચતાં બાળકોને એક બહારની પરીક્ષામાં બેસવું પડે છે. એ પરીક્ષા સ્થાનિક કેળવણીખાતા તરફથી લેવામાં આવે છે. આ પરીક્ષાથી બાળકોને માટે નવા માર્ગ ખુલ્લા થાય છે; કારણ કે એ પરીક્ષાના પરિણામ ઉપર સ્કોલરશિપ સાથે કે તે વગર મધ્યસ્થ શાળાઓમાં અને માધ્યમિક શાળાઓમાં બાળકોને મફત દાખલ થવાનો આધાર રહે છે, જે પરથી તેઓથી ઉંચા પ્રકારની કેળવણી માટે બીજી શાળાઓમાં જઈ શકાશે કે પ્રાથમિક શાળાઓમાંજ તેમને તેઓની કેળવણી પુરી કરવી પડશે એ નક્કી થાય છે. પરીક્ષાનું ધોરણ જુદે જુદે સ્થળે જુદું જુદું હોય છે. કેટલેક સ્થળે અમુક વયનાં તમામ બાળકોને પરીક્ષામાં બેસવું પડે છે, ત્યારે બીજે સ્થળે દરેક શાળામાંથી ચૂંટી કાઢેલાં બાળકોજ પરીક્ષામાં બેસી શકે છે; કેટલાક જિલ્લામાં મોઢાની પરીક્ષાને બહુ અગત્ય આપવામાં આવે છે, ત્યારે કેટલાકમાં લેખી પરીક્ષાજ લેવામાં આવે છે. બાળવર્ગનાં અને એવાં બીજાં નાનાં બાળકોની પરીક્ષા લેવાનો રિવાજ નથી તોપણ શાળાના મુખ્ય શિક્ષક એવી તો ખાત્રી સાધારણ રીતે કરે છેજ કે પોતાની દેખરેખ નીચેના તમામ વર્ગોમાં કામ સંતોષકારક રીતે ચાલે છે, અને એ બાબતની ખાત્રી કરવાને

કસોટી કે પરીક્ષા લે છે. સ્વાભાવિક રીતે, બાળકો જેમ જેમ અભ્યાસમાં આગળ વધતા જાય છે તેમ તેમ એવી કસોટી વધારે રીતસરની થતી જાય છે. સાધારણ રીતે, મુખ્ય શિક્ષક પોતાની દેખરેખ નીચેના વર્ગોની કસોટી આવી રીતે વરસમાં ત્રણ ચાર વખત કરે છે. એ જાતની કસોટી કરવામા નાનાં બાળકોને ગણિત, નિબંધ, લેખન (ચોપડીમાં જોઈને) અને ચિત્રકામ એ વિષયમાં લખાણનું કામ આપવામાં આવે છે; બીજા વિષયોમાં આખા વર્ગને પ્રશ્નો પૂછીનેજ કસોટી કરવામાં આવે છે. બાળકો જેમ જેમ અભ્યાસમાં આગળ વધે છે તેમ તેમ લખાણનુ કામ વધતુ જાય છે, અને તેથી ઉપલા વર્ગોમાં તો બધાજ વિષયોમાં લેખી પરીક્ષા થાય છે. મુખ્ય શિક્ષક પોતે જે વર્ગોની પરીક્ષા લીધી હોય તેનું જે જે પરિણામ આવ્યું હોય તે વર્ગની નોંધપોથીમાં વર્ગશિક્ષકની જાણ માટે તે નોંધી લે છે અને તેમાં વર્ગની એકંદર આવડત, તેની પ્રશંસા, પોતાની સૂચનાઓ, સલાહ, ટીકા વગેરે જણાવે છે. કેટલીક શાળાઓમાં તો આવી જાતની પરીક્ષા ઉપરાંત બુદ્ધિની કસોટી કરે એવા પ્રશ્નો પણ બાળકોને પૂછવામાં આવે છે.

૧૪. પ્રાથમિક શાળાઓમાં જે બાળકો બુદ્ધિની મંદતાને લીધે અથવા અભ્યાસમા પાછળ પડી ગએલાં હોવાને લીધે શાળાના ચાલુ અભ્યાસનો સંપૂર્ણ લાભ લઈ ન શકતાં હોય એવાં બાળકોને કેવી રીતે ખાસ શિક્ષણ આપવામાં આવે છે તે નીચે જણાવેલાં કામો ઉપરથી માલમ પડી આવતુ હતું:—

(૧) આવાં બાળકોને માટે શાળાનો ચાલુ અભ્યાસક્રમ વધારે સરળ, વધારે રસ પડે એવો, અને પ્રદર્શનપદ્ધતિએ શિખવાય એવો કેવી રીતે બનાવવામાં આવે છે તે બતાવનારી નમુનારૂપ યોજનાઓ તેમજ જુદા જુદા વિષયોને કેવી રીતે વખત વહેંચી આપવામાં આવે છે તે બતાવનારાં નમુનારૂપ વખતપત્રકો;

(૨) પ્રાથમિક શાળાના અભ્યાસના વિષયોમાં બાળકોએ કરેલાં કામના નમુનાઓ;

(૩) આવાં બાળકોના શિક્ષણમાં હસ્તકામ ઉપર વિશેષ લક્ષ આપવામાં આવે છે તે બતાવનારાં હસ્તકામના નમુનાઓ.

જે શાળામાં આવાં બાળકોની સંખ્યા પુરતી હોય છે તેમાં તેમનો

ખાસ વર્ગ પાડવામાં આવે છે. આમ કરવાથી બેવડો લાભ થાય છે. એક તો એ કે શાળા એવા મંદ કે પાછળ પડી ગએલા વિદ્યાર્થીઓથી મુક્ત રહે છે. બીજો લાભ એ વિદ્યાર્થીઓને પોતાને છે, અને તે એ કે તેમને ખાસ યોજેલી પદ્ધતિથી અને ખાસ અભ્યાસક્રમથી શિક્ષણ મળી શકે છે. એમાંનાં ઘણાં બાળકો તો ખાસ ઓછી મગજશક્તિવાળાં હોય છે, પણ એવું પણ માલુમ પડયું છે કે ઘણાં બાળકોની મગજશક્તિનો વિકાસ કુદરતી રીતેજ અથવા તો સખત માંદગી કે એવાં બીજાં કારણોને લીધે મોડોજ થયો હોય છે. આવાં બાળકોના ખાસ વર્ગને માટેની શિક્ષણપદ્ધતિ પ્રાથમિક શાળાની સાધારણ શિક્ષણપદ્ધતિ કરતાં જુદાજ પ્રકારની હોય છે. આ પદ્ધતિમાં હસ્તકામ, યોગ્ય રમતગમતો, અને બીજી સુવ્યવસ્થિત પ્રવૃત્તિઓ ઉપર વિશેષ લક્ષ આપવામાં આવે છે.

આપણે ત્યાં આવાં મંદબુદ્ધિવાળાં અને પાછળ પડી ગએલાં બાળકોના શિક્ષણમાટે કોઈ પણ ઇલાયદી ગોઠવણ નથી, અને બીજાં બાળકોની સાથેજ તેમને શિખવવામાં આવે છે.

૧૫. સ્વદેશ ખાતાના તાબાની ચાલતી શાળાઓમાં ચાલતાં કામોના નમુના નીચે પ્રમાણે હતાઃ—

(૧) જે બાળકો ઘેર પ્રતિકૂળ સંજોગોમાં ઉછર્યાં હોય અથવા જેઓએ કોઈ પણ પ્રકારનો જાહેર ગુન્હો કર્યો હોય તેમને સારી રીતભાતવાળાં, કાયદાને માન આપનારાં, અને સમાજનાં ઉપયોગી અંગ તરીકે પોતાનું જીવન ગુજારી શકે એવાં બનાવવાને ખાસ શિક્ષણ આપનારી સ્વદેશખાતાએ સ્વીકારેલી શાળાઓમાં અપાતાં વર્ગશિક્ષણનો, કારખાનાને લગતા કામનો, અને બીજાં હસ્તકામનો અભ્યાસક્રમ;

(૨) શાળાનું સાધારણ કામ, હસ્તકામ, જોડા શીવવાનું કામ, શીવણ કામ, સુતારી કામ, મંધાડાનું કામ, પતરાનું અને બીજી ધાતુનું કામ, ગાડી બનાવવાનું કામ વગેરે છોકરાછોકરીઓએ જાતે કરેલું કામ.

આ શાળાઓમાં બાળકોને રહેવાની પણ વ્યવસ્થા હોય છે. ઔદ્યોગિક શાળાઓમાં ૧૪ વરસની અંદરનાં બાળકો દાખલ થાય છે અને ૧૬ વરસના ઉમરે પહોંચતાં એ બાળકોને ધંધે વળગાડવામાં આવે છે. બાળ—

ગુનેગારને સુધારવાની શાળાઓમાં ૧૨ અને ૧૬ વરસની અંદરનાં બાળકોને કેળવણી અને ખાસ શિક્ષણ માટે પાંચ વરસ કે તેથી ઓછી મુદત માટે રાખવામાં આવે છે, પણ ૧૮ વરસ પુરાં થતાં તેમને છોડી મૂકવામાં આવે છે.

ઔદ્યોગિક શાળાઓમાં બાળકોને રહેવાની, પહેરવા ઓઢવાની, ને ખાવાની ગોઠવણ હોય છે, અને તે ઉપરાંત તેમને જાહેર પ્રાથમિક શાળાના શિક્ષણ જેવુંજ શિક્ષણ આપવામાં આવે છે. બાળગુનેગારને સુધારવાની શાળામાં એ ઉપરાંત શાળા છોડયા પછી બાળકોને જે ધંધે વળગવાનું ઠીક થઈ પડે તે ધંધાને લગતું શિક્ષણ પણ આપવામાં આવે છે.

૧૬. આંધળાં, બ્હેરાં મૂગાં, ઓછી મગજશક્તિવાળાં, અપંગ, ક્ષયરોગી, અને ફેફ્રાના દર્દવાળાં બાળકો માટેની ખાસ શાળાઓમાં તેમજ છાતીના દર્દવાળાં બાળકો માટે ખુલ્લી હવામાં ચાલતી શાળાઓમાં બાળકોએ કરેલું કામ આ વિભાગમાં રજુ થયું હતુ.આ શાળાઓમાં કેળવણી આપવામાં આવે છે એટલું જ નહિ, પણ બાળકોને દવા આપવાનું તેમજ વઢાડકાપ કરવાનું કામ પણ સાથે સાથે ચાલે છે. આવી ૫૨૧ શાળાઓ છે અને તેમાં ૩૯,૧૯૪ બાળકો રહી શકે એવી ગોઠવણ કરેલી હોય છે. એવી શાળાઓમાં ૩૬,૪૭૫ બાળકો હાલ છે. આવાં દુ:ખી બાળકનું શિક્ષણ બે વરસની ઉંમરથી શરૂ થાય છે અને તે ૧૬ વરસની ઉંમર સુધી ચાલે છે. એ ઉંમર પછી આંધળાં, બ્હેરાં, ક્ષયરોગી અથવા ફેફ્રાના દર્દવાળાં બાળકોને ઉદ્યોગને લગતું શિક્ષણ આપવાની વ્યવસ્થા ઘણે સ્થળે કરેલી હોય છે. એવી શાળાઓમાં હસ્તશિક્ષણ ઉપર ખાસ કરીને વિશેષ ધ્યાન આપવામાં આવે છે. આ શિક્ષણ શાળાના બીજા પ્રાથમિક શાળાના અભ્યાસક્રમની સાથેજ આપવામાં આવે છે; ફેર એટલો જ કે એ બાળકોની ખાસ જરૂરીઆતોને અનુસરીનેજ તે અપાય છે. આ શાળાઓનાં બાળકોની શારીરિક શક્તિ તેમજ પ્રત્યુત્તર આપવાની શક્તિ ખીલવવાનાં સાધન તરીકે રમતગમત અને બીજી બળકોને આનંદ આપે એવી બાબતોને ઘણી અગત્ય આપવામાં આવે છે.

# સામાન્ય અપૂર્ણાંક



ઑક્ટોબર માસમાં બતાવ્યા પ્રમાણે સામાન્ય અપૂર્ણાંક લખવાની પદ્ધતિ શીખવતી વખતે તે અપૂર્ણાંકો શી રીતે બોલાય છે તે પણ સમજાવવાની જરૂર પડશે. 'અંશ' એટલે 'ભાગ', અને દ્વિતીય, તૃતીય, ચતુર્થ, વગેરે અનુક્રમે બીજા, ત્રીજા, ચોથા, વગેરે ગુજરાતી શબ્દો માટેના સંસ્કૃત પર્યાયો છે તે યોગ્ય રીતે બોર્ડ પર શબ્દો છુટા પાડી સમજાવવામાં નહિ આવે તો એ શબ્દોની જોડણીમાં તથા ઉચ્ચારમાં પણ અશુદ્ધતા રહેવાનો ઘણો સંભવ છે. દ્વિતીય, તૃતીય, એમ નવમ સુધીનાં સંસ્કૃત રૂપો ઘણી વખત લખેલાં જોવાથી તથા વાપરવાથીજ પરિચિત થશે. પછીના ભાગો દશાંશ, અગિઆરાંશ, બારાંશ વગેરે તો ગુજરાતી દશ, અગિઆર, બાર વગેરે શબ્દોમાં જ 'અંશ' શબ્દ ઉમેરી બતાવવામાં આવે છે એ સહેલાઈથી સમજાવી શકાશે.

ઉપર જણાવેલી બાબતો પરથી સમજાશે કે એક આખી વસ્તુના પાંચ સરખા ભાગ પાડીએ, તો તે દરેક ભાગ $\frac{૧}{૫}$ કહેવાય. હવે એક વસ્તુના પાંચ સરખા ભાગ પાડી તેમાંથી એકને બદલે ૨ ભાગ લઈએ તો તે અપૂર્ણાંક શી રીતે દર્શાવવું એ વિદ્યાર્થીને સૂચક પ્રશ્નો પૂછી કઢાવી શકાશે; અને તે પરથી એક વસ્તુના સાત સરખા ભાગ પાડી તેમાંથી ત્રણ ભાગ લઈએ તો $\frac{૩}{૭}$ એ અપૂર્ણાંક બને, અને નવ સરખા ભાગ પાડી ચાર ભાગ લઈએ તો $\frac{૪}{૯}$ એ અપૂર્ણાંક બને, વગેરે બાબતો આકૃતિની અથવા વસ્તુની મદદ સાથે સાથે લેવાથી સારી રીતે વિદ્યાર્થીના મન પર ઠસાવી શકાશે

આટલું થયા પછી 'અંશ' અને 'છેદ' શબ્દો સમજાવી તેમની વ્યાખ્યા ઉપજાવી શકાશે. લખેલા અપૂર્ણાંકમાં લીટી ઉપરની સંખ્યાને 'અંશ' અને નીચેની સંખ્યાને 'છેદ' એ નામો આપવામાં આવ્યાં છે, એટલું

---

(ટીપઃ—ત્રણ વસ્તુના સાત સરખા ભાગ પાડી તેમાંથી એક લઈએ તે $\frac{૩}{૭}$ કહેવાય એ અર્થ પણ $\frac{૩}{૭}$ અપૂર્ણાંકનો વાસ્તવિક અર્થ છે. પરંતુ આકૃતિથી અથવા વસ્તુથી એ બાબત દર્શાવવી અઘરી હોવાથી પ્રથમ શિક્ષણ વખતે એ બાબત છોડી દેવી વધારે સલાહ ભરેલી છે. આગળ પર પ્રસંગ જોઈ એ બાબત પર પણ વિદ્યાર્થીનું લક્ષ ખેંચી શકાય.)

કહી તેનો અર્થ સમજાની શકારો વસ્તુના જેટલા સરખા ભાગ પાડવામાં આવ્યા હોય તેટલા ભાગ બતાવનારી સંખ્યાને 'છેદ,' અને જેટલા ભાગ તેમાથી લીધા હોય તેટલા ભાગ બતાવનારી સંખ્યાને 'અશ' કહેવામા આવે છે એ સાથે સાથે દષ્ટાતો લઈ સમજાવવુ

હવે સામાન્ય અપૂણાકના પ્રકારો લઈ શકાશે, અને દષ્ટાતો સાથે સમજાવી શકાશે કે અશ કરતા છેદ વધારે હોય તે શુદ્ધ, (જેમકે $\frac{૩}{૫}$) અશ બરાબર અથવા અંશ કરતા નાના છેદ હોય તો અશુદ્ધ (જેમકે $\frac{૫}{૫}$ અથવા $\frac{૬}{૫}$), જેના અશ અને છેદ બન્નેમાથી એક અથવા બેઉ અપૂર્ણાક હોય તે મિશ્ર (જેમકે $\frac{\frac{૩}{૫}}{૭}$, $\frac{૪}{\frac{૨}{૭}}$, $\frac{\frac{૩}{૭}}{\frac{૪}{૫}}$ વગેરે) અને જેમા અપૂર્ણાકના અપૂર્ણાક આવે તે સંયુક્ત અપૂર્ણાક (જેમકે $\frac{૩}{૫}$ના $\frac{૩}{૪}$) કહેવાય છે અપૂર્ણાક સાથે પૂર્ણાક હોય ત્યારે તે મિશ્ર સંખ્યા કહેવાય છે એ પણ
જેમકે ૧$\frac{૨}{૭}$



વિષય:—અંકગણિત. અપૂર્ણાંકનું રૂપાંતર કરવું. { સામાન્ય અપૂર્ણાંક એટલે શું અને તે કેટલી જાતના છે. તેનું જ્ઞાન છે. } તા. – ૧૯૨

હેતુ:—વિચાર, અનુમાન ને અવલોકનશક્તિ કેળવી સમચ્છેદ અને અતિસંક્ષેપના મદદ-રૂપ નિયમોનું જ્ઞાન આપવું.

સાધન:—કાગળ, બમફળ, અપૂર્ણાંક દર્શાવનારી પેટી, વગેરે.

| પાઠના વિભાગ ને મુખ્ય મુદ્દા. | શૈલી. | કા. પા. ની નોંધ. |
|---|---|---|
| અ. પૂર્વજ્ઞાનની પરીક્ષા.<br>૧. આરંભ.<br>બ. નવી બાબતનું ઉપસ્થાપન. | કા. પા. માં લખેલા અંકો કઈ જાતના છે? ૧/૪ એટલે શું? ૨/૩માં અંશ કેટલા છે? ૫/૬ માં છેદ કેટલા છે? આ અપૂર્ણાંકો કઈ જાતના કહેવાય? ૧/૪ ના અંશને બમણા કરીએ તો કયો અપૂર્ણાંક બને? ૨/૪ વધારે કે ૧/૪? શાથી? ૨/૩ ના અંશને ૨ થી ભાગીએ તો કયો અપૂર્ણાંક બને? ૧/૩ વધારે કે ૨/૩? શાથી?<br>આમ અંશને કે છેદને કોઈ સંખ્યાથી ગુણીએ કે ભાગીએ ને અપૂર્ણાંકનું રૂપ બદલીએ તો તેની કિંમતમાં ફેર પડે છે. હવે આપણે એવી રીત શીખીએ કે અપૂર્ણાંકનું રૂપ બદલાય પણ તેની કિંમતમાં ફેર ન પડે. | ૧/૪, ૨/૩, ૫/૬ |
| અ. નિયમ ૧લો.<br>૨. મુખ્ય વિષય.<br>અંશ અને છેદને | કા. પા. ની નોંધમાં જણાવ્યા પ્રમાણેનો ચોરસ દોરવો. વિદ્યાર્થી પાસે તેના આડા ચાર સરખા ભાગ પડાવવા. પછી પૂછવું કે:–તેમાંનો એક ભાગ કેટલો કહેવાય? ત્રણ ભાગ લઈએ તો કયો અપૂર્ણાંક થાય? |  |

કોઈ પણ અપૂર્ણાંકના અંશ અને છેદને એકજ સંખ્યા વડે ગુણીએ તો તેની કિંમતમાં ફેર પડતો નથી.

એકજ સંખ્યા વડે ગુણીએ તો તેની કિંમતમાં ફેર પડતો નથી.

ધારો કે આખા ચોરસમાંથી $\frac{3}{4}$ ભાગ લીધો. હવે તે ચોરસના ઊભા ત્રણ સરખા ભાગ પાડો. આખા ચોરસના નાના ચોરસ કેટલા પડયા? પ્રથમ લીધેલા $\frac{3}{4}$ ભાગમાં આવા નાના ચોરસ કેટલા આવ્યા? આખી આકૃતિના બાર સરખા ભાગ પાડી તેમાંથી નવ ભાગ લઈએ તો કયો અપૂર્ણાંક બને? $\frac{3}{4}$ ભાગ ને $\frac{9}{12}$ ભાગમાં કયો ભાગ મોટો છે? સરખા છે. $\frac{3}{4}=\frac{9}{12}$ છે. $\frac{3}{4}$ ને $\frac{9}{12}$ ની કિંમતમાં તફાવત નથી પણ તેમનાં સ્વરૂપ જુદાં છે. પહેલા અપૂર્ણાંકના છેદ કેટલા છે? બીજાના છેદ કેટલા છે? પહેલાના છેદથી બીજાના છેદ કેટલા ગણા છે? પહેલાના અંશ કરતાં બીજાના અંશ કેટલા ગણા છે? $\frac{3}{4}$ ના અંશ અને છેદને કઈ એકજ સંખ્યા વડે ગુણવાથી $\frac{9}{12}$ અપૂર્ણાંક બન્યો? અંશ અને છેદને એકજ સંખ્યા વડે ગુણવાથી જે નવો અપૂર્ણાંક બન્યો તે કિંમતમાં સરખો છે તે ઉપર સમજાવ્યું છે. આજ રીતે બીજી આકૃતિઓ દોરી અથવા કાગળના ભાગ કરાવી કા. પા. ની નોંધમાં જણાવેલી વ્યાખ્યા સચોટ સમજાવવી.

ઘ. નિયમનો ઉપયોગ.

$\frac{2}{3}$ ની કિંમતની બરોબરના ચાર બીજા અપૂર્ણાંક શોધો. અપૂર્ણાંક બીજા જોઈએ છે, એટલે રૂપમાં ફેરફાર થાય તો હરકત નહિ પણ કિંમતમાં ફેર ન પડવો જોઈએ. નિયમ પ્રમાણે શું કરીએ તો તેમ થાય? તો અંશ અને છેદને એકજ સંખ્યા વડે ગુણો. ૨, ૩, ૪, ને ૫ વડે ગુણતાં જુદા જુદા અપૂર્ણાંક બનશે પણ તેની કિંમતમાં ફેર પડશે નહિ.

$$\frac{2}{3}=\frac{2\times 2}{3\times 2}=\frac{4}{6}$$

$$\frac{2}{3}=\frac{2\times 3}{3\times 3}=\frac{6}{9}$$

$$\frac{2}{3}=\frac{2\times 4}{3\times 4}=\frac{8}{12}$$

$$\frac{2}{3}=\frac{2\times 5}{3\times 5}=\frac{10}{15}$$

**ग. નિયમ ૨ જો.** અંશ અને છેદને એકજ સંખ્યા વડે ભાગીએ તો તેની કિંમતમાં ફેર પડતો નથી.

આ રીતે સમજુતી આપી ડા. પા.ની નોંધમાંનાં દાખલા સમજાવવા.

* એક એકની નીચે બે સરખી લીટીઓ દોરવી, એવી રીતે કે બન્નેના છેડા એક એકની બરાબર નીચે રહે. ઉપલી લીટીનાં આઠ સરખા ભાગ કરાવી તેમાંથી ૬ ભાગ લેવાથી કયો અપૂર્ણાંક બને તે પૂછવું. નીચલી લીટીના, ઉપલી લીટીના બે ભાગ જેવડો એક, એવા ભાગ કરાવવા. આખી લીટીના એવા કેટલા ભાગ થાય છે તે પૂછવું. ઉપલી લીટીના ૬ ભાગ બરોબર નીચલી લીટીના કેટલા ભાગ થાય છે? બીજી લીટીના ચાર ભાગમાંથી ત્રણ ભાગ લઈએ તો કયો અપૂર્ણાંક બને? પહેલી લીટીના $\frac{૬}{૮}$ ને બીજીના $\frac{૩}{૪}$ એ કેવા ભાગ છે? $\frac{૬}{૮}=\frac{૩}{૪}$ આમાં પણ અપૂર્ણાંકનાં રૂપ બદલાય છે, પણ તેમની કિંમતમાં ફેર પડતો નથી. ૬ અંશને શું કરીએ તો ૩ આવે? ૮ ને કેટલાએ ભાગીએ તો ૪ આવે? * આ ઉપરથી અને બીજી આકૃતિ ઓથી સમજાવવું કે અંશ અને છેદને એકજ સંખ્યા વડે ભાગીએ તો તેમની કિંમતમાં ફેર પડે નહિ ને અપૂર્ણાંકનું રૂપ બદલાય.

**ङ. નિયમનો ઉપયોગ**

ડા. પા. ની નોંધમાંનો પહેલો દાખલો લઈ નીચે પ્રમાણે સમજાવવો. $\frac{૧૨}{૧૬}$ ના છેદ કેટલા છે? ૧૬ ને બદલે કેટલા છેદ લાવવા છે? ૧૬ ને શું કરીએ તો ૪ આવે? તો ૧૬ ને ૪ વડે ભાગો. છેદને ભાગીએ ને અંશને ચાર વડે ન ભાગીએ તો શું થાય? કિંમત કાયમ રાખવી છે માટે ૧૨ અંશને પણ ૪ વડે ભાગો. નવો અપૂર્ણાંક કયો આવ્યો?.

$\frac{૩}{૫}$, $\frac{૪}{૭}$, $\frac{૫}{૧૧}$ એમના છેદમાં અનુક્રમે ૧૫, ૨૮ ને ૫૫ લાવવા.

$\frac{૫}{૮}$ કેટલા સાઠાંશની બરોબર છે?

$\frac{૫}{૬}$, $\frac{૧}{૩}$, $\frac{૧}{૪}$ એમના અંશમાં અનુક્રમે ૨૫, ૧૦, ને ૭ લાવો.

$\frac{૩}{૫}$, $\frac{૭}{૮}$, $\frac{૩}{૪}$ એ દરેકના છેદમાં ૪૦ લાવો.

કોઈ પણ અપૂર્ણાંકના અંશ અને છેદને એકજ સંખ્યા વડે ભાગીએ તો તેની કિંમતમાં ફેર પડતો નથી.

$\frac{૧૨}{૧૬}$ની કિંમત કાયમ રાખી છેદમાં ૪ લાવો.

$$\frac{૧૨}{૧૬}=\frac{૧૨\div૪}{૧૬\div૪}=\frac{૩}{૪}$$

$\frac{૧૨}{૧૬}$ ને $\frac{૩}{૪}$ એ બે અપૂર્ણાંકની કિંમત બરાબર છે, પણ રૂપ જુદાં છે. કયું રૂપ મોટું છે? અપૂર્ણાંકને નાના રૂપમાં લાવવું હોય તો શું કરવું? અંશ અને છેદને એકજ સંખ્યા વડે ભાગવાથી તે અપૂર્ણાંક નાના રૂપમાં આવે છે.

$\frac{૨૪}{૩૦}$ ને નાના રૂપમાં લાવવો હોય તો શું કરવું? કઈ સંખ્યા વડે અંશ અને છેદને ભાગી શકાશે? ૨, ૩, ને ૬ વડે ભાગવાથી તે અપૂર્ણાંકનું નાનું રૂપ બને છે, અને તેથી $\frac{૧૨}{૧૫}$, $\frac{૮}{૧૦}$, ને $\frac{૪}{૫}$ અનુક્રમે નવા અપૂર્ણાંક બને છે. એમાં સૌથી નાનું રૂપ કયું છે? (રૂપ અને કિંમત શબ્દોના અર્થનો તફાવત સમજાવો.) ૨, ૩, ને ૬ એ ભાજકોમાં ૬ એ કેવો ભાજક છે? ૬ વડે અંશ અને છેદને નિઃશેષ ભાગી શકાય છે, માટે ૬ એ અંશ અને છેદનો મોટામાં મોટો નિઃશેષ ભાજક એટલે ગુરુતમ સાધારણ અવયવ છે, અને તેના વડે ભાગવાથી અપૂર્ણાંકનું નાનામાં નાનું એટલે અતિસંક્ષેપ રૂપ બને છે.

*કા. પા. ની નોંધમાં જણાવેલા દાખલા ગણાવી-સમજાવી કા. પા. ની નોંધમાં લખેલી વ્યાખ્યા વિદ્યાર્થીઓના મગજમાં ઉતારવી.

$\frac{૨૪}{૩૦}$ને નાનામાં નાના રૂપમાં લાવો.

$$\frac{૨૪}{૩૦}=\frac{૨૪ \div ૨}{૩૦ \div ૨}=\frac{૧૨}{૧૫}$$

$$\frac{૨૪}{૩૦}=\frac{૨૪ \div ૩}{૩૦ \div ૩}=\frac{૮}{૧૦}$$

$$\frac{૨૪}{૩૦}=\frac{૨૪ \div ૬}{૩૦ \div ૬}=\frac{૪}{૫}$$

* કોઈ પણ અપૂર્ણાંકના અંશ અને છેદને તેમના ગુ. સા. અવયવ વડે ભાગવાથી તે અપૂર્ણાંકનું અતિસંક્ષેપ રૂપ બને છે.

નીચેનાં અપૂર્ણાંકોને અતિસંક્ષેપ રૂપમાં લાવો:—
$\frac{૧૬}{૨૪}$, $\frac{૮૫}{૧૦૨}$, $\frac{૨૩૧}{૩૧૫}$ વગેરે.

# હસ્તકળાશિક્ષણ: સ્લૉઇડપદ્ધતિ (૩)

## કઠણ અને પ્રમાણિક અંગમહેનત પ્રત્યે માનની લાગણી ઉત્પન્ન કરવામાં સ્લૉઇડનો ઉપયોગ:

જેને આપણે સામાન્ય રીતે ભણેલો વર્ગ કહીએ છીએ તે વર્ગને શરીરને જેમાં મહેનત પડે એવાં કામ પ્રત્યે અણગમો રહે છે એ વાત સુવિદિત છે. હાલની કેળવણીમાં કેટલીક ખામીઓ જે કેળવણીકારોની નજરે પડે છે તેમાંની આ એક ખામી ગણાય છે. એટલુંજ નહિ, પણ એ ખામીને લીધે કેળવણી લીધેલા માણસોમાં પણ શારીરિક વૃદ્ધિની કેટલી ન્યૂનતા હોય છે અને તેનાં કેવાં માઠાં પરિણામ પણ આવ્યાં છે એ બાબત પણ હવે સ્પષ્ટ સમજાવા લાગી છે.

આપણા દેશના વિદ્યાર્થીઓમાં રમતગમતો પ્રત્યેનો અભાવ, તેમનાં માબાપોની કેળવણીના એ આવશ્યક અંગ તરફ દુર્લક્ષ અને શિક્ષકોની પણ વિદ્યાર્થીઓના શારીરિક વિકાસ પ્રત્યે બેદરકારી, એ બધાં કારણો લઈને આપણાં બાળકો શરીરે નબળાં રહી ગયાં છે, અને એથી પરિણામ એવું આવ્યું છે કે તેમની ઉંચા પ્રકારની માનસિક કેળવણી છતાં સમાજના ઉપયોગી અંગ તરીકે તેઓ છેક નિરુપયોગી થઈ પડયાં છે. આ બાબતમાં કેટલોક વાંક તો કેળવણીના પહેલાંના દૃષ્ટિબિંદુમાંજ સમાએલો છે. માનસિક અતિવિકાસ કરવાના જોમમાં મન સાથે જેનો સંબંધ છે એવી શરીરની વૃદ્ધિનો અનાદર અજાણે થઈ ગયો, અને સાથે સાથે શરીરની મહેનત મનના વિકાસને પણ ઉપકારક છે એ બાબત ભૂલાઈ ગઈ. આમ માનસિક વિકાસ પ્રત્યે અસાધારણ વલણ થઈ જવાથી શારીરિક મહેનત પ્રત્યે અભાવ વધવા લાગ્યો અને પરિણામે તે મહેનત હલકી ગણાવા લાગી. મહેનત તે મજુરી, અને મજુરી એટલે હલકું કામ આવો વિચારપ્રબંધ ઉત્પન્ન થયો.

પ્રજાનું જોમ પ્રજા બનનાર બાળકોની શારીરિક અશક્તિથી ઘટવા લાગ્યું, અને એ બાબત હાલ તો પ્રજાના ઉત્કર્ષ માટે એક પ્રશ્નરૂપજ થઈ પડી છે. વખતોવખત કેળવણી સંબંધી ચર્ચાઓમાં હાલમાં આપણે બાળકોની શારીરિક ખીલવણી માટે ભાર દેવાતો સાંભળીએ છીએ. કેળવણીકારોને તે એક અગત્યનો વિષય થઈ પડયો છે, અને એથી શાળામાં અપાતી કેળવણીમાં રમતગમતદ્વારા અથવા જેમાં શરીરને કેળવી શકાય એવા અભ્યાસક્રમદ્વારા પણ શરીરને કેળવવા ઉપાયો યોજવાનું ઇષ્ટ મનાવા લાગ્યું છે. અભ્યાસક્રમથી આપણે બાળકોમાં કેવી

રીતે અંગમહેનત માટે પ્રેમ ઉત્પન્ન કરી શકીએ અથવા તેને માટે માન ઉત્પન્ન કરી શકીએ તે નીચે જણાવ્યું છેઃ—

(૧) એવા પ્રકારના હાથના (અંગમહેનતના) કામને શાળામાં અભ્યાસક્રમમાં દાખલ કરવું કે જેમાં ઉંચ કે ઉતરતી કોમના તમામ વિદ્યાર્થીઓ એકી વખતે અને સાથે કામ કરે.

(૨) વળી શિક્ષકોએ પણ જાતે કામ પ્રત્યે પ્રેમ રાખવો, કામ કરવું અને તે કામ શિખવવામાં પણ મગરૂરી અને માન સમજવાં. શિક્ષકો જો જાતે ઉંચા પ્રકારનો દાખલો વિદ્યાર્થીઓને બેસાડશે તો તેઓ પણ તેનું અનુકરણ કરતાં શીખશે અને પરિણામે અંગમહેનતના કામ માટે પ્રેમ અને માનની ભાવના વિદ્યાર્થીઓમાં આવશેજ.

સ્લૉઇડથી સ્વતંત્રપણે અને સ્વાશ્રયથી કામ કરવાની ટેવ પડે છેઃ

બાળકેળવણીમાં વ્યક્તિગત ધ્યાન જેમ વધારે અપાય તેમ વધારે સારૂં; કારણ કે એવી વ્યવસ્થા વિના દરેક બાળકમાં શી શી ખામીઓ છે અને તેને શી શી બાબતોની જરૂર છે એ બાબત શિક્ષકને કદી પણ સ્પષ્ટ થતી નથી. વર્ગશિક્ષણમાં જો પદ્ધતિપૂર્વક શિક્ષણ આપવામાં ન આવે તો આ ખામી રહી જવાનો સંભવ રહે છે; અને એટલા માટે હાલની કેળવણીમાં બાળકો સ્વતંત્ર રીતે અને સ્વાશ્રયથી કામ કરે એવા સંજોગો ઊભા કરવામાં આવે છે. એ સંજોગો જેમ વધારે અને સુવ્યવસ્થિત તેમ કેળવણીનું ફળ વધારે લાભદાયી.

હસ્તશિક્ષણનું કામ શાળાના ઓરડામાંજ થવાથી તેમજ વિદ્યાર્થીની સંખ્યા યોગ્ય હોવાથી વર્ગના દરેક વિદ્યાર્થી ઉપર દેખરેખ રાખવાનું ઘણુંજ સહેલું બને છે અને એથી કોઈ પણ બાળકની કામ પરત્વેની સુસ્તી કે બેદરકારી શિક્ષકને માલમ પડયા વિના રહેતી નથી. હસ્તશિક્ષણનું કામ કરાવતી વખતે એટલું ધ્યાનમાં રાખવું જોઈએ, કે (૧) વર્ગમાં વિદ્યાર્થીઓની સંખ્યા બહુ ન હોવી જોઈએ; નહિતો શિક્ષકને જાતે દેખરેખ રાખવામાં અને દરેક બાળકની ખામીઓને જાણી લેવામાં ઘણી મુશ્કેલીઓ પડે છે અને શિક્ષણનો હેતુ પાર પડતો નથી; (૨) દરેક બાળકને સોંપેલું કામ તે પોતે સ્વતંત્ર રીતે કરી શકે એવું હોવું જોઈએ; (૩) શિક્ષકે શીખવતી વખતે ઘણું કહી દેવું કે ઘણું બતાવી દેવું ન જોઈએઃ બાળકની કુદરતી શક્તિઓનો સ્વાભાવિક વિકાસ કરવાનો છે એ કેળવણીનું દષ્ટિબિંદુ ધ્યાનમાં રાખી શિક્ષકે યાદ રાખવું કે જાતે કામ કરી દેવું નહિ. બાળકને હાથે શરૂઆતમાં કામ બગડે તો હરકત નથી; (૪) કામ બાળકની શક્તિઓ

પુરતું હોવું જોઈએ. કામ બહુ સહેલું હશે તો વિકાસનો અવકાશ રહેશે નહિ, બહુ અઘરૂં હશે તો બાળકને કંટાળો આવશે, કામમાં નિરાશા ઉત્પન્ન થશે અને પોતાની આવડત કે શક્તિ ઉપર અવિશ્વાસ આવી જશે; અને પરિણામ એ આવશે કે સ્વાશ્રયનો જે ગુણ કેળવવાનો છે તે ગુણ કેળવવામાં એક મોટી મુશ્કેલી ઊભી થશે; (૫) પ્રયોગો કરીને બાળકોને કામની યોજના અને તેની વિગતવાર માહીતી વિષેની જાતે સમજણ લેવા દેવી, તેમજ ઓજારોનો ઉપયોગ તેમને જાતે કરવા દેવો; પણ એટલું ખ્યાલમાં રાખવાનું કે ગમે તે હથિયારનો ગમે ત્યાં ઉપયોગ કરી ન નાખે. છતાં શિક્ષકને જ્યારે એમ માલમ પડે કે બાળકે મહેનત કર્યા છતાં હથિયારનો ઉપયોગ બરાબર અને યોગ્ય રીતે નથી થઈ શક્યો ત્યારે તેણે એ ઓજાર કેવી રીતે અને ક્યાં વાપરવું તેનો બીજા અલગ રાખેલા લાકડાના કકડા ઉપર પ્રયોગ કરી સંપૂર્ણ ખ્યાલ આપવો, પણ એમાં માત્ર સૂચનાઓજ હોવી જોઇએ; મતલબ કે બાળકનાજ લાકડાના કકડા ઉપર કામ કરી બતાવવું નહિ. યાદ રાખવું કે બાળકોએજ વિચાર કરવાનો છે અને તેમણેજ કામ કરવાનું છે; અને એટલાજ માટે એ બહુજ આવશ્યક છે કે હસ્તશિક્ષણનો અભ્યાસક્રમ બહુજ સંભાળપૂર્વક અને પદ્ધતિ પૂર્વક ઘડવાની જરૂર છે: (૬) શિક્ષકોએ બાળકોની સ્વતંત્ર વિચારશક્તિ ખીલે એવી રીતે તેમને કામ કરવા દેવું અને તેમને કામમાં ફાયદાકારક છૂટ આપવી. ધીમે ધીમે તેમનામાં સ્વાશ્રયનો ગુણ આવ્યા વિના રહેશે નહિ. એ ગુણ લાવવા માટે કામની યોજના મૂકવામાં નીચેની બાબતો ધ્યાનમાં રાખવી:—

(૧) નમુના પહેલાં શિક્ષકે જાતે સંપૂર્ણ રીતે તપાસવા અને તેમાં બાળકો ચોકસાઈથી, સફાઈથી અને વ્યવસ્થાથી કામ કરી શકશે કે કેમ તે જોવું.

(૨) નમુનાનો ઘાટ, કદ અને બીજાં જુદાં જુદાં માપોનો ખ્યાલ બાળકોને જાતેજ કરવા દેવો અને પછી તેમના કામ ઉપર શિક્ષકે તેમની ભૂલ, આવડત, કે બુદ્ધિનો ઉપયોગ વગેરે ઉપર યોગ્ય વિવેચન કરવું. આમાં એવું પણ બનશે કે કેટલાંક હોશિયાર બાળકો બીજાં બાળકો કરતાં કામમાં આગળ પડતાં થઈ જશે; તો તે વખતે શિક્ષક તેમને માટે તેવા કામની વ્યવસ્થા કરવી જોઈએ. એ પ્રમાણે દરેક બાળકને પોતાની શક્તિનો વિના વિલંબે વિકાસ કરવાની તક મળશે અને કેળવણીનો—ખાસ કરીને હસ્તકામનો ઉદ્દેશ બર આવતો જશે.

પરમાનંદ, ધ. વ્યાસ.

# ઘડીઆળ વિના વખત જોવાની રીત

---

બન્ને હાથ ખુલ્લા રાખી હથેલીઓને એક બીજાની સાથે એવી રીતે જોડો કે બન્ને હાથની ટચલી આંગળીઓ અરસપરસ અડે અને અંગુઠા ઊભા અને જમણા હાથ તરફ રહે. જમણા હાથની પહેલી આંગળીને બીજી આંગળીના બીજા કાપા આગળ કાટખુણો થાય તેવી રીતે વાળો અને તેને જે દિશામાં સૂર્ય હોય તે તરફ રાખો. આ પ્રમાણે કાટખુણે રહેલું ટેરવું બન્ને હાથની આંગળીઓ પર છાંયો પાડશે

છાંયાની લંબાઈ ઉપરથી નીચે મુજબ વખત સમજવો.

| છાયાની લંબાઈ | | બાર વાગ્યા પહેલાં-વખત | બાર વાગ્યા પછી-વખત |
|---|---|---|---|
| છાંયો ન પડતો | | ૧૨ | |
| બીજી આંગળી સુધી | ,, | ૧૧ | ૧ |
| ત્રીજી આંગળી સુધી | ,, | ૧૦ | ૨ |
| ચોથી આંગળી સુધી | ,, | ૯ | ૩ |
| પાંચમી આંગળી સુધી | ,, | ૮ | ૪ |
| છઠ્ઠી આંગળી સુધી | ,, | ૭ | ૫ |
| સાતમી આંગળી સુધી | ,, | ૬ | ૬ |

ઉપર મુજબ આવેલો વખત જે સ્થળે માપ લીધું હોય તે સ્થળનો વખત સમજવો. આમાં જરૂર પડતી મિનિટો ઉમેરવાથી સ્ટેન્ડર્ડ ટાઇમ આવશે. બરાબર કાળજીથી માપ લેવામાં આવે તો આ વખત તદ્દન ખરો પડે છે.

એમ. એમ. દ્વિવેદી.
આ. ડિસ્ટ્રિક્ટ સ્કાઉટ માસ્તર,
અમદાવાદ.

---

# બાળમંદિરમાં ઐચ્છિક ચિત્રાલેખન

નાનાં બાળકો માટે ઔદ્યોગિક કેળવણી તરીકે ચિત્રની કિંમત જેટલી આંકીએ તેટલી ઓછી છે. ચિત્ર એ આકાર અને રંગનું વાચન અને લેખન છે એવું હવે શિક્ષકો ધીમે ધીમે સમજતા થયા છે. બરાબર બોલી પણ ન શકતાં નાનાં બાળકો ચિત્ર વડે પોતાની વાત દર્શાવવાને પ્રયત્ન કરે છે. ચિત્રાલેખન તેઓની વાણીનું અને લાગણીનું બીજું સ્વરૂપજ છે, અને તેને તેઓ બને તેટલા સત્ય સ્વરૂપમાં આલેખવાને પ્રયત્ન કરે છે. આગળ જતાં અમુક આકાર અને રંગનું બરાબર અવલોકન કરવું અને સત્ય સ્વરૂપમાં આલેખવું એ ચિત્રનું કર્તવ્ય છે. સાથેજ એકાગ્રતા, અવલોકન અને આલેખનની કુશળતા કેળવાય છે અને ખીલે છે.

ઐચ્છિક દેખાવ ચિત્ર (હોય તો પદાર્થના આલેખન સંબંધીનું અગર તો વાર્તા પ્રસંગ, કવિતા અથવા સૃષ્ટિજ્ઞાન સંબંધીના ચિત્રો) મગજનાં વિચારોની ચોખવટ કરે છે અને જ્ઞાનને સ્થાયી બનાવવાને મદદરૂપ થાય છે.

ઘણા મોટી ઉંમરના માણસો પોતે દોરી શકતા નથી એમ ચોકખી રીતે કહે છે. યોગ્ય કેળવાએલા માણસે જે ઔદ્યોગિક શક્તિ બતાવવી જોઈએ તે તેઓમાં નથી. તેઓએ તે મેળવી નથી; અને તે બાબતમાં તેમની પૂર્ણ ખાતરી હોય છે તેથી તેઓ ડ્રોઇંગને આનંદની વસ્તુ તરીકે ન ગણતાં વધુ ભયની વસ્તુ તરીકે માને છે. છતાં નાનાં બાળકો ચિત્રકામને કુદરતી રીતે ખુશીથી ચહાતાં હોય એમ જણાય છે. ચાક, બોર્ડ અને દોરવામાં સ્વતંત્રતાથી તેઓ ખુશ થાય છે. તેઓનાં કામ કળાંના નમુના નથી. ઘણીવાર તો તેઓના કામમાં કેવળ લીટા સિવાય બીજું જણાતુંજ નથી, છતાં યાદ રાખવું જોઈએ કે દેખાતા લીસોટા એ અમુક અસ્પષ્ટ ખ્યાલ, અમુક ઊગતી લાગણીનું નિર્ભયતાથી દોરેલું ચિત્ર છે, અને તે ભાવનાસ્વરૂપ છે, અને નિર્ભય રીતે દોરેલું છે, તેથીજ તે કળાને રસ્તે પ્રયાણ કરવાનું પહેલું પગથીઉં છે. આ અણીને પ્રસંગે શિક્ષકથી ઘણુંજ સારૂં અથવા ઘણુંજ નુકસાન થઈ જાય છે. અલબત, શરૂઆતનાં સઘળાં ચિત્રો ખાસ કરીને નિર્ભયતાથી દોરવાં જોઈએ, અને ઐચ્છિક ચિત્રો સંબંધીનો આ પ્રશ્ન ઘણી કાળજીપૂર્વક વિચારાવો જોઈએ. બાળકોએ જે જોએલું છે અને જેની કલ્પના કરેલી છે તે દોરવાને તેમને ગમે

છે. આવી રીતે બનતાં 'ચિત્રો માનસિક ચિત્રભાવના અને લાગણીઓ દર્શાવવાના અશિક્ષિત પ્રયત્નો છે; કારણ કે પાટીઆ 'અગર પેપર પર શું દોરવું' છે તેનો તેઓ વિચાર કરે છે; બાળકોએ શું ચીતર્યું છે તે કદાચ શિક્ષક પારખી શકે નહિ, અને તેથી ફરીને ને સ્હેજ ફેરફાર કરીને બતાવે છે.

હવે તો નાનાં છોકરાંઓએ જે દોરવાને પ્રયત્ન કર્યો હોય છે તે તેઓ પોતાના સાદા ચિત્રમાં ખરેખરી રીતે જોઈ શકે છે, એવું સિદ્ધ થયું છે. તેઓ જુદા જુદા ભાગ બતાવશે અને જો તેઓને ઉત્તેજિત કરવામાં આવે તો તેઓના સંપૂર્ણ પ્રયાસ વિષે બોલી જશે.

માટીના નમુનાની માફક બાળકો ચિત્રકામમાં પણ પોતાના વિચારો રજુ કરી શકે છે, અને ખરેખર બધુંજ માનસિક ખ્યાલો દર્શાવવાનું કામ છે. શિક્ષકે બાળકની આગળ પોતાનું ચિત્ર મકના પહેલાં પોતે બાળકની સ્થિતિમાં મુકાવું જોઈએ, અને તેઓના દૃષ્ટિબિંદુથી જોવું જોઈએ. દરેક બાળકના ચિત્રમાં કાંઈક જોવાને હમેશાં પ્રયત્નશીલ થવું. વર્ગમાં ફરો, અને દરેક બાળક જે ચીતર્યું છે તે સમજવાને પ્રયત્ન કરો છો એવી તેમને ખાતરી થવા દો. તમે તેમાં રસ લ્યો છો (લેતા થયા છો) એમ જાણવાથી બાળકો ઉત્તેજિત થશે. આવી રીતે તેમનાં ચિત્રો તમને સમજાશે અને તમારા વિદ્યાર્થીઓના મન સમજવા તમને સરળતા થઈ પડશે. તમારી અરજી નિષ્ફળ નિવડશે એમ તમને લાગે તોપણ ચિત્ર વિષે કાંઈક સૂચના કરવી. કોઈક પ્રસંગોમાં તમને માલુમ પડશે કે તેમાં વિચાર છે, જનાં વાર્તા-પ્રસંગ સમજવો મુશ્કેલ કામ છે. તે પ્રસંગે તેઓનાં પોતાનાં વર્ણન અને સમજુતીથી તમને મદદ કરવાને માટે તમારે બાળકોને બોલાવવાં, અને આખરે તેમને જાણવા દો કે તમે તે સઘળું સમજો છો. બાળકો પોતાના કામથી ઘણાં ખુશ થશે, અને જો કે તમે તે સમજી શકશો નહિ, ત્યાં તેઓ હાવભાવ સાથે આબેહુબ વર્ણન કરી બતાવશે.

આવી રીતના બાળકોના અવલોકનથી સમજાય છે કે તેઓ વાત કરવામાં ઉતાવળીઆ છે. એ પરથી નક્કી થાય છે કે તેમના માનસિક ચિત્રપટ પર ઘણી જાતનાં, ઝડપથી બદલાતાં, અનિશ્ચિત ચિત્રોની છાપ છે, ત્યાં તે ખરી છાપ છે. આવાં બાળકોની વાણી અને હાવભાવથી નક્કી પણ થાય છે કે તેઓનું અવલોકન ચોક્કસ છે. જેથી કરીને બાળકો પોતાના નાના હાથ વડે જોઈતી ઝડપથી માનસિક ચિત્રો આલેખી શકતાં નથી, અને તેથી એમના એ ચિત્રોમાં ખરેખર ગોટાળો જોવામાં આવે છે.

બીજાં છોકરાં એવાં હોય છે કે જેઓ શું દર્શાવવા માગે છે તે સ્પષ્ટ રીતે બતાવી શકે છે. તેઓનાં ચિત્ર કાળજીથી આલેખેલાં અને કાંઈક સારા પ્રમાણવાળાં પણ હોય છે. ખરેખર શી વસ્તુ (હાલરડું અથવા વાર્તા–પ્રસંગ) ચીતરી છે તે શિક્ષકને તરત સમજાય તે પુરતો આકાર પણ હોય, છતાં આવાં છોકરાંને મોંએથી વર્ણન કરવાનું કહેવામાં આવે તો તે ભાગ્યેજ વાર્તા–પ્રસંગ કહી શકશે. શિક્ષકને જે સઘળું જોઈએ તે ચિત્રમાંથી શા કારણથી જડી શકતું નથી એવા વિચારથી ચકિત થઈને છોકરાંઓ શિક્ષક તરફ જોઈ રહે છે. આવી રીતના ઘણા પ્રસંગો જોવામાં આવ્યા છે. તેઓ વિચારમાં, વાણીમાં અને હસ્ત વડે વિચાર પ્રદર્શિત કરવામાં મંદ હતા, છતાં ચોક્કસ હતા.

ઉપર વર્ણવેલાં બે પ્રકારનાં છોકરાં વિષે વિચાર કરવો યોગ્ય છે. પહેલા પ્રકારનાં છોકરાંમાં આલેખનશક્તિ ઓછી હોય છે, છતાં તેઓના ખ્યાલ અચોટ છે. જો તેમને તેઓની અચોક્કસ સ્થિતિમાંથી બચાવવામાં આવે, અને વિચાર કરતાં શિખવવામાં આવે, તો તેઓ એવાં ચિત્રો રજુ કરશે કે જે સારી છાપ પાડી શકે. બીજા પ્રકારનાં છોકરાંમાં સારી એકાગ્રશક્તિ હોય છે, છતાં તેઓના સ્વભાવમાં અમુક પ્રકારનું જડપણું હોય છે કે જેથી તેઓ સંકોચાય છે. એથી કરીને ચિત્ર દોરવામાં સંતોષવૃત્તિવાળા હોય છે, અને ચિત્ર સમજાવવાનું કહેવામાં આવે છે ત્યારે અચંબા સાથે અટકી જાય છે. આવાં છોકરાંને ઉત્તેજિત અને ઉત્સાહપ્રેરિત કરવાની જરૂર છે. એમ કરવામાં ન આવે તો, તેઓની આલેખનશક્તિ, અને અવલોકનથી ઉત્પન્ન થતી વિવિધતા, ખરેખર ચેતન અને રસ વગરના ખાલી યાંત્રિક ચિત્રમાં પરિણામ પામશે.

પહેલાંના વખતમાં આ બાબતપર અયોગ્ય ભાર મૂકવામાં આવ્યો છે એમ જણાય છે. ભવિષ્યની સફળતા વિચારતાં સંગતિમાં તેમજ ફળાતી દિશામાં શરૂઆત કરવી એ ઘણું કયા બરાબર છે. આ સત્ય, બાળશિક્ષકના સમજવામાં આવે, તો શિક્ષણ ઉત્તમ થવામાં જે ઉણપ છે તે સુધરે. ચિત્રની શરૂઆત કરવામાં શિક્ષકને બહુજ વિચાર કરવાની જરૂર છે એવું કહીએ તો વધારે પડતું નહિ ગણાય.

બાળધોરણના અભ્યાસક્રમમાં ઐચ્છિક ચિત્રને સ્થાન મળવું જોઈએ. છોકરાંઓને પ્રસંગોપાત મરજી પ્રમાણે દોરવા દેવું જોઈએ અને પસંદ કરવા દેવું જોઈએ. ઐચ્છિક પ્રતિમાવિધાનની માફક ઐચ્છિક ચિત્રમાં

પણ ગેરઉપયોગ થાય છે. જેમ જેમ છોકરાંની બુદ્ધિ અને શક્તિઓ ખીલતી જાય છે, તેમ તેમ ચિત્રમાં ક્રમિક સુધારો થાય છે એ જોવાની શિક્ષક જ્યારે ઉપેક્ષા કરે છે ત્યારે મોટી ભૂલ થાય છે. ચિત્ર ઇચ્છા પ્રમાણે દોરવા છતાં, ડાહ્યા ચતુર શિક્ષકની દેખરેખ તળે, અવ્યવસ્થિત અને દેખીતી રીતે અર્થ વગરના લીસોટા વ્યવસ્થિત રચના અને ચોક્કસ આકારમાં ધીમે ધીમે ફેરવાઈ જશે. આંકેલાં પાટીઓ, અથવા પેપર, અથવા ચોક્કસ માપથી ચિત્ર દોરાવવાથી સ્વતંત્ર ચિત્રનો આનંદ નષ્ટ થાય છે, માટે તેમ થવું જોઈએ નહિ. ચિત્ર દોરાતું હોય તે દરમિઆન વચ્ચે ડખલ ન હોવી જોઈએ; આમ કરો, તેમ કરો, એવા હુકમો આપવા ન જોઈએ; છતાં શિક્ષકોએ છોકરાં દોરતા હોય તે દરમિઆન સંભાળપૂર્વક તપાસતા રહેવું જોઈએ. આબેહુબ ચિતરવાને અને ભાવ દર્શાવવાને પ્રયત્ન કરતાં છોકરાંઓની મુશ્કેલીઓ અને ગુંચવણીઓની નોંધ લેવી જોઈએ; બહુ વિસ્તારપૂર્વક અને સંપૂર્ણ સ્વરૂપમાં નહિ, પણ છોકરાંઓ દોરી શકે તેના કરતાં સ્હેજ સારી રીતે દોરવું જોઈએ. આવા સ્વતંત્ર પાઠમાં વ્યક્તિવાર ખાસ ધ્યાન આપવાની જરૂર જણાય છે. આ બનવું અશક્ય નથી; કારણ કે, છોકરાંઓ શિક્ષકને દોરતાં જોવાને આનંદથી એકચિત્ત થઈ શકશે. આમાંથી પોતાની જરૂરીઆત પ્રમાણે કોઈ પણ ભાગ ઉપયોગમાં લેવાને તેઓ ઘણાં તત્પર હોય છે. નાનાં છોકરાંઓ અરસપરસ સંબંધ સિવાય, અગર વાર્તા અથવા કાવ્ય સાથે સંબંધ સિવાય જાણીતા પદાર્થો દોરવાને પસંદ કરે છે. માટે બાળશિક્ષકોએ એવી કોઈ પણ ચીજ ઝડપથી અને સ્પષ્ટતાથી દોરવાને શક્તિમાન થવું જોઈએ; અને છોકરાંઓની પાસે બાજુમાં બેસીને સુંદર ચિત્ર સાથે સાથે દોરવું જોઈએ. છોકરાંઓના અને પોતાના ચિત્રમાંનો તફાવત શિક્ષકોએ ખાસ કરીને બતાવવાની જરૂર નથી, એ ધ્યાનમાં રાખવું. બાળક બોલતું નથી, પણ જ્યારે શિક્ષકના ચિત્રને મળતું ચિત્ર દોરવાનો પ્રસંગ આવે છે ત્યારે તેણે જોયું છે એમ બતાવી આપે છે. ચિત્રના પાઠમાં છોકરાંઓને બીલકુલ મદદ ન આપવી એ અયોગ્ય છે. એવા ઘણા શિક્ષકો છે કે જે છોકરાંઓને તેઓએ જે જોયું છે, અથવા વાર્તામાં કહેવાએલું સાંભળ્યું છે, તે દોરવાને કહે છે; અને પછી પાઠમાં બાકી કાંઈ કરવાનું નથી એમ ધારે છે. આનું પરિણામ એ આવે છે કે છોકરાંઓનાં ચિત્રો સ્હેજ જોઈ લેવામાં આવે છે, અથવા તો શિક્ષક પસંદગી અથવા અપસંદગી બતાવી આપે છે, અને પછી સાફ કરવામાં આવે છે, અગર તો રદી કાગળની ટોપલીમાં નાખી

લેવામાં આવે છે. આને સ્વતંત્ર ચિત્રાલેખન કહી શકાય; પણ શિક્ષક પોતે પોતાનું ચિત્ર દોરી બતાવે તો તેઓનાં ચિત્રોમાં ઘણો ફાયદો થાય. બાળકને ઐચ્છિક ચિત્રો સારી રીતે શિખવવામાં આવે, તો અત્યારે જે મોટાં છોકરાં તરેહવાર ચિત્રો બનાવે છે તેમાં વધારો થાય. ડ્રૉઈંગ તેમજ મૉડેલિંગમાં એક સરખી રીતે ખરું છે કે છોકરાંને આપેલી છૂટ એટલે આળસ નથી, અથવા શિક્ષક પરત્વે મંદ, સુસ્ત દેખરેખ નથી. પણ ઘણી બુદ્ધિશાળી દેખરેખ અને ચપળતા અને શિક્ષકની કળા સંબંધી શક્તિની પરીક્ષા કરતાં પણ વધુ તીવ્ર કસોટી એવો તેનો અર્થ થાય છે.

જે પ્રમાણે છોકરાંનાં ચિત્રો સમજવાને પ્રયત્ન કરવામાં ઉપેક્ષા થવી ન જોઈએ, તેજ પ્રમાણે જ્યારે પરિણામ નબળું હોય ત્યારે તપાસવામાં બહુ સખત થવું ન જોઈએ. બાળકના વિચારપૂર્વકના પ્રયત્નો માટે, બરાબર સમજવાને પ્રયત્ન કર્યા વગર તેને ઠપકો આપવો એ કુમળા છોડની લાગણીવાળી ઊગતી કુંપળનો નાશ કરવા જેવું છે. અગાઉ કહી ગયા છીએ કે ચિત્રકામમાં બાળકની નિર્ભયતા શિક્ષકને માટે ઘણીજ અગત્યની છે. તે માટે બેદરકારીથી અથવા સખત તુલના કરીને અગર તો ટોપલીમાં મૂકો એવી રીતે બોલ્યાચાલ્યા વગર બાળકના ચિત્ર પ્રત્યે અણગમો બતાવ્યાથી ભય ઉત્પન્ન કરશો નહિ. જ્યારે બાળક શરમિંદે મુખે પોતાનું કામ ફેંકી દે છે, ત્યારે નાના બાળકના આત્માને આપણે જોઈ શકતા હોઈએ, અને તેને જેવી લાગણી થાય છે તેવી આપણને થતી હોય, તો આપણે સમજી શકીએ કે આવા નાના બાળકની આંતર પ્રેરણાને દાબીને ગૂંગળાવી દેવા માટે આપણે શરમને પાત્ર છીએ.

પુંજાભાઈ ઇચ્છારામ લુહાર,

ડ્રૉ. માસ્તર.



# પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના વાર્ષિક કામનું પ્રદર્શન

(ગુજરાતી તેમજ ઉર્દૂ વર્ગો તથા અને વિભાગની પ્રેક્ટિસિંગ સ્કૂલોનું કામ)

સને. ૧૯૨૪ ના નવેમ્બરની ૨૮–૨૯ મી તારીખે પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના મકાનમાં આખા વર્ષ દરમિયાન થએલા શિક્ષણકામનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. અને તેમાં સમગ્ર કૉલેજનાં તમામ વિભાગોનું કામ રજુ કરવામાં આવ્યું હતું.

પ્રદર્શનમાં મુખ્યત્વે કરીને ચિત્રકામ, હસ્તશિક્ષણનું કામ, વિજ્ઞાન સાહિત્ય, ગણિત, ઇતિહાસ અને ભૂગોળ વગેરે વિષયોમાં શિક્ષણને વિદ્યાર્થીઓના સર્વદેશી વિકાસને માટે કેવી રીતે ઉપયોગી બનાવી શકાય એમ છે એ બાબત પ્રદર્શનમાં રજુ થએલા જુદાં જુદાં કામના નમુનાઓ ઉપરથી સ્પષ્ટ માલમ પડી આવતી હતી.

**(૧) ચિત્રવિભાગ અને માટીકામ :** ચિત્રકામના રજુ થએલા નમુનાઓમાં કાડીઓની ગોઠવણીથી જુદાજુદા ઉત્પન્ન થતા સૌંદર્યના આકારો, પ્રસંગને લગતાં ચિત્રો વગેરે રજુ કરવામાં આવ્યા હતા. ચિત્રકામમાં વિદ્યાર્થીઓનું કામ જે રજુ કરવામાં આવ્યુ હતુ તેમાં ડ્રૉઇંગબુકોનાં મુખપૃષ્ઠો ઉપર વિદ્યાર્થીઓએ જુદી જુદી યોજનાથી આલેખેલાં ચિત્રો જોવામાં આવતાં હતાં. ફુલપાનની ગોઠવણીથી કાઢેલી ડિઝાઈનો, શહેરનાં ઐતિહાસિક સ્થળોનાં ચિત્રો ફળફળાદિ તેમજ પશુપંખીના ચિત્રો તેમજ કેટલાક બાદશાહોનાં ચિત્રો વિદ્યાર્થીઓએ સ્વપ્રયાસે કાઢેલાં હતાં અને તે બધાંજ આકર્ષક હોઈ વિદ્યાર્થીઓના વરસ દરમિયાનમાં થએલા કામનો સચોટ ખ્યાલ આપે એવા હતાં.

**(૨) હસ્તશિક્ષણ (સ્લૉઇડ) વિભાગ :** આ વિભાગમાં રજુ થએલા નમુનાઓમાં કાગળનું તેમજ લાકડાનું–કામ શાળાના બીજા વિષયોમાં કેવી રીતે ઉપયોગી થઈ પડે છે તે માલમ પડી આવતું હતું. રજુ થએલા નમુનાઓમાં કાગળના નમુનામાં રોજની વપરાતી ચીજોના તેમજ સ્થાનિક જોવાં લાયક મકાનોના નમુના હતા. જુદી જુદી જાતની પેટીઓ, ટોપલીઓ, ચિત્ર મૂકવાના ચોકઠાં વગેરે, [illegible] ઘાસના નમુનાઓ આ કામમાં હતાં. એટલુંજ નહિ પણ તેજ નમુનાઓમાંથી વિદ્યાર્થીઓએ સ્વતંત્ર

રીતે ઉપજાવી કાઢેલા બીજા નમુનાઓ પણ સાથે સાથે મૂકવામાં આવ્યા હતા; અને તેમાં પલંગ, ટેબલ, ખુરશી, કબાટ, વગેરે વસ્તુઓ મૂકવામાં આવી હતી અને તેમાં થએલું બારીક કામ પણ તેની સાથે સાથે જોવામાં આવતું હતુ. તેમજ કાગળના માવાના બનાવેલા રિલીફ નકશાઓ કાગળના કામનો અને એ રીતે હસ્તશિક્ષણનો ભૂગોળ જેવા વિષયો સાથે સંબંધ કેવી રીતે જોડી શકાય છે તે બાબત સિદ્ધ કરે એવા હતા. લાકડાનું કામ જે જોવામાં આવતું હતું તેમાં ચાલુ અભ્યાસક્રમ મુજબના નમુનાઓ હતા અને તેમાં કુંચી મૂકવાની પટીઓ, પાથરી મૂકવાની ખીલીઓવાળી પટીઓ, છાજલીઓ, નામનાં પાટીઆં વગેરે નમુના હતા અને સાથે ઘરમાં ઉપયોગી થઈ પડે એવા બીજા પણ નમુનાઓ હતા. એ નમુનાઓમાં પાટલા, આડણીઓ, પુસ્તક મૂકવાની ઘોડી, પેટી, ફુટપટી વગેરે નમુનાઓમાં વિદ્યાર્થીઓએ યથાશક્તિ જે કામ કર્યું હતું તે એકંદર આકર્ષક હતુ.

(ક) ઇતિહાસ–ભૂગોળ વિભાગ : આ વિભાગમાં રજુ થયેલા કામમાં જુદા જુદા દેશોના તેમજ ખંડોના જુદા જુદા દૃષ્ટિબિંદુથી તૈયાર થએલા નકશાઓ મૂકવામાં આવ્યા હતા. દેશોની અને ખંડોની આબોહવાને લગતી ઉષ્ણતામાન, વરસાદ, વસ્તી, ખનીજ, વ્યાપાર વગેરે બાબતોને લગતા નકશાઓ હતા. સમુદ્રના પ્રવાહો અને ઊંડાઈ વગેરે સ્પષ્ટ માલમ પડી આવે એવા નકશાઓ સમુદ્રની માહીતી પૂરી પાડતા હતા.

ઇતિહાસમાં સ્થાનિક પ્રદેશ સંબંધી કામ રજુ થયુ હતુ અને તેમાં અમદાવાદના મુસલમાન સમયના ઇતિહાસની ઝાંખી પણ થતી હતી. શાહઆલમનો રોજો, ઝીણી નકશીવાળી બારીઓ, જુમામસીદ, રાણીસીપ્રા-ના હજીરા કાંકરીઆ તળાવ વગેરે મકાનો કે સ્થળોનું વિદ્યાર્થીઓનું ચિત્રકામ ઠીક રીતે ગોઠવવામા આવ્યુ હતુ. તે ઉપરાંત હિંદુસ્તાનના ઇતિહાસના જાણીતા બનાવો ચિત્રરૂપે રજુ કરવામાં આવ્યા હતા. અકબર અને બહેરામ આગળ કેદી તરીકે હેમુનુ ચિત્ર, હુમાયુની માંદગી વખતે બાબરની પ્રાર્થના, આંગ્રેજોની બહાદુરી અને સમયસૂચકતા જણાવતું ચિત્ર, તેમજ પ્લાસી, પાણિપત વગેરે સ્થળોએ લડાઈમાં યોજેલી વ્યૂહરચના વિષેના ચિત્રપટો વગેરે ઇતિહાસના શિક્ષણને કેવી રીતે રસિક બનાવી શકાય છે તે વિષે ખ્યાલ આપતાં હતા.

ગણિતવિભાગ : આ વિભાગમાં રજુ થએલાં કામમાં વિદ્યાર્થીઓને ગણિતનું કામ કેવી રીતે મર્યાદિત આપી શકાય તે વિષે માહીતી આપવામાં આવી

હતી. સાદા અને ચક્રવૃદ્ધિ વ્યાજ વચ્ચે પડતું જતું અંતર દર્શાવનારો આક, સરવાળા શિખવવા માટે જુદાં જુદાં પગથીઆં, ગણનીય પરિમાણો, વાંકડીઆ ગુણાકારમાં અંકોને ઉલટાવવાનું કારણ દર્શાવનાર આકૃતિ, લઘુતમ ગુરુતમની રીતો સમજાવવાની આકૃતિઓ વગેરે બાબતોનું ચિત્રાલેખન કરાવી વિદ્યાર્થીઓને, ગણિતનું કામ કેવી રીતે સરળતાથી સમજાવવામાં આવે છે, તે પદ્ધતિ વિષે અત્રે સારી સમજણ પાડવામાં આવી હતી.

એ ઉપરાંત સ્કાઉટના નિયમો, સ્કાઉટની સ્ટાફ–ડ્રિલ વગેરે સ્કાઉટનાં કામોનો સમાવેશ પણ કરવામાં આવ્યો હતો. મેદાનમાં પણ સ્કાઉટની પ્રવૃત્તિ કેવી રહે છે, તેનો પણ ખ્યાલ કૅમ્પ વગેરેનાં ચિત્રો આપી આપવામાં આવ્યો હતો.

**સાહિત્યવિભાગ :** આ વિભાગમાં સાહિત્યને અંગે થએલું કામ રજુ થયું હતું. ભાષા જેવા વિષયને પણ રસિક કેમ કરવો તે પ્રદર્શનમાં રજુ થએલા કામ ઉપરથી સ્પષ્ટ માલૂમ પડી આવે એમ હતું. શ્લોકના ભાવનું ચિત્રાલેખન, પાઠ્યપુસ્તકોમાંના સુભાષિતો, ઉત્તમ પાત્રોનાં ચારિત્રસૂચક વર્ણનો વગેરે વર્ગમાં પુઠા ઉપર લખેલાં જોવામાં આવતાં હતાં. તેમજ ગણનાં માપ વગેરે લખાતી વિદ્યાર્થીઓની પ્રવૃત્તિઓને સાહિત્યમાં કેવી રીતે કામે લગાડી શકાય છે તે વિષે હકીકત રજુ થઈ હતી.

**શિક્ષણવિભાગ** શિક્ષણશાસ્ત્રનાં કેટલાંક આવશ્યક સૂત્રો જે મનન કરવા યોગ્ય હોય છે તે વિદ્યાર્થીઓને હમેશાં તાજાં જ રહે એવા હેતુથી પુઠા ઉપર આલેખાવેલાં હતાં. તેમજ બીજી શિક્ષણને લગતી બાબતો જે રજુ થઈ હતી તેમાં શિક્ષણનો ક્રમ [ હર્બાર્ટના ક્રમિક પગથીઆં ], કેળવણીનું ધ્યેય એટલે કે જ્ઞાનથી મનનો વિકાસ કેવી રીતે ક્રમે ક્રમે વૃદ્ધિ પામે છે તે, સ્મરણશક્તિના સરળ માર્ગદર્શક સંબંધો, પ્રશ્નોનું સ્વરૂપ, ઉત્તમ શિક્ષકના ગુણ, કામના પ્રકારો વગેરે બાબતો લેખનરૂપે કે ચિત્રોરૂપે રજુ કરવામાં આવી હતી.

ગુજરાતી પ્રૅક્ટિસિંગ સ્કૂલના વિદ્યાર્થીઓના ભિન્ન ભિન્ન વિષયોને લગતા વાર્ષિક કામના નમુનાઓ, કિન્ડરગાર્ટનની બક્ષીસોનાં સાહિત્યો અને નમુનાઓ, મોન્ટેસોરિ શિક્ષણપદ્ધતિ માટેનાં સાહિત્યો, અને ડાલ્ટનપદ્ધતિ પ્રમાણે ગણિત જેવા વિષયના વ્યક્તિગત શિક્ષણ માટે તૈયાર કરેલાં સાહિત્યો ગોઠવવામાં આવ્યાં હતાં. સાથે સાથે શાળાના સંગ્રહસ્થાનમાંની કેટલીક વસ્તુઓ, જેવી કે પશુપંખીઓના નમુના, ફળફળાદિના માટીના નમુના,

વ્યાપારીઓનાં કામનાં, ઓજારો, જુદા જુદા સિક્કા અને ટિકિટ તથા ગ્રીરીઓસ્કોપ અને તે વડે જોવાનાં પત્તાં મૂકવામાં આવ્યાં હતાં. આ ઉપરાંત આંખ, કાન, હૃદય, ફેફસાં અને પાચનક્રિયાનાં અવયવોનાં મૉડેલ તે તે અવયવોની રચના અને કાર્યની સમજુતી આપવા પુરતાં ગોઠવ્યાં હતાં. સ્લોઈડ, અને માટીકામના નમુનાં, ચિત્રકામ, નાનાં બ્લૅકબોર્ડ પર લખેલાં નીતિવચનો અને ચિત્રો તેમજ પાટીઆ પર કરેલું રંગોળીનું કામ વિદ્યાર્થીઓની શક્તિના પ્રમાણમાં વખાણવા લાયક અને મોટી ઉમરના વિદ્યાર્થીઓને શિક્ષણ લેવા લાયક હતું. બાળવર્ગ અને પહેલા ધોરણમાં શિખવવામાં આવતી કેટલીક વાર્તાઓનાં વિભાગી ક્રમિક ચિત્રો વાર્તા-શિક્ષણમાં કેટલાં ઉપયોગી અને રસ ઉત્પન્ન કરવાના સાધનરૂપ હોય તે જોવાનું અને જાણવાનું પણ સાધન એ પ્રકારનાં ચિત્રોથી સ્પષ્ટ રીતે જણાઈ આવતુ હતુ. મહારાણી વિક્ટોરિઆનું ચિત્ર, 'કુમાર' માસિકના મુખપૃષ્ઠના ચિત્રનુ તેમજ હિન્દદેવી અને 'ઊંટનાં અઢાર વાંકા'નુ અનુકરણ આલેખુબ રીતે ચીતરી બતાવવામાં આવ્યું હતું. વળી ઈ. સ. ૧૭૬૧ ના પાણિપતના યુદ્ધની વ્યૂહરચના, રાશિચક્ર અને ઋતુ-ઓનુ ચિત્ર, હવામાન, ઉષ્ણતામાન, અને વરસાદના નકશા, પ્રાંતિક ધારા-સભાનું બંધારણ, સાત વારની ઉત્પત્તિની સમજણ અને વિજ્ઞાનના પ્રયો-ગોનાં કેટલાંક ચિત્રો પણ સુંદર હતાં. આથી વિશેષ કિંડર્ગાર્ટન શિક્ષણના નમુનાઓમાં સાદડી, કીડીઓના ભરેલા નમુના, અને કાગળ કાપીને ઉપજાવેલા બીજા નમુનાઓ પણ જોવા લાયક હતા.

ઉર્દુ વિભાગના પ્રદર્શનમાં ઉર્દુ કૉલેજ અને પ્રૅક્ટિસિંગ સ્કૂલના વિદ્યાર્થીઓના કામનો સમાવેશ કરવામાં આવ્યો હતો. ગુજરાતી વિભાગની માફક અહીં પણ ભિન્ન ભિન્ન વિષયોના નમુનાઓ મૂકવામાં આવ્યા હતા. જે સ્પષ્ટ, આલેખુબ, અને આકર્ષક હતા. અલિવર્દિખાન, લૉર્ડ ક્લાઈવ, નાદિરશાહ, ઔરંગઝેબ અને ટીપુ સુલતાનનાં ચિત્રો, ચિતોડગઢ પર જય-મલ રાઠોડ પર અકબરે તાકેલું બંદુકનું નિશાન, અને પેસ્ટોલોઝીની અને ડૉક્ટર મોન્ટેસોરિની શાળાનાં ચિત્રો જોનારને આકર્ષક થઈ પડે એવાં હતાં. વળી હિન્દની પેદાશ, યુરપનો રીલીફમૅપ, ગ્રીનિચમાંથી એકી વખતે દુનિયાના જુદા જુદા દેશોનો સમય જાણવાનો નકશો, "બ્રિટિશ સામ્રાજ્ય પર સૂર્ય કદી આથમતો નથી" એ સત્ય સમજાવનાર નકશો, અને કેરોસીન ભૂમીમાંથી ઉત્પન્ન કરવામાં આવતી જુદી જુદી પચીસ ચીજોનાં ચિત્રો પણ જોનારને ઘણું ઘણું જોવાનું અને જાણવાનું મળે તેવાં હતાં.

આ ઉપરાંત સૃષ્ટિજ્ઞાનને લગતાં વનસ્પતિની પેદાશનાં પુષ્પ, બારમાસી, ધંતુરો અને મરચીનાં ચિત્રો તેમજ બિલાડીનું ચિત્ર, કાગળનું બનાવેલું કાનસ, સૂર્યના પ્રકાશની મદદથી મેજિક લેન્ટર્નનો સિદ્ધાંત સમજાવનાર યંત્ર, પ્રકાશનાં અંગિલનોથી ભિન્ન પદાર્થ જોવાની કરેલી ગોઠવણનો નમુનો, અને જીવતી લાલ માછલીનો ઉછેર કરવાની રીતની પ્રત્યક્ષ સમજણ આપવાની યોજના વગેરે. એ બધી વસ્તુઓ જ્ઞાનમાં અભિવૃદ્ધિ કરવાના અને પ્રત્યક્ષજ્ઞાનની સમજણ આપવાના સાધનરૂપ હતી.

ગુજ૦ પ્રેક્ટિસિંગ સ્કૂલની માફક ઉર્દુ પ્રૅક્ટિ૦ સ્કૂલના નમુનાઓ શાળામાં શિખવાતા જુદા જુદા વિષયોને લગતા હતા, તેમજ જુદી જુદી પદ્ધતિઓ આપવામાં આવતા શિક્ષણનાં માહિતિયો પણ મૂકવામાં આવ્યાં હતાં. વિદ્યાર્થીઓના આ નમુના પણ તેમના કામની કસોટી કરવા માટે પુરતા હતા.

પ્રદર્શનમાં ઉપર વર્ણવેલી બાબતો ઉપરાંત કૉલેજના કૅમ્પાઉન્ડમાં વિજ્ઞાનને લગતા પ્રયોગો જેવા કે ફુવારામાં ઊડતા પાણીનો સિદ્ધાંત સમજાવનારો પ્રયોગ, બકનળી, જળચાપ યંત્ર, ગરમીથી પદાર્થોના કદમાં વધારો થવો, પ્રકાશનું પૃથક્કરણ, પ્રકાશ સાત રંગોનો બનેલો છે એ સિદ્ધાંત અને સાપેક્ષ ઘટત્વ વગેરે જેવા વૈજ્ઞાનિક વિષયોમાં કૉલેજના વિદ્યાર્થીઓ પ્રેક્ષકવર્ગને પ્રત્યક્ષ પ્રયોગ કરી બતાવી સાથે સાથે સમજણ પણ આપતા હતા. વળી વૉલ્ટઝના ઇલેક્ટ્રિક મશિનથી ઘર્ષણ વિદ્યુત્ ઉત્પન્ન કરી તણખો ઉત્પન્ન કરવાનું અને ઘંટડી વગાડવાનું કામ પણ કરી બતાવવામાં આવતું હતું.

આ કૉલેજનું વર્ષ તા. ૩૦ મી નવેમ્બરે પુરૂં થતું હોવાથી આવા પ્રકારના પ્રદર્શનની જોગવાઈ ઊભી કરવામાં આવી હતી, જેનો લાભ કેળવણીમાં રસ લેતા સજ્જનોએ સારાં પ્રમાણમાં લીધો હતો. તે ઉપરાંત તા. ૨૯ મી નવેમ્બરે સાંજે વિદ્યાર્થીઓએ કેટલાંક ગીતો જુદા જુદા રાગમાં ગાઈ શ્રોતાઓનાં મન રંજન કર્યા હતાં. વળી ઉર્દુ કૉલેજના એક મેમ્બરે મોંના ખાલી અવાજથી ફોનોગ્રાફની રેકર્ડ વગાડવાનું કામ કરી બતાવીને તથા બીજા ત્રણ સ્કૉલરોએ ઉન્માદની મંડળીના રૂપમાં, એકે ગાવાનું, બીજાએ મોંએ નરઘાં બજાવવાનું તથા હાથે થાપ મારવાનું અને ત્રીજાએ મોંએ હાર્મોનિયમ બજાવવાનું ચેષ્ટાયુક્ત કામ કરી બતાવીને સર્વ પ્રેક્ષકને હાસ્યરસનો આસ્વાદ આપ્યો હતો. બાદ ઇનામની વહેંચણી કરી વિદાયનું ગીત અને રાજગીત ગાઈ મેળાવડો વિસર્જન કરવામાં આવ્યો હતો.

# ગોધરા શિક્ષકસંમેલનનો ટુંકો હેવાલ

---

### નવેંબર તા. ૨૫ અને ૨૬, સને ૧૯૨૪.

ઉત્તરભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના પ્રમુખપદ નીચે શિક્ષણને લગતી કેટલીક બાબતોની ચર્ચા અને શિક્ષણના કામને માટે અને ખાસ કરીને ઉત્તરભાગના શિક્ષક અને શિક્ષિકાઓ માટે આ સંમેલન 'મેથોડિસ્ટ ટીચર્સ ટ્રેનિંગ કૉલેજ ફોર વિમેન'ના મકાનમાં ભરવા આવ્યું હતું. અને તેમાં સ્ત્રી શિક્ષકો, સરકારી શિક્ષકો તેમજ બીજા પ્રેક્ષકો સારી સંખ્યામાં હાજર હતા.

શરૂઆતમાં તા. ૨૫ મીએ ૧૧ વાગે કન્યાઓની પ્રે. સ્કૂલમાં પ્રદર્શન ખુલ્લું મૂકવામાં આવ્યું હતું.

આ શાળામાં પ્રદર્શનની ગોઠવણ બહુજ સારી રીતે કરવામાં આવી હતી. પ્રદર્શનની ગોઠવણ અને દેખાવ સૌનું ધ્યાન ખેંચતાં હતાં. વચલા મોટા ઓરડામાં 'ધોરણવાર' હુન્નરકામનું પ્રદર્શન હતું. આ પ્રદર્શનમાં કાગળ કાપવાના નમુના, માટીકામ, કાગળ કાપીને કરેલું વાર્તાને લગતું ચિત્રકામ, ભૂગોળને લગતું કામ, વાચનપાઠને લગતું કામ, એમ જુદા જુદા વિષયોનો શિક્ષણના જુદા જુદા વિષયો સાથે સંબંધ જોડી કામ કરવામાં આવ્યું હતું.

ધોરણ ૫માં અરબસ્તાનના એક ગામનો દેખાવ અને ધો. ૬માં એસ્કિમોના એક ગામનો દેખાવ, એ બે તો સૌથી વધારે આકર્ષક હતા. એમાં ખાસ કરીને લોકોની રહેણીકરણી, ધંધા, રીતભાતવગેરે બતાવવામાં આવ્યાં હતાં. એસ્કિમોની ગાડી (સ્લેજ), કુતરા, અને અરબસ્તાનના તંબુ, ખજુરી, ઊંટ વગેરેથી એ દેશનાં ગામોનો ખ્યાલ આવતો હતો. સાથે સાથે તેનાંજ કાળા પાટીઆ પર પિંછીચિત્રકામ ( બ્રશ ડ્રૉઇંગ )થી ચિત્રો દોરેલાં હતા અને તેને લગતી ભૂગોળમાંથી હકીકત લખવામાં આવી હતી. ધો. ૧લામાં પાઠ ૮ નિશાળ, પાઠ ૧૧ ઉજાણી, પાઠ ૨૪ કીડી ને સાપ, એ પાઠોનું સ્પષ્ટીકરણ થાય તેવું હુન્નરકામ કર્યું હતું. નિશાળમાં સીડી, ઘંટ, મોગરી, લખોટાયંત્ર, નિશાળ, ઝાડ વગેરે બનાવેલાં હતાં. નાનાં છોકરાં પોતાના વિચારો કેવી રીતે વ્યક્ત કરે છે તે આ કામ પરથી સ્પષ્ટ જણાઈ આવતું હતું. બીજા ધોરણમાં રંગીન કાગળો કાપીને વાર્તાને લગતું કામ—

કરેલું હતું. અને ત્રીજા ધોરણમાં કાગળની ઢીંગલી કાપીને તેને પાતળા રંગીન કાગળનાં ઘાઘરી ને જાકીટ પહેરાવ્યાં હતાં.

આ વચલા ઓરડાને ચારે ખુણે આવેલા ચારે વર્ગમાં અનુક્રમે ગાયણકામ, ચિત્રકામ, સૃષ્ટિજ્ઞાનનું કામ, અને બાળવર્ગનાં જુદાં જુદાં શિક્ષણસાહિત્યો ગોઠવવામાં આવ્યાં હતાં.

બાળવર્ગનાં સાધન ગોઠવેલો વર્ગ સૌ કરતાં વધારે આકર્ષક અને આનંદદાયક હતો. નાનાં છોકરાં માટે શિક્ષણમાં સરળતા થાય એ બાબત પર ખાસ લક્ષ આપી આ સાધનોની પસંદગી કરવામાં આવી હતી. તેમ આવનો પણ બહુ ખરચાળ ન હોવાથી દરેક ગામડામાં મેળવીને કામ કરી શકાય તેવાં પસંદ કરવામાં આવ્યાં હતાં. ટુંકામાં ઓછે ખરચે બાળકના શિક્ષણમાં સરળતા કેમ લાવી શકાય એ બાબતનો આ સાધનોની પસંદગી-માં વિચાર કર્યો હતો એમ દેખાઈ આવતું હતું.

અંકજ્ઞાન માટે જુદા જુદા રંગના મણકા, ચિત્રો લગાડેલાં પત્તાં, અંકનાં પત્તાં અને મોંના સરવાળાબાદબાકીનાં પત્તાં રાખવામાં આવ્યાં હતાં. મિસિસ સ્ટોકબ્રીજની સૂચના પ્રમાણે વાચન માટે જુદી જુદી જાતની બાળપોથી, શિક્ષકે હાથે લખીને બનાવેલી વાર્તાની ચોપડીઓ અને તેમાં કાપીને ચોટાડેલાં ચિત્રો; વાર્તા–શિક્ષણપદ્ધતિથી શિખવવા માટે બનાવેલાં શબ્દનાં નાનાં મોટાં પત્તાં, તથા મુળાક્ષર માટે બનાવેલાં ખાડાવાળાં ને ઉપસાવેલાં પત્તાં (મોન્ટેસોરિ કાર્ડ), ચક અને શબ્દની પટ્ટી સાથે ચિત્રનાં નામવાળાં પત્તાં, ચિત્રકામ માટે જાડા પુઠામાંથી કાપેલા ટ્રેઈસ કરવા માટેના આકારો વગેરે ચીજો ગોઠવેલી હતી. પાટીઆ પર છોકરાં-ઓએ કલ્પના–ચિત્રકામ તથા સ્મૃતિ–ચિત્રકામ કરેલું હતું; આ શાળામાં બાળવર્ગમાં બાળપોથી લેવડાવવામાં આવતી નથી, પણ શરૂઆતનું વાંચન વાર્તા–વાચનપદ્ધતિથી પાટીઆ પર શિખવવામાં આવે છે. પણ વાંચવાનો મહાવરો થયા પછી છોકરાં પોતાની મેળે જુદી જુદી વાર્તાની ચોપડીઓ સહેલથી ને હોંશે હોંશે વાંચી જાયછે. બાળપોથીના દરેક પાનાના મોટા ડ્રૉઈંગ કાગળ ઉપર ચિત્રકામ સાથે વર્ગ પ્રમાણે નકશા બનાવેલા હતા તે એવા હેતુથી કે છોકરાં પોતાની જગાએથી સહેલાઈથી વાંચી શકે અને તેમને બાળપોથીની જરૂર ન પડે.

મિસિસ સ્ટોકબ્રીજ, ડૉક્ટરો, શિક્ષિકાઓ અને જોવા આવનાર માણસોના સમુહમાં જઈને તેમનું ખાસ બાબતોપર લક્ષ ખેંચતાં

હતાં; અને જેમ આ સ્કૂલના શિક્ષકોને તેમને ખાસ સ્થળે સમજણ આપવા રાખેલા હતા તેમ પોતે પણ જ્યાં જ્યાં જાય ત્યાં આ શિક્ષકોના ઉત્તમ મદદગાર અને સલાહકાર તરીકે કામ કરી રહ્યા હતા.

આ પ્રદર્શનનું કામ જોઈને બહાર નીકળતાં નિશાળની આસપાસ નવી પદ્ધતિ પ્રમાણે ગામડામાં થઈ શકે તેવું લીંપેલી જમીન ઉપર કરેલું ચિત્રકામ હતું, અને તેને માટેનાં જુદાં જુદાં સાધનો પણ સમજ માટે તૈયાર રાખેલાં હતાં.

માટી બનાવવાની રીત પણ માટીના નમુના સાથે લખી રાખેલી હતી જે શિક્ષકોને ઘણીજ ઉપયોગી જણાઈ હતી.

સૃષ્ટિજ્ઞાન અને ચિત્રકામ પણ ધોરણવાર હતાં; અને તે પણ જુદા જુદા વિષય સાથે સંબંધ ધરાવતાં હતાં. વળી ગીવણકામને ઉપયોગી થાય તેવું ચિત્રકામ કરાવવામાં આવ્યું હતું.

કૉલેજમાં કૉલેજના સ્કૉલર્સ તરફથી આવકારનું ગીત ગવાઈ રહ્યા પછી મિ. જોશીએ વાર્તા–વાચનપદ્ધતિની ટુંકી હકીકત તથા તેનો પ્રયોગ અને તેની સફળતા વિષે ટુંકું અસરકારક વિવેચન કર્યું હતું. પછી વાર્તા–વાચનપદ્ધતિને લગતો એક નમુનાનો વાચનપાઠ. બાળવર્ગના શિક્ષકે આપી બતાવ્યો હતો. આ વાર્તા–વાચનપદ્ધતિથી છોકરાંનું વાંચન ઘણું સરળ અને સારૂં થાય છે એ બાબત જણાવવા માટે પહેલા અને બીજા ધોરણની છોકરીઓને અજાણ્યા પુસ્તકોમાંથી વંચાવ્યું હતું; એક શિક્ષકે પોતાની પાસેનું આંખના ડાક્તરની જાહેરખબરવાળું છાપેલું કવર પહેલા ધોરણની છોકરીને વાંચવા આપ્યું હતું. એમાં ' પ્રખ્યાત ' ' સર્જન, ' ' હોસ્પિટલ ' વગેરે જોડાક્ષર-વાળા શબ્દો હતા; છતાં તે છોકરીએ મનમાં વાંચ્યા પછી સમજી શકાય તેવી રીતે વાંચી સંભળાવ્યું હતું.

આ પછી ચર્ચાનો સમય રાખેલો હતો. તેમાં શિક્ષકો તરફથી ઘણા પ્રશ્નો પુછાયા હતા. અને તેમાં પ્રમુખ સાહેબે બહુ ઝીણવટથી સમજ પાડી હતી; મિ. પોપટલાલે મૂળાક્ષર શિક્ષણપદ્ધતિ અને વાર્તા–શિક્ષણપદ્ધતિ એ આ નવી વાર્તા–શિક્ષણપદ્ધતિના મુખ્ય બે વિભાગ છે એ વિષે સમજણ આપી હતી.

કૉલેજના ત્રણે વર્ષના સ્કૉલર્સે આખા વર્ષ દરમિયાન માટીના અને કાગળના જે નમુના બનાવ્યા હતા અને જે પ્રદર્શનમાં મુકવામાં આવ્યા હતા તેમાં જાપાનનું ગામ, ડચ લોકોનું ગામ, ગુજરાતનું ગામ, ગામડાનું ઘર અને તેનો સરસામાન વગેરે નમુનાઓ ધ્યાન ખેંચે તેવા હતા. આ

નમુના કોઈ ખાસ બાબત ધ્યેય તરીકે લઈ તેની સાથે સંબંધ રાખીને બનાવ્યા હતા. જાપાનનાં ગાડી, છત્રી અને ફુલઝાડ, હોલાંડની પવનચક્કી, ગુજરાતના મુખીનું ઘર, ચોરો વગેરે નમુના પરથી તે તે સ્થાનોનો ખરો ખ્યાલ આવતો હતો.

આ ઉપરાંત લક્ષ ખેંચનારી બીજી બાબત એ હતી કે પ્રેકિટસિંગ સ્કૂલની બાળાઓને જુદા જુદા દેશના પહેરવેશ પહેરાવવામાં આવ્યા હતા, અને તેમને જુદે જુદે સ્થળે રાખવામાં આવી હતી. આમાં અમેરિકન ઇન્ડિયન, જાપાનીઝ, મોંગોલીઝ, અને ચાઈનીઝ છોકરીઓના પોશાક તે તે દેશના પહેરવેશનો ખરો ખ્યાલ આપતા હતા. ઉ. ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબે પણ છોકરીઓને ઉત્તેજન આપ્યું હતું.

આ સંસ્થાના શિક્ષકો દેશાવરથી જે ચીજો લાવેલા હતા તે પણ પ્રદર્શનમાં મૂકી હતી અને તેમાં યાક નામના પ્રાણીના વાળની નેતરંજી, કાશ્મીરી ભરત અને કોતરકામ વગેરે નમુનાઓને પ્રત્યક્ષ જોવાનો શિક્ષકોને ખાસ લાભ મળ્યો હતો.

દરેક સ્થળે પ્રદર્શનની ગોઠવણ એટલી સરસ હતી કે બધાં સહેલથી બધણું જોઈ શકે અને સમજી શકે. ત્રીજાવર્ષના માસ ડ્રોઇંગમાં ચિત્રકામનો વાર્તા, આરોગ્યશાસ્ત્ર વગેરે વિષય સાથે સંબંધ બતાવ્યો હતો. દરેક વર્ગનું ચિત્રકામ અને હસ્તકામ તે તે વર્ષના જુદા જુદા ઓરડામાં રાખવામાં આવ્યુ હતું. સાથે સાથે જુદા જુદા દેશનાં ભૂગોળનાં ચિત્રો લટકાવવામાં આવ્યાં હતાં.

શીવણમાં સ્કોલરોએ કરેલી ડિઝાઇન ને તે ડિઝાઇન પ્રમાણે કરેલું કેશી ભરતકામ બહુજ સારાં હતાં. આમાં ત્રીજા વર્ગની ટોપી, ને બીજા વર્ષનું ઝભલું એ મુખ્ય હતાં.

ના. ઇ. ભાગના એ. ઇન્સ્પેક્ટર સાહેબ ઇગ્લાંડથી અત્રે આવતાં પોતાની બાળવર્ગમાં બાળમાન જુદા જુદા દેશનાં ચિત્રો અને બાળકેળવણીનાં વાર્તા-વાચનપદ્ધતિના લાવ્યા હતા તે તેઓએ આ પ્રદર્શનમાં મોકલ્યાં હતાં. મહાવરો થયા પછી ...માં ગોઠવવામાં આવ્યાં હતાં, અને તેમાં શિક્ષકોને સહેલથી ને હોંશ હોંશે ...ના જોવામાં આવી હતી. આ પ્રદર્શન એકજ ડ્રોઇંગ કાગળ ઉપર ચિત્રકા...નેક... ...થી શિક્ષણ કેમ આપી શકાય એવા હેતુથી કે છોકરાં પોતાની જગાએથી સહેલ

બાળપોથીની જરૂર ન પડે,                    દરવાજાની પાસેજ છોકરા-

મિસિસ સ્ટોકફીલ્ડ, સ્કોલરો, શિક્ષિકાઓ, ત્રીજા ધોરણના છોકરા-
માણસોના સમૂહમાં જઈને તેમનું ખાસ ...નમાં રસ્તે, પુલ, પુલ નીચે

કેહવે, ગામ, તાર, સ્ટેશન, ભુશિર, અખાત, દરીઆ વગેરેના નમુના સરસ રીતે બનાવેલા હતા. તેવીજ પાસે વિશ્વામિત્ર ઋષિનો આશ્રમ, વસિષ્ટ ઋષિ ને તેની સ્ત્રી અરૂન્ધતી અને તેમની પર્ણકુટી. એ બધુ ચોથા ધોરણના છોકરાઓએ બનાવ્યું હતું. ઋષિનું તપ ને અપ્સરાનો દેખાવ સારો હતો. દરેક વર્ગની અંદર તે ને વર્ગના છોકરાઓનું કામ હતું. ધોરણ ચોથામાં આફ્રિકાના ગામનો દેખાવ, તેમાં સીદી, હાથીદાંત, હાથી, હાથીદાંત ઉચકનાર સીદીઓ અને રણ વગેરે દેખાવો ધ્યાન ખેંચે એવા હતા. ધોરણ બીજામાં દુકાન બનાવી હતી ને તે સાથે વેપારી, ત્રાજવાં, વાસણ, નાનાં કાટલાં, માલ લેવા આવનાર, અનાજ વગેરેના નમુના બનાવ્યા હતાં. છોકરાંઓ પાસે પાટીઆ પર પિંડચિત્રકામ કરાવ્યું હતું. જેમાં છોકરીઓનું કામ જોઇને આનંદ થતો. ધોરણ ત્રીજામાં ગામ બનાવ્યું હતું.

આ પ્રદર્શનનું કામ પુરૂં થયે પ્રોજેક્ટ પદ્ધતિપર મે. હીલ સાહેબનુ ભાષણ હતું. આ વિષયે ઘણા શિક્ષકોનું લક્ષ ખેંચ્યું હતું.

આ પદ્ધતિ મોગરમાં (પંજાબમાં) રેવ. મકી સાહેબે છેલ્લાં ૭ વર્ષથી દાખલ કરી છે, અને તેની સફળતા સાબીત થઇ ચુકી છે. છોકરાં જાતે કામ કરીને, કુદરતી રીતે, સંબંધપૂર્વક, રસપૂર્વક અને શિક્ષકના કહ્યા પ્રમાણે નહિ પણ પોતાનીજ જિજ્ઞાસાથી પરોક્ષ રીતે કરી આપેલી અનુકૂળતાનો લાભ લઈ શીખી શકે એવી ખાસ બાબતો આ પદ્ધતિમાં છે. અમેરિકામાં કોલંબિઆ યુનિવર્સિટિમાં આ પદ્ધતિના પ્રયોજક ડૉ. કીલપાટ્રિકનીજ શાળામાં મે. હીલ સાહેબે અભ્યાસ કર્યો છે. તેમણે મોગરની નિશાળો જોઈ છે. તેઓ પોતે એ નવી પદ્ધતિ દાખલ કરવા બહુ ઇંતેજાર છે, અહીંની પ્રેક્ટિસિંગ સ્કૂલના હેડમાસ્તરને પણ તેમણે મોગર મોકલ્યા હતા. પરિસ્થિતિના પ્રમાણમાં આ પદ્ધતિ ધીમે ધીમે દાખલ કરવામાં આવશે. સાંજે ઉ. ભાગના એ. ઇન્સ્પેક્ટર સાહેબે વિલાયતથી બાળશાળાનાં જે જે ચિત્રોનો સંગ્રહ કર્યો હતો તે મેજિક લેન્ટર્નથી બતાવ્યો હતો, અને એ દેશમાં નાનાં બાળકોની કેળવણી વિષે શિક્ષકો તથા માબાપ તરફથી કેટલું લક્ષ આપવામાં આવે છે તથા આપણા દેશની પરિસ્થિતિના પ્રમાણમાં કેળવણી પર કેટલું લક્ષ દેવાની જરૂર છે તે વિષે અને શિક્ષકોના કર્તવ્ય વિષે તેમણે ભાષણ આપ્યું હતું. એ પ્રમાણે પહેલા દિવસનો કાર્યક્રમ પુરો થયો હતો.

બીજે દિવસ મુંબઈ ઇલાકાના ડેપ્યુટી ઇન્સ્પેક્ટર મિ. હોગારથે દરેક ગામઠી શાળામાં કરાવી શકાય એવા ચિત્રકામનો એક ખરડો તૈયાર

યો હતો. એ નવા, ખરડા ગ્રંથમાંથી શિક્ષકોને સુચના આપવાનું કામ બીજે દિવસે શરૂઆતથીજ કરવામાં આવ્યું હતું. તેમાં કોઈ પણ કિંમતી સાધન વગેરે મફત મળતાં કે જુજ કિંમતે મળતાં ઈંટ, કોલસો, ગેરૂ, ખાડી, આક, થોરનાં ડુંડાં વગેરેથી કેટલું સરસ ચિત્રકામ કરાવી શકાય તે વિષે સમજ આપવામાં આવી હતી. સારા ડ્રૉઈંગ કાગળ, સારા ડ્રૉઈંગ બોર્ડને અભાવે માટીનું લીંપણ, જુની કાગળ અને જુનાં પાટીઓ પણ ચાલી શકે એ પ્રત્યક્ષ કરી બતાવ્યું હતું, અને ધોરણવાર અભ્યાસક્રમ સમજાવ્યો હતો. તે પછી ચિત્રકામનો વિષય જુદા જુદા વિષય શિખવવામાં કેટલો જરૂરનો છે તે વિષે પ્રત્યક્ષ પાઠ આપીને અને દાખલા આપી સમજાવવામાં આવ્યું હતું. શિક્ષણમાં ચિત્રકામ એ ચિતા-ગતું કામ નથી. પછી એક પહેલા વર્ગનાં સ્ટૉલરે વાર્તા કહેતાં કહેતાં (લોભીઆની વાતનાં) ચિત્ર દોરી બતાવ્યાં હતા. આ પરથી સાદાં ચિત્ર દરેક વિષયને કેટલાં મદદગાર છે તે સમજાવવામાં આવ્યું હતું.

ત્યારપછી મૂળાક્ષર પદ્ધતિના શિક્ષણની અને બાળવર્ગમાં લેખન કેવી રીતે અને કેમ શરૂ કરવું તેની સમજ આપવામાં આવી હતી. અને તે વિષેનો પાઠ બાળવર્ગનાં સ્ત્રી શિક્ષિકાએ આપ્યો હતો. આ વાર્તા-શિક્ષણપદ્ધતિ સરકારી બાળપોથીની મૂળાક્ષર શિક્ષણપદ્ધતિને મળતી છે, પણ મૂળાક્ષર તથા સ્વર શિખવવાના ક્રમમાં ફેરફાર કરેલો છે. થોડા મૂળાક્ષર શિખવવાથી વધારે શબ્દો બને તો એ શબ્દો બાળકોને વધારે પરિચિત થાય. એ પર ખાસ ધ્યાન આપવામાં આવ્યું છે. ચિત્ર પરથી મૂળાક્ષર ન ઉતારતાં ફક્ત મૂળાક્ષરના ઉચ્ચાર પર લક્ષ અપાય છે. તે એટલા હેતુથી કે છોકરાં ઝડપથી વાંચે.

શબ્દશિક્ષણપદ્ધતિ આ વાર્તા-વચનપદ્ધતિના મહાવરા માટે ઘણીજ મદદગાર છે. પરિચ્છેદ શિક્ષણપદ્ધતિ એ બે ચાર વર્તો અને વધારે અક્ષરો શીખી ગયા પછી છોકરાં મનમાં વાંચી રહ્યા પછી વાંચી બતાવે માં વાપરે છે. એટલે આ પદ્ધતિમાં બધી પદ્ધતિઓનું એવી રીતે મિશ્રણ કર્યું છે કે તેથી બાળકોને રસપુર્વક શીખવી શકાય છે."

પછીથી મે. ડીન સાહેબે એક કપાસની વાત લઈ જુદા જુદા વિષય સાથે આ પ્રૉજેક્ટ પદ્ધતિથી કેટલી સરસ રીતે સંબંધપૂર્વક શીખવી શકાય તે બતાવી આપ્યું હતું. ત્યારપછી પ્રમુખના ભાષણ બાદ મેળાવડો વિસર્જન કરવામાં આવ્યો હતો.

હરિલાલ નરસિંહ શેઠ

(હેડમાસ્તર, ગર્લ્સ પ્રા. સ્કૂલ, વડોદરા કેમ્પ.)

# પાકશાસ્ત્ર

(પહેલુ)

પાકશાસ્ત્ર ને રસાયન વચ્ચે ઘણો નિકટ સંબંધ છે અત્યારસુધી અંગ્રેજીમા પાકશાસ્ત્રનું રસાયન કહીએ તે વિષે ઘણુજ થોડુ લખાએલુ છે બીજી ભાષાઓમા પણ તેમજ છે ગુજરાતી ભાષામા મુખ્યત્વે કરીને જે પુસ્તકો લખાએલા છે તેમાં ખાસ કરીને જુદી જુદી વાનીઓ કેમ બના વવી તે વિશેજ ઘણે ભાગે સૂચવવામા આવ્યુ છે એ પરથી એમ લાગે છે કે પાકશાસ્ત્ર માત્ર એક કળાજ તરીકે ખીલવવામા આવ્યુ છે શાસ્ત્ર તરીકે તે સબંધી ઘણજ થોડુ લખવામા આવ્યુ છે રાંધવામા વપરાતી ચીજોને પકવવાથી જે અંદરની ક્રિયા અથવા ફેરફાર થાય છે તે વિષે બરાબર રીતે સમજાવવામા આવ્યુ નથી અંગ્રેજીમા કે બીજે ઠેકાણે પણ રસાયનિ-બાજુ જોઈએ તેટલી ખીલવવામા આવી નથી રસોડુ એ એક વિજ્ઞાનની પ્રયોગશાળા છે એમ જાણીને પાકશાસ્ત્ર ઘણેજ થોડે અંશે સમજવામા આવ્યુ છે

રાંધવામા આપણે ચીજોનુ માત્ર મિશ્રણ કરતા નથી પણ રસોઈથી બીજી ક્રિયાઓ પણ કરીએ છીએ અને એવી ચીજોનુ સ્વરૂપ બદલાઈ જુદુજ થાય છે માટે પાકશાસ્ત્રને ખાસ યાંત્રિક કળાની નજરથી જોવાનુ નથી પણ તેને અણુ–પરમાણુની રાસાયનિક સૂક્ષ્મ નજરથી જોવાની જરૂર છે

પાકશાસ્ત્ર એક રસાયન વિષય તરીકે ઘણ ગહન છે પણ તેનુ દિગ્દર્શન થાય ને વસ્તુસ્થિતિ બરોબર સમજાય તેટલા માટે પ્રસ્તાવના રૂપે નીચેની બાબતો વિષે જાણવાની જરૂર છે —

(૧) અગ્નિ અને હવા
(૨) પાણી, ખાર વગેરે
(૩) ખોરાક, લોટ, તેલ, માવા–(અ) આમિષ (બ) નિરામિષ
(૪) મસાલો, પીવાના દ્રવ્યો વગેરે

પાકશાસ્ત્રનો મુખ્ય આધાર અગ્નિ ઉપર રહ્યો છે અગ્નિથી અથવા તાપથી અન્ન કે ધાન્ય વગેરે ચીજો ચડીને પચવા લાયક ને ખાવા લાયક બને છે અગ્નિથી અન્ન પાક બને છે, ને સડવુ અટકે છે તેમજ એનાથી ખોરાક પચવા લાયક બને છે એ અગ્નિનો આપણે પ્રથમ વિચાર કરીએ અને તેનુ સ્વરૂપ જાણીએ

અગ્નિને જુના વેદના કાળથી "પવિત્ર" દેવ તરીકે માનવામાં આવ્યો છે. તેનાં ઘણાં સૂત્રો છે ને તેમાં તે સંબંધી ઘણું વર્ણન આવેલું છે. અગ્નિને કેમ ઉત્પન્ન કરવો અને રાખવો તે વિધિપૂર્વક હિંદુ ધર્મશાસ્ત્રમાં લખેલું છે. હાલમાં દીવાસળીની શોધ થઈ તે પહેલાં તેનું કેટલું મહત્વ હોવું જોઈએ તે સ્હેલાઈથી સમજાશે. ૧૦૦-૧૨૫ વર્ષ ઉપર દીવાસળીની શોધ થઈ તે પહેલાં દેવતા પત્થર અને પોલાદના કકડાથી પાડવામાં આવતો અગ્નિદેવ વગર ધાર્મિક તેમજ વ્યાવહારિક ક્રિયા થતી નહિ. પારસી ધર્મમાં પણ અગ્નિને પવિત્ર ગણ્યો છે. તે અગ્નિનું ખરૂં સ્વરૂપ અને તેનો ઉપયોગ નીચે પ્રમાણે છે—

અગ્નિ એ કાંઈ વસ્તુ નથી. તે કોલસો કે લાકડાં નથી પણ તે એક શક્તિ છે. તેને ઉત્પન્ન કરવાને અને તેનો ઉપયોગ કરવાને અમુક સંયોગોની જરૂર પડે છે. જુના વખતમાં રાંધવાને સારૂ ઘાસ, છાણ, પુળા, લાકડા વગેરે વાપરવામાં આવતાં હતાં ને માટીના ચુલાઓથી કામ ચાલતું. હજી પણ ગામડાંમાં એજ પ્રમાણે ખોરાક પકવાય છે, પણ છાણાથી ધુમાડો થાય છે તેથી શહેરોમાં ઘણે ભાગે લાકડા બાળવામાં આવે છે. મુંબઈ જેવા શહેરોમાં કોલસાજ વપરાય છે. અને કેરોસિન તેલથી 'સ્ટવ' બાળી રાંધવામાં પણ આવે છે. કોલ ગેસનો પણ તેવી રીતે ઉપયોગ થાય છે. એ ગેસ હવા જોડે મળીને ઘણીજ સારી રીતે તેના ખાસ બર્નરમાં બળે છે. કેટલાક આગળ પડતા દેશોમાં વિજળીક બળથી રાંધવાની ક્રિયા કરવામાં આવે છે.

લાકડાને બાળવાથી કોલસો બને છે. તે કોલસાને વધારે તપાવવાથી રાખ અને કાર્બોનિક એસિડ ગેસ બને છે. લાકડું, કોલસો, એક સેંદ્રિય પદાર્થ છે ને તે કાર્બન તત્ત્વનો બનેલો છે. પેન્સિલમાંનો ગ્રેફાઇટ પણ તેજ તત્ત્વનો બનેલો છે. ઘરેણામાં જડેલો હીરો પણ તેજ તત્ત્વનો બનેલો છે. ત્રણે પદાર્થો રાસાયનિક દૃષ્ટિએ જોતાં એકજ છે. આ કાર્બનનું બંધારણ ચાર રીતે છે. તે હલકા હાઇડ્રોજન વાયુના ચાર અણુ જોડે બંધાઈને જુદા જુદા પદાર્થો બનાવે છે. પહેલો પદાર્થ એક કાર્બન અણુ અને ચાર હાઇડ્રોજન અણુનો બને છે એ "મીથેઇન" કહેવાય છે. બીજો પદાર્થ જે બે કાર્બન અણુ ને ૭ હાઇડ્રોજનનો બનેલો છે તે "ઇથેઇન" કહેવાય છે. કોલસાના ગેસ મુખ્યત્વે આ મીથેઇનનો બનેલો છે. હવામાં રહેલા જલદ પ્રાણવાયુ ઓક્સિજન સાથે હાઇડ્રોજનનો સંયોગ થવાથી પાણી (વરાળ) થાય છે.

કાર્બન તત્ત્વ જોડે ઓક્સિજન મળીને કાર્બોનિક એસિડ ગેસ(હવા) જે આપણા શ્વાસમાં પણ છે તે બને છે. કોલસો, મીણબતી કે કોઈ પણ ઘન પદાર્થ બળે છે ત્યારે ઓક્સિજન જોડે તેમાં રહેલ કાર્બનનો સંયોગ થાય છે. તેમાં પ્રથમ ઘન પદાર્થ પીગળીને હવા બને છે. ને હવા રૂપેજ તે બરોબર રીતે પ્રાણવાયુ જોડે મળી શકે છે અને સંપૂર્ણ રીતે બળી શકે છે. નેટલાજ માટે કોલસા કે તેલ કરતાં પણ ગેસ બાળવાથી જોઈએ તેટલી ગરમી મળી શકે છે, ને ધુમાડો કે કોઈ પણ જાતનો કાર્બન પદાર્થ વ્યર્થ જતો નથી. ગેસ તેટલા માટે રાંધવાના કામમાં ઘણોજ શ્રેષ્ઠ ગણાય છે. એ ગેસ જો ભાવમાં સસ્તો પડતો હોત તો બધા તે વાપરવાને ચૂકત નહિ. ગેસના સગડામાં કોલ ગેસ જોડે હવા પુરતા પ્રમાણમાં મળે છે તેથી ગરમી સારી રીતે મળી શકે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે કોલસો—કાર્બન તત્ત્વ ઓક્સિજન તત્ત્વ જોડે મળવાથી એક બીજાના સંયોગથી ગરમી, અગ્નિ અને તેજ પેદા થાય છે. ઓક્સિજન જિંદગીને ઘણોજ અગત્યનો છે તેના વગર બે ત્રણ મિનિટ પણ રહેવાતુ નથી તે આખી સૃષ્ટિનું જીવન છે. એ તત્ત્વ મુખ્યત્વે હવામાં રહેલું હોય છે. જો આપણે પાંચ ભાગ હવાના લઈએ તો તેમાં એક ભાગ તેનો રહેલો છે. પાણીમાં પણ $\frac{૮}{૯}$ ભાગ રહેલો છે. કેમકે ઉપર જણાવ્યા પ્રમાણે મીથેઇન-બળે છે. ત્યારે બંને હાઈડ્રોજન અણુ જોડે એક અણુ ઓક્સિજનનો મળે છે. પૃથ્વીની સપાટી ઉપર પ્રાણવાયુ રહેલો છે. ઘન પદાર્થમાં લગભગ અડધો અડધ ભાગ તેનો છે. આપણા શરીરમાં પણ તેનાથી લોહીનો કચરો બળીને સાફ થાય છે. લોહીમાં એ તત્ત્વ કામ કરી રહ્યું છે. શરીર પણ ખોરાકના ને પ્રાણવાયુ કે ઓક્સિજનના સંયોગથી ઉત્પન્ન થતી એક જાતની ગરમીથી ચાલે છે. અગ્નિ પેદા કરતી વખતે સંયોગ બહુ ઝડપથી ચાલે છે પણ શરીરમાં તે ઘણો ધીમો ને નિયમિત ચાલે છે. તેનો કોલસો અપક્વ ખોરાક છે. અગ્નિ બળે ત્યારે પુષ્કળ ગરમી નીકળે છે. પણ શરીરની ગરમી તો ૯૮$\frac{૨}{૫}$° ફેરનહાઇટ અથવા ( $\frac{૯૮\frac{૨}{૫}-૩૨}{\frac{૯}{૫}}=૩૬.૯$ ) ૩૭° સેન્ટીગ્રેડ રહે છે. તેથી બે કે પાંચ ડીગ્રી વધે તો તાવ આવે છે અને શરીરનો બધો વ્યાપાર બગડી જાય છે. શરીરમાં પણ કાર્બન બળીને કાર્બોનિક એસિડ ગેસ તરીકે બહાર નીકળે છે. તેની સાબીતી એ છે કે

પાણી ચાકમાં ફેરવાઈને તરતજ ઘાડું થશે. તેમાં ચાકનો નિપાત આવે છે. જે વાયુ આપણે શ્વાસમાં કાઢીએ છીએ તે સ્હેજ ખારો હોય છે. પીવાના સોડાવોટરમાં એજ ગેસ ભરવામાં આવે છે. તેથી પાણી સ્હેજ આમ્લ લાગે છે.

ઉપર કહી ગયા પ્રમાણે હવામાં ⅕ ભાગ પ્રાણવાયુ છે. જો પુરો ભાગ પ્રાણવાયુ હોત તો તરતજ પૃથ્વી પ્રલય થઈ જાત ને મળગી ઉઠત. એટલા માટે પ્રાણવાયુના જલદ ગુણને નરમ કરવા સારૂ સૃષ્ટિમાં નાઇટ્રોજન જે નિર્ગુણ તત્વનો બનેલો છે તે મેળવવામાં આવ્યો છે. જેમ જેમ આપણે પ્રાણવાયુના ગુણો જોતા જઈશું અને સૃષ્ટિનાં તત્વોની રચના નિહાળતા જઈશું તેમ તેમ આપણે તેના તરફ પૂજ્યભાવ ઉત્પન્ન થયા વગર રહેશેજ નહિ.

પાકશાસ્ત્રમાં બીજો પદાર્થ જે ઉપયોગી છે તે પાણી છે. તેની ઘટના નીચે પ્રમાણે છે—

પાણીના પ્રથમ રાસાયનિક ગુણો નીચે પ્રમાણે છે:—સૃષ્ટિની દરેક વસ્તુમાં પાણી થોડે ઘણે અંશે રહેલું હોય છે. કોઈમાં પદાર્થની જોડે જોડાએલું હોય છે. બીજામાં માત્ર મિશ્રિત થઈને રહ્યું હોય છે. પાણીમાં દરેક વસ્તુને ઓગાળવાનો ગુણ છે; એટલે કે પાણીમાં નાખવાથી ખાંડ, મીઠું જેવા ઘન પદાર્થો ઓગળીને પથરાઈ જાય છે. પાણી જાતે નિર્ગુણ રહે છે. તે બદલાતું નથી, પણ તેમાં પડતા પદાર્થમાંથી કોઈક છુટા થઈ જાય છે અને બીજા તેવાને તેવા રહે છે. મીઠું તેમના અણુ છુટા થઈને વિજળીવાહક બને છે. ખાંડ ઓગળી જઈને તેમની તેમજ રહે છે. મીઠાનાં તત્વો કેટલેક અંશે જુદાં પડી જાય છે. ચોકખું, નિર્મળ પાણી (ડિસ્ટિલ્ડ વૉટર) એટલે કે બાફમાંથી બનાવેલું કે વરસાદનું પાણી વિદ્યુતપ્રવાહ જવા દેતું નથી. પણ જો તેમાં કોઈ પણ વસ્તુ કે ક્ષાર બહુજ થોડા પ્રમાણમાં ઓગાળવામાં આવે તો તરતજ વિદ્યુતપ્રવાહવાહી થાય છે. આપણે જે સાધારણ પાણી વાપરીએ છીએ તેમાં ઘણું કરીને મોટે અંશે ક્ષાર હોય છે. ક્ષારને લીધેજ પાણીમાં પકવવાના ગુણો રહેલા છે. દાળને ચોકખા પાણીમાં ચડાવતા ઘણી વાર લાગશે; પણ જો નળના કે કુવાના પાણીમાં ચડાવવામાં આવે તો જલદીથી ચડીને ઓગળી જશે. નળના પાણી કરતાં કુવાના પાણીમાં ક્ષાર વધારે હોય છે. કોઈ વખતે તેમાં ચૂનાનો પદાર્થ હોવાથી રાંધવામાં તે અડચણરૂપ થઈ પડે છે. આપણા લોકો પાણીનો દ્રાવક ગુણ વધારવા સારૂ પાપડીઓ

ખારો અથવા હાલના જમાનામાં તેમાંથી સુધારેલો સોડા નાખે છે. આ સોડા કપડા ધોવાના સોડાથી અલગ છે. એ સોડા-બાઈ-કારબોનેટ તરીકે ઓળખાય છે. આમાં ખારાશનો ગુણ રહ્યો હોય છે. તેથી કરીને એસિડ અથવા ખાટા કે અમ્લ પદાર્થો જોડે મળીને નિર્ગુણ ક્ષાર બને છે.

પાણી એક તત્ત્વ જેવું છે. જો કે તેનો અણુ સંયુક્ત છે. તે બે હાઈડ્રોજન ને એક ઓક્સિજનના પરમાણુનો બનેલો છે. પણ તે ત્રણે સ્થિતિમાં બદલાયા વગરજ રહે છે. અગ્નિથી તેનુ માત્ર રૂપ બદલાય છે. પાણીનું ઘનરૂપ બરફ છે. જે ગરમી લાગવાથી પીગળીને પાણી રૂપે પ્રવાહી થાય છે. જે ગરમીએ બરફ ઓગળે છે તે ગરમીને થર્મામિટર પર શૂન્ય ગરમી ગણવામાં આવે છે અને તે સેન્ટિગ્રેડ થર્મોમિટર પર બતાવવામાં આવે છે.

આપણે જ્યારે શરીરની ઉષ્ણતા માપીએ છીએ ત્યારે તે બીજા માપના ઉષ્ણતામાપક યંત્રની ડીગ્રીથી જાણીએ છીએ. તેને ફેરન્હાઈટ સ્કેલ કહેવામા આવે છે. તેમા ૦° ને બદલે ૩૨° હોય છે. જે ગરમીએ પાણી ઉકળીને બાફ થાય છે તેને પાણી ઉકળવાનુ બિંદુ કહે છે. ને તે બિંદુ સેન્ટિગ્રેડ ઉપર ૧૦૦° કહેવાય છે, ને ફેરન્હાઈટ દર્શક માપ પર ૨૧૨° કહેવાય છે. પાણી ઊકળે છે ત્યારે પ્રથમ તેમાથી હવા નીકળે છે. તેમા થોડી ઘણી હવા ઓગળેલી રહે છે. પછી કેટલાક ક્ષારો પણ નિપાત રૂપે પડી જાય છે. બાઈ-કારબોનેટ તરીકે રહેલા ક્ષારો કાર્બોનિક એસિડ હવા જવાથી અદ્રાવ્ય ચાક રૂપે નીચે પડે છે, ને પાણી જે 'હાર્ડ' હોય છે તે 'સોફ્ટ' થાય છે. એ પાણી 'હાર્ડ' કે 'સોફ્ટ' છે તે સાબુના પાણી સાથે મેળવવાથી ખબર પડે છે. જો પાણીમાં સલ્ફેટ વગેરે ક્ષારનો ભાગ વિશેષ હોય છે તે સાબુ જોડે ફીણ આપતુ નથી. તે સોડા નાખવાથી ને ઉકાળવાથી નરમ પાડી શકાય છે. એટલા માટે અનાજમાં અમુક પાણીથી રાંધવાને સારૂ સોડાનો ઉપયોગ વધારે પ્રમાણમાં કરવો પડે છે

પાકશાસ્ત્રમાં ધોવા તથા બાફવા માટે પાણીનો મુખ્ય ઉપયોગ કરવામાં આવે છે. દરેક વસ્તુને પ્રથમ ઠંડા પાણીમા ધોઈ ને સાફ કરીને પકવવામાં આવે તો તે સારી બની શકે છે. તેથી કચરો તથા લાગેલા તેલ વગેરે પદાર્થો નીકળી જાય છે. જો તેલ વધારે પ્રમાણમાં હોય તો થોડો સોડા-બાઈ-કારબોનેટ નાખ્યો હોય તો તે તેલ જોડે મળીને પાણીમાં સાબુ કે ઈમલ્શન તરીકે રહેવાથી નીકળી જાય છે ને અનાજ ચોકખું

બને છે. પાકશાસ્ત્રમાં જેમ બને તેમ ચોકખું પાણી વાપરવું જોઈએ. ખાસ કરીને ઉકાળ્યા પછીજ વસ્તુઓ ઓરવામાં આવે તો વધારે સારી રસોઈ થઈ શકે છે.

પાણીમાં એ ઉપરાંત જીવડાંઓ એટલે નાના સૂક્ષ્મ જંતુઓ આવે છે. તેને સારૂ પણ સાવચેત રહેવું જોઈએ. કેટલાક જંતુઓ રોગ કે બગાડ કરનારા હોય છે. માટે પાણીના વિષય સંબંધી ઉપર કહ્યા પ્રમાણે ઉકાળવાથી એવા જંતુઓનો નાશ થાય છે. પાણીને ૧૦૦° ( સેન્ટિગ્રેડ ) સુધી લઈ જવાથી જંતુઓનો નાશ થાય છે. તેમાં પણ મુખ્યત્વે કરીને પ્રાણવાયુજ ઉપયોગી થઈ પડે છે. જે પાણીમાં વધારે ઓક્સિજન હોય છે તે પાણી ઘણો વખત સુધી સ્વચ્છ રહે છે ને બગડતું નથી. આપણામાં ગંગા નદીનું જળ પવિત્ર ગણેલું છે. તે ભરી રાખવામાં આવે છે છતાં બગડતું નથી. તેનું કારણ શોધ કરતાં એ માલુમ પડયું છે કે તેમાં પ્રાણવાયુ વધારે પ્રમાણમાં ઓગળેલો રહે છે. પાણીમાં ચૂનાનું તત્ત્વ કેલ્શિયમ તથા મગજને પુષ્ટિકારક તત્ત્વ ફોસ્ફરસ પાણીમાં ઓગળેલા ક્ષારોમાંથી કેટલેક અંશે શરીરને મળે છે. હાડકાં મુખ્યત્વે કરીને એથી બંધાએલાં હોય છે.

ખોરાકના વિષયમાં બે મુખ્ય ભાગો પડે છે. એક આમિષ એટલે માંસાદિ પદાર્થો ને બીજો નિરામિષ એટલે વનસ્પતિજન્ય પદાર્થો.

ખોરાકની મુખ્ય વસ્તુઓ આપણે લઈએ તો ઘઉં, જુવાર, બાજરી, તેમજ ચોખા, દાળ, મગ, વગેરે દાણારૂપ પદાર્થો છે. કેટલાકને બે ફાડ હોય છે ને કેટલાકને હોતી નથી. દાળ, વાલ, મગ વગેરે બે ફાડીઆ પદાર્થો હોય છે તેમાં ચિકાશવાળો પદાર્થ વધારે રહેલો હોય છે. બધી ચીજેનો લોટ થઈ શકે છે. ને લોટમાં મુખ્યત્વે કરીને બે જાતના રાસાયનિક પદાર્થો જોવામાં આવે છે તે ચાળવાથી જુદા પડે છે. ફોતરાંના ભાગને 'સેલ્યુલોઝ' કહે છે. એને આપણે છોડાં કહીએ છીએ. લોટમાં છોડાંની પાચન સારૂ જરૂર છે. છોડું ઘણું કરીને પાચનક્રિયામાં ઘણો ઓછો ભાગ લે છે પણ તે બીજી રીતે ઘણું ઉપયોગી છે; કેમકે આંતરડાંમાં અદ્રવ્ય કઠણ પદાર્થ હોવાથી આંતરડાની ક્રિયા બરોબર ચાલુ રહે છે. જંગલી લોકો દાણા કાંટવા વગરજ અનાજનો લોટ ખાતા હતા તેથી તેના શરીર સારાં રહતાં હતાં. મોટાં શહેરોની મીલોમાં ઘઉં વગેરેના આટામાંથી છોડાં તદ્દન કહાડી લેવામાં આવે છે. તેવા લોટનો ખોરાક વધારે ચિકાશવાળો હોય છે તોપણ તે ભારે છે અને પચી શકતો નથી.

બનેલાં રહેલા કાર્બન, હાઇડ્રોજન, ને ઓક્સિજનનાં તત્ત્વોનું પ્રમાણ કારબન ૬, હાઇડ્રોજન ૦. ઓક્સિજન ૫ અથવા તેના કોઈ પણ ગુણક, એ પ્રમાણે હોય છે. લોટનો બીજો ભાગ મેંદો છે. જેને અંગ્રેજીમાં 'સ્ટાર્ચ' કહે છે.

'સ્ટાર્ચ' નો અણુ ઘણો મોટો હોય છે ને તે 'સેલ્યુલોસ'–છાલાની પ્રમાણેજ બનેલો હોય છે. તફાવત માત્ર તે બન્નેની અંદર ઘટનામાંજ હોય છે. તેથી કરીને મેંદાનો કે 'સ્ટાર્ચ' નો અણુ પાણી કે એસિડ અથવા ગરમીથી પાણીનો એક અણુ અંદર લે છે 'સ્ટાર્ચ'ના અણુમાંથી પહેલાં ગુંદર જેવો ચીકણો પદાર્થ બને છે, અને ખાંડ જેવો દ્રાવ્ય પદાર્થ બને છે તેટલાં માટે 'સ્ટાર્ચ' ખાવાથી જોઈનો ખોરાક પેટમાં મળે છે. ત્યાંથી તે પચીને લોહીમાં ખાંડ તરીકે મળે છે. આથી શરીરને અમુક ગરમી રહે છે. ખાંડ ઓગળીને બળે છે. તેનુ શરીરમાં ઓક્સિજન જોડે મળીને ધીમું જ્વલન ચાલે છે. માટે 'સ્ટાર્ચ' એ ગરમી આપનારૂં તત્ત્વ ગણાય છે. હવે જો આપણે ઘઉંનો લોટ લઈએ ને તેમાં રહેલા 'સ્ટાર્ચ' ને પાણીમાં ધોઈએ ને કપડામાંથી છણીએ તો લોટનો 'સ્ટાર્ચ' નીકળી જશે ને કપડામાં એક ચીકણો સત્ત્વવાળો પદાર્થ રહી જશે તેને 'ગ્લુટિન' પદાર્થ કહે છે. તે પદાર્થ પાણીમાં ઓગળતો નથી તેની રાસાયનિક ઘટના આટાથી ઘણી જુદી છે. તેમા કાર્બન, હાઇડ્રોજન, અને ઓક્સિજન તત્ત્વો ઉપરાંત નિર્ગુણ તત્ત્વ નાઇટ્રોજન હોય છે. ઘઉં માં તે લગભગ ૯–૧૨ ટકા જેટલો રહે છે. ઘઉંની પૌષ્ટિક કિંમત તેના પ્રમાણ ઉપર આધાર રાખે છે. સારા ઘઉંમાં એનું પ્રમાણ વધારે હોય છે. એ પદાર્થ ખાવાથી આપણા શરીરનું માસ વગેરેનું બંધારણ થાય છે. એવા પદાર્થને 'પ્રોટિડ' કહે છે.

હવે આપણે દૂધ ચા વગેરેમાં ખાંડ વાપરીએ છીએ તેનો હેતુ સમજાશે. ખોરાકમાં તેના વગર ચાલે નહિ; કેમકે શરીરની ગરમી અમુક હદે રાખવા માટે તેવા પદાર્થોની અગત્ય ઘણીજ છે. ખાંડ પાણીમાં જલદીથી ઓગળે છે. તેના અણુનું બંધારણ કા૬ હા૧૨ ઓ૬ પ્રમાણે હોય છે. તેને રસાયનશાસ્ત્રમા કારબો–હાઈડ્રેટ કહેવામાં આવે છે; કેમકે તેમાં ૬ કાર્બન અણુ જોડે ૬ પાણીના અણુઓ મળે છે. ખાંડ પણ એક જાતની આવતી નથી. સાકર બગડતી નથી પણ જો તેમાં ખટાશનો ભાગ રહે તો બે અણુની બનેલી છુટી થઈને એક અણુની થાય છે ને તેમાં જંતુ થાય છે. એટલે બળીને દારૂ ને કાર્બોનિક એસિડના રૂપમાં આવી શકે છે. હવે જે ખાંડ શેરડામાં રહી છે તેજ ખાંડ ફળમાં

હોતી નથી. તેમાં સ્હેજ ફેરફાર હોય છે. દૂધમાં તેની સ્વાભાવિક ખાંડ હોય છે તેમાં પણ ફેર હોય છે; તેને 'મિલ્ક શુગર' કહે છે. ફળમાં રહેલી ખાંડને 'ફ્રુકટોસ' કહે છે. તફાવત માત્ર એટલે કે અણુનું પ્રમાણ તો એકજ, પણ અંદર ઘટનામાં થોડા થોડો ફેર પડે છે. એમાં કોઈ નિયમ તથા ઘટના છે.

હવે ખોરાકના બીજી જાતના તેલ જેવા પદાર્થોના પાકશાસ્ત્રના વિષયમાં શા ધર્મો રહ્યા છે તેનો વિચાર કરીએ.

તેલ, ઘી વગેરે ચિકાશવાળા પદાર્થો છે તે પાણી જોડે મળતા નથી. પણ જો પાણીમાં ખારો પડ્યો હોય તો તેની જોડે મળીને દૂધ જેવા બને છે. દૂધ પણ ઘીના અણુ અને પાણી જોડે મળીને એક 'ઇમલ્શન' બને છે. તેમ કેટલીક શાકભાજી કરતી વખતે આપણે પ્રથમ દૂધ કરી તેને ગરમ કરીએ છીએ. તેમાં શાક વઘારીને ચડાવવામાં આવે છે, તેથી શાક નરમ અને રસવાળું થાય છે. આ તેલમાં પણ કાર્બન તત્વની સાથે હાઇડ્રોજન ને ઓક્સિજન મળેલા હોય છે. તેલમાં પણ જુદા જુદા પ્રકાર હોય છે. એ મિશ્રિત પદાર્થ છે. એ કાંઈ એકજ પદાર્થ નથી. એનું પ્રથમ સ્વરૂપ સમજવાને આપણે એક સાદો દાખલો લઈશું. પ્રથમ કહી ગયા તેમ આપણા શ્વાસમાંથી નીકળેલો ગેસ અમ્લ છે ને તે ચૂના જોડે મળીને નિર્ગુણ ક્ષાર બને છે. સોડા કે ચૂનાને 'આલ્કલી' કહેવામાં આવે છે. જ્યારે અમુક પ્રમાણમાં ખારો ને અમ્લતા મળે છે ત્યારે ક્ષાર થાય છે. ખારો પારખવાને સારૂ હળદર બહુ ઉપયોગી છે. જો શાકમાં સોડા ખારાનો ભાગ વધારે પડ્યો હોય તેમાં જો હળદર હોય તો તરતજ તે રાતી પડી જશે; નહિતો પીળી રહેશે.

હળદર ને ક્ષાર મેળવવાથી કંકુ (રાતું) થાય છે એ સૌ જાણે છે. હવે તેલમાં પણ ઉપર કહ્યા પ્રમાણે બે જાતના પદાર્થનું ઘટન થયું હોય છે. એક ને 'ગ્લિસરિન' નું તત્ત્વ કહેવામાં આવે તે. જે ખારરૂપ હોય છે. બીજો પદાર્થ અમ્લ હોઈ ખોરાક તરીકે ઓળખાય છે. આ બે પદાર્થ મળવાથી તેલ બને છે. પણ આ તેલ બીજા કેરોસિન કે સુમપીલાર તેલ કરતાં નિરાળા પ્રકારનું હોય છે. આ તેલ ગરમ કરવાથી એવાં ને એવાં રહે છે. ક્ષાર અને અમ્લ તેમાંથી છુટાં પડતાં નથી અને એમને એમ ઉકળીને ઊડી જાય છે. રાંધવાના તેલી પદાર્થ, ઘી, તલનું તેલ, ભોંયસીંગનું તેલ, કોપરેલ વગેરે સ્થાયી તેલી પદાર્થ ગણાય છે. તે ગરમ કરવાથી બે ભાગમાં વધતા ઓછા પ્રમાણમાં છુટા પડે છે.

એટલાજ માટે ગરમ કરેલું તેલ ખોરૂં થાય છે. એ ખોરૂં તેલ વાપરવાથી ઉધરસ થાય છે.

તેલી પદાર્થ ખાવાથી શરીરને એક જાતની ચરબી મળે છે. જે ચરબી ભરેલા ખજાના માફક ઠંડીમાં ગરમી આપવા સારૂ કામ લાગે છે. આપણા શરીરમાં જે ચરબીનો ભાગ હોય છે તેની વપરાશ જ્યારે ઠંડી વધારે પડે છે ત્યારે ગરમી આપવામાં થાય છે. તેલની પચવાની ક્રિયા ઘણીખરી પેટમાંના 'પેપ્સીન' મળ્યા પછીજ આંતરડાંમાં થાય છે. તેમાં 'લીવર'માંથી 'બાઈલ' આવી મળે છે. આમિષ ખોરાકમાં 'આલ્બુમિનસ' પદાર્થ હોય છે. તેમાં કારબનની રચના ઘણીજ સૂક્ષ્મ ને ગુંચવણભરેલી હોય છે. તે ઉપર કહી ગયા તેમ ઘઉંના 'ગ્લુટિન' અથવા દાળના 'પ્રોટિડ' પદાર્થ જેવીજ હોય છે. દાખલા તરીકે, ઇંડાના કોટલામાં જે પદાર્થ રહ્યો છે, તેને 'એલ્બ્યુમિન' કહે છે. તે ઠંડા પાણીમાં ઓગળે છે, અને ગરમ પાણીમાં સખત થઈ જાય છે. ઈંડાંમાં એ પ્રકારનો 'એલ્બુમીન' રહ્યો છે. એક સફેદ ને બીજો વચલો પીળો ભાગ જેને 'ન્યુક્લિન' કહે છે. તેમાં નાઇટ્રોજન તથા ફોસ્ફરસ ઘણાજ વધારે પ્રમાણમાં હોય છે. હવે જો આપણે 'આલ્બુમિન' ને પકવવું હોય તો તેને ઠંડા પાણીમાં નાખીને ધીમે ધીમે ઉકાળવું જોઈએ નહિ. પણ પ્રથમ ગરમ કરેલા પાણીમાં તે એકદમ નાખવું તેથી આસપાસનું 'એલ્બુમિન' એકદમ કઠણ થઈ જાય છે. પછી માહે રહેલું 'આલ્બુમિન' બહાર ઉકળતા પાણીમાં આવી જતું નથી પણ ધીમે ધીમે અંદર સીઝે છે ને પાકે છે. આવીજ રીતે શાક, ચણા, વાલ, વટાણા, લીલા કે સુકા બનાવવામાં ધ્યાન રાખવું જોઈએ. પાણીને ગરમ કરીને તેમાં પદાર્થ નાખવાથી તે ઘણો સારો મીઠો બને છે. કેમકે તેની અંદર રહેલા 'આલ્બુમિન' અથવા 'પ્રોટિડ' પદાર્થ બહાર નીકળી જતા નથી પણ રસવાળા અંદરજ રહીને પાકે છે. તેથી શાક વગેરે મીઠું તથા લહેજતદાર રહે છે. હંમેશાં રસોઈમાં પ્રથમ ઉકળતા પાણીમાં અનાજ નાખીને પછીથી તાપ ઓછો કરવો જોઈએ. પણ પછીથી ઉકાળ ઉકાળ કરવાથી રાંધવાની ચીજો ખરાબ થઈ જાય છે, અને ચીકી પડી જાય છે. અને 'ફર્મેન્ટ' જેને 'વિટામિન્સ' કહેવામાં આવે છે તે ખરાબ થઈ જાય છે. આ 'વિટામિન્સ' શરીરને બાંધવામાં ઘણા કામના હોય છે. માટે ખોરાક પકવવામાં તાપ ૧૦૦°થી વધારે ન કરતાં ૮૦°–૧૦૦° ડીગ્રીની અંદરજ રાખવાથી ઘણોજ ફાયદો થાય છે.

---

| | | | |
|---|---|---|---|
| પ્રેમ ની સ | ધ ની પ ધ | મ ધ પ મ | ગ રી સ – |
| અ મ રી જ | ડા તું ભાઇ | ને–પા– | ર ણી એ – |
| મ – ગ ગ | ગ મ પ ધ | ની – ધ પ | |
| પ્રે – તે જી | ઓ – પં ધ | રે – તું રે | |
| ગ મ પ ધ ની | પ – ગ મ | ગ મ રી ગ | સ — — — |
| બા ઈ ને – – | દા – લ ર | ડું – વ્હા – | લું — — — |

નોટ–રાગ માઢના ગવાગણમાં સર્વે સ્વરો શુદ્ધ આવે ક્વચિત્ ની ✓ વપરાય છે.

---

## સરકારી જાહેરખબર

(ડિ., ભા. ના. એ. ઈ. ના હુકમ નં. ૯૬૭૭, તા. ૨૨–૧૧–૨૪ ના આધારે )

### વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા, ઉત્તર ભાગ

નં. ૬૮૯૮

સને ૧૯૨૫ ના એપ્રિલ માસમાં થવાની વ. ફા. પરીક્ષા માટે નીચે પ્રમાણે પુસ્તકો નક્કી કરવામાં આવ્યાં છે :—

**ગુજરાતી**

પાડેલો વિષય—

ભાગ ૧—કેળવણીખાતાની સાતમી ચોપડીના ( છેલ્લી આવૃત્તિના ) તમામ ગદ્યપદ્યના પાઠો.

મુખપાઠ—૭, ૧૧, ૧૫, ૨૪, ૨૮, ૩૨, ૪૦, ૪૪ અને ૫૮, એ પાઠોની કવિતાઓમાંથી ૩૦૦ લીટીઓ.

## ઉર્દુ—વર્નાક્યુલર

### ઉર્દુ

પહેલો વિષય—

(અ) ઉર્દુ મિડલ કોર્સ, ભાગ ૨, પંજાબ સિરીઝ, પા. ૮૫ ૧૮૭.
(બ) મુસદ્દસ-એ-હાલી, ૫૦ બંદ અથવા છઠ્ઠા બંદથી ..શરૂ થતી ૩૦૦ લીટીઓ.

### વર્નાક્યુલર—ગુજરાતી

(ગુજરાતી સાતમી ચોપડી)

છઠ્ઠો વિષય—

(છેલ્લી આવૃત્તિ) પાઠો—૧, ૨, ૪, ૫, ૬. ૧૦, ૧૨, ૧૩, ૧૬. ૧૭, ૧૮, ૨૧, ૨૨, ૨૬, ૩૦, ૩૪, ૩૫, ૪૧, ૪૫, ૪૬, ૪૭, ૪૯, ૫૦, ૫૨, ૫૪, ૫૬, ૫૭, ૫૯, ૬૧ અને ૬૨ (બધા મળી ૩૦ પાઠો).

### વર્નાક્યુલર—ઉર્દુ

### ગુજરાતી

પહેલો વિષય—

(અ) ગુજરાતી સાતમી ચોપડી (છેલ્લી આવૃત્તિ), પાઠો—૧, ૨, ૪, ૫, ૬, ૮, ૧૦, ૧૨, ૧૩, ૧૪, ૧૬, ૧૭, ૧૮, ૨૧, ૨૨, ૨૬, ૨૭, ૩૦, ૩૪, ૩૫, ૪૧, ૪૫, ૪૬, ૪૭, ૪૯, ૫૦, ૫૨, ૫૪, ૫૬, ૫૭, ૫૯, ૬૧, ૬૨, ૬૪ અને ૬૫ (બધા મળી ૩૫ પાઠો).
(બ) કવિતા—સાતમી ચોપડીમાંથી પાંચ કવિતાઓ, ૧૫, ૧૯, ૨૮, ૩૭ અને ૪૮.

### ઉર્દુ

છઠ્ઠો વિષય—

(અ) ઉર્દુ મિડલ કોર્સ, ભાગ ૨, પંજાબ સિરીઝ, પા. ૯૨–૧૫૦
(બ) મુસદ્દસ-એ-હાલી, ૩૩ બંદ અથવા છઠ્ઠા બંદથી ૧૯૮ લીટીઓ.

### ભૂમિતિ

બીજો વિષય—

કેળવણી ખાતાની 'નવી ભૂમિતિ', ભાગ ૧, વિભાગ, ૧, ૨, ૩, પ્રમેયો અને કૃત્યોમાંથી નીકળતાં પ્રશ્નો સહિત.

ઉ. ભા. ના. એ. ઈ. ની ઑફિસ, અમદાવાદ, ૧૦–૯–૨૪. (સહી) કે. એસ. વકીલ એ. ઇ. ઉ. ભાગ.

## ઇનામ પત્રક

### જુલાઈ—ડિસેમ્બર

### સુરત જિલ્લો

| ગામ—તાલુકો | ઇનામ વહેંચનારનું નામ | રકમ | હેતુ |
|---|---|---|---|
| વસુ—ચોર્યાસી | શેઠ પેસ્તનજી ડોસાભાઈ | ૫—૦—૦ | પતાસાં વહેંચ્યાં |
| વટાર—પારડી | શેઠ માણેકજી નસરવાનજી | ૭—૦—૦ | દર માસે ઇનામ આપવું શરૂ કર્યું |
| કરોદ—સુરત | મિસ્ત્રી પરભુભાઈ મોતીભાઈ | ૫—૮—૦ | સાકર દૂધ આપ્યાં |
| ચીખલી—સુરત | શેઠ દીનશાહજી દાદાભાઈ | ૧૨૫—૮—૦ | આરસીઓ ભેટ આપી |
| બાલીમોરા—ચીખલી | શાહ ગોવિંદજી ખુશાલચંદ | ૭—૮—૦ | પતાસાં તથા પેન વહેંચી |
| અમરાના—જલાલપુર | ડાહ્યાભાઈ વીરચંદ | ૬—૦—૦ | મિઠાઈ વહેંચી |
| મગવા—જલાલપુર | ડાહ્યાભાઈ લાલભાઈ તલાટી | ૧—૦—૦ | દર વર્ષે ધો ૪ મા પહેલા નંબરને કાયમનું ઇનામ |
| અડાજણ—ચોર્યાસી | મિસ્ત્રી ફૂલચંદ ખુશાલદાસ | ૭—૮—૦ | દૂધ પાયું |
| સુરત—સુરત | ખોજા નુરમહમદભાઈ રહીમભાઈ | ૧૦૦—૦—૦ | છોકરાઓને પેંડા આપ્યા |

### અમદાવાદ જીલ્લો

| ગામ—તાલુકો | ઇનામ વહેંચનારનું નામ | રકમ | હેતુ |
|---|---|---|---|
| [illegible]—પાલનપુર | સ્કૂલ કમિટિના પ્રેસિડેન્ટ | ૫—૦—૦ | સાકર વહેંચી |
| સીમેજ—ધોળકા | નાથાલાલ ખેમચંદ | ૩૩—૮—૦ | ઘડીઆળ આપ્યું |
| વાલકુડ—ઘોઘા | ગામલોક તરફથી | ૩૭—૮—૦ | [illegible] જમાડી |
| અડવાળ—ધંધુકા | ગામના [illegible] ચોએ | ૮૧—૦—૦ | [illegible] આપ્યું |
| ગુડાલ—દસક્રોઈ | પા. ગોવીંદભાઈ મકનદાસ | ૬૦—૦—૦ | [illegible] જમાડી |
| કેલીઆ—ધોળકા | માધવલાલ ગીરધરભાઈ | ૧૧—૦—૦ | પેંડા વહેંચ્યા |
| ચલોડા—ધોળકા | બહાર ગામના આગેવાનો તથા ગામના આગેવાનોએ | ૪૬—૦—૦ | [illegible] જમાડી તથા [illegible] પ્યાલા વહેંચ્યા |
| અમદાવાદ—અમદાવાદ | મે. અમદાવાદ જિલ્લાના આ. ડે. મે. [illegible] સાહેબે | ૧૦—૦—૦ | પુસ્તકો તથા |

| | | | ઇનામ વહે |
|---|---|---|---|
| નેર-વાવકાંઠા | મસ્ત્રી દેવલક્ષ્મીબાઈ બહેચરદાસ | ૭૫-૦-૦ | સ્કૂલ જમાડી. |
| ધંધુકા-ધંધુકા | રણછોડલાલ ગીરધરલાલ | ૮-૦-૦ | પેંડા વહેંચ્યા. |
| જામજેતપુર-ઉ.દ. | ગામ લોકોએ | ૧૧૦-૦-૦ | સ્કૂલ જમાડી. |
| કુંડલ-ઉ. દ. | મજે વાગડ ગામના આગેવાનોએ | ૫૫-૦-૦ | સ્કૂલ જમાડી. |

**ખેડા જિલ્લો**

| | | | |
|---|---|---|---|
| પીઠાઈ-કપડવણજ | ગામ લોકોએ | ૪૦-૦-૦ | સ્કૂલ જમાડી. |
| મોકવા-અહેમદાવાદ | ગામ લોકોએ | ૫૭-૦-૦ | સ્કૂલ જમાડી. |
| વાસદ-આણંદ | બાઈ ફંકુ તથા પા. છગન હીરા | ૮૫-૦-૦ | સ્કૂલ જમાડી. |
| ખાનપુર-બોરસદ | પા. ખુશાલભાઈ જીવાભાઈ | ૨૮-૧૦-૦ | સ્કૂલ જમાડી. |
| મિત્રાલ-નડિઆદ | જેઠાભાઈ નારણભાઈ | ૭૨-૦-૦ | સ્કૂલ જમાડી. |
| રંગાપુરા-નડિઆદ | ગામ લોકોએ | ૨૫૫-૦-૦ | સ્કૂલ જમાડી. |
| અમીદરા-મહેમદાવાદ | ગામ લોકો તથા પટેલ શંભુભાઇ | ૨૭-૦-૦ | સ્કૂલ જમાડી. |
| મહુધા-કપડવણજ | બાહાર ગામના આગેવાનો | ૫૯-૧૨-૦ | પિતળના પ્યાલા વહેંચ્યા. |
| વહેરા-આણંદ | પા. ચુનીલાલ જેઠાભાઈ | ૧૫-૦-૦ | સ્કૂલ જમાડી. |
| | | ૩૬-૦-૦ | ઉર્દુ તથા ગુજરાતી શાળામાં |
| કંજોડા-નડિઆદ | પા. મંગળભાઈ ભાઈલાલભાઈ | ૩૪-૮-૦ | સ્કૂલ જમાડી. |
| શ્વાલ-માતર | માજી માસ્તર તથા દેવસિંહ ગુલાબસિંહ | ૨૫-૦-૦ | સ્કૂલ જમાડી. |
| વાસદ-આણંદ | પુરશોત્તમ ગગાદાસ પા | ૩૫-૦-૦ | સ્કૂલ જમાડી. |
| રદણુ-નડિઆદ | પા. ઓતમદાસ મદનદાસ | ૪૦-૧૨-૦ | સ્કૂલ જમાડી. |
| દહેમી-બોરસદ | પા. મણીભાઇ આશાભાઈ | ૬૨-૧૨-૦ | સ્કૂલ જમાડી. |
| કંજોડા-નડિઆદ | પા. દેસાઈભાઈ ગોપાલદાસ | ૯-૮-૦ | મીઠાઈ વહેંચી. |
| વડતાલ-નડિઆદ | ગામના આગેવાનોએ | ૩૧૮-૦-૦ | સ્કૂલ જમાડી. |
| ધામણ્વા-આણંદ | ગામના આગેવાનોએ | ૪૭૦-૦-૦ | સ્કૂલ જમાડી. |
| કંજોડા-નડિઆદ | શાહ. મંગળદાસ ગીરધરદાસ | ૧૦-૦-૦ | મીઠાઈ વહેંચી. |
| | સુથાર ગોરધનભાઇ રણછોડભાઇ | ૧૧-૮-૦ | સ્કૂલ જમાડી. |

| | | | |
|---|---|---|---|
| કવાન્ટ-ડોશ | ઉદેપુર ના ઠાકોરસાહેબે | ૨—૦—૦ | સાકર વહેંચી. |
| જીતપુરા-ગોધરા | દરબારશ્રીના લગ્ન પ્રસંગે | ૪—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| દોલતપુર-પાંડુમેવાસ | પા. મથુરભાઈ તળશીભાઈ | ૧૫-૦—૦ | સ્કૂલ જમાડી. |
| અરાદ-હાલોલ | રાઠોડ શિવસિંહજી ભગવાનસિંહજી | ૫—૦—૦ | ઇનામ વહેંચ્યું. |
| નસવાડી-સંખેડામેવાસ | ગામ લોકોએ | ૮—૦—૦ | શેકેલા ચણા વહેંચ્યા. |
| લુણાવાડા-ગોધરા | શ્રી સૌભાગ્યસિંહજી | ૮—૮—૦ | મિઠાઇ વહેંચી. |

## ભરૂચ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| ગંધાર-વાગરા | પા. ગોવિંદભાઈ નાથાભાઈ | ૨૦-૦-૦ | સ્કૂલ જમાડી. |
| દીગુરવા-ભરૂચ | ઇસ્માઈલ મુગલ મુસાએ | ૧૦-૦-૦ | સ્કૂલ જમાડી. |
| નોંધણા-જંબુસર | અમીન પરસોતમ નરસિંહભાઈ | ૪૫-૦-૦ | સ્કૂલ જમાડી. |
| ઉમેર-જંબુસર | ગામના સદ્‌ગૃહસ્થોએ | ૧૫-૦—૦ | સ્કૂલ જમાડી. |
| રોધ—આમોદ | પા. મનોરભાઈ ભગવાનની વિધવા બાઈ હેતા | ૨૫-૦—૦ | સ્કૂલ જમાડી. |
| નોંધણા-જંબુસર | ગામલોકોએ | ૬૦-૦—૦ | સ્કૂલ જમાડી. |
| દીવા-અંકલેશ્વર | ગામના આગેવાનોએ | ૯—૧૨—૦ | પતાસા વહેંચ્યાં. |
| માંડવા-માંડવા | ઠાકોર સાહેબ તથા ગામના લોકોએ | ૧૨૫-૦—૦ | સ્કૂલ જમાડી. |
| આમોદ-આમોદ | મગનલાલ અમરચંદ | ૧૦-૦—૦ | મિઠાઈ તથા પ્યાલો વહેંચ્યા. |
| રોધ-આમોદ | પટેલ રસિંહ દેસાઈ | ૨૭-૧૨-૦ | સ્કૂલ જમાડી. |
| સરભાણ-આમોદ | ગામલોકોએ | ૪૧-૦—૦ | ખુરશીઓ તથા સ્ટાન્ડિટનો આપ્યાં. |
| માનર આમોદ | ઠાકોર સાહેબે તથા ગામના આગેવાનોએ | ૭૧૦-૦-૦ | સ્કૂલ જમાડી. |
| ટંકારી-જંબુસર | સ્કૂલ કમિટિએ | ૯—૮—૦ | મિઠાઈ વહેંચી. |
| નોંધણાવ-જંબુસર | પા. ભગવાન હરિભાઈ | ૩૦-૦—૦ | સ્કૂલ જમાડી. |
| કોબલા-આમોદ | મીઠાભાઈ વરધભાઈ | ૨૩-૪—૦ | સ્કૂલ જમાડી. |
| ધમણાદ-આમોદ | ગામલોકોએ | ૩૦-૦—૦ | ઇનામ વહેંચ્યાં. |
| સેરસર-વાગરા | પટેલ પુરુષોત્તમ હીરાભાઈ | ૧૫-૦-૦ | ધર્મઆળ આપ્યું. |

# નૂતન હુન્નરસાગર

જાતિ અનુભવ તેમજ વિવિધ ગ્રંથોના આધારે આ પુસ્તકમાં વિવિધ વિષયો ઉપર ઘણીજ લંબાણથી માહીતી આપેલી હોવાથી ગમેતેવો અજાણ્યુ, અજ્ઞાન માણસ પણ આ પુસ્તકની સહાયતાથી હુન્નરો શીખી શકે છે. આમાં ભીણ્યુમસીઓ, શાહીઓ તથા તે સંબંધીના મસાલા વગેરે ખુશ રંગો, હાથીદાંત ઉપર ચઢાવવાના જુદા જુદા રંગોને તે સાફ કરાવવાની રીત તથા તે જાતના સાંધવા માટેની મેળવણી સાબુઓ જેવા કે વીડસરસોપ, બારસોપ, કપડાં ધોવાના સાબુના પાઉડર, વગેરે ઘણી જાતના સાબુઓની માહીતી, જુદી જુદી જાતના વાર્નિશો કુવા અને કેટલી ઉંડાઈએ પાણી નીકળશે તે સંબંધીની માહીતી, શીંગડાં તેમજ હાથીદાંતનાં બટનો, કાચનાં પીતળનાં, લોખંડનાં બટનો જુદી જુદી જાતનાં પકવાન; અથાણાં ચટણી વગેરે બનાવવા વિષે, અગરબત્તી અર્ગજો, ગુલાબ, અબીલ, અને છીંકણી, બનાવટી સ્લેટો કાચો એગાપો સુગંધી ધુપ માગ-જની ચીજો લાકડા જેવી કરવા વિષે રૂપા, ત્રાંબા આદી ઉપર ઢોળ ચઢાવવાની જુદી જુદી રીતો સોનેરી શાહી, કપડાં ઉપરની બાગવાનને ઉપયોગી દરેકાઈ જાતના ડાઘ કાઢવાની રીત જેવા કે મોતી ઉપરનો, તમાકુનો, જર્મન સીલવર ઉપરનો ડાઘ, દીવાસળીઓ, બીલાપતી બપોરીયા, રંગીન તાગાઓ; વગેરે વગેરે. જુદી જુદી જાતના ત્રાસદાયક જંતુઓ દૂર કરવાની રીત જુદી જાતની લાખ જેવી કે સીલ કરવાની લાખ તેમજ કાળી લાખ; ચામડાં સંબંધીના જુદી જુદી જાતના હુન્નરો કાચ સંબંધી જુદા જુદા હુન્નરો લાકડા સંબંધીના જુદી જુદી જાતના હુન્નરો, ધાતુઓ સંબંધી ભિન્ન ભિન્ન પ્રયોગો જુદી જુદી જાતનાં સુગંધી તેલો જેવા કે, માલીક્યઈ, ટીક્ચર આયોડાઈન, એવી વગેરે ઘણી ઉપયોગ બાબતો આપવામાં આવી છે. સર્વ સાધારણોને સમજણ પડે તેટલા ખાતર પુસ્તકની ભાષા ઘણી સહેલી રાખવામાં આવી છે. કાગળ ગ્લેજ પાકું પુઠું. જેનાં કિંમત માત્ર રૂ. ૧ા પોસ્ટેજ. ાા=

મળવાનું ઠેકાણું:—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર.

રાયખડ દરવાજા—અમદાવાદ.

૧૨ ઇન્ગ્લંડમાં પ્રાથમિક કેળવણી ... ... ... ૬૬
૧૩ ઇન્ગ્લંડમાં કેળવણી પ્રત્યે પ્રજાની લાગણી ... ... ૧૮૮-
૧૪ ઉત્તર ભાગ: વસ્તી સાથે જિલ્લા, પ્રાંત અને તાલુકાઓ... ... ... ... ... ૮૨
૧૫ કવિતા વિષે... ... ... ... ... ૪૪
૧૬ કાઠિઆવાડની ભૂગોળ: પ્રાંતવાર જોવા જોગ હકીકત .. ... ... ... ... ૧૭
૧૭ કેળવણીના ત્રણ મુખ્ય ઉદ્દેશ ... ... ... ૨૨૭-
૧૮ ખેતીકામનો ઐચ્છિક અભ્યાસક્રમ... ... ... ૧૯૫-
૧૯ ગત વર્ષનું અવલોકન ... ... ... ... ૧
૨૦ ગામડામાં કેવા શિક્ષણની જરૂર છે ... ... ૨૮૯-૨
૨૧ ગુજરાત કલાપ્રદર્શન ... ... ... ... ૬૯-
૨૨ ગુજરાતની કેળવણી સંબંધી સ્થિતિ ... ... ૧૬૯-૧
૨૩ ગુરુપદનું ગૌરવ ... ... ... ... ૯-
૨૪ ગોધરા શિક્ષકસંમેલનનો ટુંકો હેવાલ ... ... ૩૬૩-૩
૨૫ ઘડિઆળ વિના વખત જોવાની રીત ... ... ૩
૨૬ ચર્ચાપત્રના ઉત્તર. ... ... ... ... ૫૫-
૨૭ ચિત્રો: વાર્તા માટે. ... ... ... ... ૧૭૭-૧
૨૮ ચિત્રો બગીચાની રચના... ... ... ... ૧૨૨-૧
૨૯ ચોરસમાંથી બનાવી શકાય એવાં જુદાં જુદાં ચિત્રો... ૧
૩૦ છેલ્લી સામ્રાજ્ય કેળવણી કોન્ફરન્સ: પ્રદર્શન ... ૩૨૧-૩
૩૧ ટ્રેનિંગ કોલેજો (સ્ત્રીઓ તથા પુરુષો માટેની કોલેજો-
ઓ)માં ચિત્રકામ તથા હસ્તશિક્ષણનો અભ્યાસક્રમ ... ૩

૩૨ તંત્રીનો ફેરફાર ... ... ... ... ૩૩-૩૬
૩૩ તારીખપરથી વાર લેવાનું ૧૬૦૦ વર્ષનું કૅલેન્ડર .... ૨૪૪-૨૪૫
૩૪ દંતમંજન : ખેડા જિલ્લાની પ્રાથમિક શાળાઓમાં
તેનો ઉપયોગ ... ... ... ... ૨૦૭-૨૧૦
૩૫ દંતમંજન વિષે વધુ હકીકત ... ... ... ૩૦૩-૩૦૪
૩૬ દાંતની સંભાળ ... ... ... ... ૩૦૫-૩૦૭
૩૭ દેહોત્સર્ગ ... ... ... ... ... ૨૨-૨૩
૩૮ નીતિ કે બળ ? ... ... ... ... ૫૪-૫૫
૩૯ પહેલી ચોપડી કવિતાનું નોટેશન.... ... ... ૩૧૦-૩૧૧
૪૦ ,, ,, ,, ,, ... ... ... ૩૭૮-૩૮૦
૪૧ પાકશાસ્ત્ર .. ... ... ... ... ૩૬૯-૩૭૭
૪૨ પાણીનું ઘડિયાળ . ... ... ... ૪૭-૪૨
૪૩ પ્રાથમિક શાળાઓમાં ચિત્રકળાનો પુનરુદ્ધાર... ... ૨૬૨-૨૬૬
૪૪ પ્રાથમિક શાળાઓમાં ચિત્રકામનો સને ૧૯૨૪ નો
નવો અભ્યાસક્રમ ... ... ... ... ૭૭-૭૮
૪૫ પ્રાથમિક શાળાઓમાં ચિત્રકામનો અભ્યાસક્રમ. ... ૩૮૭-૩૮૯
૪૬ પ્રાથમિક શાળાના શિક્ષકોના પગાર. ... ... ૧૧૯-૧૨૦
૪૭ પ્રાણીવર્ણન : યાક ... ... ... ... ૫૩
૪૮ પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજની કાર્યપદ્ધતિ
તથા વ્યવસ્થામાં કેટલાક ફેરફાર ... ... ૭૫-૭૭
૪૯ પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના વાર્ષિક કામનું
પ્રદર્શન ... ... ... ... ... ૩૫૮-૩૬૨
૫૦ બાળપોથી : કવિતાનું નોટેશન ... ... ...૨૪૩ક-૨૪૩ખ
૫૧ બાળના હક ... ... ... ... ... ૧૯૫

૫૨ બાળસંરક્ષણને લગતા કાયદાનો ખરડો. ... ... ૧૭૫-૧૭૬
૫૩ બાળમંદિરમાં ઐચ્છિક ચિત્રાલેખન. ... ... ૩૫૩-૩૫૭
૫૪ બેબી વીક: બાળરક્ષણની યોજના ... ... ૬૭-૬૯
૫૫ બ્રેડફર્ડનું લિલિકોફર શિશુ-વિદ્યાગૃહ (નર્સરી સ્કૂલ) ... ૩૭-૪૨
૫૬ મહાલક્ષ્મી ટ્રેનિંગકોલેજ ફૉર વિમેનનો સુવર્ણ મહોત્સવ ... ૨૨૯-૨૩૬
૫૭ મહારાણી મેરીનો સંદેશો ... ... ... ૨૦૬
૫૮ માલદીપ ટાપુનો પ્રાચીન ઇતિહાસ ... ... ૧૩-૧૬
૫૯ મુસલમાન કોમને કેળવણીમાં આગળ પડતાં નડતી મુસ્કેલીઓ.... ... ... ... ... ૩૦૨-૩૦૩
૬૦ મુંબઈના ના. ગવર્નર સર લેસ્લિ વિલ્સનનું ભાષણ ... ૨૫૮-૨૬૧
૬૧ રા. બા. કમળાશંકરભાઈ પ્રાણશંકરભાઈ ત્રિવેદી-નું ભાષણ ... ... ... ... ૯૭-૧૧૮
૬૨ વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં બેઠેલા વિદ્યાર્થીઓના કામની સમાલોચના... ... ... ... ૭૩-૭૫
૬૩ વર્નાક્યુલર (કન્યાઓ માટેની) પરીક્ષાના ધારાઓ... ૨૦૦-૨૦૫ (૧૯૨૪)
૬૪ વ. ફા. પરીક્ષામાં બેઠેલા વિદ્યાર્થીઓના કામની સમાલોચના ... ... ... ... ... ૨૭૧-૨૭૫ (૧૯૨૪)
૬૫ વિધવાઓનુ જીવન; સમાજસેવાનાં કામો-માંદાની માવજત વગેરે ... ... ... ૨૧૦-૨૧૧
૬૬ શિક્ષક અને ગ્રામ્ય જીવન ... ... ... ૨૩૭-૨૪૩
૬૭ શિક્ષકોને વિજ્ઞપ્તિ ... ... ... ... ૮૮
૬૮ શિક્ષકોને સૂચના ... ... ... ... ૧૯૨

૬૯ સેન્સસ-રિપોર્ટ—સને ૧૯૨૧ ... ... ... ૭૯–૮૩
૭૦ સંગીતશિક્ષણ ... ... ... ... ૧૦૦–૧૨૧
૭૧ સૃષ્ટિજ્ઞાન તથા બાગકામનો અભ્યાસક્રમ ... ... ૧૨૯–૧૩૨
૭૨ સૃષ્ટિજ્ઞાન તથા બાગકામના શિક્ષણમાં શિક્ષકોને સૂચનાઓ ૧૩૩–૧૬૪
૭૩ સૃષ્ટિજ્ઞાન તથા બાગકામના શિક્ષણમાં શિક્ષકોને સૂચનાઓ ૧૮૩ ૧૮૭
૭૪ સંવાદ ... ... ... ... ... ૨૦–૨૨
૭૫ સૂર્યમુખી ફૂલ .. ... ... ... ... ૫૦–૫૨
૭૬ સ્કાઉટોની સ્હેલ ... ... ... ... ૮૩–૮૭
૭૭ સ્કાઉટનું જીવન ... ... ... ૨૫૭
૭૮ હસ્તકલાશિક્ષણ : સ્લૉઈડ પદ્ધતિ ... ... ... ૨૭૫–૨૭૮
૭૯ „ „ „ „ ... ... ... ૨૯૫–૨૯૯
૮૦ „ „ „ „ ... ... ... ૩૪૯–૩૫૧
૮૧ હિંદુસ્તાનનું મહેસૂલ અને માથા દીઠ આવક ... ૧૮૮–૧૮૧
૮૨ હેમ્પોગ્રાફ ... ... .. ... ... ૨૯૯–૩૦૧
૮૩ શુદ્ધિપત્રક ... ... .. ... ... ૪૯
૮૪ „ ... ... ... ... ... ૨૬૩
૮૫ પંચાંગ ... ... ... ... ૨૧૮૦

## પુસ્તક ૬૩:—સરકારી જાહેરખબર

૧ સને ૧૯૨૩ ની વ. ફા. પરીક્ષામાં પાસ થયેલા ઉમેદવારોની યાદી ... ... ... ... ૨૪–૨૫
૨ મંજુર કરેલાં પુસ્તકોની યાદી ... ... ... ૨૬–૨૭
૩ સ્કોલરશિપોની હરીફાઈની પરીક્ષાઓ ... ... ૨૮–૩૦
૪ ઘડકાયા ફૂનરાના કળ્ડ વિષે સરકારી હુકમ... ... ૩૦
૫ મેસર્સ કરસનદાસ એન્ડ સન્સ : ચોપડીની કિંમત ... ૩૦

અનુક્રમણિકા

૬ વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા ... ... ... ૫૯-૬૦
૭ મેસર્સ કરમનદાસ એન્ડ સન્સ; નકશાઓની કિંમત... ૬૧
૮ છોકરાઓ માટેની વાચનમાળાની ચોપડીઓની કિંમત... ૬૧
૯ "સુરત અખબાર" વર્તમાનપત્ર .... ... ... ૬૨
૧૦ વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા (સને ૧૯૨૪ ની કન્યાઓ માટેની) .. . ૮૮
૧૧ સને ૧૯૨૪ ની વર્નાક્યુર ફાઇનલ પરીક્ષાનો કાર્યક્રમ... ૮૯
૧૨ મંજુર કરેલાં પુસ્તકોની યાદી ... ... ... ૯૦-૯૨
૧૩ વ. ફા-પરીક્ષામાં પાસ થયેલા ઉમેદવારોની યાદી ... ૯૩-૯૪
૧૪ મેસર્સ કરમનદાસ એન્ડ સન્સ: નર્મગદ્યની કિંમત ૧૨૫
૧૫ રા. રા. માધવલાલ હરિલાલ સ્મારક ફંડ: પરીક્ષા ... ૧૨૫
૧૬ મંજુર કરેલાં પુસ્તકોની યાદી ... ... ... ૧૨૬
૧૭ ગુજરાતી ખેતીવાડી સ્કૂલ ... ... ... ૧૬૫
૧૮ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષા (૧૯૨૪) ... ... ... ... ... ૧૬૭
૧૯ રણછોડલાલ છોટાલાલ ટેકનિકલ ઇન્સ્ટિટયુટ ... ૧૬૭
૨૦ સાઉ-પ્રાંતમાંની પ્રાથમિક શાળાના શિક્ષકોના પગાર-ની યોજના વિષે ... ... ... ... ૨૧૨
૨૧ ત્રિવેદી વાચનમાળાની ચોપડીની કિંમત ... ... ૨૧૩
૨૨ શાળાપત્રના પુઠાની ડિઝાઈન ... ... ... ૨૧૪
૨૩ બાગકામના શિક્ષણ સંબંધી હુકમ ... ... ૨૧૪
૨૪ કન્યાવાચનમાળાની ચોપડીની કિંમત ... ... ૨૧૪
૨૫ મંજુર કરેલાં પુસ્તકોની યાદી ... ... ... ૨૧૫

૨૬ ઇનામપત્રક ... ... ... ... ... ૨૧૦-૨૨૬
૨૭ ચાલુ પ્રાથમિક કેળવણી ઉપર નિબંધ માટે ઇનામ ૨૨૬
૨૮ વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા સંબંધી ચોથો નિયમ ૨૪૬
૨૯ વ. ફા. પરીક્ષાના ધારાઓમાં પરિશિષ્ટ 'બ'માં સુધારો ૨૪૬
૩૦ મંજુર કરેલાં પુસ્તકોની યાદી ... ... ... ૨૪૭-૨૫૬
૩૧ રણછોડલાલ છોટાલાલ ટેકિનકલ ઇન્સ્ટિટયુટ જા. ખ. ... ૪૯-૫૦
૩૨ સને ૧૯૨૪ની કન્યાઓ માટેની વ. ફા. પરીક્ષાના નિયમ ૨૮૦
૩૩ " " " વ. ફા. નાં સ્થળો ... ૨૮૦
૩૪ " " " પરીક્ષાનો કાર્યક્રમ ... ૧૮૧
૩૫ મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ સંબંધી પ્રાવેશિક પરીક્ષા ૨૮૨
૩૬ પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ તથા મા. લ. ટ્રેનિંગ કૉલેજમા દાખલ થવા માટે સૂચના ... ... ... ૧૮૨
૩૭ નવરોજી પેસ્તનજી સ્કોલરશિપ પરીક્ષાનું પરિણામ ... ૧૮૨
૩૮ ૧૯૨૪ની વ. ફા. પરીક્ષામાં પાસ થયેલા ઉમેદવારોની યાદી. ... ... ... ... ... ૨૮૩-૨૮૮
૩૯ કન્યાઓ માટેની વ. ફા. પરીક્ષાઓ માટેની ભાવનાઓ.... જા. ખ-૫૭
૪૦ પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના વાર્ષિક પરીક્ષા જાહેર ખબર ... ... ... .. ... જા. ખ-૫૭
૪૧ સ્પેશિઅલ સ્કાલરશિપો ... ... ... ૩૧૨-૩૧૫
૪૨ રા. પ્રેમચંદ કરમચંદ શાહની "દેશી નામાની પદ્ધતિ" ની કિંમત. ... ... ... ... ૩૧૬
૪૩ રા. બા. માધવલાલ હરિલાલ સ્મારક ફંડ માટે પરીક્ષા ... ... ... ... ... ૩૧૬
૪૪ મંજુર કરેલાં પુસ્તકોની યાદી ... ... ... ૩૧૭-૩૨૦
૪૫ વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા-અભ્યાસક્રમ ... ... ૩૮૦-૩૮૧
૪૬ ઇનામપત્રક ... ... ... ... ... ૩૮૨-૩૮૪

૫. મનિઑર્ડર-કૂપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું. તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઑફિસ-તરફથી અપાએલાં સરનામાના લેબલ ઉપરનો નંબર લખવો.

## જાહેરખબરના ભાવ

| મુદ્દત. | પેજ. | | |
|---|---|---|---|
| આખું વર્ષ. | આખું | અર્ધું | પા |
| | રૂ. ૧૦૦ | રૂ. ૬૦ | રૂ. ૪૦ |
| ૬ માસ. | રૂ. ૬૦ | રૂ. ૪૦ | રૂ. ૩૦ |
| ત્રણ માસ. | રૂ. ૪૦ | રૂ. ૩૦ | રૂ. ૨૦ |

આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૬. શાળાપત્રમાં-આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હંમેશ હોતું નથી. માટે દરેક મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૭. શાળાપત્રનું વરસ-જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે; માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માગતા હશે તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે તેટલાની છુટક અંક લેખે કિંમત લેવામાં આવશે. તંત્રી.

## સૂચના

૧. આ માસિકમાં—છપાતા અન્ય લેખકોના લેખ સાથે અમારે મળતાપણું હોવું જોઈએ એમ વાચકોએ માનવું નહિ.

૨. પત્ર સમ્બંધી લખાણ-'મેનેજર, શાળાપત્ર' ઉપર મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો છપાશે; નહિ પસંદ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછા મોકલવામાં આવશે.

૩. લેખકને ઉત્તેજન-વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ. ૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ આપવામાં નહિ આવે.

૪. લવાજમ-વરસ એકનો રૂ. ૧-૮-૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી વિદ્યાર્થીઓ માટે ૦-૧૨-૦; છુટક અંકના રૂા. ૦-૨-૬; પોસ્ટેજ ૦-૦-૬ જુદું.